‘સસ્તું સાહિત્ય’ એટલે ‘ઊંચામાં ઊંચું સાહિત્ય’

# અખાની વાણી

(અર્થો તથા સમજૂતી સાથે)




ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઇ-૨




ત્રણ રૂપિયા

'સસ્તું' સાહિત્ય' એટલે 'ઊંચામાં ઊંચું' સાહિત્ય'

# અખાની વાણી

(અર્થો તથા સમજૂતી સાથે)



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ-૨



ત્રણ રૂપિયા

# નિવેદન

પ્રજાના અનેક વર્ગોની સતત માગણી છતાં અને અખાના અભ્યાસમાં આવી પડતી મુશ્કેલીઓ જાણવા છતાં અમારે 'અખાની વાણી'ની આ ત્રીજી આવૃત્તિ બહાર પાડતાં લગભગ વીસ વરસનો ગાળો ખમી લેવો પડ્યો છે. આ વિલંબ અનિવાર્ય હતો. છતાં આ ત્રીજી આવૃત્તિ એ વિલંબનું વળતર પૂરું આપશે, એમ અમે માનીએ છીએ.

આ સંસ્થાએ 'અખાની વાણી'ની પહેલી આવૃત્તિ સંવત ૧૯૭૧માં બહાર પાડી હતી. તે વખતે સદ્‌ગત સ્વામી શ્રી અખંડાનંદજીએ પોતાના નિવેદનમાં લખ્યું હતું: 'મહાત્માઓ પોતાની વાણી સર્વ લોકોના કલ્યાણ અર્થે જ રચતા હોવાથી તેનો અધિક પ્રચાર થાય એમાં જ તેમના હેતુની સફળતા હોય છે. વળી પાછળથી તેમની વાણી જેના પણ હાથમાં ગઈ છે, તેને પણ તે વાણી તે મહાત્માના અનુગ્રહથી અથવા કોઈ અન્યની ઉદારતાથી જ પ્રાપ્ત થયેલી હોય છે. આમ છતાં પોતાની માલિકીની વસ્તુ માની લઈને તેને વધુ ફેલાતી અટકાવનાર તરફ તે મહાત્માઓ કેટલી બધી કૃપાદૃષ્ટિ (!)થી જોતા હશે, તે તો તેવા મનુષ્યોએ જ પોતાના ભલાને માટે વિચારી લેવું જોઈએ. આવી ઉત્તમ વાણીને એકાદ મજબૂત દોરી કપડામાં તાણી બાંધીને અંધારા ઓરડામાંના એક જૂના પટારામાં ગોંધી રાખનારા મનુષ્યોની મૂર્ખતા પર વર્ષોનાં વર્ષ નિઃશ્વાસ નાખ્યા પછી એ ઉત્તમ વાણીને આખરે જ્યારે ઉંદર–ઊધઈના જઠરાગ્નિની આહુતિરૂપે હોમાવું પડવું પડશે, ત્યારે એ મહા-ડહાપણભરેલા (!) મહાયજ્ઞ બદલ તેના માલિકોને કેટલું બધું પુણ્ય પ્રાપ્ત થતું હશે? જેમને ત્યાંની વાણી હજી આવી મોક્ષાવસ્થા(!)એ ન પહોંચી હોય, તેઓ હજી પણ સમજે તો આ મહાપાતકમાંથી બચી શકે એમ છે; અને અનેક પ્રકારની ઉત્તમ વાણી જનસમાજમાં પ્રચલિત થઈ શકે તેમ છે. જેમનાથી આવા ખાતાને તે પૂર્ણ નિષ્કામતાથી આપવાનું ન બને તેમ હોય, તેઓ નફાથી કાર્ય કરનાર

અન્ય બુકસેલરોને તે વેચે તોપણ સારું ! જોકે કન્યાવિક્રય કરતાં પણ આવો વાણીવિક્રય અધિક નિષિદ્ધ તો છે જ; પરંતુ ઉપર જણાવ્યું તેમ તેને વર્ષોનાં વર્ષો સુધી અંધારપટારામાં કેદ કરી જનસમાજના ઉપયોગમાં જ ન આવવા દેવાય, તેમ જ આખરે ઊધઈ–ઉંદરના ઉદરમાં જ તે જઈ પડે, તે કરતાં તો એવો વિક્રય પણ ઠીક જ માનવો જોઇએ.'

ત્રીસ વર્ષ ઉપરના ઉપલા ઉદ્ગારો આજે અકાળે છે એમ કોઈ કહેશે નહિ. આજે સદ્ભાગ્યે આવી ઉત્તમ વાણીની અનેક હાથપ્રતો હાથ લાગતી જાય છે અને હજુ એ દિશામાંના પ્રયત્નોની અવધિ આવી ચૂકી છે એમ પણ કહેવાય એમ નથી. જેમ જેમ નવી નવી સામગ્રીઓ મળતી જાય છે, તેમ તેમ આપણી દૃષ્ટિ આગળનું ચિત્રપટ નવાનવા રંગો ધારણ કરે છે. એ સામગ્રીઓ વર્તમાન જીવનમાં કેવાં વિધાયક બળો આપે છે, એ આપણે સહેજે અનુભવી શકીએ છીએ.

આથી જ સદ્ગત સ્વામીજીએ સંતોની વાણી કાઢવાની એક સળંગ યોજના આદરી હતી. આ યોજનામાં અખો સ્વાભાવિક રીતે પ્રથમ સ્થાને રહ્યો છે. અખા પછી સ્વામીજીએ અત્યંત સંશોધન કરાવી 'પ્રીતમની વાણી' આપી છે એ ગુજરાતને સુવિદિત છે. આટલે વર્ષે પણ એ સંતોની વાણીનું આકર્ષણ ઓછું થયું નથી. આજે તો પ્રજા પોતાનું સંભાળવાને જાગ્રત થઈ છે.

આપણી સંસ્કૃતિમાં 'સંતધર્મ' એ ચોથો તબક્કો છે, અને તેનો પ્રભાવ આપણી સમસ્ત પ્રજા ઉપર અવિચલ છે. એ સંતમંડળે સમન્વયનો જે સંદેશો જીવનમાં જીવી બતાવ્યો, તે જ આ વાણીમાં બુલંદ અવાજે આપણને હાકલ આપી રહ્યો છે. અખો કવિ હતો, જ્ઞાની હતો, કે ભક્ત હતો એ ચર્ચાને આપણે બાજુએ મૂકીએ, તોપણ એનો જીવનસંદેશ એ આર્ય સંસ્કૃતિના સનાતન પ્રાણથી ઝળકી રહ્યો છે એ કદી વીસરાય એમ નથી. વૈષ્ણવ સંપ્રદાયમાં ઊછર્યો છતાં, એ પોતાના જીવનશોધનમાં અમુકતમુક સીમા બાંધીને બેસી ગયો નથી. એ તો અનુભવી જીવ છે. સહસ્ત્રદલ કમળની જેમ એની સૂઝ અનેક પાંખડીઓમાં વિકસે છે અને એક

સમગ્ર જીવનનું સૌન્દર્ય રજૂ કરે છે. જીવન્મુક્તિનો એ અનુભવ વર્ણવતાં એ કેવલાદ્વૈતી પરિભાષા વાપરે છે, તેની સાથે સાથે શુદ્ધાદ્વૈતી પરિભાષાનો પણ છૂટથી ઉપયોગ કરે છે. સાચા અનુભવીને આ વસ્તુ સહજસિદ્ધ છે; તેથી જ તે હરિમાં હસતો રમતો રહે છે.

અખાના વાંચનારાને એક વસ્તુ સ્પષ્ટ સમજાઈ જવી જોઇએ. અખો જાગતા નરને સેવનારો છે. આથી પોતાની આસપાસની પરિસ્થિતિ ઉપર કટાક્ષો કરીને તે અટકી જતો નથી. તેને તો સાચા 'નિરંજન નાથ' મેળવવાની અને મેળવી આપવાની તાલાવેલી છે. એ તાલાવેલી એને ભક્તિ અને વૈરાગ્યની પાંખો આપે છે, અને એ જ્ઞાનગગનમાં અલિંગી થઇને 'નિરભે' ઊડે છે. અખાના સણસણતા ચાબખા ખાધા પછી જ્ઞાનામૃતની જે વર્ષા આપણે ભાગ્યે આવે છે, તે ખરેખર આપણું અહોભાગ્ય સૂચવે છે.

અખો મૂળ જેતલપુર ગામનો હતો, અને અમદાવાદના ખાડિયા લત્તામાં દેસાઈની પોળમાં આવીને રહ્યો હતો. હજી આજે પણ એ પોળમાં 'અખાનો ઓરડો' બતાવવામાં આવે છે. અખાએ સોનીનું કામ કર્યું છે, એ તો એની અનેક તૂંકો બતાવી આપે છે. તે ટંકશાળમાં હતો, તેના ઉપર આક્ષેપો આવ્યા, અને તેને વૈરાગ્ય આવ્યો, એવી એવી વાતો આપણામાં કંઈ વર્ષોથી વહેતી રહી છે. વળી, તેને એક ધરમની બહેન હતી, અને તેણે અખાની પ્રામાણિકતા ઉપર શ્રદ્ધા ન રાખી, એવી પણ વાત ચાલુ રહી છે. ગોકુળનાથજીને ગુરુ કર્યા, એ ગુરુએ અખાને સંતોષ ન આપ્યો અને ઠેઠ કાશી જઈ બ્રહ્માનંદ પાસે એ સાચું સમાધાન મેળવી શક્યો, એમ અત્યાર સુધીના ગ્રંથોમાં નોંધાતું આવ્યું છે. આ બધી વાતો પાછળ કેટલું ઐતિહાસિક સત્ય છે, એ તારવવું મુશ્કેલ છે. શ્રી. ઉમાશંકર જોષીએ એમના 'અખોઃ એક અધ્યયન' એ નામના સુંદર ને અભ્યાસપૂર્ણ ગ્રંથમાં આ વાતોની ચાળણી કરી છે. વાચકો એ વસ્તુ ત્યાં જ જોઈ લે, એ વધુ ઇષ્ટ છે એમ અમે માનીએ છીએ. અહીં તો માત્ર એટલું જ કહેવાનું રહે છે કે અખો ઈ. સ. ૧૫૯૧ થી ઈ. સ. ૧૬૫૬ સુધી આ સંસારમાં રહ્યો હતો,

અને તે કાળના તથા તે પછીના જમાનાઓ ઉપર એણે વિચારની અવિચલ મહોર લગાવી છે. એને કવિ તરીકે જુઓ, જ્ઞાની તરીકે જુઓ, કે ભક્ત તરીકે જુઓઃ સર્વ સંજોગમાં એની ઉત્કૃષ્ટ માનવતા જ તરી આવે છે. બુદ્ધિની એરણ ઉપર એ જે ઘાટો ઘડે છે, તે એનાં ચિરંજીવ તત્ત્વોને લીધે માનવને આકર્ષણ કર્યાં જ કરે છે.

આ ગ્રંથમાં અખાની શબ્દરેખાઓથી એની જે અનુપમ માનવમૂર્તિ ખડી થાય છે, તે જોવાનો અને જીવનમાં એનો પ્રસાદ પામવાનો સૌને લહાવો મળો!

આ આવૃત્તિ વિશે થોડોક ખુલાસો અસ્થાને નહિ ગણાય. આ વખતે અમે આગલી આવૃત્તિમાં સાથે આપેલાં 'મનહરપદ' આ ગ્રંથમાં જોડ્યાં નથી, અને એકલી 'અખાની વાણી'નો જ આ ગ્રંથ તૈયાર કર્યો છે. આગલી આવૃત્તિમાં 'અખેગીતા'માંનાં દશ પદો 'પદ' ભેગાં નાખવામાં આવ્યાં હતાં, તે આ આવૃત્તિમાં 'અખેગીતા'માંનાં એમનાં મૂળ સ્થાને મૂક્યાં છે. આથી, પદોની સંખ્યામાં જે ઘટ દેખાય છે, તે ખરી રીતે ઘટ છે જ નહિ. આ વખતે અખાના છપ્પાઓ ફરીવાર મૂળ ગ્રંથો સાથે મેળવીને શુદ્ધ કર્યા છે, એ તરફ ખાસ ધ્યાન ખેંચવું આવશ્યક છે. જૂના ગ્રંથોમાં કેટલાક પાઠો અશુદ્ધ હતા, એટલું જ નહિ પણ એમના અર્થો પણ સંગતિમાં આવતા નહોતા. આ આવૃત્તિમાં અર્થસંગતિને લક્ષ્યમાં રાખીને અનેક પાઠો શુદ્ધ કર્યા છે. આથી, અખાના વક્તવ્યનો બોધ થવામાં સરળતા થશે, એમ અમે માનીએ છીએ. અમને લાગ્યું છે કે, પાઠોની શુદ્ધિનો આગ્રહ રાખવામાં આવે, અને અર્થસંગતિને લક્ષ્યમાં રાખી નિર્ણય કરવામાં આવે, તો અખો ઓછા આયાસે સમજાય એમ છે. જેમ છપ્પા વિશે સંશોધન કર્યું છે, તેમ સોરઠા વિશે પણ છે. સદ્‌ભાગ્યે 'અખેગીતા'ની બાબતમાં અમારે આ સંબંધમાં ઓછું કરવાનું આવ્યું છે. કારણ કે, સ્વ. દી. બ. નર્મદાશંકરે મહેતાએ આપણને એની શુદ્ધ આવૃત્તિ આપી છે. અખાના હિન્દી ગ્રંથો તથા પદો સંબંધમાં શક્ય સાધનોથી સંશોધન કર્યું છે. આમ છતાં, અમે માનીએ છીએ કે આ કામ પૂરું થયું નથી. એમાં અનેક જિજ્ઞાસુઓ ને વિદ્વાનો રસપૂર્વક કામ કરે, એટલું વિશાળ એ ક્ષેત્ર છે.

અર્થો તો અમારી આગલી આવૃત્તિઓમાં પણ હતા. પરંતુ આ વખતે અમે અર્થોને વિસ્તાર્યા છે અને અનેક સ્થળે વિવરણ પણ આપ્યું છે. આ કરવામાં અમે સ્વ. દી. બ. નર્મદાશંકર મહેતાના ગ્રંથનો આધાર મેળવી શકયા છીએ, એ અમારે મન સંતોષની વાત છે. સંશોધનમાં તેમ જ આ અર્થવિવરણમાં અમે કલ્પનાને સ્થાન આપ્યું નથી. આધાર વિના કશું જ ન લખવું જોઇએ, એ નિયમને અમે પ્રયત્નપૂર્વક અનુસર્યા છીએ.

આમ છતાં, આમાં ઊણપો છે તેની અમને ખબર છે. અમને અનેક મર્યાદાઓ છે. એ મર્યાદાઓમાં રહીને અમે આ જે કરી શકયા છીએ, તે ભવિષ્યના કાર્યકર્તાઓને માટે ભૂમિકારૂપ થશે એટલો સંતોષ અમે લઈ શકીએ છીએ. વિદ્યાર્થીઓ, જિજ્ઞાસુઓ અને મુમુક્ષુઓ સૌ કોઈને 'અખાની વાણી'ની આ આવૃત્તિ વિશેષ ઉપયોગી થઈ પડશે, એવી અમારી ધારણા છે.

આ સાથે સ્વામી સ્વયંજ્યોતિનો 'અખાનો પરિચય' એ નિબંધ આપ્યો છે. આ આવૃત્તિના સંશોધન તથા સંપાદનના કાર્યમાં અધ્યાપક શ્રી. કેશવરામ કાશીરામ શાસ્ત્રીએ અમને જે હૃદયપૂર્વકનો સહકાર આપ્યો છે, તે માટે અમે તેમના આભારી છીએ. અધ્યાપક શ્રી. ઉમાશંકર જોષીએ આ ગ્રંથને આમુખ લખી આપી આ આવૃત્તિની ઉપયોગિતાને કળશ ચડાવ્યો છે, એમ અમે માનીએ છીએ. આ સહકાર માટે અમે એમના ઋણી છીએ.

શ્રી. ઉમાશંકર જોષીએ પોતાના આમુખને અંતે અખાના અભ્યાસમાં મદદરૂપ થાય તેવા લેખો તથા ગ્રંથોની જે વિસ્તૃત યાદી આપી છે, તે તરફ વાચકોનું ખાસ ધ્યાન ખેંચીએ છીએ. જિજ્ઞાસુઓ તે તે ગ્રંથસાહિત્યમાંથી ઘણું મેળવી શકશે, એ નિઃસંશય છે.

અહીં સદ્ગત સ્વામી શ્રી અખંડાનંદજીએ બીજી આવૃત્તિના નિવેદનમાં કહેલાં આ વચનો ઉતારી અમે સમાપના કરશું: "ઈશ્વર-કૃપાથી ગુજરાતને જે અનેક મહાન સંતભક્તોની વાણી વારસામાં મળી છે, તેમાં 'અખાની વાણી' એક અનૂઠી જ વસ્તુ છે."

મુંબઈ, તા. ૫–૩–૪૪ } સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટના ટ્રસ્ટીઓ વતી
**મનુ સૂબેદાર** (પ્રમુખ)

# 'ગરવો જ્ઞાનનો વડલો'

## ૧

## હિંદની ભક્તિધારામાં અખાનો ફાળો

અખો એક આપણો એવો મધ્યકાલીન કવિ છે, જે ગુજરાતી સાહિત્યમાં જ નહિ પણ આખા દેશની સાહિત્યપરંપરામાં મહત્ત્વના સ્થાનનો અધિકારી છે.

મધ્યકાલમાં આપણી વિવિધ ભાષાઓમાં જે સાહિત્ય પ્રસર્યું, તે બધાની પાછળ એક જ જાતની પ્રેરણા કામ કરી રહી હતી એમ કહીએ તો ખોટું નથી. દેશની સંસ્કૃતિ આત્મધારણા માટે–પોતાની જાતને ટકાવી રાખવા માટે–મથતી હતી. તેમાં એને તત્ત્વના ઊંડા અવલોકનનો કાંઈક કઠણ માર્ગ લેવાનું ભાગ્યે જ પોસાય. ભક્તિનો એણે આશ્રય લીધો. જનસમાજની મનનશક્તિ કરતાં હૃદયશક્તિને સ્પર્શવું એ કદાચ વધારે સુકર છે. અને એ કામ પુરાણોએ–ખાસ કરીને ભાગવતે કર્યું. ભાગવતે જનતાના હૃદયમાં રસસિંચન કર્યું અને તેને ચેતના અર્પી. અનેક સંતો, ભજનિકો, કીર્તનકારો એ ભક્તિધારાને વેગ આપી રહ્યા. તેમાં શ્રીમદ્ વલ્લભ અને શ્રીચૈતન્ય ગૌરાંગની ભક્તિચર્યાએ તો દેશના હૃદયને હેલે ચડાવ્યું. સર્વનાશને આરે આવી પહોંચેલી સંસ્કૃતિ આમ બચી ગઈ અને પગભર બની એટલું જ નહિ, પૂર્ણ શ્રદ્ધાપૂર્વક પોતાની આત્મસ્થાપના કરી શકી. અંગ્રેજોના આગમન સુધીનું આપણા દેશનું મધ્યકાલીન સાહિત્ય આ ભક્તિના પ્રભાવ નીચે પ્રગટયું છે. ચારો તરફ નજર નાખીએ છીએ તો સમગ્ર મધ્યકાલમાં એક જ સંસ્કૃતિઆત્મા હિંદીમાં કબીર,

સૂર અને તુલસીદાસ તો મરાઠીમાં જ્ઞાનેશ્વર, નામદેવ અને તુકારામ, બંગાળીમાં વિદ્યાપતિ, ચંડીદાસ ને ચૈતન્ય તો ગુજરાતીમાં નરસિંહ, મીરાં ને અખો—એમ અનેક કંઠે ગાઈ રહેલો જોવા મળે છે.

એ બધામાં અખાનો અવાજ અનોખો જ છે. જો કોઈની સાથે ક્યારેક પણ એનો અવાજ મળતો આવતો હોય તો તે કબીરના બ્રહ્મલલકાર સાથે. મધ્યકાલમાં આ કબીર અને અખાની જોડી તરત ધ્યાન ખેંચે એવી છે. આ બે જણા, સદ્દગત મહાદેવભાઈના શબ્દમાં કહીએ તો 'સેમિનલ પોએટ'—વીર્યવંત કવિ છે. બંનેએ કવનમાં જ્ઞાનને અધિકાંશે વધાવ્યું છે એ રીતે પણ બંને જુદા તરી આવે છે. અલબત્ત, એમાં કબીરની અસર, એની અસામાન્ય પ્રતિભાને કારણે લોકમાનસ ઉપર વધુ વ્યાપક નીવડી છે. અખો સમયની દૃષ્ટિએ પાછળથી આવે છે. કબીરને મળતું જ કાંઈક એને કહેવાનું હતું તેનો વચલા સમયમાં જાગેલાં બળો સાથે સમન્વય સાધવાનો—સમાધાન યોજવાનો એને પ્રસંગ આવે છે. એ પ્રસંગનો લાભ લેવામાં અખાએ જે પુરુષાર્થ દાખવ્યો છે, તે હિંદની મધ્યકાલીન સંસ્કૃતિના ઇતિહાસનું એક અગત્યનું પૃષ્ઠ છે.

અખો સમન્વયદર્શી કવિ છે, એ એને વિશેની પ્રથમ નોંધપાત્ર વસ્તુ છે. એક રીતે કહીએ તો હરેક સંતકવિ સમન્વય માટે જ મથી ગયો છે. વાદાવાદીમાં પડેલાઓને જે ભેદો દેખાય, પોતપોતાનો પક્ષ સિદ્ધ કરવા નીકળેલાને જે વિરોધો જણાય, તે બધા જ સત્ય ઉપર જેણે આંખ ઠેરવેલી છે એવા અનુભવીની દૃષ્ટિ આગળ શમી જાય એ સ્વાભાવિક છે. મધ્યકાલમાં એકંદરે ઉપર જોયું તેમ ભક્તિને પ્રાધાન્ય મળ્યું છે. પણ આખો પટ અવલોકવામાં આવે તો અનેક સમન્વયોની પરંપરા દેખાશે. એ સમન્વયપ્રવૃત્તિની ઝાંખીપાંખી રૂપરેખા આંકી તેમાં અખાનું સ્થાન તપાસવા પ્રયત્ન કરીએ.

મધ્યકાલના પ્રથમ બાહોશ સમન્વયકાર તે કબીર છે. પુરાણોનાં અગણ્ય દેવદેવીઓના જટિલ જંગલમાં ગોઠવાઇને હિંદુ સમાજ ઊભો હતો. સામે, એ દૃશ્યને સમજી શકવા માટે બિલકુલ અસમર્થ એવો, નવો જ ઊભો થયેલો, ઇસ્લામી વર્ગ ખડો હતો. કબીર આવ્યા

અને એમણે અહીંની સહસ્રવિધ ઉપાસનાઓના મર્મમાંથી નિર્ગુણ ઉપાસના નિષ્કર્ષ રૂપે કાઢી આપી, અને એ વસ્તુમાં બંને પક્ષને રોચક થવાની શકયતા હતી. આમ, કબીરે રામ અને રહેમાનનો ભેદ ટાળી આપ્યો. નાનક, દાદૂ અને સુંદરદાસે પણ એ ઝઘડો કાઢવામાં જ ફાળો આપ્યો.

પણ આ અનુભવ વિશેષે જ્ઞાનમૂલક અને પરોક્ષ હતો. આશ્ચર્ય અને આનંદની વાત તો એ છે કે ઇસ્લામી કવિઓએ એને પ્રત્યક્ષ કરી આપવાનું, જ્ઞાનથી સમજાવવાને બદલે હૃદય ઉપર છાપી આપવાનું બીડું ઝડપ્યું. કુતબન, મલિક જાયસી અને કાસિમશાહ જેવા સૂફી કવિઓએ હિંદની આખ્યાયિકાઓ લઈ રસભરી રીતે તેમાં રૂપકથી આધ્યાત્મિક અર્થની સ્થાપના કરી. (જેવું સિંધમાં શાહ લતીફ વગેરેએ ‘સુહિણીમેહાર’ આદિ કથાનકો દ્વારા કર્યું છે.) આ પ્રેમમાર્ગી સૂફીઓની નિર્ગુણ ઉપાસના પ્રમાણમાં વધુ આકર્ષક, વધુ આહ્‌લાદક હતી. જ્ઞાનાશ્રયી નિર્ગુણોપાસના અને પ્રજામાં પ્રચલિત સગુણ ઉપાસના એ બંને વચ્ચે બહુ રસિક રીતે માંડવાળ કરવાનો એ પ્રયત્ન થયો.

પણ તેમાં જ એના વિલોપનું પણ કારણ હતું. સ્વાભાવિક હતું કે સગુણોપાસનાની ગંધ પણ આવતાં ઇસ્લામીને એની પ્રત્યે તીવ્ર અરુચિ ઉપજે અને બીજી બાજુ છડે ચોક સગુણભક્તિમાં જે સરળતા અને ઉલ્લાસઉદ્રેક તેની હિંદુને પણ એમાં ઊણપ લાગે. આમ, સગુણોપાસનાને જ પાછા પ્રતિષ્ઠિત થવાની તક મળી. તેમ છતાં પહેલાં હતી તે સગુણોપાસના અને આ તે એકજ ન હતી. વચગાળામાં એને પ્રેમમાર્ગી સૂફીવાદનો પાસ અવશ્ય લાગ્યો હશે. સૂફી પરમાત્મતત્ત્વને પ્રિયતમારૂપે જોઈ પોતે પ્રિયતમ બનીને ઉપાસે છે. આ ઉત્કટ પ્રેમોપાસના પરમાત્મતત્ત્વને કૃષ્ણ ગણી આત્માએ તેને રાધિકાભાવે ભજવો એમ બોધનારી વલ્લભમતની શૃંગારલક્ષી પ્રેમલક્ષણા ભક્તિમાં પણ પૂર્ણપણે ખીલી ઊઠેલી જોવા મળે છે. સૂફી નિર્ગુણોપાસનાનું ઉત્તમોત્તમ તત્ત્વ–આત્માની આરત–ભક્તિમાર્ગમાં પણ છે. માત્ર તેનો અહીં સગુણની ઉપાસનામાં વિનિયોગ થયો છે.

અહીં, કમભાગ્યે, કબીર આદિ મહાત્માઓએ બંને ધર્મોનો ભેદ નાબૂદ કરવા, અથવા છેવટ કાંઈ નહિ તો તેમને એકમેકની વધુમાં વધુ નજીક લાવવા, ભિન્નભિન્ન ધર્મોથી પર એવો બૃહત્ માનવ-ધર્મ સ્થાપવા આદરેલો ભગીરથ પ્રયત્ન (જેમ ગઈ સદીમાં ખ્રિસ્તી-ધર્મ સાથે સમાધાન કરવાનો બ્રહ્મો અને પ્રાર્થના સમાજોનો પ્રયત્ન) છિન્નભિન્ન જેવો થઈ ગયો. સગુણ ઉપાસના વગર હિંદુઓને ચાલ્યું નહિ. અને સગુણને તો ઇસ્લામી શી રીતે સાંખી શકે? ખેર. આ સગુણોપાસનાએ, પરંતુ, હિંદુધર્મને તો ઘણું જ પોષણ આપ્યું. ઇસ્લામ આવ્યો ત્યારે હિંદુધર્મનાં હાડ ખખડી ઊઠેલાં હતાં. પ્રજાનું સત્ત્વ ઓસરી ચાલ્યું હતું. પણ યૌવનભર્યા ઇસ્લામ સાથે સંપર્કમાં આવતાં હિંદુધર્મ હારી ખાવાને બદલે તેની સાથે એકતાના પ્રયત્નોમાં પરોવાયેલો રહ્યો તેમાં ભલે એને સફળતા ન મળી પણ એમાંથી એ પોતે તો નવું બળ—નવી તાજગી પામીને બહાર નીકળ્યો. ભાગવત સંપ્રદાયની કે ભક્તિની આમ તો આ દેશમાં ક્યારેય નવાઈ ન હતી. પણ આ સમયની ભક્તિની વાત જ થાય એવી નથી. ઇસ્લામ સાથેના અનિવાર્ય ભેદનું ભાન હિંદુધર્મને હૃદયનું પાતાળઝરણ ફોડ-વામાં પ્રેરક બન્યું હોય, પ્રેમમાર્ગી સૂફીઓની અસરે એમાં ઊભરો આવ્યો હોય, એ અસંભવિત નથી. હિંદુ સંસ્કૃતિમાં જાણે કે ઘોડા-પૂર આવ્યા જેવું થયું. દેશના ખૂણેખૂણાને પ્લાવિત કરતું એ વહી રહ્યું. આ બનાવથી સંસ્કૃતિ ઉપરનું જોખમ ટળ્યું. હિંદુ સંસ્કૃતિ જીવી ગઈ.

પણ થોડા સમયમાં એ પૂર ઓસરતાં પ્રેમલક્ષણાને ઠેકાણે કામુકતાના કીચડ અને ભક્તિના આકાશનિર્મલ કાવ્યસ્રોતને ઠેકાણે લાગણીના રગડા દેખાવા મંડ્યા. ત્યાં આવ્યો અખો. એણે ભક્તિ અને વેવલાઈ વચ્ચેનું અંતર લુપ્ત થયેલું જોયું. કહેવાતા ભક્તોને—વૈષ્ણવનામધારીઓને નાહીધોઈને ફૂટડા થઈ ફરતા ને ખાઈપીને 'ખુંટડા' થયેલા જોયા. પોતે પણ ગોકુળ જઈ શ્રીગોકુળનાથજીને ગુરુ કરી આવ્યો હતો. પણ પરિસ્થિતિએ અને આત્માનુભૂતિએ એને અંતે નિર્ગુણ ઉપાસનામાં દૃઢ કર્યો. પણ અખાની નિર્ગુણોપાસના મૂળ

તેના પ્રવર્તક શંકરાચાર્યની કે કબીરની નિર્ગુણોપાસના કરતાં કાંઈક જુદી જણાય છે. કબીરની નિર્ગુણોપાસના ઇસ્લામીઓને ગ્રાહ્ય થાય એવા સ્વરૂપની થવા જાય છે. બીજું; તેમાં કબીરપૂર્વેના નાથપંથીઓની ધ્યાનયોગની અસરને પરિણામે રહસ્યવાદની છાંટ છે. અખામાં એવું ઓછું છે. શંકરાચાર્યે કહેવાય છે કે, અંતઘડીએ શિષ્યોને નિર્ગુણમાં ચિત્ત ન ઠરે તો સગુણને સેવવાની સલાહ આપી હતી. અખાનું એમ કહેવું છે કે ચિત્ત સ્થિર કરવું તો નિર્ગુણમાં જ, પણ પછીથી સગુણને પણ સેવવો. દૂધમાં કુદરતી ખાંડ–મીઠાશ તો છે જ, પણ એમાં સાકર ઉમેરીએ તો વળી વધુ મીઠાશ આવે:

નિર્ગુણ થઈને સગુણમાં ભળે,
તો અખા દૂધમાં સાકર મળે.

સંતો, ભક્તો અને ભાષાકવિઓને બાદ રાખીએ તો પંડિત-સમુદાયમાં પણ શ્રી મધુસૂદન સરસ્વતી (જે શ્રીગોકુલનાથના પિતાના અધ્યાપક હતા) જેવા શાંકરવેદાન્તીના હૃદયમાં પણ **कृष्णात्परं किमपि तत्त्वमहं न जाने**—એમ સગુણનું મહત્ત્વ જ વસે છે. એવા સહૃદય વિદ્વાનો શંકરાચાર્ય પછી ધર્મચર્યામાં થયેલાં પરિવર્તનોને ઝીલવાને બદલે જડતાથી શાંકરમતને જ વળગી રહે તો એની જ નવાઈ તો થવી જોઇએ. પણ શ્રી મધુસૂદન સરસ્વતીની જેમ અખો, સગુણનું મહત્ત્વ સમજાતાં, છેક પાણીમાં બેસી જતો નથી. શ્રી મધુસૂદન તો શ્રી વલ્લભાચાર્યના સમકાલીન, ભક્તિની છોળો ચારેમેર ઊડતી હતી તેથી ભિંજાવા ભાગ્યશાળી થનારા, ભક્તિના પૂર્ણ પ્રભાવ નીચે આવનારા. અખો આવ્યો ત્યારે સાંપ્રદાયિકતાનો પ્રભાવ વિશેષ તો હતો. એણે મહત્ત્વ નિર્ગુણનું કર્યું. પણ તેમ છતાં આ વચગાળાની ભક્તિચર્યામાં પ્રેમલક્ષણાનું તત્ત્વ પ્રકાશ્યું હતું તેને એ જતું કરવા તૈયાર નથી. તેથી એ દૂધ મીઠું છે તો પણ તેમાં સાકર મેળવવાને લોભે નિર્ગુણોપાસનામાં આ પ્રેમલક્ષણાવાળી સગુણોપાસના ભેળવવા માગે છે. અખો, આમ, નિર્ગુણ ઉપર આવીને ઊભો રહે છે. તેમ છતાં પુરોગામી ધર્મચર્યામાંથી મહત્ત્વનાં તત્ત્વો ઉપાડી લઈ તેનો સમન્વય યોજે છે. આ તત્ત્વોમાં પ્રેમલક્ષણાની

તો હમણાં જ વાત કરી. બીજું તત્ત્વ તે પુષ્ટિ. વલ્લભમાર્ગ પુષ્ટિમાર્ગ કહેવાય છે એ પરથી જ પુષ્ટિનું મહત્ત્વ સમજાશે. પુષ્ટિ એટલે પોષણ, પરમાત્માનો અનુગ્રહ–**पोषणं तदनुग्रहः**। પરમાત્મા ઇચ્છે એને તે પ્રાપ્ત થાય. **यमेवैष वृणुते तेन लभ्यः**। અખો પોતાની પરિણત પ્રજ્ઞાની રચના 'અખેગીતા'માં અંતે પોતે તેમાં કયા કયા વિષય ચર્ચ્યા છે તે ગણાવતાં જ્ઞાનથી આરંભ કરી 'ને વળી પુષ્ટિ' (કડવું ૪૦) એમ ગણાવે છે. ને અંદર પણ શબ્દો છે કેઃ 'કહે અખો હરિકૃપા હોયે તો સમું પડે તે જંતને.' (કડવું ૩૩.) છપ્પામાં પણ કહે છે કે, 'આવી અચાનક હરિ પરગટ થયો.' એ પ્રગટ થવું તે હરિની ઇચ્છાની–કૃપાની વાત છે. આમ અખાએ નિર્ગુણોપાસના અને તત્કાલીન સગુણોપાસનાનો ઝગડો શમાવ્યો છે.

મધ્યકાલના ઉપરના ચિત્રમાં પ્રધાનતાને ધ્યાનમાં રાખી તે તે બળોની રેખાઓ ઉપસાવી છે. ગૌણ લક્ષણોની નોંધ લેવાઇ શકી નથી. દા. ત. કબીર પ્રધાનપણે નિર્ગુણમાર્ગી હોવા છતાં ક્યારેક સગુણોપાસનામાં પણ સરી પડે છે અને ત્યારે તેમાં પણ એમની વાણી તો એ જ અપૂર્વ હૃદયવેધકતાવાળી હોય છેઃ 'વે દિન કબ આવેંગે ભાઈ, જા કારનિ હમ દેહ ધરી હૈ મિલિબૌ અંગ લગાઈ.'

ઉપરના ચિત્ર પ્રમાણે મધ્યકાલમાં કબીરની જ્ઞાનાશ્રયી નિર્ગુણધારા, સૂફીઓની પ્રેમાશ્રયી નિર્ગુણધારા, વૈષ્ણવો( સૂરદાસ, નરસિંહ, મીરાં )ની પ્રેમલક્ષણાશ્રયી સગુણધારા ઉપરાંત તુલસીદાસજી વગેરેની રામાશ્રયી સગુણધારા અને અખા જેવાની સગુણ સ્વીકારતી નિર્ગુણધારા–એમ સંતવાણીના પ્રવાહો જોવા મળે છે. કહેવાની ભાગ્યે જ જરૂર હોય કે અખાની વાણીમાં રજૂ થયેલું સમન્વયદર્શન કાલક્રમમાં પાછળનું હોઈ વધારે સમાસશીલ થવાનો એને અવકાશ છે.

મધ્યકાલમાં અખાનું સમન્વયદર્શન છેવટનું જ છે. તે પછી કોઈ પ્રતિભાશાળી કવિનો એ દિશામાં પુરુષાર્થ નજરે પડતો નથી. એટલું જ નહિ, આગળના સમન્વયદર્શનોની ઉપેક્ષા કરી સાંપ્રદાયિક જડ ચીલાઓને અનુસરવાનું જ ઘણુંખરું તો કવિતાએ પસંદ કર્યું છે.

# ૨
# જીવનકવનના કેટલાક પ્રશ્નો

અખાના જીવનકવન વિશે અહીં વિસ્તાર કરીશું નહિ. એમ. એ.માં ગુજરાતીના વિદ્યાર્થીઓને અખાનો વીગતવાર અભ્યાસ કરવાનો હોય છે. એમની સાથે અખો વાંચવાને પરિણામે એ વરસ ઉપર ' અખો: એક અધ્યયન ' નામે પ્રયત્ન મારા તરફથી બહાર પડેલ છે. તેમાં અખાના જીવન વિશે પ્રચલિત કિંવદન્તીઓમાંથી શાસ્ત્રીય ઇતિહાસદૃષ્ટિએ હકીકતો કેટલી તે પ્રશ્નનો ઊહાપોહ કર્યો છે. એની કૃતિઓ કોનીકોની અસર તળે, ક્યારે અને કયા ક્રમમાં રચાઈ તેની ચર્ચા કરી છે અને કાવ્યદૃષ્ટિએ એ કેટલી હદે આસ્વાદ્ય છે, એના કવનમાં ' અક્ષયરસ 'ની કેવી તો દિવ્ય ઝલક છે, એનું પણ કાંઇક વિવરણ કર્યું છે. અખા વિશેના ભ્રમોનું નિરસન થાય એ દૃષ્ટિએ અનિવાર્ય એટલી વાતો અહીં નોંધીશું. વિશેષ માટે જિજ્ઞાસુ આ સાથે આપેલી ગ્રંથસૂચિમાંથી યથારુચિ પસંદગી કરી અભ્યાસ વધારશે.

અખા સિવાય એક અખૈયો કરીને પણ કવિ થઈ ગયો છે. તેનાં પદો હસ્તપ્રતોમાં મળે છે. અખો પોતાને ' સોનારા ' તરીકે પણ ઓળખાવે છે. અખા વિશે તે સોની હતો (૧) તે ઉપરાંત નિર્વિવાદ રીતે કાંઈ જાણવા મળતું હોય તો તે એ કે–તે ગોકુલ જઈ આવ્યો છે (૨), શ્રી ગોકુલનાથજી પાસેથી તેણે દીક્ષા લીધી છે (૩), અને શ્રી ગોકુલનાથજીનો દેહવિલય સં. ૧૬૯૭માં ને અખાના કાવ્યગ્રંથોમાં છેલ્લી રચનાસાલ 'અખેગીતા'ની સં. ૧૭૦૫ મળે છે એ જોતાં તે સં. ૧૬૯૭ અને સં. ૧૭૦૫ વચ્ચેનાં વર્ષોમાં વિદ્યમાન હતો (૪).

રચનાસાલ બીજી એક કૃતિ 'ગુરુશિષ્ય સંવાદ 'ની પણ મળે છે: સં. ૧૭૦૧. 'પંચીકરણ' અખાની પ્રથમ કૃતિ લાગે છે. તે પહેલાં થોડા છપ્પા ખાસ કરીને સામાજિક અને ધાર્મિક કટાક્ષના રચાયા હોય તો ભલે. 'ગુરુ કરવા હું ગોકુળ ગયો' પછી 'ત્યાર પછી ઉઘડી

મુજ વાણુ' એમ એ કહે છે, એટલે અખાનો કવનકાળ મોડામાં મોડો સં. ૧૬૯૭ અને સં. ૧૭૦૧ વચ્ચે શરૂ થયો માની શકાય અને વહેલામાં વહેલો સં. ૧૭૦૫ માં તે પૂરો થયો ગણી શકાય. એટલા ટૂંકા ગાળામાં પણ એની કવનશક્તિનું પ્રસરણ ઘણું વેગભર્યું અને વિકાસ આશ્ચર્યકારક છે. સં. ૧૭૦૫માં 'અખેગીતા' રચાયા પછી છૂટક પદો સાખી સોરઠા થયાં હોય તો ભલે, તે પછી કોઈ પ્રબંધરચના એણે કરી લાગતી નથી. પંચીકરણ, ગુરુશિષ્ય-સંવાદ, ચિત્તવિચારસંવાદ, સંતપ્રિયા, બ્રહ્મલીલા, અનુભવબિંદુ, અખેગીતા, એ રીતે કૃતિઓ રચાયાનો ક્રમ વરતાય છે. છપ્પા અને પદો એ આખા કવનકાળમાં રહ્તે રહ્તે રચાયાં હોવાનો સંભવ છે.

અખા વિશેની કિંવદન્તીઓમાં તેને બ્રહ્માનંદ કરીને ગુરુ હતા તે ચિંત્ય કોટિની લાગે છે. બ્રહ્માનંદ શબ્દ જ્યાં જ્યાં અખાની કવિતામાં આવે છે ત્યાં બ્રહ્મનો આનંદ એટલો અર્થ પર્યાપ્ત છે. બ્રહ્માનંદને અખા ઉપરાંત ગુજરાતી કવિશિષ્યો હતા એવું નીચેના દૂહા ઉપરથી મનાયું છે:

અખે કર્યો ડખો, ગોપાળે કરી ઘેંશ,
બૂટિયે કર્યો કૂટો, નરહરને કહે શિરાવા બેશ.

પણ આમાં તો સરખી રીતે ગાતા સમકાલીન કવિઓનું ભેગું સ્મરણ કરી રમૂજ કરવાનો જ લોકોનો પ્રયત્ન છે. તેઓ ગુરુભાઇઓ હતા એવું સૂચન એમાં શોધવું એ વધારે પડતું છે. બ્રહ્માનંદના આ ચારે જણા શિષ્યો હતા એ વાત ગોપાલ અનેક ઠેકાણે ગુરુનું નામ સ્પષ્ટ 'સોમરાજ' આપે છે એથી પણ શંકાપાત્ર ઠરે છે. આ ચારે કવિઓ વત્તેઓછે અંશે જ્ઞાનના ઉપાસકો દેખાય છે. ગોપાળની 'ગોપાલગીતા' અને અખાની 'અખેગીતા' એક જ વરસમાં—સં. ૧૭૦૫માં બહાર આવે છે. એ બંનેને નરહરિની 'જ્ઞાનગીતા' (સં. ૧૬૭૨), 'વસિષ્ટસારગીતા' (સં. ૧૬૭૪) અને 'ભગવદ્‌ગીતા' (સં. ૧૬૭૭) પ્રેરણારૂપ નીવડી હોય એ પૂરું સંભવિત છે. નરહરિ-ની 'સંતનાં લક્ષણ', 'પ્રબોધમંજરી' અને 'ગીતા'ઓની અખાની કૃતિઓના છંદ, ભાષાશૈલી, વિચારઢળણ વગેરે ઉપર સારી એવી

અસર વરતાય છે. પણ અખા ઉપર સૌથી પ્રબળ અસર તો દોઢસો વરસ ઉપર થયેલા એક બંધારા કવિ માંડણની પડી છે. માંડણની 'પ્રબોધબત્રીશી'માં અખાએ જેને આટલો લોકપ્રિય કર્યો છે, તે 'છપ્પો' મળે છે એટલું જ નહિ, પણ અખાના કહેવતપ્રેમનું અને એની ધાર્મિક અને સામાજિક કટાક્ષધારાનું મૂળ પણ તેમાં જોઈ શકાય છે.

અખો વૈષ્ણવવિરોધી છે એવો ભ્રમમૂલક અભિપ્રાય એને વિશે વરસોથી પ્રચલિત છે. એના મૂળમાં 'ગુરુ કીધા મેં ગોકુળનાથ, ઘરડા બળદને ઘાલી નાથ' એ છપ્પાની પંક્તિઓ છે. કોણ જાણે શી રીતે પણ નર્મદ જેવાએ તો ઠીક પણ ગોવર્ધનરામ જેવા ચિંતકે પણ કવિએ ગોકુળનાથને ઘરડા બળદ સાથે સરખાવ્યા છે એમ આ પંક્તિઓને ઘટાવી. ખુલ્લું જ છે કે કવિ તો પોતાના મનને ઘરડા બળદ સાથે સરખાવે છે. ઘરડા બળદ જેવા મનને નાથ ઘલાવી (એટલે કે ગુરુ કર્યા) તો યે ઓછું એ એક ડગલું પણ પરમાત્માની દિશામાં આગળ વધવાનું છે? આપણી જૂની કવિતામાં ગુરુ કરવા એને નાથ ઘલાવવાની ક્રિયા સાથે સરખાવવાની પ્રણાલિકા પણ છે. આમ કવિએ કરી હોય તો, શ્રી ગોકુળનાથજી જેવા 'મહાપુરુષ'ની નહિ, પણ પોતાની જાતની વગોવણા કરી છે. વળી, આ પંક્તિઓ જેમાં આવે છે તે 'પ્રપંચઅંગ' પણ ગુરુઓના પ્રપંચનું છે એમ ઉપલક દૃષ્ટિએ જોતાં લાગે છે, પણ વસ્તુતઃ તે વાક્પ્રપંચ અંગેનું છે. (આ પંક્તિઓ વૈષ્ણવાચાર્યની નિંદા અર્થે નથી એ દૃષ્ટિબિંદુ પહેલી વાર અને તેથી જરૂરી વિસ્તાર સાથે 'અખોઃ એક અધ્યયન' પૃ૦ ૨૨–૪૦માં રજૂ થયેલું મળશે.) આશા છે કે હવે એ પંક્તિઓનો વાસ્તવિક અર્થ ધ્યાનમાં આવતાં 'ઘરડા બળદને'–ને ઠેકાણે 'ગુરુએ મુજને' (સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયની આ અગાઉની આવૃત્તિનો પાઠ) કે 'નગુરા મનને' (ઇ. સ. ૧૮૫૨ની શિલાપ્રેસની નકલ પરથી સદ્દગત સાક્ષરશ્રી ન. દે. મહેતાએ સ્વીકારેલ તેમજ આ આવૃત્તિમાં મૂકેલ) એવા પાઠની તરખડમાં પણ ઊતરવાની જરૂર રહેશે નહિ.

તો, 'ગુરુકીધા મેં૦' વાળા છપ્પાને કારણે જ વૈષ્ણવોએ અખાથી વિમુખતા સેવવાનું કારણ નથી. અખો 'ગુરુ થા તારો તું જ,' 'જે જનને આત્મા ગુરુ થશે,' 'ત્રણ મહાપુરુષ ને ચોથો આપ' એ ઉદ્દગારો દ્વારા આત્માની જ ગુરુપદે સ્થાપના આદેશે છે. તેથી ગોકુળનાથને ગુરુ કર્યા છતાં પોતાની આરત ન શમી એવું સૂચવવામાં પણ ભાગ્યે જ એ ગોકુળનાથની નિંદા કરી રહ્યો છે એમ કહેવાય. ઊલટું આત્માને ગુરુ માનનારો અને લેભાગુ ગુરુઓની ખબર લેનારો હોવા છતાં 'ગુરુગોવિંદ, ગોવિંદગુરુ', 'ગુરુ તે બ્રહ્મ' એમ ગુરુમહિમા સમજનારો પણ છે. અખેગીતામાં તો ઘણુંખરું કડવાંને અંતે 'સેવો હરિ–ગુરુ–સંતને' એ શબ્દો અચૂક મૂકે છે. 'સાત વાર' લખે છે ત્યારે પણ ગુરુવારથી શરૂઆત કરે છે.

અખામાં વૈષ્ણવનામધારીઓની ચિકિત્સા છે. 'વૈષ્ણવ નામ ધર્યે શું વળે? પરસાદ ટાણે પત્રાવળાં ભરે!'–એવી સ્પષ્ટ ટીકા પણ છે. પણ એવાઓની તો આત્મશોધનની જેને કિંમત છે એવો સાંપ્રદાયિક પણ ઝાટકણી કાઢ્યા વગર રહી શકે નહિ.

અલબત્ત, અખો નિર્ગુણોપાસક છે અને એનો વિચારપિંડ મુખ્યત્વે શાંકરમતથી બંધાયેલો છે. તેમ છતાં ઉપર જોયું તેમ, એક સમન્વયદર્શી તરીકે તેણે પ્રેમલક્ષણા અને પુષ્ટિ માટે ભારે પક્ષપાત દર્શાવ્યો છે. જેનાં 'ગદ્દગદ કંઠ ગાતે થકે રોમાંચિત હોય ગાત્ર,' એવા ભક્તનું અપૂર્વ વર્ણન અખાની કલમમાંથી ટપક્યું છે. (અખેગીતા–કડવું ૧૧.) નિર્ગુણમાર્ગી હોઇને પણ અખો પરમ ભાગવત છે. વૈષ્ણવો સાંપ્રદાયિક રીતે અખાને અપનાવી ન શકે તો પણ તેમને માટે અખા પાસે ઘણું છે. અખાની વાણીનું મહત્ત્વ શ્રી સહેજાનંદ સ્વામીના મનમાં પૂરું વસ્યું દેખાય છે. સ્વામીનારાયણ સંપ્રદાયના-ઓને સં. ૧૮૬૬, ભાદ્રપદ કૃષ્ણપક્ષ એકાદશી ગુરુવારના 'પ્રકરણ'-(પત્ર)માં તેઓશ્રી આદેશ આપે છે કે જો કોઈ શાસ્ત્રનું અધ્યયન કરવાનું હોય તો તે શ્રીમદ્દ ભાગવતનું અને કવિ અખાના કોઈ પણ ગ્રંથનું.

અખો પોતે તો કોઈ સંપ્રદાયનો નથી (અને તેથી જ સૌ સંપ્ર-

દાયનો છે.) સંપ્રદાયોના દાવાઓ માટે એને ભારે નફરત છે: 'દરશન-ભેદ દાવા મત ઘણા, ગઢ બાંધી રહ્યા આપઆપણા; એકએકપે ફૂંકી રયા, અમે પામ્યા બીજા વહેતા ગયા.' (છપ્પા–૧૫૬). સત્યનો જે રીતે સંપ્રદાયો ઈજારો લઈ બેસે છે તે હમેશાં અનુભવીઓને હાંસી-પાત્ર લાગ્યું છે. અખાના હૃદયનો રંગ ભગવો છે, પણ જિંદગીમાં કદી એણે ગેરુઓ રંગ ઓઢ્યો હશે કે કેમ એ પ્રશ્ન છે. એ પરમ ભક્ત છે, પણ ભગતાઈનો ઠાઠ એણે રાખ્યો હશે એ કલ્પી શકાતું નથી. આ દેશના મહાત્માઓ વેશ કાઢ્યા વગર જ જીવ્યા છે. સામાન્યતા એ જ એમની અસામાન્યતા છે. અખાનો વિચાર કરીએ છીએ ત્યારે ઉપરથી બરછટ અને બોથડ જેવા લાગતા પણ 'નિત્ય રાસ નારાયણનો' દેખતા એક બ્રહ્મનિષ્ઠ પુરુષની મૂર્તિ આંખ આગળ ખડી થાય છે. 'એમ જાણી અખો આળસ્યો:'— નિરાંતે એ એને આખો વિશ્વક્રમ, સારોય સૃષ્ટિનો ચરખો, એની ભીતર રહ્યો રહ્યો જોયા કરે છે. વિશ્વને રુંવેરુંવે રમમાણ રહેવાની આલસ્યકલા એને વરી છે. પણ કાળભગવાનને લીલા બતાવ્યા વગર ચેન પડતું નથી. અખાનો પણ સંપ્રદાય નીકળ્યો! હાલમાં ભરૂચ પાસે કહાનવા(બંગલા)માં શ્રી ભગવાનજી મહારાજ બિરાજે છે, જેમની અખાજી વિશે સારી ભક્તિ છે. આ ગાદી અંગેના અનુયાયીમંડળ ઉપરાંત તો ઘણુંખરું શાંકરવેદાન્તીઓમાં અખાની વાણી લોકપ્રિય છે. શાંકરવેદાન્ત, સામાન્ય રીતે જોવામાં આવે છે કે, પેન્શન ઉપર ચઢેલાઓનો લાડીલો વિષય હોય છે. પણ પેન્શન ઉપર ઊતરવાની વાર હોય અને માયાની ઉપાસના હજી ચાલુ હોય ત્યારે પણ શાંકર વેદાન્તના પક્ષપાતીઓ માટે—અને હમણાં જ કહ્યું તેમ વૈષ્ણવોને પણ—અખાની વાણી જરૂર માનસિક 'ટોનિક'ની ગરજ સારે એવી છે.

અખો અનુભવાર્થી છે. કોઈ પણ એક સંપ્રદાય, વાદ કે દર્શનને બાપનો કૂવો ગણી ડૂબી મરવા એ તૈયાર નથી. એને આ કે તે મત સાચો ઠેરવવો નથી. ('મત ન હોય મહંતને') જ્યાંથી મળે ત્યાંથી એણે સાર ગ્રહ્યો છે. શાંકર વેદાન્તના ચોકઠામાં પણ

એ ભરાઈ બેઠો નથી. ખરું કહીએ તો અખો સૌ વાદોથી 'ઊફરો' ચાલ્યો ગયો છે.

તે માટે તત્ત્વદર્શી ખરો,
અખા જેહ સર્વે ઊફરો. (છપ્પા ૩૩૪)

આવો સ્વતંત્ર, નિર્ભીક આત્માર્થી હોવાને કારણે તો અખો આપણી કાવ્યવાટિકામાં 'ગરવો જ્ઞાનનો વડલો' છે.

અખો 'ભલભેદુ ભગવંતનો' છે. ગમે તેમ કરીને આત્મતત્ત્વની ખોજ કરી લેવી એટલી જ એની વાત છે. કહે છે: 'હરિના છો ને હરિના થાઓ.' શી રીતે, તો ઉત્તરમાં એ કીર્તન, તીર્થાટન અને ખટદર્શનની ખટપટથી દૂર રહેવાનું જ સૂચવે છે. એના હાથમાં નાની અમથી પણ મુદ્દાની વાત આવી ગઈ છે. પંખીની છાયા જાળમાં પડે એથી કાંઈ પંખી ફસાતું નથી, તેવું જ સંસારમાં પડેલા જીવાત્મા વિશે છે એમ એ કહે છે:

પંખી ઓછાયો પડિયો જાળ, પણ પોતે ઊડે નિલગનિરાળ;
અખા જ્ઞાનીની એવી કળા, વર્ત્યાં જાય તે ઉપરછલા. (છપ્પા ૭૪૭)

તો દરેક આત્માર્થીને અખો કાંઈ ભેદ બતાવતો હોય તો તે પણ 'ઊફરા'–'ઉપરછલા' વર્તીને રહેવું એવો છે.

એમ કરતાં, જપતપ કે કીર્તનતીર્થાટનનો કાયક્લેશ કરવો મટી જશે. પણ તે ઉપરછલા વર્તવાની સૂઝ આવી ગઈ હશે તો જ: 'કાયક્લેશ કરવો નવ પડે, સૂઝ સમજમાં સર્વે જડે.'

એક જ શબ્દમાં કહેવું હોય તો કહી શકાય કે અખો એટલે **સૂઝ**. સૂઝને પ્રતાપે વાત કેવી રમત જેવી થઈ જાય છે તે તો જુઓ!–

મારે મોટો હું–નર જડ્યો, જે ઈશ્વરરૂપી જહાજે ચડ્યો;
પંચસહિત ઊતરિયો પાર, પગ નહિ બોળું જળસંસાર
હું હસતો રમતો હરિમાં ભળ્યો, અખા જાણે તે વળણે વળ્યો.
(છપ્પા ૨૪૩)

સંસારની ને પોતાની વચ્ચે ઈશ્વરને રાખતાં, પોતે સંસારથી નિરાળો પણ રહી શકશે અને ઈશ્વરની કલ્પના સંતત (ડાઇનેમિક)

હશે તો સંસારને પાર પણ કરી જશે. ઊફરા—ઉપરછલા—વર્તવાની સૂઝ કેળવતી એ અખાએ બતાવેલો, જો આવી બાબતમાં બીજાનો બતાવેલો કામ આવતો હોય તો, કીમિયો છે. અખાને તો વાત આવી સૂતર સમજાઈ ગઈ છે એટલે એની ખુમારીનો પાર નથી. ‘એને સ્કંધ લઈ ઉતારું સખા’, ‘એમ કહી અખે ઝાટક્યા હાથ,’ ‘બાકી અખા હોંકારા કરે,’ આદિ ઉદ્‌ગારો અખાની ‘બ્રહ્મખુમારી’-ના જ સૂચક છે.

## ૩

## અખાનો સંદેશ

અખાનો સંદેશ તે ‘મૃત્યુસંદેશ’ છે (અખાઝ ગૉસ્પેલ ઑફ ડેથ) એવું ‘ગુજરાત એન્ડ ઇટ્સ લિટ્રેચર’(પૃ૦ ૨૪૫)માં કહેવાયું છે. આ લોકને બદલે પરલોકની ચિંતા કરવી એટલે જ મૃત્યુ એવા ખ્યાલ પર આ દૃષ્ટિબિંદુ બંધાયું છે. અને અખો આમુષ્મિક જીવનની જ પ્રત્યેક શ્વાસે વાત કરી રહ્યો છે એ વાતની ના પણ પડાય એમ નથી. તો ત્યારે અખાનો સંદેશ તે મૃત્યુસંદેશ છે એ પણ સ્વીકાર્યે જ આરો છે. સ્વીકારીશું. પણ આપણે પૂછીશું કે તમામ તત્ત્વજ્ઞાન તે એક જાતનો મૃત્યુસંદેશ જ નથી?

નચિકેતાની જ વાત લો. એને પ્રેયશ્રેયવિવેક શીખવનાર યમદેવ છે, મૃત્યુએ આપેલો એ સંદેશ છે, એ અર્થમાં જ એ મૃત્યુસંદેશ નથી. બીજા અર્થમાં પણ છે. એ મૃત્યુનો—મરવાનો—સંદેશ છે. કઠોપનિષત્‌કારે યાજ્ઞવલ્ક્ય જેવા કોઈ બ્રહ્મર્ષિ નચિકેતા જેવા ગભરુ ઋષિકુમારને ઉપદેશ આપતા હોય એ રીતે આખી વસ્તુ શા માટે ન મૂકી? મૃત્યુને વચ્ચે લાવવાની શી જરૂર હતી? પોતાને મૃત્યુના સ્પર્શ જેવો અનુભવ થતાં (શ્રીરમણ મહર્ષિની જેમ) અથવા અન્યનું મૃત્યુ જોઈ (શ્રી બુદ્ધ કે શ્રીમદ્ રાજચંદ્રની જેમ) મનુષ્યને ઘણીવાર પડળ ખૂલી જાય છે અને આત્મલાભ થાય છે. નચિ-કેતાની બાબતમાં એવું પણ નથી. એ તો પિતાની આગળ કાંઈક

ડહાપણ કરવા ગયો (આવા 'પંડિતંમન્યમાન' દીકરાઓ ઉપનિષત્સૃષ્ટિમાં પણ ઠીકઠીક છે, દા. ત. શ્વેતકેતુ) અને એનામાં તત્ત્વભાવ પ્રગટે એ આશાએ પિતાજીએ કહી દીધું હશે કે, 'જા તને હું મૃત્યુને દઈ દઉં છું.' હવે મૃત્યુ પાસે જવું શી રીતે? શરીરથી છૂટવું એનું નામ જ મૃત્યુ. નચિકેતાએ શરીરથી ખસવા અનશન આદર્યું. શરીરભાવથી એનો આત્મા દૂર થતો જાય છે અને પોતામાં સ્થિર થવા મથે છે. એમ કરતાં ત્રણ દિવસ થયા અને મૃત્યુ પ્રત્યક્ષ થયું. મૃત્યુએ એને શરીરભાવથી વર્તવા ઘણું સમજાવ્યો. ગાડી, ઘોડા, સ્ત્રીઓ, વાદ્યો એની આગળ ધર્યાં, પણ નચિકેતા એકનો બે ન થયો; આત્મભાવથી વર્તવા ઉપર જ એણે લક્ષ્ય રાખ્યું. આમ શરીરભાવથી જેમ એ દૂર ને દૂર જતો ગયો તેમ મૃત્યુની ને એની સોબત વધતી ચાલી, કેમકે શરીરભાવ છૂટવો એનું નામ જ મૃત્યુ. શરીરભાવ ઓસરવાની સાથે એને પોષનારા પદાર્થો—ગાડીઘોડા, સ્ત્રીઓ, નૃત્યગીત વગેરે પ્રેયો—ઉપરથી પણ મન ઊઠતું ગયું અને આત્મભાવમાં—શ્રેયમાં સ્થિર થતું ગયું. આમ નચિકેતા પ્રેય અને શ્રેયનો ભેદ પામ્યો. અને તે મૃત્યુની મદદથી. કેમકે હરપળે જેમ જેમ શરીરભાવથી દૂર વર્તવા પોતે પ્રયત્ન કરતો હતો તેમ તેમ એ ક્રિયાથી જ પોતે મૃત્યુના વધુ ને વધુ ગાઢ પરિચયમાં મુકાતો જતો હતો. આત્મભાવ, તત્ત્વભાવ, પામવો હોય તો મૃત્યુનો આવો અનુભવ, મૃત્યુનો આવો સ્વીકાર, મૃત્યુનું આવું સેવન અનિવાર્ય છે એવો ઉપનિષત્કારનો આશય હોઈ ઋષિબાલકને મૃત્યુ-મુખે બોધ મળે છે એમ રૂપક ગોઠવ્યું છે. પણ મૃત્યુના આવા સતત સેવનથીજ અમૃતત્વ મળે છે, 'વિમૃત્યુ' થવાય છે. **अथ मर्त्योऽमृतो भवति । मृत्युमुखात्प्रमुच्यते । आनन्त्याय कल्पते ।**—મર્ત્ય અમર્ત્ય બને છે. મૃત્યુમુખથી છૂટે છે. અનંતતાને પામે છે.

એટલે કે તત્ત્વજ્ઞાન તે મૃત્યુનો—મરવાનો—સંદેશ છે. પણ સાથે સાથે ધ્યાનમાં રાખવાનું છે કે અમૃતત્વ પણ એ રસ્તે જ **મળે** છે.

ગ્રીક ફિલસૂફીમાં પણ તત્ત્વજ્ઞાન તે મરવાની કળા છે એવું કહેવાયું છે. સોક્રેટિસ કારાવાસમાં મૃત્યુથી વેંત છેટે બેઠા બેઠા (ઘડી

પછી ઝેરનો પ્યાલો પીવાનો છે) શોકાકુલ શિષ્યવૃંદને આશ્વાસન આપતાં જીવન એ સતત મૃત્યુક્રિયા છે, એ વાત જ એમને સમજાવે છે. આત્મા વિનશ્વર છે, આત્માનું મૃત્યુ નથી, એ સત્ય એમની આગળ રજૂ કરતાં કહે છે કે "જે આત્મા જાણીબૂઝીને સ્વેચ્છાથી કદી પણ શરીર સાથે સંપર્કમાં રહ્યો નથી અને પોતામાં જ નિર્ભર રહ્યો છે, આવી રીતે અલગ રહેવું (એબ્સ્ટ્રેક્શન) એ જ જેનું સતત પરિશીલન રહ્યું છે, બીજા શબ્દોમાં જે ફિલસૂફીનો સાચો ઉપાસક બન્યો છે અને તેથી મરવાની પ્રક્રિયામાં જ દિનરાત લાગેલો રહ્યો છે—કેમકે ફિલસૂફી એ મૃત્યુનું જ શું પરિશીલન નથી?—તે આત્મા અમૃતત્વને પામે છે."

પ્લેટોના આ શબ્દો જાણે અખો વાંચી ન આવ્યો હોય એવા એના ઉદ્‌ગારો છે. કહે છે: 'મરતાં પહેલાં જાને મરી, અણહાલ્યું જળ રહે નીતરી.' પ્લેટોના 'એબ્સ્ટ્રેક્શન'નો જ આ શબ્દોમાં અનુવાદ મળી રહે છે. અને હરહમેશની મરણપ્રક્રિયા અંગેના વિચારનો પણ અખામાં કેવા સુંદર રૂપમાં ભેટો થાય છે?—

પરમ પીયૂષ જને પાન કરવું,
ક્ષણક્ષણે જન્મ ટળે એવું મરવું.

ક્ષણેક્ષણે મરવાનું છે, પણ એવું મરવાનું છે કે જેને અંતે આ જન્મ ટળે, અમૃતત્વ મળે. અને જન્મ ટાળવાની આરત જીવાત્મા, પછી તે ગમે તે હોય, ટાળી શકતો નથી. મને આને અંગે સૌથી નોંધપાત્ર દાખલો કાલિદાસનો લાગ્યો છે. એ રસિકશિરોમણિ કવિ ક્યાંય નહિ અને શાકુન્તલ જેવી રસભર કૃતિને અંતે માગણી મૂક્યા વગર રહી શક્યા નથી કે હે મહાદેવ! મારા પુનર્ભવનો નાશ કરો, ફરી જનમવાનું ટાળો.

તો, અખાનો સંદેશ તે મૃત્યુસંદેશ છે એમ કોઈ કહે તો એનો અર્થ એટલો જ કરીશું કે અખો તત્ત્વજ્ઞાનનો રસિયો છે, અમૃતત્વનો તરસ્યો છે, શરીરભાવ કરતાં આત્મભાવનો ઉપાસક છે. પણ એ રીતે જ, અખાના અનુપમ શબ્દોમાં કહીએ તો, 'મૃત્યુ નામ પરપોટો મરે.'

ઉપરની રીતે જોતાં, અખાનો 'મૃત્યુસંદેશ' તે અમૃતત્વનો સંદેશ દરે છે.

અખો એ ગુજરાતીનો એકનો એક તત્ત્વજ્ઞ કવિ છે. આખા હિંદમાં પણ તેની બરોબરીનો તત્ત્વજ્ઞ કવિ વારંવાર કે ઠેરઠેર જોવા મળતો નથી. અલબત્ત એક કબીરની વાત જુદી છે. પણ કબીર જેવા તો આપણા દેશમાં જ શા માટે—આખી દુનિયામાં પણ—કેટલા થયા હશે એ કહી શકાતું નથી.

અખો જ્ઞાની છે, એવું લેબલ એને એક વાર લગાડી દીધું એટલે પછી એની વાણી રુક્ષ છે, રસવિહોણી છે, ભાષાની ભાંગફોડ કરતાં એ અચકાતો નથી, એવા એવા વહેમો પણ સહેજે ડોકિયું કરવા માંડે. આપણે ઉપર જોયું છે કે અખાનું હૃદય ભક્તિથી ભીંજાયેલું છે. 'સૂકું જ્ઞાન ને બ્યંડળમૂછ' એ શબ્દોમાં એણે રુક્ષ જ્ઞાનની ઠેકડી પણ ઉડાવી છે. એનાં પ્રેમલક્ષણાનાં પદો કમનસીબે હજી અપ્રસિદ્ધ છે. અખાને નરસિંહની સાથે સ્થાન અપાવી શકે એવાં મોહક અને રસભર એ પદો છે. (અખોઃ એક અધ્યયન પૃ. ૨૫૪ ઉપર નમૂના દાખલ 'લાજૂ લાજ ન રહીએ' જુઓ.) એની કવિતામાં મુખ્ય રસ તો તત્ત્વજ્ઞાનનો—શાન્ત—રસ છે. પણ અખામાં હાસ્યરસની છોળો ઊડે છે એ ભાગ્યે જ કોઇને સ્પર્શ્યા વગર રહી શકશે. કટાક્ષનો કોરડો વીંઝવામાં અખો એક્કો છે. કઢંગાપણા-(ધિ લ્યુડીક્રસ)માંથી હાસ્ય ઉપજાવવાની અપૂર્વ આવડત ગુજરાતીમાં અખામાં જ એક જોવા મળે છે એમ કહી શકાય. ('કહે અખો એ એ ન બને, સેં થો કે તાસ.' 'હાથથી નાખીને દૂર, લેવા ગયો, જાણે શું વસ્તુ નવ હોય આઘી!') અને અખાનું અટ્ટહાસ્ય એ તો ગુજરાતીમાં જ નહિ કદાચ સારા દેશની સાહિત્યપરંપરામાં એક નોંધપાત્ર ઘટના છે.

કાવ્યરચના અંગે અખાની બેદરકારી વર્ણવવામાં આવે છે એવી નથી. સદ્‌ગત સાક્ષરશ્રી નરસિંહરાવે હાથમાં હથોડો લઈને ઊભેલી અખાની રુદ્ર મૂર્તિ આગળ ગુજરાતી—કવિતા—દેવીને થરથર કાંપતી ચીતરી છે, મને એમ થાય છે કે જેણે પૂર્વાશ્રમમાં રાજ-

નગરની રમણીઓનાં આભૂષણો ઘડેલાં તે ગિરા ગુર્જરીને જ આભૂષણવિહોણી શા માટે રાખે? ને છે પણ તેમજ. અખા જેવી ઉપમાઓ કેટલા કવિઓએ યોજી છે? અને ઉપમા એ તો કવિત્વની મુખ્ય નિશાની. આ ઉપમાની સિદ્ધિ અખાને ન હોત તો એના અધ્યાત્મલક્ષી છપ્પા લોકો આટલા લાડથી ભાગ્યે જ વાંચતા હોત. અખેગીતા (કડવું ૧૯)માં માયાને કાચના મંદિરની આપેલી ઉપમાનું અંગ્રેજકવિ શેલીની એવી જ એક ઉપમા સાથે સરખાપણું જોઈ નરસિંહરાવભાઈ પોતે જ કયાં ઓછા મુગ્ધ બન્યા હતા?

અખો સોની છે એટલે એની ભાષા અણઘડ, ગામઠી, અ-સંસ્કારી હોવી જ જોઇએ એવી અપેક્ષા સેવવામાં આવે છે. હા, અખો ભાષાવિલાસી નથી. એને તો કામથી કામ છે. 'ભાષાને શું વળગે ભૂર, જે રણમાં જીતે તે શૂર' એમ સ્પષ્ટ કહે પણ છે. વળી એને જે ગાવું છે તે તો એ જાણે છે કે 'શબ્દાતીત', 'બાવન બાહેર' છે. તેમ છતાં તળપદી ભાષાની શક્તિ અખા જેટલી બહુ ઓછા કવિ-ઓએ સ્ફુટ કરી આપી છે. બોલચાલની છટા પણ એની કવિતામાં ખીલી ઊઠે છે. સંસ્કૃત શાસ્ત્રો એ પંડિતોની રીતે ભલે નહિ ભણ્યો હોય પણ શ્રવણથી એણે આપણા બધા જ મુખ્ય મુખ્ય ગ્રંથોનો પરિચય મેળવ્યો લાગે છે. આપણે ત્યાં વિદ્વાન માટે 'બહુશ્રુત' શબ્દ છે. એ અર્થમાં બેશક અખો વિદ્વાન છે. આપણી સંસ્કૃતિની બલિહારી છે કે એના ઊંડામાં ઊંડા મર્મ જિજ્ઞાસુને ઓછામાં ઓછી અગવડે, અરે ઘેર બેઠાં, જાણવા મળે એ રીતે એ ભજનો, દૃષ્ટાંતો, કહેતીઓ, કીર્તનો, વ્યાખ્યાનો દ્વારા વાતાવરણમાં સતત તરતા રહેતા હોય છે. અખામાં કયાંક 'ગીતાને અધ્યાય સાતમે', 'કાંડ ચૌદમે' એમ વીગતવારના શાસ્ત્રપરિચયના પૂરાવા પણ મળે છે. સતત એ શીખતો રહ્યો લાગે છે. પંચીકરણમાં તત્ત્વ-ગણના છે તેથી જુદી—ભાગવતને અનુસરતી—'અખેગીતા'માં મળે છે. 'અનુભવબિંદુ' જેવું નામ એ શ્રી મધુસૂદન સરસ્વતીના 'સિદ્ધાન્તબિંદુ' જેવા ગ્રંથના અનુકરણમાં યોજે છે. પણ અખાની આગવી સિદ્ધિ તો એ છે કે એનો અનુભવરસ સંસ્કૃત પરિભાષાના

કે તળપદી વાણીના ગમે તે ઢાળામાં ઢળ્યો હોય, એ શબ્દના જડ ખોખા જેવો નથી લાગતો, વાસી નથી લાગતો. એમાં ચેતનનો ધબકારો વરતાય છે. એક વાર સાંભળ્યા પછી મનમાંથી ખસે જ નહિ એવી અનેક પંક્તિઓ, આંખ ઉઘાડી દે એવી અનેક ઉક્તિઓ (જેમકે 'ચિત્ત ચમક્યું, હું તું તે ટળ્યું') અખામાં મળે છે. તે એટલા સુધી કે તેમાંનાં ઘણાં વચનો આજે ગુજરાતીમાં કહેવત જેવાં ચલણી થઈ પડ્યાં છે. ગુજરાતી ભાષાની ગુંજાશ સમજવા માંગનારને માટે અખાના 'છપ્પા'નો અભ્યાસ સર્વથા અનિવાર્ય રહેશે.

આ આવૃત્તિના પ્રકાશનથી 'અખાની વાણી' અપ્રાપ્ય હતી તે સુલભ કરી આપીને સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયે ગુજરાતને ઋણી બનાવ્યું છે. હજી પણ અખાની ઘણી કૃતિઓ અપ્રગટ છે. હસ્ત-પ્રતોમાં અખાની ૧૭૨૬ સાખીઓ પડી રહેલી મારા જોવામાં આવી છે. ગુજરીમાંથી મેળવેલી એક પ્રતમાં પ્રેમલક્ષણાનાં અનેક રસિક પદો પણ મળ્યાં છે. 'સંતનાં લક્ષણ' તો 'અખોઃ એક અધ્યયન'માં પૃ૦ ૧૭૮ ઉપર મેં આખું ઉતાર્યું છે.

આ બધું શાસ્ત્રીય રીતે સંશોધિત કરી પ્રગટ કરવા માટે તો અનેક વિદ્વાનો અને અનેક વરસો જોઈએ. દરમ્યાન બની શકે એટલી શુદ્ધ વાચના સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી આપણને મળી છે એ પણ ઓછું નથી. આ આવૃત્તિનું ખાસ લક્ષણ તો એ છે કે એમાં ટીકા આપવામાં આવી છે. વિદ્યાપીઠના 'જોડણીકોશ'ના એક કાર્યકર અને અધ્યાત્મ વિષયમાં રસ લેનારા શ્રી. શંકરદત્ત શાસ્ત્રીએ એ તૈયાર કરી છે. એટલે એમાં અભ્યાસ માટે ઘણી સામગ્રી છે.

અખો કૂટ છે, સમજવો મુશ્કેલ છે, એ વહેમ આ ટીકા જરૂર દૂર કરશે. ટીકાકારે સદ્ગત સાક્ષર શ્રી. નર્મદાશંકર દે. મહેતાની ટીકાઓમાંથી પણ યથાપ્રસંગ દોહન આપ્યું છે. તેમ છતાં આ ટીકાને પણ અભ્યાસીઓ છેવટની ન ગણી લે, માત્ર ભૂમિકારૂપે જ વાપરે એ ઇષ્ટ છે. અખાની વાણી સોએ સો ટકા સમજવા માટે તો, સદ્ગત મહાદેવભાઈએ ડાકોર–ઉમરેઠમાં એક 'અખામંડળી' જોઈ હતી, તેવી–અત્યારના જમાનાને અનુરૂપ–કોઈ 'અખામંડળી' યોજવી

જોઈએ. એક બે જણનું એ કામ નથી. હિંદી ભાષાના ' ભાક્સી ' જેવા શબ્દોના અર્થ ટીકાકાર ઉકેલી શક્યા છે, પણ ૨૫ મા છપ્પામાં ' પર કે પાગ 'માં પરને સંસ્કૃત શબ્દ ગણી ' બેપણું ' અર્થ આપ્યો છે ત્યાં પર સંસ્કૃત નહિ પણ ફારસી શબ્દ છે. પર એટલે પાંખ લેતાં અર્થ ચોખ્ખો થઈ જાય છે. એકંદરે આ ટીકા એમ. એ. ની પરીક્ષામાંથી તેમ જ સંસારબંધનમાંથી મોક્ષ ઇચ્છતા સર્વ કોઈને, વિદ્યાર્થીઓ તેમ જ તત્ત્વપ્રેમીઓને, અભ્યાસની ભૂમિકા જરૂર પૂરી પાડશે.

આ રીતે ' અખાની વાણી ' સુલભ કરી આપવા માટે ' સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય 'ના તંત્રને અભિનંદન ઘટે છે.

ગુ. વ. સો.
અમદાવાદ
૨૯ : ૨ : ૧૯૪૪

ઉમાશંકર જોષી

## અખા વિષે અભ્યાસસામગ્રી

| | |
|---|---|
| જૂનું નર્મગદ્ય ( ' કવિજીવન ' જુઓ ) | શ્રી. નર્મદાશંકર કવિ |
| કવિચરિત્ર | શ્રી. ડાહ્યાભાઈ ઘે. પંડિત |
| ક્લાસિકલ પોએટ્સ ઑફ ગુજરાત | શ્રી. ગોવર્ધનરામ મા. ત્રિપાઠી |
| બૃહત્ કાવ્યદોહન ભાગ ૩ જાની પ્રસ્તાવના | શ્રી. ઇચ્છારામ સૂ૦ દેસાઈ |
| ત્રીજી સાહિત્યપરિષદના રિપોર્ટમાં ' અખાભક્ત અને તેમની કવિતા ' | શ્રી. અંબાલાલ બુ. જાની |
| ' અખો, એનો ઉપદેશ તથા એનો સમય ' ( વસન્ત, વર્ષ ૩, અંક ૬, ૮, ૧૦ ) | શ્રી. શંભુપ્રસાદ મહેતા |
| ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો —ભાગ ૧ | દી. બ. કૃષ્ણલાલ મો. ઝવેરી |
| ' અખાનો પરિચય ' ( આ ગ્રંથમાં જ ) | સ્વામી સ્વયંજ્યોતિ |
| અનુભવબિંદુ ( પ્રસ્તાવના ) | દી. બ. કેશવલાલ હ૦ ધ્રુવ |

| | |
|---|---|
| ‘અખો અને તેનું કાવ્ય’ (જયન્તી વ્યાખ્યાનો પૃ૦ ૩૦–૫૧) | દી. બ. નર્મદાશંકર દે. મહેતા |
| અખો (રા. બા. કમળાશંકર સ્મારક વ્યાખ્યાનમાળા ૧૯૨૭) | ,, |
| અખાકૃત કાવ્યો–ભાગ ૧ | ,, |
| અપ્રસિદ્ધ અક્ષયવાણી–(અખાકૃત કાવ્યો–ભાગ ૨) | શ્રી. ‘સાગર’ |
| ગુજરાતી લેંગ્વેજ ઍન્ડ લિટરેચર (ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનો) | શ્રી. નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા |
| માંડણ બંધારાની ‘પ્રબોધ બત્રીશી’ | સંપાદક શ્રી. શંકરપ્રસાદ છ. રાવળ |
| ગુજરાત ઍન્ડ ઇટ્સ લિટ્રેચર | શ્રી. કનૈયાલાલ મા. મુનશી |
| ફિલોસૉફી ઑફ અખાજી (એમ. એ.માં ફિલસૂફી વિષયમાં અપાયેલો ‘થિસીસ’–બૃહન્નિબંધ, ૧૯૩૫. પ્રસિદ્ધ થયાની ખબર નથી.) | શ્રી. કેશવલાલ અંબાલાલ ઠાકર |
| ‘વેદાન્તી કવિ અખો’ (માનસી: ડિસે૦ ૧૯૩૮, ડિસે૦ ’૩૯) | પ્રો. ભાઈલાલ પ્ર. કોઠારી |
| કવિચરિત–ભાગ ૨ | પં. કેશવરામ કા. શાસ્ત્રી |
| અખો : એક અધ્યયન | શ્રી. ઉમાશંકર જોષી |
| ‘અખાના સમકાલીન સમાજનું રેખાદર્શન’ (ગુજ૦ સંશોધન મંડળ ત્રૈમાસિક–એપ્રિલ, ’૪૨) | પ્રો. કાન્તિલાલ બી. વ્યાસ |
| ‘અખો–પ્રશ્નોત્તરી’ (ગુજ૦ સાહિત્ય-સભાની કાર્યવહી વર્ષ ૧૯૪૨–૪૩) | શ્રી. ઉમાશંકર જોષી |
| ગુજરાતી સાહિત્યની રૂપરેખા (‘આતમની સૂઝ’ પ્રકરણ) | પ્રો. વિજયરાય ક. વૈદ્ય |

# અખાનો પરિચય

વેદાન્તકવિશિરોમણિ અખો જ્ઞાતિએ પરજિયો સોની હતો. એનો જન્મકાળ જે મુદ્દાઓ ઉપરથી ઉપજાવી શકાય તેમ છે, તે નીચે પ્રમાણે છે.

આત્મસાક્ષાત્કાર થયા પછીથી જ તેમની વાણી ઊઘડી—અર્થાત્ તેમની કાવ્યરચના શરૂ થઈ; એ વાત તેમણે છપ્પાઓના 'પ્રપંચ અંગ'માં નીચેની લીટીઓમાં કવી છેઃ—

'બહુ કાલ હું રોતો રહ્યો, આવી અચાનક હરિ પ્રગટ થયો;
'ત્રણ મહાપુરુષ ને ચોથો આપ, જેનો ન વેદે થાય ઉથાપ.
'અખે ઉર અંતર લીધો જાણ, ત્યાર પછી ઊઘડી મુજ વાણ.'

એ પછી 'પ્રાપ્તિ અંગ' માંનું નીચલું કવન દર્શાવે છે કે બાવન વર્ષની વયે તેને આત્મસાક્ષાત્કાર થયો હતો.

'છીંડું શોધતાં લાધી પોળ, હવે અખા કર ઝાકમઝોળ.
'બાવનેથી બુધ આવી વટી, ભણ્યા ગણ્યાથી રહી ઊલટી.'

હવે 'અખેગીતા' એ અખાનો પહેલો ગ્રંથ છે એમ માનીએ તેમાં તેની રચનાની સાલ સંવત ૧૭૦૫ આપેલી છે તેની સાથે ઉપલા બન્ને મુદ્દાઓ ઘટાવીએ, તો સમજાય છે કે અખાનો જન્મ સંવત ૧૬૫૩ માં હોવો જોઇએ; અને આ પ્રમાણે અખાનો જન્મ-સમય નક્કી થતાં પ્રેમાનંદ અને શામળ એ બન્ને કવિઓ કરતાં અખો વધારે જૂનો ઠરે છે.

જેતલપુરથી પંદર સોળ વર્ષની વયે અમદાવાદમાં આવીને એણે નિવાસ કર્યો હતો. એનો પિતા એને અને એની બહેનને લઇને રોજગાર માટે અમદાવાદમાં દેસાઈની પોળમાં રહ્યો હતો.+ એની વીશ વર્ષની

+ અમદાવાદમાં દેસાઈની પોળમાં આવેલા એક ઘરને હજી પણ 'અખાનો ઓરડો' કહે છે.

વય પહેલાં એના પિતાનો સ્વર્ગવાસ થયો; અને એ પછી થોડા જ સમયમાં એની એકની એક બહેન કે જેના પર એનો ગાઢ સ્નેહ હતો તેણે દેવવાસ કર્યો. બાળલગ્નથી પ્રાપ્ત થયેલી યુવાન સ્ત્રી પણ એ જ સમયમાં મૃત્યુ પામી. એણે બીજી વાર પણ લગ્ન કરેલું કહેવાય છે; કિંતુ એ લગ્ને પણ એને કશી સંતતિ આપી નહિ અને એ પત્નીનો પણ મૃત્યુએ સત્વર વિયોગ કરાવ્યો. આમ નજીકના સંબંધીઓને ઉપરા-ઉપરી ગુમાવવાથી વિરાગનું બીજ એના અંતઃકરણમાં રોપાઈ ચૂકયું.

દંતકથા છે કે, એને એક ધર્મભગિની હતી. પોતાની સગી બહેનના સ્વર્ગવાસ પછી એ બહેન ઉપર એને ગાઢ સ્નેહ બંધાયો હતો. એ બહેને અખાને ત્યાં સુમારે ત્રણસો રૂપિયાની થાપણ મૂકી રાખેલી હતી. એ રૂપિયા ઉપાડી લેવાની ઇચ્છાથી એ સ્ત્રીએ પોતાની મૂડી-માંથી સોનાની એક કંઠી કરી આપવાને અખાને કહ્યું. સરળ હૃદય-ના અખાએ પોતાના પદરના રૂપિયા સો એમાં ઉમેરી ચારસો રૂપિયાની કંઠી કરી આપી. "સોની તો સગી માનું પણ ચોરે" એમ કહેવાય છે. અખો પણ સોની જ હોવાથી એના પર પેલી બાઇને અવિશ્વાસ આવ્યો. જેથી તેણે કંઠીમાંનો એક મણકો કપાવી જોયો. કાપ મૂકી જોઇને ચોકસીએ કંઠીની કિંમત રૂપિયા ચારસોની આંકી. બહેનને પશ્ચાત્તાપ થયો અને એ કાપેલો મણકો પાછો નખાવી લેવા સારુ તે અખા પાસે ગઈ. તેણે કહ્યું કે કંઠી ઉંદરે કાપી નાખી છે, માટે ફરી જોડી આપો. કાપ જોતાં જ અખાને લાગ્યું કે ઉંદરનો એ કાપ નથી. અખાએ તેને પટાવીને પૂછતાં બાઇએ સાચી હકીકત કહી દીધી. સંસારીઓના જૂઠા સંબંધની અને તેમના સ્નેહમાં રહેલા અવિશ્વાસ અને સ્વાર્થની અખાને આથી વિશેષ ખાતરી થઈ. એ સમયની ટંકશાળમાં એ અમલદાર હતો એવી પણ એક કથા છે. એ સત્યનિષ્ઠાવાળો છતાં એના હાથ નીચેના નોકરોએ બાદશાહને તેના સંબંધમાં સાચુંખોટું સમજાવ્યું. સોનાચાંદીના સિક્કાઓમાં હલકી ધાતુનો ભેગ કરી એ નિમકહરામી કરે છે, એવી વાત કોઇએ બાદશાહને કાને પહોંચાડી. બાદશાહે એની તપાસ ચલાવી. અખો એ પરીક્ષામાં નિમકહલાલ ઠર્યો; પણ એ પ્રસંગથી એના ચિત્ત પર

વિરાગની એવી તો સજ્જડ છાપ પડી કે એણે નોકરી મૂકી દીધી, પોતાના ધંધાનાં સર્વ હથિયાર કૂવામાં ફેંકી દઇને જગતના અવિશ્વાસને પાત્ર એવો સોનીનો ધંધો છોડી દઇને તે એકલો સંત–મહાત્માઓના સત્સંગમાં–સતપદાર્થની શોધમાં નીકળી પડ્યો. અત્યારથી એના આત્મમંથનનો કાળ શરૂ થયો. જગતનાં સંબંધીઓનો વિયોગ, પોતાનાં પ્રેમપાત્રોનો અવિશ્વાસ અને પ્રાપંચિક જગતના કાવાદાવાએ એના ચિત્તમાં વિરાગનું સિંચન કર્યું. અમદાવાદમાં પણ એ વખતો વખત સંતસમાગમ સેવી સત્ય સુખની પ્રાપ્તિનાં સાધનોની ચર્ચા કર્યા કરતો હતો; પણ ભારતભૂમિનાં તીર્થોમાં અનેક અસાધારણ મહાત્માઓ હોઇને ત્યાં પરમ સત્યનાં દર્શન સહજ થઈ શકશે; એવી શ્રદ્ધાના અંગે તેણે તીર્થપર્યટન કરવાનો પ્રારંભ કર્યો. ઘરની માલમિલકત વેચી દઈ, સંસારવ્યવહારને સંકેલી લઈ પ્રથમ તે પોતાનો ઉદ્દેશ સિદ્ધ કરવાને જયપુર ગયો. દ્રવ્યવાન યાત્રાળુ હોવાથી ત્યાંના વૈષ્ણુવ મંદિરમાં એને બહુ સારો સત્કાર મળ્યો. એ સત્કારથી ભોળવાઇને ત્યાં જ તેણે ગુરુદીક્ષા લીધી. "ગુરુ કીધા મેં ગોકુલનાથ" ઇત્યાદિ વાક્ય પરથી એ વાત સમજાય છે. વધુ અનુભવ તેમજ ચર્ચાને અર્થે એ ત્યાં થોડો સમય રહ્યો; પણ એની સત્ય જિજ્ઞાસા તૃપ્ત થાય એવી આશા ન બંધાઈ. આથી પછી તે કાશી તરફ નીકળી પડ્યો. સત્યનો જે આવેશ અખાની કવિતામાં પ્રતીત થાય છે એ જ બળ તેના એ સમયના જિજ્ઞાસુ હૃદયમાં પણ સતેજ જણાઈ આવે છે. "કંચન અને કામિનીની મોહજાળમાં ન ફસાય અને માયાથી નિર્લિપ્ત રહી કેવળ જ્ઞાનયજ્ઞરૂપે જ લોકહિતમાં નિરત રહે, એ જ જીવન્મુક્ત સાચા સંત કહેવાય." એવું સત્ય એના હૃદયમાં સંપૂર્ણ ઠસી ગયું હતું. ગોકુલનાથના થયેલા અનુભવ પરથી સ્થળે સ્થળે મળી આવતા મહાત્માઓની એ પરીક્ષા કરતો હતો. સાધુસંતોનાં દર્શન કરી જ્ઞાનચર્ચાનો પ્રસંગ કાઢી એમની સત્યનિષ્ઠા તે તપાસતો; દ્રવ્યાદિ ભેટની લાલચો આપી એમનું તપોબળ અજમાવતો; સમાગમ સેવી એમની સ્વાભાવિક જીવનલીલા નિહાળતો; અને એની કસોટીમાં ઉત્તીર્ણ થાય તેમનો જ ઉપદેશ સાંભળતો.

આવી ઉગ્ર તૃષાના તરફડાટમાં એને એક સમર્થ જ્ઞાનીનાં દર્શન થયાં.

"ચરણુ ચિંતવી સ્તુતિ કરું, ચિદ્દ્શક્તિ બ્રહ્માનંદની"

અક્ષયગીતાના મંગલાચરણુમાં એની ગુરુમૂર્તિના નામનો આમ એ ઉલ્લેખ કરે છે. કાશીમાં ફરતાં ફરતાં એક દહાડો એણે જોયું કે એક મઠમાં એ જીવન્મુક્ત મહાત્મા કોઈ સંન્યાસી અધિકારીને વેદાન્તશ્રવણુ કરાવતા હતા. એ મહાત્માનો ઉપદેશ સાંભળવાની એને ઇચ્છા થઈ; તેઓ મુમુક્ષુઓને રાત્રિએ ઉપદેશ આપતા હતા. તેથી એવા એકાન્ત સમાગમનો લાભ લેવાનો પોતાને એ સ્થળે અધિકાર મળશે કે કેમ, એ શંકા ઉત્પન્ન થવાથી અખાએ એ ઉપદેશનો ગુપ્ત રીતે લાભ લેવાનો વિચાર કર્યો. મહાત્માઓની કસોટી અજમાવવાની તેની ટેવ હજી ગઈ નહોતી. બ્રહ્માનંદજીની પાસે અનેકવાર દિવસે જઈ દ્રવ્યાદિનાં પ્રલોભનો તેણે આપી જોયાં; પણુ તે વૃથા ગયાં. એ મહાત્માના ઉપદેશમાં હવે એને બહુ રસ પડવા લાગ્યો. અંતઃકરણુથી એમને તેણે સદ્દગુરુ ધારણુ કરી લીધા અને રોજ રાત્રિએ મકાન બહાર બેસીને ગુપ્ત રીતે કથા શ્રવણુ કરવા માંડી. એકાદ વર્ષ સુધી એમ બહાર બેસીને જ તેણે એ લાભ લીધો. આખરે એ ગુરુશિષ્યના પ્રત્યક્ષ સંમેલનનો એક દિવસે કથાસમયે સુયોગ મળ્યો. નિત્ય રાત્રિએ કથા શ્રવણુ કરનાર સંન્યાસી શિષ્યને એક દહાડો નિદ્રા આવી જવાથી રોજની પેઠે તે હોંકારો ન આપી શક્યો. જિજ્ઞાસુ નિદ્રાને લીધે હોંકારો ન આપી શકવાથી બ્રહ્માનંદજી ઉપદેશ આપતા અટકી પડશે, એમ સમજી મુમુક્ષુ અખાથી બોલ્યા વિના ન રહેવાયું અને તેણે પોતે જ બહાર બેઠાં બેઠાં હોંકારો આપી દીધો.

રાત્રિના સમયે કોઇએ બહારથી હોંકારો આપવાથી મહાત્મા બ્રહ્માનંદજીને આશ્ચર્ય થયું અને તે કોઈ સુપાત્ર સાધક હોવો જોઇએ, અથવા તો કંઈ અન્ય ચમત્કાર છે, માટે તેની શોધ કરવી જોઈએ એવી જિજ્ઞાસા થવાથી પોતે જ બહાર આવીને આસપાસ જોયું એટલે ત્યાં અખાને બેઠેલો જોયો. મકાનની બહાર લપાઇને બેઠેલા તે પુરુષને જોઇને એણે જ હોંકારો દીધો હશે એમ માની લઈને તેને નામઠામ

વગેરે પૂછતાં અખાએ સર્વ હકીકત નિવેદન કરી. બ્રહ્માનંદજીએ તેની પરીક્ષા કરવા માટે તેને કેટલાએક જ્ઞાનવિષયક પ્રશ્નો પૂછ્યા. અખાએ એના બહુ સ્પષ્ટ ઉત્તર આપ્યા અને એ બધા એમની કથા સાંભળેલી તેને અનુસરતા જ હતા. એટલે બ્રહ્માનંદજીને અખો ઉત્તમ અધિકારી છે, એમ ખાતરી થઈ.

હવે તો એને નિત્ય નિયમિત રીતે એમના સત્સંગનો લાભ મળવા માંડ્યો. એ જ સદ્‌ગુરુના પ્રતાપે એને આત્મસાક્ષાત્કાર થયો. પંચદશી, ઉપનિષદ્, યોગવાસિષ્ઠ, અધ્યાત્મરામાયણ અને ભગવદ્‌ગીતા, આદિ વેદાન્તના ગ્રંથોનો પણ એણે એમની પાસે અભ્યાસ કર્યો હોવો જોઈએ; કારણ કે તે સર્વ ગ્રંથોની છાયા એની કવિતામાં સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થાય છે.

થોડાં વર્ષો ત્યાં ગાળીને એ પાછો ગુજરાતમાં આવી રહ્યો હતો. પાછા આવતાં પુનઃ જયપુરના ગોકુલનાથનાં દર્શન કરવાની ઇચ્છાથી તે ત્યાં ગયો; પણ આ વખતે તે પ્રથમનો દ્રવ્યવાન અખો નહોતો. જ્ઞાનમાં ગળી ગયેલો છતાં ઉન્મત્ત, એવા એ અખામાં હવે બહારનો કશોયે આડંબર રહ્યો નહોતો. જ્યાં દ્રવ્યનો જ સત્કાર થતો હતો એવા એ મંદિરમાં 'અખો શેઠ આવો નહોતો,' એવા શબ્દો જ દ્વારપાળના મુખથી સાંભળ્યા, એટલે એને બહુ માઠું લાગ્યું. મંદિરના મહારાજ સુધી પોતાનું નામ પહોંચાડવાની એણે દ્વારપાળ વગેરેને સૂચના કરી પણ મહારાજે દૂરથી જ એને નિર્ધન જોઇને એની જરાયે પરવા ન કરી. એ વાતને અખે પોતાના કાવ્યમાં બહુ સારી રીતે ઉતારી છે. એ કહે છે કેઃ—

"ઘણાં કૃત્ય કર્યાં મેં બાહ્ય, તોય ન ભાગી મનની દાઝ;
"દરશન વેષ જોઈ બૌ રહ્યો, પછી ગુરુ કરવાને ગોકુલ ગયો.
"ગુરુ કર્યા મેં ગોકુલનાથ, ગુરુએ મુજને ઘાલી નાથ;

× × × ×

"ગુરુ કીધા મેં ગોકુલનાથ, ઘરડા બળદને ઘાલી નાથ;
"ધન હરે ધોખો નવ હરે, એ ગુરુ કલ્યાણ શું કરે ?"

એને ત્યાં આવો અનુભવ થયો એમ એ સ્પષ્ટ કહે છે. અખાના બાહ્યજીવનના એટલે કે આચારના પ્રસંગો તો આથી વિશેષ આપણને ઉપલબ્ધ નથી; પણ એની કવિતા પરથી જણાઈ આવે છે કે એણે ત્યાગીનો વેષ પહેર્યો નહોતો. વર્ણ કે આશ્રમના પ્રાસંગિક ફેરફારોને પણ એ અનુમોદન નથી આપતો એ એનાં નીચેનાં વાક્યો પરથી સમજાય છે.

"સૂતર આવે તેમ તું રહે, જ્યમ ત્યમ કરીને હરિને લહે;
"વેષ ટેક છે આડી ગલી, પેઠો તે ન શકે નીકળી;
"અખા કૃત્યનો ચડશે કષાય, રખે તું કાંઈ કરવા જાય."

અને તેણે તેમ જ કર્યું છે. એના એ જ બાહ્ય વેષમાં એ મસ્ત ફર્યાં કરતો હતો. એક ભજનમાં એણે લખ્યું છે કેઃ—

"દેશ ન છોડ્યા વેષ ન છોડ્યા, નાહિ છોડ્યા સંસારા."

સાંસારિક સંબંધીઓના વિયોગથી ઉત્પન્ન થયેલ વિરાગ, જગતના પ્રપંચી મનુષ્યોનો સહવાસ, પેલી ધર્મભગિની પર વિશુદ્ધ પ્રેમ છતાં તેનો અવિશ્વાસ અને ટંકશાળમાં મુકાયેલો આરોપ, એવાં એવાં અનેક કારણોને લીધે એણે જગતના આડંબરભર્યા લોકો પર સખ્ત પ્રહાર કર્યાં છે. એમના એ આડંબર પર જેવી રીતે એને ધિક્કાર હતો એવો જ અભાવ એને વેષધારી સાધુસંત પર પણ થઈ ગયો હતો. જેમ ત્યાગીઓમાં એને નિંદ્ય વ્યક્તિઓનો પરિચય થયો હશે તેવો જ ગૃહસ્થાશ્રમી વ્યક્તિઓનો પણ થયો હતો; છતાં ભેખધારી પ્રતિ વિશેષ અભાવ ઊપજવાનું માત્ર એક જ પ્રબળ કારણ આપણે કલ્પી શકીએ તેમ છીએ કેઃ—

એ આશ્રમના લોકો વ્યવહારની ઉપાધિઓ તજી દઈ સદ્યોમોક્ષ માટે રણસંગ્રામમાં ઝૂકી પડેલા કેસરિયાં કરેલા વીરનરો ગણાય છે. અને સંન્યાસયજ્ઞના અગ્નિમાં બહિરંગ સાધનો, જગતનાં સંબંધી જનો ઇત્યાદિ૦ પ્રત્યેના સંબંધો અને આસક્તિનો હોમ કરી, એ જ્વાલાના રંગનાં બાહ્ય વસ્ત્રો પહેરે છે. આવા—

**सर्वे धर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।**
**अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥**

એ વાક્યાનુસાર ભગવદ્‌શરણ થયેલા ચતુર્થ આશ્રમીઓને અન્ય અનુચિત વ્યવહારમાં રત રહેતા જુએ ત્યારે અખા જેવા વિરાગની પરાકાષ્ઠાએ પહોંચેલા વીરને તેમના પ્રતિ અભાવ ઉત્પન્ન થાય અને એ અભાવ સત્યના આવેશમાં ઉગ્ર સ્વરૂપ ધારણ કરી કઠિન શબ્દોમાં એની કવિતામાં ઊતરે એ સ્વાભાવિક જ લાગે છે. સાચા સંતો તરફ તો એનો સંપૂર્ણ સદ્‌ભાવ જ હતો. સંતનો મહિમા એણે સ્થળે સ્થળે ગાયો છે, અખેગીતાના પ્રત્યેક કડવાની અંતે "સેવો હરિ–ગુરુ–સંતને" એ વાક્ય એણે મૂક્યું છે. અન્ય સ્થળે પણ એણે ગાયું છે કે:—

"ઝીલ રે ઝીલ તું સંતસંગરૂપી જાહ્નવી, માનવી માન મૂકી દે મનનું,
"સંતસંગત વિના નર નથી કોઈ નીપન્યા........................

**અને**

"સંતગંગા તણું ફલ છે અતિ ઘણું, કહે અખો શું આપવીતી."

આવી રીતે પોતાની "આપવીતી"ની રેખા દોરી જનસમાજને સંતસમાગમની તે ભલામણ કરે છે.

અખાની વાણીમાં રહેલા સત્ય જ્ઞાનનો તેના અધિકારી હૃદયોમાં અધિકાધિક સંચાર પામે એવી શુભેચ્છા સાથે ॐ **तत्सत्**

**સં. ૧૯૮૧** **સ્વામી સ્વયંજ્યોતિ**

“સસ્તું સાહિત્ય” એટલે “ઊંચામાં ઊંચું સાહિત્ય”

# ઉત્તમ ગ્રંથો

| ઉત્તમ ધાર્મિક ગ્રંથો— | પૃષ્ઠ | મૂલ્ય |
|---|---|---|
| **સંપૂર્ણ મહાભારત-ભાષાંતર**-સાત ભાગમાં ... | ૫૨૦૮ | ૪૫-૦-૦ |
| **ઉપનિષદો-૧૧૨**-સરળ ગુજરાતી ભાષાંતર બે ગ્રંથમાં | ૫૫૨ | ૪-૦-૦ |
| **માનસ રામાયણ**-બે ભાગમાં, ૩૦ ચિત્રો સાથે ... | ૧૪૦૦ | ૭-૦-૦ |
| ×**તુલસીકૃત રામાયણ**-બે ભાગમાં, ૩૬ ચિત્રો સાથે | ૧૪૩૨ | ૭-૮-૦ |
| **વાલ્મીકિ રામાયણ**-૩૭ ચિત્રો સાથે ... ... ... | ૧૫૨૮ | ૬-૮-૦ |
| **યોગવાસિષ્ઠ મહારામાયણ**-ચાર દળદાર ગ્રંથોમાં... | ૧૬૦૮ | ૧૨-૦-૦ |
| **દત્ત-પરશુરામ**-કૃષ્ણાત્મજજીકૃત ... ... ... | ૩૪૪ | ૨-૦-૦ |
| ×**શ્રીમદ્ ભાગવત**-બે ગ્રંથમાં-આવૃત્તિ ૧૦મી, ૨૭ ચિત્રો | ૧૩૪૪ | ૮-૦-૦ |
| **ભગવતી (દેવી) ભાગવત**- ... ... ... ... | ૯૨૮ | ૬-૦-૦ |
| **મનુસ્મૃતિ**-સરળ ભાષાંતર મૂળ શ્લોકોસહિત ... ... | ૬૪૦ | ૩-૦-૦ |
| **પાતંજલ યોગસૂત્ર**-સ્વામી વિવેકાનંદની ટીકા સાથે... | ૧૯૨ | ૧-૦-૦ |
| **જ્ઞાનયોગ**-(સ્વામી વિવેકાનંદકૃત) ... ... ... | ૨૩૬ | ૦-૧૨-૦ |
| **આખ્યાનમાળા**-ગ્રંથ ૧ લો તથા ૨ જો ... ... | ૧૪૨૮ | ૬-૦-૦ |
| **વૈદિક વિનય**-૩૬૦ વેદમંત્રો પ્રાર્થનાઓ રૂપે ... ... | ૮૪૦ | ૩-૧૨-૦ |
| ×**મહાભારત મંજરી**-મહાભારત વિષે ઉત્તમ ગ્રંથ ... | ૭૪૪ | ૩-૦-૦ |
| **तुकाम्हणे:**-પસંદ કરેલા અભંગોનો સંગ્રહ-મરાઠીમાં | ૧૨૦ | ૦-૫-૦ |
| **સંસારમાં સુખ ક્યાં છે?** (વા. મો. શાહ કૃત)... | ૧૮૦ | ૧-૦-૦ |
| **તું કોણ?** લેખક સ્વામી માધવતીર્થ ... ... ... | ૩૮૪ | ૨-૦-૦ |
| **આર્યોના સંસ્કાર** ,, ,, ... ... ... | ૩૨૪ | ૨-૦-૦ |
| ×**ગામડિયા નરદેવો**-પઢિયારકૃત ... ... ... ... | ૪૦૮ | ૧-૬-૦ |
| **ઉપદેશસારસંગ્રહ**-તામિલ વેદનો અનુવાદ ... ... | ૩૮૪ | ૧-૮-૦ |
| **સુબોધરત્નાકર**-ધર્મનીતિનાં ૧૦૫ દૃષ્ટાંતો ... ... | ૩૦૦ | ૧-૮-૦ |
| ×**હૃદયતરંગ** અને **બ્રાહ્મણની ગૌ** ... ... ... | ૩૨૪ | ૧-૦-૦ |
| **આર્યધર્મનીતિ ને ચાણક્યનીતિસાર**- ... ... | ૨૦૮ | ૦-૮-૦ |
| **વિભુની વાટે ને રામાયણની રત્નપ્રભા**- ... ... | ૧૬૪ | ૦-૪-૦ |
| **વિષ્ણુસહસ્ર નામાવલિ દર્શન** (અર્થ-વિવરણ સાથે) | ૨૨૦ | ૦-૬-૦ |

રૂા. ૨૫) કે તે ઉપરાંતનાં પુસ્તકો ખરીદવાથી ૬। ટકા વળતર મળશે.

× આવી નિશાનીવાળાં પુસ્તકોમાં કમીશન અપાતું નથી.

| | | |
|---|---|---|
| **વિષ્ણુસહસ્રનામ**–સરળ અર્થસહિત ... ... ... | ૧૨૮ | ૦–૨–૦ |
| **અષ્ટાવક્રગીતા**–સરળ અર્થ સાથે ... ... ... | ૭૨ | ૦–૮–૦ |
| **આત્મરામાયણ**–અધ્યાત્મ વિષયનું સરળ પુસ્તક ... | ૧૪૦ | ૦–૧૨–૦ |
| **જીવન્મુક્તિવિવેક** (સ્વામી વિદ્યારણ્યકૃત) ... ... | ૨૨૦ | ૧–૪–૦ |
| **પરમાનંદની પ્રાપ્તિ**–વૈષ્ણવો માટે ખાસ ઉપયોગી | ૨૭૨ | ૧–૮–૦ |
| **શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા**–આવૃત્તિ ૭મી ... ... | ૮૮૮ | ૪–૦–૦ |

**શ્રીમદ્‌ ભગવદ્‌ગીતા**–ગુજરાતી સરલાર્થ તથા **પંડિત નીલકંઠની** વિસ્તૃત ટીકા સાથે. કદ ૫×૭ા, પૃષ્ઠ ૬૭૬, મૂલ્ય રૂપિયા ૧–૧૦–૦

**શ્રીભગવદ્‌ગીતા**–એક બાજુ શ્લોક ને બીજી બાજુ ભાષાંતરવાળી પૃષ્ઠ ૪૮૦, બૉર્ડપટ્ટીનાં પૂઠાં, મૂલ્ય રૂપિયા ૦–૮–૦

**શ્રીભગવદ્‌ગીતાઃ**–શ્લોક તથા તેની નીચે ભાષાંતરવાળી–કદ ૩ા×૫, પૃષ્ઠ ૪૪૮, બૉર્ડપટ્ટીનાં પૂઠાં, મૂલ્ય રૂપિયા ૦–૭–૦

**શ્રીભગવદ્‌ગીતા**–માત્ર ગુજરાતી ભાષાંતર–બૉર્ડપટ્ટીનાં પૂંઠાં, પૃષ્ઠ ૨૮૮, કદ ૩ા×૫, મૂલ્ય રૂપિયા ૦–૪–૦

×**શ્રીપંચરત્નગીતા**–મોટા અક્ષરોમાં, પાકાં પૂંઠાં, કદ ઇંચ ૫×૯, પૃષ્ઠ ૬૦૦, બૉર્ડપટ્ટીનાં પૂઠાં, મૂલ્ય રૂપિયા ૧–૧૦–૦

## સંતવાણી તથા ઉપદેશો—

| | | |
|---|---|---|
| **પ્રીતમદાસની વાણી**–આવૃત્તિ ૨ જી ... ... ... | ૫૬૦ | ૨–૮–૦ |
| **ભજનસાગર**–૯૩૧ ભજનોનો ઉત્તમ સંગ્રહ ... ... | ૬૮૮ | ૨–૮–૦ |
| **અખાની વાણી**–સુધારાવધારા સાથે–ત્રીજી આવૃત્તિ | ૫૦૪ | ૩–૦–૦ |
| **સંત કબીર–આધ્યાત્મિક પદો**–વા. મો. શાહ ... | ૧૬૮ | ૧–૦–૦ |
| **ગુજરાતની ગઝલો** (દી. બ. કૃષ્ણલાલ ઝવેરી) ... | ૧૮૦ | ૧–૦–૦ |
| ×**દાસબોધ**–(સમર્થ રામદાસ સ્વામીકૃત) ... ... ... | ૬૪૮ | ૨–૮–૦ |
| **સ્વામી રામતીર્થના સદુપદેશો**–ગ્રંથ ૧ લો ... | ૫૬૪ | ૨–૮–૦ |
| ” ” **સદુપદેશો**–(ગ્રંથ ૩ જા રૂપે)... | ૫૨૦ | ૨–૮–૦ |
| ×**સ્વામી વિવેકાનંદના ઉપદેશો**–(ભાગ ૪–૫) ... | ૬૦૦ | ૨–૪–૦ |
| ” ” **ભક્તિયોગ**–આવૃત્તિ ૨ જી (ભાગ ૮મા રૂપે) | ૩૮૪ | ૧–૮–૦ |
| ” ” **પાતંજલ ને જ્ઞાનયોગ** (ભાગ ૧૦, ૧૧) | ૫૬૦ | ૨–૦–૦ |
| **તુકારામ ગાથા**–ગ્રંથ ૧ લો તથા ૨ જો–સરળ ભાષાંતર | ૧૮૪૦ | ૬–૦–૦ |

## સંતો તથા વીરપુરુષોનાં જીવનચરિત્રો—

| | | |
|---|---|---|
| **બુદ્ધચરિત્ર** તથા **અન્ય સંતપુરુષો**– ... ... | ૪૬૬ | ૨–૦–૦ |
| **રામકૃષ્ણ પરમહંસ–ચરિત્ર**– ... ... ... ... | ૬૦૮ | ૨–૮–૦ |

| | | |
|---|---|---|
| **સ્વામી વિવેકાનંદ**—ચરિત્ર-ભાગ ૯ મો- ... ... | ૭૮૪ | ૩-૦-૦ |
| **સ્વામી રામતીર્થ**—ચરિત્ર-ગ્રંથ ૪ થો- ... ... | ૬૭૨ | ૩-૦-૦ |
| **સંત તુકારામ**—વિસ્તૃત ચરિત્ર ... ... ... ... | ૬૪૮ | ૨-૮-૦ |
| **ચૈતન્ય મહાપ્રભુ**—ખંડ ૧ થી ૫-ત્રણ ગ્રંથો (સચિત્ર) | ૧૫૯૬ | ૬-૮-૦ |
| **જ્ઞાનેશ્વર મહારાજ ને મહાત્મા એકનાથ** ... ... | ૫૦૪ | ૨-૮-૦ |
| **સ્વામીશ્રી બ્રહ્માનંદજી ને શિવાનંદજીનાં ચરિત્રો** | ૪૨૪ | ૧-૬-૦ |
| **શ્રી રામચંદ્ર દત્ત ને નાગમહાશયનાં ચરિત્રો** ... | ૩૩૬ | ૧-૦-૦ |
| **મહાત્મા સરયુદાસજી, ભૂધરભક્ત ને મહાત્મા જાનકીદાસજીનાં ચરિત્રો** ... ... | ૨૫૬ | ૦-૧૦-૦ |
| **ભક્તચરિત્ર**—૨૯ ભક્તોનાં ચરિત્રો- ... ... ... | ૫૨૮ | ૨-૮-૦ |
| ×**આદર્શ ચરિત્રસંગ્રહ**—ભાગ ૧ લો-૫૨ ચરિત્રો ... | ૬૩૬ | ૧-૧૨-૦ |
| ,, ,, -ભાગ ૨ જો-૭૦ ચરિત્રો ... | ૬૨૪ | ૨-૮-૦ |
| **મુસ્લિમ મહાત્માઓ**—(૯૬ ચરિત્રો, ઉપદેશોસહિત) | ૭૫૬ | ૨-૪-૦ |

ઐતિહાસિક જીવનચરિત્રો તથા અન્ય ગ્રંથો—

| | | |
|---|---|---|
| **ભારતના વીરપુરુષો**—ઐતિહાસિક ચરિત્રો ... ... | ૩૩૬ | ૧-૪-૦ |
| **વીર દુર્ગાદાસ** અથવા **મારુ સરદારો**- ... ... | ૩૦૪ | ૧-૦-૦ |
| **કચ્છની લોકવાર્તા**-(શ્રી. ડુંગરશી ધરમશી સંપટ) | ૩૫૪ | ૨-૦-૦ |
| **સાહિત્ય પ્રારંભિકા**-લે. હિંમતલાલ ગ૦ અંજારિયા | ૧૫૨ | ૧-૦-૦ |

ખાસ સ્ત્રી ઉપયોગી ગ્રંથો—

| | | |
|---|---|---|
| **ભારતની દેવીઓ**—ગ્રંથ ૧ લો-પ્રાચીન ૧૧૩ ચરિત્રો | ૭૩૨ | ૩-૦-૦ |
| ,, **ગ્રંથ ૨ જો**-પ્રાચીન અને ઐતિહાસિક ૨૨૪ ચરિત્રો | ૭૩૨ | ૩-૦-૦ |
| ,, ગ્રંથ ૩ જો-પ્રાચીન અને અર્વાચીન ૧૬૬ ચરિત્રો | ૮૦૪ | ૩-૦-૦ |
| **દયાળુ માતા** અને **સદ્‌ગુણી પુત્રી**-(આવૃત્તિ ૫ મી) | ૧૬૦ | ૦-૮-૦ |
| **કલ્યાણમયી**-(શ્રી. ડુંગરશી સંપટ) ... ... ... | ૨૧૨ | ૧-૦-૦ |
| **ટુંકી વાતો ગ્રંથ ૧ લો**-સામાજિક નિર્દોષ ૬૬ વાર્તાઓ | ૫૮૮ | ૨-૮-૦ |
| ,, ,, **૨ જો**-કુટુંબ માટે ઉપયોગી ૫૭ વાર્તાઓ | ૫૭૬ | ૨-૮-૦ |
| × ,, ,, **૩ જો**-બોધપ્રદ ૮૦ વાર્તાઓ ... | ૪૯૨ | ૧-૮-૦ |
| ,, ,, **૫ મો**-સ્ત્રીપુરુષને ઉપયોગી ૫૬ વાર્તાઓ | ૪૦૮ | ૨-૮-૦ |
| ,, ,, **૬ ઠ્ઠો**-સર્વ માટે ઉપકારક ૮૬ વાર્તાઓ | ૩૨૦ | ૨-૮-૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| **સ્વર્ગનું વિમાન**- | ૩૭૨ | ૨-૦-૦ | **સ્વર્ગનો ખજાનો**- | ૩૧૨ | ૨-૦-૦ |
| **સ્વર્ગની કૂંચી**- | ૩૭૨ | ૨-૦-૦ | **સ્વર્ગનો પ્રકાશ**- | ૨૩૬ | ૨-૦-૦ |
| **સાચું સ્વર્ગ**- | ૪૯૨ | ૨-૦-૦ | **સ્વર્ગની જિંદગી**- | ૩૦૦ | ૨-૦-૦ |

**સંસારમાં સ્વર્ગ**- ૩૪૮ ૨-૦-૦ | **સ્વર્ગની સીડી**- ૩૬૦ ૨-૦-૦
**સ્વર્ગનો આનંદ**- ૩૬૦ ૨-૦-૦ | **સ્વર્ગની સડક**- ૪૬૮ ૨-૦-૦

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક ગ્રંથો—

**સુબોધપુષ્પવાટિકા**—શેખ સાદીકૃત ગુલિસ્તાઁનો અનુવાદ ૧૩૬ ૦-૫-૦
**સુબોધ કથાસાગર**—બોધદાયક દૃષ્ટાંતોનો સંગ્રહ ... ૪૬૪ ૨-૦-૦
**આગળ ધસો**—ચેતનાપ્રેરક મહાન ગ્રંથ ... ... ૪૬૮ ૨-૮-૦
×**ભાગ્યના સ્રષ્ટાઓ**—સંશોધિત બીજી આવૃત્તિ ... ૫૬૪ ૨-૮-૦
**સુખી જીવનનાં સાધન**—ઉત્સાહપ્રેરક પુસ્તક... ... ૩૧૨ ૧-૮-૦
**આદર્શ દૃષ્ટાંતમાળા**—બે ભાગમાં ... ... ... ... ...૯૨૮ ૪-૦-૦
**કતલખાનું**—સામ્યવાદી અપ્ટન સીંકલેરકૃત ... ... ૬૬૬ ૩-૦-૦
**શુભસંગ્રહ**—(ભાગ ૧, ૨, તથા ૯) ... ... ... ૧૪૭૨ ૫-૪-૦
×**સોનેરી સૂચનો ને સુવિચાર સામગ્રી** ... ... ૨૦૮ ૦-૪-૦

## વૈદક તથા વિજ્ઞાનના ગ્રંથો—

**વૈદક સંબંધી વિચારો**—ભાગ ૧ લો— ... ... ૬૮૪ ૨-૦-૦
,, ,, ભાગ ૨ જો ... ... ... ૪૩૨ ૧-૧૨-૦
**આયુર્વેદ નિબંધમાળા**—ભાગ ૧ લો } વૈદ્ય તિલકચંદ ૭૩૬ ૨-૮-૦
,, ,, —ભાગ ૨ જો } તારાચંદકૃત ૪૧૬ ૧-૧૨-૦
×**આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન**—ગાંધીજીકૃત ... ... ૧૪૮ ૦-૪-૦
**આરોગ્ય ને ખોરાક**—(પોપટલાલ ગો. શાહ) ... ૧૭૬ ૧-૦-૦
**હિંદના આર્થિક વિકાસની યોજના**—
(શ્રી. મનુ સૂબેદારના આમુખ સાથે) ... ... ૧૦૮ ૦-૮-૦

## બાળકો માટેનાં પુસ્તકો—

**ભારતીય નીતિકથાઓ**—મહાભારતમાંની ૫૨ વાતો ૧૯૨ ૦-૮-૦
**સુબોધક નીતિકથા**—૧૫૨ બોધપ્રદ વાતો ... ... ૨૩૨ ૦-૮-૦
**સદ્ગુણી બાળકો**—૬૯ ખરા બનાવોનો સંગ્રહ ... ૧૩૬ ૦-૪-૦
**બાળસદ્બોધ**—વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ ... ... ૧૨૦ ૦-૪-૦
**બાળકોની વાતો**—રસિક વાતચીતરૂપે ૨૧ પાઠો ... ૮૮ ૦-૩-૦
,, ,, —ભાગ ૨ જો—બોધપ્રદ ૬૧ પાઠો ... ... ૨૬૪ ૦-૮-૦

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય** } અમદાવાદ અને મુંબઈ-૨

# અનુક્રમણિકા

## છાપા

# પદો

## ગુરુ-શિષ્ય-સંવાદ



## શ્રી અખેગીતા

| કડવું | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | હરિગુરુ સંતની સ્તુતિ … … … | ૪૩૪ |
| ૨ | વેદાંતી કવિઓની સ્તુતિ… … … | ૪૩૬ |

# અખાની વાણી

## છપ્પા

### વેશનિંદા અંગ

સુતર આવે તેમ તું રહે, જ્યમ ત્યમ કરીને હરિને લહે;
વેશ ટેક છે આડી ગલી, માંહી પેઠો તે ન શકે નીકળી;
અખા કૃત્યનો ચઢશે કષાય, રખે તું કાંઇ કરવા જાય. ૧
રંગ ચઢે તે જાણો મેલ, પોત રહે તે સામું સહેલ;
આપે આતમ સ્વયંપ્રકાશ, કર્મધર્મનો કાઢી પાસ;
અખા એવી સદ્ગુરુની કલા, સમજે નહિ તો વાધે બલા. ૨
ખટદર્શનના જૂજવા મતા, માંહોમાંહીં ખાધા ખતા;
એકનું થાપ્યું બીજો હણે, અન્યથી આપને અધિકો ગણે;
અખા એ જ અંધારો કૂવો, ઝગડો ભાંગી કો નવ મૂવો. ૩

---

(આ અર્થોમાં જે આંકડા છે, તે છપ્પાના આંક સમજવા.)

૧. સુતર...લહે=તને જેમ સુતર આવે, સુતરું—સહેલું પડે, તેમ તું રહે. શરત માત્ર એટલી કે, તું ભગવાનને લહે—ઓળખ.

વેશ...નીકળી=વેશ અને ટેક—ટીલાંટપકાં તો આડી ગલી—આડો માર્ગ છે. એ રસ્તે એકવાર પણ ચઢ્યા, તો પછી બહાર નીકળી શકાશે નહિ. કષાય=મેલ, રંગ. ૨. વાધે બલા=પીડા વધે.

૩. ખટદર્શન=છ દર્શનો (સાંખ્ય, યોગ, ગૌતમ ને કણાદના

**સમજી** રહે તો સઘળો લાભ, કાયકલેશે વાધે ગાભ;
હું-માનીનતા હોયે સંતાન, આતમતાનું થાયે જાન;
અખા હરિ જાણી હું ટાળ, જન્મ કોટિની ઊતરે ગાળ. ૪

**માનીનતા** માયાનો ભાગ, માને માયા પામે લાગ;
કેવળમાં જે બીજું ભળે, કલ્પિત ભ્રમ ટાળ્યો નવ ટળે;
અખા નિજ આતમને સાધ્ય, ઔષધવોણી જાયે વ્યાધ્ય. ૫

**હું** ટાળી અછતો થૈ રહે, હરિપ્રવાહમાંહે થૈ વહે;
પોતાપણેથી જે નર ટળે, અણુઆયાસે હરિમાં ભળે;
અખા વાત સમજી લે વિધે, જાંહાં છે ત્યાં આકાશ જ મધે. ૬

**પડે** નહીં જે પૃથ્વી સૂવે, કને નહીં તે કો' શું ખૂવે?
ટાઢું ઊનું નોહે આકાશ, પાણીમાં નોહે માખણ છાશ;
બ્રહ્મજ્ઞાન એવું છે અખા, જ્યાં નૈં સ્વામી સેવક ને સખા. ૭

**એક** નહીં તાં બીજું કશું, જાણું નૈં શું વાસો વસું?
પંચ નહીં ત્યાં કેની સાખ? વણ રસના અચવ્યો રસ ચાખ;
અખા સમજે તો સમજી જુએ, બાપના બાપને ઘેલા રુએ. ૮

## આભડછેટ અંગ

**આભડછેટ** અંત્યજની જણી, બ્રાહ્મણ વૈષ્ણવ કીધા ઘણી;
બારે માસ ભોગવે એ બે, સૌને ઘેર આવી ગઈ રે';
અખા હરિ જાણે જડ જાય, નૈં તો મનસા વાચા પેશી રે' કાય. ૯

**પોતાનાં** પડખાં નવ જુએ, હાડ ચામડાં મૂરખ ધૂએ;
શુદ્ધ કેમ થાય જો ચામડું, મોઢું માંહે એ વાંકડું;

---

એ ન્યાય, પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા.) એ છએ જૂજવા—જુદાજુદા મતો આપે છે. ખાધા ખતા=ખાધો માર; અધિકો=અધિક.
૪. ગાભ=ગર્ભ. જાન=હાણ. હું-માનીનતા=હુંપણું ઊતરે ગાળ=કલંક ટળે. ૮. સાખ=સાક્ષી. રસના=જીભ. અચવ્યો=ન ચાવેલો.

હરિ જાણ્યા વિના ભૂલ્યા ભમે, અખા પાર ન પામે ક્યમ. ૧૦
ઈશ્વર જાણ્યો તે આચાર, પણ એ તો છે ઉપલો ઉપચાર;
મીઠાં મહુડાં માન્યાં દ્રાક્ષ, અન્ન નોય અન્નમાંની રાખ;
સોનામખી સોનું નવ થાય, અખા આંધળીને પાથરતાં વા'ણું વાય.

## ગુરુ અંગ

ગુરુ થે બેઠો હોંશે કરી, કંઠે પા'ણુ શકે ક્યમ તરી?
જ્યમ નાર નાનડી હવું પ્રસૂત, વળતી વાધે નૈં અદ્ભુત;
શિષ્યને ભારે ભારે વહ્યો, અખા તે મૂલગેથો ગયો. ૧૨
પોતે હરિને નૈં જાણે લેશ, કાઢી બેઠો ગુરુનો વેશ;
સાપને ઘેર પરોણો સાપ, મુખ ચાટી ચાલ્યો ઘેર આપ;
એવા ગુરુ ઘણા સંસાર, તે અખા શું મૂકે ભવપાર? ૧૩
તું તારું સમજીને બેશ, કાં ચોળે ડિલ પ્યારી મેશ?
તૂમડું જ્યમ માંહેથું મરે, જે લૈ પેસે તે સૌ તરે;
તરુવર ફળ દેવા નવ જાય, અખા આવી જાચે તે ખાય. ૧૪
પે'લો તું પરમારથ પ્રીછ, પછે ગુરુ થાવાને ઈછ;
પારો મૂવો તે રોગ નિગમે, પછે ભોજન બો'ળું તે જમે;
ત્યમ નિરાશે મલે નારાણ, અખા તું પહેલે એવું જાણ. ૧૫

---

૧૦. વાંકડું=વાંકું—વાંકું વળી ગયેલું—બાંકું.

૧૨. પા'ણ=પહાણ; પથ્થર. જ્યમ નાર......અદ્ભુત=કોઈ નાની ઉંમરની સ્ત્રી સગર્ભા થાય, અને તે વધે, તેમાં કંઈ આશ્ચર્ય નથી. મૂલગેથો=મૂળથી. તે જ પ્રમાણે શિષ્યને ભારે પોતે ભારવાહી થયો છે.

૧૪. માંહેથું મરે=અંદરથી સુકાઈ જાય, ખાલી થઈ જાય. એ પોલા તુંબડાને લઈને જે પાણીમાં પેસે છે, તે પાર કરી જાય છે. તરુવર=ઝાડ. જાચે=યાચના કરે, વિનંતિ કરે.

૧૫. પારો મૂવો=મારેલો પારો રોગ નિગમે છે—દૂર કરે છે. બો'ળું=મહોળું. ત્યમ નિરાશે મલે નારાણ=તુંબડું, ઝાડ, મારેલો પારો

તું તારા મનમાંહી પ્રીછ, શાને મોટપ લે છે શીશ?
ઝીણું મળીને મોટું થાય, મોટું કણ્યકા થૈને જાય;
અખા વાત વિચારે વિધ્યે, રિધ્ય ઘણી તો રે' સંનિધ્યે. ૧૬
આપે આપ પૂરણ બ્રહ્મહરિ, પોત પસાર્યું રચના કરી;
ચૈતન્ય બ્રહ્મશલાનું ચિત્ર, ઋષિ જક્ષ માનવ પશુ પિત્ર;
થાય જાય એ માયાભેદ, અખા ચૈતન્યનો નોહે ઉચ્છેદ. ૧૭

## સહજ અંગ

ધર્મ સતવાદી ભીમ બળવંત, સેદેવ જોશી જાણે તંત;
અર્જુન બાણાવળી નકુળ ચતુર, સાથ જેને શ્રીકૃષ્ણ હજૂર;
વન ભોગવતા દુખિયા થયા, પામી રાજ્ય અધૂરા ગયા. ૧૮
સહેજે જે થાયે તે થાય, કર્તવ્યનું બળ અખો ન ગાય.
સૂધું સમજી સુખિયો થા, મૂકી આપ ઈશ્વરમાં જા;
ધરમ અરથ મોક્ષ ને કામ, એ માયા પગ મૂકયાં ઠામ;
નિઃસ્પૃહી તે નિરાળો રહે, અખા લાલચિયો લીધે વહે. ૧૯
સમજે તો અવળું છે તાન, બીજું ઇચ્છે એહ જ જાન;
સોનામાંહે બીજું ભળે, મૂળ રૂપ તેનું જયમ ટળે;
જેમ છે તેમ એ છે આત્મા, અખા કેની એવી છે ક્ષમા? ૨૦

## કવિ અંગ

કવિતા ઘણા કવિ કવી ગયા, અદ્યાપિ કવે પ્રત્યક્ષ રહ્યા;
વળી આગળ કવશે બહુ કવિ, મનની વૃત્ય જોજો અનુભવી;

---

એ બધાંમાં નિરાશ થવાપણું રહેલું છે—આશારહિત થવાનું છે. જે આશાથી મુક્ત થાય છે, તે જ નારાયણને પામે છે. ૧૬. કણ્યકા=કણિકા. વિધ્યે=રીતે. રિધ્ય=રિદ્ધિ. સંનિધ્યે=પાસે. ૧૭. બ્રહ્મશલા=બ્રહ્મશિલા. પિત્ર=પિતૃ. ઉચ્છેદ=નાશ. ૧૮. તંત=તંતુએ તંતુ. ૧૯. સૂધું=સધું, સીધું. લાલચિયો=સ્પૃહાવાળો. તે ધર્મ આદિ લઇને તણાઈ જાય છે. ૨૦. જાન=હાણ.

અખા મનાતીત ત્યમનું ત્યમ, મનની વૃત્યમાં મનની ગમ. ૨૧

**જ્ઞાનીની** કવિતા ન ગણીશ, કિરણ સૂર્યનાં કેમ વરણીશ?
શબ્દતણો છેડો કેમ થાય, આકાશને કેમ તોળ્યું જાય?
એવું વચન અલિંગીતણું, અખા નહિ કોય પર આપણું. ૨૨

**સ્થિતિ** નહીં આપાપરતણી, પંચ્ય બ્રહ્માંડનો થાયે ધણી;
અચવ્યું સરખું દીસે આપ, ભૂત ભવિષ્યનો નોહે થાપ;
અખા જોતાં ચિદ્આકાશ, આવિર્ભાવ વિના શો નાશ? ૨૩

## વૈરાગ્ય અંગ

**જો** ઊપજે તો ખરો વૈરાગ, બીજા કૃત્યનો ન છબે પાગ;
હેલામાં હરિ પામે વેદ, જો ઊપજે સાચો નિરવેદ.
જ્યમ ફૂલ પાછળથું ફળ નિદાન, અખા વૈરાગ્ય તે પરમનિધાન. ૨૪

**વૈરાગ** વિના તે ઊપજે ખેદ, મારું તારું ભેદાભેદ;
સત્ય વૈરાગ ગોળીની ચોટ, લાગે તો તે થાયે લોટપોટ;
જો ભાગે અખા પર કે પાગ, તોય ટળે તે ઊડવા લાગ. ૨૫

**સત્ય** વૈરાગ સ્વામીનું રહે, મહાપુરુષ સર્વે એમ વહે;
જે વૈરાગ દેખાડે કરી, એ તો મનકેરી મશ્કરી;
પલકે પલકે પલટે ઢંગ, એ તો અખા માયાના રંગ. ૨૬

**સૂરજ** તેમ સાચો વૈરાગ, તપતે ન જુએ જાગ્ય કુજાગ્ય;

---

**૨૧.** મનાતીત=મનથી અતીત, મનથી દૂર એવું બ્રહ્મ ગમ=ગતિ; સૂઝ. **૨૨.** અલિંગી=નિરંજન નિરાકાર. **૨૩.** આપાપરતણી=આપ+અપરતણી. આવિર્ભાવ=પ્રકટીકરણ; પ્રકટ થવું તે. **૨૪.** છબે પાગ=પગ પહોંચે. હેલા=રમત. વેદ=ચોક્કસ. નિર્વેદ=ખેદ; વૈરાગ્ય. નિદાન=નક્કી. નિધાન=આશ્રય. **૨૫.** જો...લાગ=એ ગોળાથી કાં પર (બેપણું) ટળે કે પાગ (પગ) ભાગે–દૂર થાય. એટલે ફરી ઊડવાનું જન્મવાનું બંધ થાય.

સહુને તેજ કરે તે સહી, પરછાયો પોતાંમાં નહીં;
જ્યાં ઊપજે સાચો નિર્વેદ, નોહે અખા ત્યાં ભેદાભેદ. ૨૭
**સત્ય** વૈરાગ સ્વે જાણ્યા હરિ, ત્યાં માયાને શું ગ્રહિયે આદરી?
જેમ નવ ગ્રહનાં રત્ન મુલવાય, પણ પારસનું મૂલ કોયે ન થાય;
અખા તે વૈરાગ વિચાર, વેશ તુને નૈં મૂકે પાર. ૨૮
**પતિ** કહાવે તો મનને જીત, બાકી જે કરશે તે રીત;
ચાર વર્ણ ને આશ્રમ ચાર, જ્યાં અવતરે ત્યાં વેશ વે'વાર;
અખા વાત પામ્યો શી નવી, જે લાગ્યું તે છૂટચો ભોગવી. ૨૯
**એમ** સમજે નર પામે પાર, જે મુજ પહેલો હુતો કર્તાર;
મુજ જાતે રે' છે હરિ, વચ્ચે હું રહ્યો માથે કરી;
અખા એમ વિચારી રહે, શીશ પોટલો નાખી વહે. ૩૦
**ગોળે** મરે કાં શોધે વખ, તપી ભમી કાં પામે દખ?
ફરતા ફરતા દીસે ઘણા, જેમ તાતી વેળુ માંહે ચણા–
અખા ઊડી જો અળગો પડે, વસ્તુવિચાર સદ્ગુરુથી જડે. ૩૧
**હેત** વિના પ્રવૃત્તિ વધે, હોંશે કુબુદ્ધિ બેસે ગધે;
દેખાદેખી સહુ કો કરે, પણ કો ન જુએ, જે શું છે સરે;
અખા જો વિચારી જુએ, રોતાં દેખી સૌ કોઈ રુએ. ૩૨
**ઘરમાં** ઘાયલ મનઃકામના, કર્મ મોહ્યા દામચામના;
ફૂલે ફેકે કેમ હોય નિર્વાણ, જો નૈં ઊપજે આતમજાણ?
સોનામાં સૌ ઊપજે મરે, અખા સમજ તે મોટી સરે. ૩૩

---

૨૭. જાગ્ય કુજાગ્ય=જગાકજગા. ૩૦. શીશ પોટલો=માથે ભારનું પોટલું લઈને શીદને ફરે છે? ૩૧. ગોળે–વખ=ગોળે મરે એમ છે, તો પછી વિષ શોધવા શા માટે ફાંફાં મારે છે? તાતી... ચણા=ગરમ રેતીમાં ચણા ફડફડ ઊડે છે. તેમાંથી કોઈ ચણો અળગો થઇને પડે છે. તેમ જે માણસ માયાથી અળગો થાય છે, તેને સદ્ગુરુદ્વારા બ્રહ્મનો સાચો વિચાર સાંપડે છે. ૩૨. બેસે ગધે=ગધેડે બેસે. ૩૩. સરે=છેવટ. દામચામ=દામ–પૈસો, ચામ–ચામડી, શરીર;

ભૂનાં ભાંડ એક જોતાં સર્યું, લાગ્યો અગ્નિ કહાવ્યું ઠીકરું;
તેમ જીવશિવ વસ્તુગત એક, અહંતાકેરી લાગી ટેક;
અખા જીવ અહંતાભાગ, ઉજ્જવળમાં જેમ કાળો દાગ. ૩૪
અગમપંથમાં મોટો ભલ્લ, ચાલી શકે કો એકલમલ્લ;
સામો મળે ન વાંકો જાય, નિજબળ બળિયો ત્યાં ઠેરાય;
બાકી અખા હોંકારા કરે, ભૂમિ વિના પગ કોઇક ધરે. ૩૫
વણુ ખાંડે જગતીમાં જીત, જો કોઈ સમજે આતમરીત;
જાઇશ માં ખોવા પામવા; ઇચ્છીશ માં ટળવા ને થવા;
પ્રવૃત્તિ નિવૃત્તિ દાસી છે બે, જો ? અખા તો એ ઘેર રહે. ૩૬

## વિચાર અંગ

આપવિચારે મળશે રામ, વણુસમજ્યો લે કોનું નામ ?
બોલે ચાલે જે વડે સુણે, તેને જીવ લેખે નવ ગણે;
કેમ અખા હરિ મળશે તને, કંઠે હાર, પાછળ પડ્યો કને ? ૩૭
પૂરો તે જે પૂરણ લહે, બીજા વે'તા કેડે વહે;
જે નર દેખે સઘળે હરિ, પૂર્ણ ભક્તિ તો તેણે કરી;
જ્યાં જેવો ત્યાં તેવો રામ, અખા સઘળાં એનાં નામ. ૩૮
ધીર ધીર મન ધસતું રાખ્ય, કર્મશાસ્ત્રની ન પૂછે સાખ્ય;
આગળ મન વિષયે લાલચી, તેને બ્રહ્મ દેખાડે રચી;
અખા મોટું છે એ વાંકડું, જેમ કરડચું વીંછીએ માંકડું. ૩૯

---

ત્રી. ફૂલે શેકે...જાણુ=ફૂલાં શેકવાથી–પંચાગ્નિ તપવાથી કંઈ નિર્વાણ–મોક્ષ સાંપડશે નહિ. આતમજાણુ=આત્મજ્ઞાન હશે તો જ તે સાંપડશે. ૩૪. ભૂનાં ભાંડ=ભૂ એટલે પૃથ્વી, માટી. ભાંડ એટલે વાસણ. એ માટીનાં વાસણમાંથી એક જોતજોતામાં સરી પડે છે ને તેને દેવતા લાગે છે, ત્યારે તે ઠીકરું થઈ જાય છે. ટેક=ટક્કર. દાગ=ડાઘો. ૩૫. ભલ્લ=ભલ્લુક, રીંછ; એકલમલ્લ=એકમલ્લ; જબરદસ્ત મલ્લ. ૩૬. ઠેરાય=સ્થિર થાય. ખાંડે=તલવારે. જગતી–જગત. ૩૭. કને=કોને.

સાચું કે'તાં જૂઠું શમે, પણ સૂધી વાત સૌને નવ ગમે;
જેમ દીવે અંધારું ટળે, તેમ બ્રહ્મજ્ઞાને પરપંચ પળે;
જગતતણી જુગતીશું પ્રીત, અખા ન સમજે આતમરીત. ૪૦
ત્રણ ગુણનો સઘળો સંસાર, ગુણવડે ચાલે દેહવ્યાપાર;
કળ ભરાવ્યે ચાલે ગાંઠ, મન આદિ સઘળો આ ઠાઠ;
અખા વસ્તુની ચૈતન્યશક્તિ, જે સમજ્યા તે પામ્યા મુક્તિ. ૪૧
હું નહીં ગુણ ઇંદ્રિય દેહવાન, પ્રકૃતિ પુરુષનું નહિ મુજ માન;
મુજમાં સહુ હું સર્વાતીત, હું છું ત્યાંહાં નૈં દ્વૈતાદ્વૈત;
અખા એમ સમજી રહે જેહ, જીવન્મુક્ત યોગેશ્વર તેહ. ૪૨
પ્રીછે તો ગુણપારે રહે, ગુણમાં આવે તેને દહે;
જે ઊડ્યો જાયે આકાશ, તેને નોય પૃથ્વીનો પાશ;
અખા એમ સમજ્યો તે હરિ, તેને સરખી દરી-સુંદરી. ૪૩
અહંબ્રહ્મ જાણીને રહે, શબ્દપ્રવાહમાં શેને વહે?
વસ્તુવિચાર વિના અન્ય અભ્યસે, જેમ કંચન તે કથીરે ઘસે;
અખા સમજી રે' તું મનમાંહ, બીજાની નવ ઝાલીશ બાંહ. ૪૪

## દોષ અંગ

દોષ ન જોઇશ કેના ભૂર, તો હરિ દેખીશ બો ભરપૂર;
મેલી આંખે ક્યમ દીસે વસ્ત, જેણે જોયાં આમિષ ને અસ્ત?
અખા તો જ દીસે આતમા, જો નાવે રસના તાસમાં. ૪૫
હરિજન રવે હરિ-નહિ માનવી, જેમ સરિતા ભળી જ્યાં જાહ્નવી;
તેની નિંદા કરતાં ક્રૂર, નિજ આતમથી પડશે દૂર;

---

૪૧. કળ=ચાંપ. ગાઠ=ગઠ્ઠી ૪૨. માન=માપ. ૪૩. દરી... સુંદરી=દરી એટલે ગુફા. સરખાવો ભર્તૃહરિનું ચરણ '**एका भार्या सुंदरी वा दरी वा.**' જેણે હરિને વિશે ઉપર મુજબની સમજણ મેળવી લીધી છે, તેને યોગસાધન માટેની ગુફા અને કામસાધન માટેની સુંદરી એ બંને સરખાં જ છે. ૪૪. અભ્યસે=અભ્યાસ કરે. બાંહ=હાથ. ૪૫. ભૂર=ભૂરિ; વધારે. આમિષ=માંસ. તાસ=વાસણ, તાસક.

હરિજન સર્વાંગે હરિ વડે, અખા વેલો તાણ્યો આવે થડે. ૪૬
પુરુષાકારે પૂરણબ્રહ્મ, જેણે સમજ્યો મૂળગો મર્મ;
કર્મવાક્ય જીવબુદ્ધિ ગાય, સ્વયંવિના સિદ્ધાંત ન થાય;
નિજનું જ્ઞાન નિજરૂપે હોય, પાલો જ અખા જેમ થાયે તોય. ૪૭
પૂરણતામાં સર્વ સમાય, નદી વડે સાગર ન ભરાય;
જેમ દાવાનળ બાળે સર્વ, તેમ જ્ઞાન દોષ દહે સર્વ;
દેહવિકાર હરિજનને કશા! અખા જેહની મોટી દશા. ૪૮
અણુલિંગી હરિજનની કળા, કર્મ ન બાંધે આધી બલા;
અહંતાપોત વિના નોહે ભાત, દિવસવિના તે શેની રાત?
લૌકિક લેખું રહે લોકમાં, અખા જીત નહિ ફોકફોકમાં. ૪૯
રૂડું જાણી નથી રાખવા, કૂડું જાણી નથી તાગવા;
તન તપાસી તુજને શોધ, બાહ્ય ઉપચાર મૂકી બુધ્ય બોધ;
તજ્યા ભજ્યા વણ તે યોગેશ, અખા જો માને ઉપદેશ. ૫૦
તજતાં ભજતાં નહિ પૂરવે, જૂનું તજે મન લાગે નવે;
જ્યાં જેવો જીવ કાઢે વેશ, તે સાથે મન કરે પ્રવેશ;
મનની રીત જે ગૂંથે જાળ, કાઢ અખા આતમની ભાળ. ૫૧
હરિ જાણીને સૂવે નચંત, સુલભ મારગ સમજ્યા સંત;
સનકાદિકે ન ભજ્યો પ્રપંચ, જનકાદિકે ન તજિયો રંચ;
તજવું ભજવું તે સંસાર, અખા સમજતાં આવે પાર. ૫૨

---

૪૬. હરિજન...જાહ્નવી=હરિજન—હરિનો માણસ સ્વયં હરિ જ છે, તે માનવી નથી. એ તો જેમ કોઈ નદી ગંગાજીમાં મળી જાય છે તેમ છે. એ હરિજન તો હરિ વડે જ સર્વાંગે ચાલે છે. જેમ થડ વેલાને તાણે છે તેમ એ હોય છે. જે ક્રૂર એની નિન્દા કરે છે, તે આત્માથી વેગળો જાય છે. ૪૭. તોય=પાણી. પાલો=વરસાદનો કરો. ૪૯. અહંતાપોત...ભાત=અહંતારૂપી પોત (લૂગડું) હોય, તો જ તેમાં ભાત હોય. અહંતા ન હોય, તો ભાત પણ ન હોય. ૫૦. બુધ્ય=બુદ્ધિ. બોધ=જાણ. ૫૧. પૂરવે=પૂરું થાય, પાર નાવે, ભાળ=તપાસ. ૫૨. રંચ=જરા પણ.

સર્વાતીત શ્રુતિ કે'તા હવા, માયારંગ બીજા નવનવા;
મનને જોડ માયાશું ઘણો, કરે ઉપાય તે ભજવાતણો;
વસ્તુ વિષે છે મનનો અંત, તેહ અખા લેહ વિરલા સંત; ૫૩
હું નહીં તું નહી તે ન કે'વાય, જે જોતાં જોનારો જાય;
ત્રણ પ્રકાર વિના જેમ તેમ, તેથી હેઠો મનનો વે'મ;
નહીં પદાર્થ જોવા ઝાલવા, અખા સરખું છે નહિ પ્રીછવા. ૫૪
વસ્તુ અનુપમ છે તે માંય, તો તે કહિયે કેમ ઉપાય;
ઉપમા સર્વ છે માયા વડે, તે તો કૈવલ્યને નૈં અડે;
અખા વસ્તુ ગૂંગાનો ગોળ, ત્યાં ઉપમા તે માયાની ટોળ. ૫૫
સગુણને ઉપમા સર્વે ઘટે, જે ઉપમા ને ગુણ બંને વટે;
જ્યાં થાવા ને જાવા નથી, ત્યાં વાણી શું કાઢે કથી ?
અખા તે વડે સર્વ જાણ, તો તેને કથી શકે કયમ વાણ ? ૫૬

## માયા અંગ

માયાના ગુણ કર્મ રૂપ નામ; માયાના ગુણ શ્વેત ને શ્યામ;
માયાને મારા પારકા, દેવ દાનવ બે માયાથકા;
માયાના ગુણ જ્યાં નવ છબે, તેને અખા તે કોણ આલંબે ? ૫૭
વસ્તુ નથી ઇન્દ્રિને ગ્રાહ્ય, શાથી જંત ટળે, શું બાહ્ય ?
બાહ્ય મધ્ય અંતરપટ વડે, અંતરપટ માયા રહી ઘડે;
માયાનાં કૃત્ય માયા લગે, અખા વિચારે પડશે વગે. ૫૮
ક્ષર પિંડ ને અક્ષર આત્મા, જે સમર્યો સરજ્યો વાતમાં;

---

૫૩. જોડ=જોડાણ. ૫૫. અખા…ટોળ=અખો કહે છે કે, જે બ્રહ્મ છે તેનો રસ કેવી રીતે વર્ણવી શકાય? એ તો ગૂંગાએ ગોળ ખાધો હોય, અને તે તેના સ્વાદનું વર્ણન ન કરી શકે, તેના જેવું છે. એને કંઈ ઉપમા આપીએ, તોપણ તે માયાની ટોળ–રમત જેવું છે. ૫૬. વટે=વટી જાય; પાર જાય. વાણ=વાણી. ૫૭. આલંબે=વળગે. ૫૮. અંતરપટ=પડદો. પડશે વગે=ઠેકાણે પડશે.

તત્ત્વ ચોવીશતણો સમુદાય, મુજ વડે સહુ આવે જાય;
હું પૂરણ ચૈતન્યઘન એક, નામ રૂપ ગુણ કર્મ અનેક;
અખા સમજ્યો તે અણુચર્યો, જેણે એ માર્ગ અનુભર્યો. ૫૯
મનશું વાત વિચારી અખે, જ્ઞાની તે જે માયા ભખે;
નાઠો છૂટે નૈં એ થકી, અલગી નૈં છાયા દેહથકી;
જે આશ્રમ દરશનને ગ્રહે, રસબસ થૈ માયા ત્યાં રહે. ૬૦
ભેદુ માયા સમૂળી ગળે, સામું ટળે ને આપે ટળે;
આપાપર ટળતે ઊગરે, સેજ લક્ષ તેમાં સ્થિત કરે;
અખા જીત્યાનું ન ધરે માન, જીત્યો હારે ઝાલે કાન. ૬૧
મહા વલગણી માયા પાપણી, જેમ સેવતાં ડસે સાપણી;
સિદ્ધિકાજે યોગીજન, થાવા અજરામર કરે જતન;
મંત્ર અઘોર ખવારે નર્ક, અખા ન દેખાડે આતમઅર્ક. ૬૨
દેહ ઇંદ્રિ ગુણનાં સર્વ કર્ત, દીસે માયા કરતી તર્ત;
તે કાં શિર તાણી લે અખા? માન વિના પણ રે'શે કખા;
સર્વે જાણે ભૂતવિકાર, સમજે સે'જે પામે પાર. ૬૩
અખા જીવતણી એ વજા, અજને ઠામે પૂજે અજા;
ઇંદ્રિયગ્રાહ્ય નહિ હરિલિંગ, જીવને જોઇએ નાના રંગ;
રંગઢંગ માયામાં ઘણા, સૌ કો સેવક માયાતણા. ૬૪
સૌ કોની માયા છે માત, મળવા ન હિયે કેને તાત;
પિતાતણું વદન જે જુવે, માતાને ખોળે નવ સૂએ;
તાત ભજંતાં આડી થાય, અખા સહુ માયાગુણ ગાય. ૬૫

---

૫૯. સમર્યો=સ્મરણ કરતાં સૃષ્ટિ પામ્યો. તત્ત્વ ચોવીશતણો=આ વિશે 'પંચીકરણ'માં જુઓ. સમુદાય=સમૂહ. ૬૧. ભેદુ=જ્ઞાની.

૬૨. વલગણી=વળગી પડનારી. અજરામર=જરા-વૃદ્ધાવસ્થા-વિનાનો અને અમર-મૃત્યુ વિનાનો. આતમઅર્ક=આત્મારૂપી સૂર્ય.

૬૩. કર્ત=કૃત્ય. કખા=કપાય. ૬૪. વજા=રીત. અજ=અ+જ-અજન્મા બ્રહ્મ. અજા=અ+જા-અણુજન્મી માયા. નાના=જાતજાતના.

મુક્તિ વાંછવી એજ બંધન નામ, જેમ ઘડી માપતાં પ્રગટ્યો જામ;
વસ્તુ અમોઘ ઇંદ્રિય ગુણવ્રત્ય, માયાની જાણો સંસ્રત્ય;
અખા વિચારે ત્યમનું ત્યમ, તો સમજે જો હોય ગુરુગમ. ૬૬
જ્યમ સંરપે નર સમણે ડસ્યો, તે દેખે વેખે મરતક જસો;
મણિ મંત્ર મેલી ઔષધિ, મૃત્યુ પામ્યો કરતાં વિધિ;
સર્પ મંત્ર ઔષધ ઉપચાર, જાગે અખા ટળ્યો સંસાર. ૬૭
અખા સર્વ માનીનતાને ભેદ, માનીનતાને વિધિનિષેધ;
બંધમોક્ષ ચૈતન્યને કશા? જોતાં જડની જડશે દશા;
એ તો વિચારવિના અંધેર, દીસે ફરતું ફરતાં ફેર. ૬૮
માનણહાર શોધ્યે નવ જડે, વણશોધ્યે ભવ ભમવું પડે;
પડછંદો નર માન્યો નરે, જેમ બોલે તેમ ઉત્તર કરે;
મૂળ તપાસી જોયું અખે, મારો ભ્રમ પૂર્યો મુજ વિખે. ૬૯
અણુલિંગી કરતાની કથી, માંઈ બાર ચસમાને નથી;
તો તેજબળ પોખે આંખ્યને, જોજો ભેદ યોગસાંખ્યને;
કહેતામાં તે સમજી જશે, અખા ગુરુનો કર શિર હશે. ૭૦

## ક્ષમા અંગ

કિલ્વિષ જન્મકાલનાં જાય, જેના નામતણો મહિમાય;
એવા નામતણો જે ધણી, તેની મોટમ જોતાં ઘણી;
તેની ભક્તિ કરે ઓળખી, એ સમરેથી અખા નર સુખી. ૭૧
જે બોલે ચાલે સાંભળે, કરતાથકો કેમાં નવ ભળે;
નર નારી ને નપુંસક લિંગ, જળચર થળચર ખેચર અંગ;
કર્ત્તા ભર્ત્તા હર્ત્તા જેહ, અખા ભક્ત જે જાણે એહ. ૭૨

---

૬૬. જામ=યામ; સમય. ગુણવ્રત્ય=ગુણવ્રત્તિ; સંસ્રત્ય=સંસૃતિ; સંસાર. ૬૭. વેખે=તપાસે; ચકિત થાય. મરતક=મુડદું. ૭૦. કર શિર હશે=માથે આશીર્વાદ હશે. ૭૧. કિલ્વિષ=પાપ; ડાઘ. ૭૨. ખેચર=ખે–આકાશ–માં ચરનાર–ફરનાર પક્ષી. ભર્તા=ભરણપોષણ કરનાર. હર્તા=હરનાર.

પૂજ્ય તેને સમજી ઓળખી, જે વચને વચને ટાળે દુઃખી;
નરવેષે હરિ પૂરણબ્રહ્મ, જે જુક્તે કરી સમજાવે મર્મ;
ગુણાતીત ગુણ અંગીકરી, આપે આપ સમજાવે હરિ. ૭૩
પૂજંતાં પ્રતિમા ગુણ સે'જ, પણ બોલતી મૂર્તિમાં હરિ છે જ.
જડમૂર્તિ મુખ બોલે નહીં, ચેતન કે' તુજ સેવા સહી;
પિંડ ન જોઇશ જોજે વસ્ત, અખા મળે હરિ હસ્તેહસ્ત. ૭૪
અખિલ જગત મૂર્તિ રામની, મહાજ્ઞાનીની મૂરત છે કામની;
જડથી ચેતન મૂરત ભલી, જ્ઞાનીમૂરત સર્વોપરિ;
કારણ તેનું એક વિશેષ, અખા હું ન મળે જ્યાંહાં શેષ. ૭૫
કોટિ વર્ષ પ્રતિમા પૂજીએ, પણ જ્ઞાની મૂરત પામી સેવીએ;
પોતાસરખો હરિજન કરે, મોટું મા'તમ જ્ઞાતા ધરે;
જડચેતન ગમે તે પૂજ, અખા સેવન તેની સૂઝ. ૭૬
પૂજાનો એ ભાળે ભેવ, જે પૂજી નીપના શુકદેવ;
જનકવિદેહી સેવ્યા દ્વિજે, તે બેઠા જ્ઞાનીને ધ્વજે;
અખા જ્ઞાનીનો મહિમા ઘણો, ઈશે ઈશ રખે કોઈ ગણો. ૭૭
દીસે સૌ સરખાં વરતંત, ખાતાં પીતાં મરતાં જંત;
એક અધિકતા જ્ઞાની ધરે, હરિશું વૃત્ય સ્વતંત્ર જ કરે;
અખા તે વૃત્યમાં બહુ ભાવ, જ્યમ જળને ભારે તર્યું જાય નાવ. ૭૮
ભક્તિ એકાસી પૂરી થઈ, બ્યાસીમે બુધ્ય આવી રહી;
તેવો ભક્ત જ્ઞાનીને ભજે, નવની સકલ્ય નહીં રહે રજે;
પંચ કરે તે સૌકો કરે, અખા એવું વિરલા મન ધરે. ૭૯

---

૭૩. જુક્તે=યુક્તિથી. અંગીકરી=અંગીકારી. ગુણાતીત=ગુણથી પાર. ૭૪. હસ્તેહસ્ત=હાથોહાથ. ૭૫. મૂરત કામની=મહત્ત્વની મૂર્તિ. શેષ=બાકી. ૭૬. જ્ઞાતા—જાણનાર. ૭૭. ભેવ=ભેદ; મર્મ. ધ્વજે=મોખરે. ૭૯. ભક્તિ એકાશી=આ એકાશી પ્રકારની ભક્તિ માટે 'જુઓ ચિત્ત–વિચારસંવાદ'માં કડી ૩૯૦. બાસીમી ભક્તિ નિર્ગુણ પરમેશ્વરની છે. બુધ્ય...રહી=નિર્ગુણ પરમેશ્વરમાં બુદ્ધિ વિરામ

સોળે અંશે હરિ જાણી રહે, જેની વાણી બીજું નવ વહે;
જેમ અગ્નિથી દીવો થયો, દીવામાં દાવાનલ રહ્યો;
તે માટે હરિજન સ્વે હરિ, અખા રખે કો પૂછો ફરી. ૮૦

## તીર્થ અંગ

તીરથ કોટિ હરિજનને ચરણ, કૃપા હશે તે જાશે શરણ;
બારે કાળ હરિજનને રહે, હરિ બોલાવે તે જન વહે;
મહા મોટા જનનો પરતાપ, અખા ગાય હરિ આપે આપ. ૮૧
જો મુક્તિ વાંચ્છે માનવી, તો એ કાશી ને એ જાહ્નવી;
પ્રગટ મુક્તિ આપે હરિદાસ, હરિ દેખાડે સર્વાવાસ;
અખા નહિ ઉધારે પડી, હરિજન મુક્તિ આપે રોકડી. ૮૨
રામ રડવડતાં કેને મળ્યો? ઘેલો તે ઘરસુખથી ટળ્યો;
હું મારું ખોયાશું કામ, મળે અખા ઘરબેઠા રામ;
હરિવણ જાણે ક્ષેપણ કાળ, ધોયે હીર ન થાયે વાળ. ૮૩
છળાનિંદા જો નેં વીસરે, ખડિયો કાંધે શું નીસરે?
મન જાણે હું પાવન થયો, પણ રેખ દોષ પે'લો નવ ગયો;
અખા પડી એ સઘળી વેઠ, જો ને લાધી હરિની પેઠ. ૮૪
હેતેશું હરિજનને મળે, મૂકી માન મારગમાં બળે;
હરિની તું પ્રીછી લે પેર, પછે ફરવા હાલ કે બેસી રે' ઘેર;

---

પામી છે. નવની સકલ્ય...રજે=નવ પ્રકારની ભક્તિ (શ્રવણ, વંદન, કીર્તન, પાદસેવન, અર્ચન, સ્મરણ, દાસત્વ, સખ્યત્વ, અને આત્મનિવેદન)ની સકલ્ય–સિકલ–જરાય રહેતી નથી. ૮૨. સર્વાવાસ=ઘટઘટમાં. ૮૩. હું...રામ=કામ માત્ર મારુંતારું છોડવાનું છે. એટલું કર્યે રામ ઘરબેઠાં મળે છે. ક્ષેપણ કાળ=નકામો કાઢેલો વખત. ધોયે...વાળ=હીર–રેશમને ધોયા કરવાથી વાળ થતા નથી–દોરા જ નીકળે છે. તેમ હરિ વિના મળેલો વખત નકામો જ જાય છે. ૮૪. ખડિયો=ઝોળો; થેલો. પાવન=પવિત્ર. રેખ=રેખા જેટલોય; થોડો પણ. પેઠ=રીત.

અખા આ પાંત ન જોઈએ હાડ, દહીં મથી ઘી અળગું કાઢ. ૮૫
એમ સમજે તે પામે પાર, હરિથી બીજો તે સંસાર;
તપ ત્યાગ કરી તીરથ ફેર, વને તપે બેસી રે' ઘેર;
કાળા ધોળા સઘળા કેશ, અખા હરિ જાણીને બેસ. ૮૬
લોભે લોક બડાઇતણો, ઊંદર કાજે ડુંગર ખણ્યો;
આગળ એક રીઝવવું મન, તેને કાજે બહુ જતન;
અખા શું છે કીધે થવા, વ્યસની ચાલ્યો ખાવા હવા. ૮૭
જે કરતવ્ય મોટા આદરે, કરતાં દેખી સૌકો કરે;
માયા મન નિરંતર સાવ, સૌ બેઠા પણ એકજ નાવ;
અખો તેહને મોટો વદે, જેને રામ રમે છે રદે. ૮૮
ધને તને કોઈ મોટો કુળે, કોઇ વિદ્યા કોઈ ખાંડાબળે;
એ મોટમ સઘળી જાય ટળી આતસબાજી પલકે બળી;
અખા કારણ વિના વડપણ વડું, જેમ સ્વલ્પમૂલ્ય તારે તુંબડું. ૮૯
કૃત્યે ન મળે વસ્તુ અમૂલ, મટે જાડ્ય તો ભાગે ભૂલ;
કોઇ શૂરા કોઇ દાતા થયા, કોઈ તપસી સતવાદી થયા;
સૌને જાડ્ય અધિક થૈ મળે, અખા વસ્તુથી સૌકો ટળે. ૯૦
સાચી વાત ન માને રગ્યે, સૌ લાગ્યા માયાની ઠગ્યે;
પ્રત્યક્ષ દેવ પોતામાં વસે, મૂર્ખ સામો જાણી ધસે;
જેમ છે તેમ ન શકે ઓળખી, અખા શી પેરે થાશે સુખી? ૯૧
ચૂસે અસ્થિ શ્વાન મહા દુઃખે, નીસરે રુધિર પોતાને મુખે;
રાતો રંગ દેખી મલકાય, પણ કારણ પડયું પોતામાંય;
સઘળે રચાણું તારું મન, અખા ગમે તેમ કરે જતન. ૯૨
શબ્દતણી માંડી છે જાળ, ચાળા કરે છે માયાકાળ;
પણ મૂકે માંહી ફળકામના, મોહ્યા પશુ પડે દામચામના;

---

૮૫. પાંત=હાર. હાડ=છેલ્લી હદ. ૮૮. નાવ=હોડી. ૮૯. તને=શરીરથી. ખાંડાબળે=તલવારના બળે. સ્વલ્પમૂલ્ય=સસ્તું ૯૧. રગ્યે=રગમાં. ઠગ્યે=ઠગાવણીમાં. ૯૨. અસ્થિ=હાડકાં. શ્વાન=કૂતરો. રુધિર=લોહી.

ત્રણ ભુવનમાં એક પારખી, અખા કોક ઊગરે સારખી. ૯૩
જ્યારે ઊપની મનઃકામના, ત્યારે ફેર પડ્યા ગામના;
સે'જે નર થાયે નિષ્કામ, તો નથી લેવા જાવો રામ;
જેમ સૂર ઊગેથી વાદળ ટળ્યું, અખા ધામ દીસે નિર્મળું. ૯૪
અર્થ સમજે છૂટે અનર્થ, જ્યમ અળગો છોડી નાખ્યો રથ;
કટકે નામ જૂજવાં સહી, પણ વે'લ વચ્ચેથી દીસે નહિ;
અખા દેહ ગુણના વ્યાપાર, વાસ્તે તું રાખે નિર્ધાર. ૯૫
સ્વામીનું પદ સર્વાતીત, જે કોઇ સમઝે આતમરીત;
ચુંબક દેખી લોહ ચેતન થાય, ચુંબક તેમનો તેમ છે પ્રાય;
ત્રણ ગુણ તેમ છે દેહવ્યાપાર, અખા આત્મા આપ વિચાર. ૯૬

## સ્વાતીત અંગ

દેશકાળનો મહિમાક્રમ, ભાવભેદ નહિ પદ પર્મ;
સત્યજુગ ત્રેતા દ્વાપર કળિ, લઘુ દીરઘ હસ્તે આંગળી;
અખા હાથ ચૈતન્ય તેમ એક, એમ સમજવો વસ્તુવિવેક. ૯૭
દીસે મન જુગમહિમા સુણી, અદકે ઓછે નૈં કોય ધણી;
જુગજુગના જૂજવા વર્તમાન, કયારે જપ તપ યજ્ઞ ને ધ્યાન;
અખા એ માયાવિસ્તાર, ચારેના ઉદરમાં ચાર. ૯૮
મુક્તિબંધ નહિ જુગ માટ, એ તો અણજાણ્યા જીવ બાંધે ઘાટ;
સાઠ સહસ્ર સગરના તન, થયા અવગતિયા પામ્યા પતન;
ત્યારે અખા કલિજુગ કયાં હતો? એ બારે કાળ માયાનો મતો. ૯૯
અચાનક જ્ઞાન ઊપજે એમ જાણ, કાંઈ દેશકાલનું નૈં પરમાણ;
જેમ અકસ્માત્ પડે પર્જન્ય, ઋત કુઋત નહિ મેઘને મન;

---

૯૩. ચણ=ચારો; ખાવાનું. સારખી=સાર એટલે ઉત્તમ; ધિ એટલે બુદ્ધિ—ઉત્તમ બુદ્ધિવાળો. ૯૪. સૂર=સૂર્ય. ૯૬. પ્રાય=મોટે ભાગે; ઘણું કરીને. ૯૯. સગરના તન=સગર રાજાના સાઠ હજાર છોકરાઓ અવગતિને પામ્યા હતા. ભગીરથે ગંગાજીને ઉતારી તેમને તાર્યા હતા.

વય વર્ણ દેશ કાળ જ કશા? અખા જ્ઞાનની મોટી દશા. ૧૦૦
ધરા અવતાર ચોવીશે વિષ્ણુ, તેમાં પૂરણબ્રહ્મ કા'વ્યા કૃષ્ણ;
તેથી બળિયા બીજા હતા, માનવ દાનવ ઔ દેવતા;
છતે પિંડે કૈવલ્ય કૃષ્ણ રહ્યા, અખા અધિક તે તેણે કહ્યા. ૧૦૧
કૈવલ્યને આધારે સહુ, બ્રહ્મા વિષ્ણુ મહેશ જ બહુ;
સહુ તેમાં થઈ રહે ને જાય, અધકી ઓછી વસ્તુ ન થાય;
તું તદ્રૂપ વિચારે અખા, બાકી શબ્દ સઘળા મોંરખા. ૧૦૨

## ચેતના અંગ

વારંવાર માનવદેહ નથી, પામ્યો તો ચેતે ધરથી;
જ્યારે જર્જર થાશે અંગ, ઇન્દ્રિય મૂકી જાશે સંગ;
ત્યારે અખા જપમાલા ગ્રહે, ભાંગે ઘડે પાણી કેમ રહે? ૧૦૩
તા મેલે જેમ લોઢાતણો, વાયે અગ્નિ કાંઈ થોડો ઘણો;
તકેતક થઈ આવે કાજ, હાજર રાખે સઘળો સાજ;
એમ અખા પરમેશ્વર ભજે, પડચે મને કાંઈ નહિ નીપજે. ૧૦૪
અવસર ચેતે તે નર ભલો, શૂરો જેમ ઝૂઝે એકલો;
મહારથી તેમ સાચા હરિજન, મનમાં નાણે તન ને ધન;
જેમ તેમ કરી સારે નિજકાજ, અખા જાઓ કે રે'જો લાજ. ૧૦૫
વૃદ્ધ થયો વંઠયું મન તન, ઉપાય ટળ્યો ને ખૂટયું ધન;
ત્યારે ધર્મ સાધવા જાય, કોહ્યું કાપડ સોદો થાય?
અખા ભજી નૈં જાણ્યો નાથ, ભોંયે પડિયા ચારે હાથ. ૧૦૬
હરિ ભજતાં જોઇએ હેતપ્રીત, માંહે આતુરતા સંતની રીત;
સદ્ગુરુનું શરણ ગ્રહેવું ખપે, હરિને કાજે મન ઔ તપે;
તે નર હરિને પામે વેદ, અખા એ જ ભજવાનો ભેદ. ૧૦૭

---

૧૦૦. પર્જન્ય=વરસાદ. ૧૦૧. ધરા=ધર્યા. ૧૦૨. મોંરખા= પક્ષપાતી. ૧૦૩. ધરથી=મૂળથી. જર્જર=જાજરું ૧૦૪. તા=તાપ ૧૦૭. ગ્રહેવું=લેવું. ખપે=જોઇએ.

આરતવિના ભજે શું થશે, પીતળ સોનામાં કેમ જશે ?
દુખિયો દુઃખ નિગમવા કાજ, નવરો રૂડી ચલાવા બાજ;
કથા કીર્તન બૌ કરતા ફરે, અખા હરિ પ્રાપ્ત લેખે સરે. ૧૦૮
આતુરતા આણી આરાધ, સંમુખ થૈ સદ્દગુરુને સાધ;
સદ્દગુરુ મળે તો સે'જે તરે, સમજ વિના સૌ ફેરા ફરે;
હરિ વિના ફોગટ ફાંફાં જાણ, અખા રામ નોહે પાણીપાણ. ૧૦૯

## કૃપા અંગ

પૂરણબ્રહ્મ પ્રીછવા કાજ, નવધા ભક્તિ વૈષ્ણવ સાજ;
જેમ કશી વસ્ત કનેથી પડી, આદર કરતાં પાછી જડી;
અલ્પ આદરે જો આવે હાથ, તો અખા કાજ શું શોધ્યા સાથ?૧૧૦
હરિમણિકંઠો પોતાને અમૂલ, તે પડ્યો જાણી બા'ર ખોળે ધૂળ;
ત્યાં કર્મકાચની કણિકા જડી, તેણે વ્યસને લાગ્યો કાઢે હડી;
અલ્પ પ્રાપ્ત ને અતિઆયાસ, અખા ન જાણે આતમ પાસ.૧૧૧
હરિની ઇચ્છાએ હરિ મળે, તે તો અખા અંતરમાં ગળે;
જનક ખટ્વાંગે ક્યાં નવધા કરી? વિચાર કરતાં પામ્યા હરિ;
કૃપાહરિ હસ્તણીશું કાજ, ઢાળે કળશ તો પામે રાજ. ૧૧૨
સાત દિને પરિક્ષત રાજાન, બ્રહ્મ ગયો ભેટ્યા ભગવાન;
બીજા બૌ ત્યાં બેઠા હતા, શુકના મુખની સુણતા કથા;
તે તેવાના તેવા રયા, અખા હરિની જોઈએ મયા. ૧૧૩
અખા કામ છે સમજ્યા સાથ, પણ કૃપારૂપણી જોઇએ આથ;
બીજો સઘળો દેહવ્યાપાર, જન્મમરણ ન ટળે સંસાર;
કૃપા સમજને અર્થે સર્વ કર્ત, જો ઊપજે તો પામે તર્ત.૧૧૪

---

૧૦૮. બાજ=બાજી. ૧૦૯. પાણીપાણ=રામ કોઈ પાણી કે પહાણ નથી. ૧૧૦. આદર=પ્રયત્ન. ૧૧૧. અલ્પ...આયાસ=મળતર ઓછી ને મહેનત ભારી. ૧૧૨. ખટ્વાંગ=શિવનું એક શસ્ત્ર. હસ્તણી=હાથણી. ૧૧૩. મયા=માયા, કૃપા. ૧૧૪. આથ=મૂડી થાપણ.

વણસમજે સબળો સંસાર, સમજે જાયે સમૂળો ભાર;
જેમ જેમ સાચું માને જન, તેમ તેમ વાધે દંને દન;
અખા પ્રેત બીનાને ખાય, પણ ધીરજવાન તે કુશળો જાય. ૧૧૫

એક અફીણ બીજો સંસારી રસ, અધિક કરે તેમ આપે કસ;
જેમ જેમ અધકું ખાતો જાય, અંગે અકલે હીણો થાય;
જો મૂકે તો મૂવે સરે, નૈં તો અખા તે ખાતો મરે. ૧૧૬

ત્યમ એ ભોગતણો સંસાર, જીર્ણ થયો પડિયો આહાર;
નવો નીપજે તેમ લાગે સ્વાદ, તો કેમ જાયે ભવની વ્યાધ;
અખા ખસ જેમ સંસાળ્યે થાય, ઘસી ફેડી તો સમૂળી જાય.૧૧૭

જાય સમૂળો તેમ સંસાર, કરતાં આતમતત્ત્વવિચાર;
અન્ય ઉપાયે નથી એ જવા, સામા બંધ બંધાયે નવા;
કર્મ કરતાં નાવે છેક, અખા વિચારે ન મળે શેષ. ૧૧૮

## ધીરજ અંગ

બ્રહ્માદિક નવ પામ્યા પાર, એમ જાણીને ખાશો માર;
અગમ અગોચર સૌને હરિ, બ્રહ્માકીટ લગી માયા આવરી;
અખા હરિ જો મળનારા થાય, તો ન ગણે ઊંચનીચ રંકરાય.૧૧૯

કુળ અધિકાર અધ્યયન ચાતુરી, પાપીમૂર્ખ ત્યાં ન જુએ હરિ;
જેમ વાયની વળણે લાગે લાય, પણ ડાબું જમણું ન ગણે વાય;
ત્યમ ઊંચનીચ ન ગણે નારાણ, અખા એમ ખરાખરી જાણ.૧૨૦

## સૂઝ અંગ

સમી સૂઝ સૂઝે તે પામ, સૂઝ વિના સૌ ચાંપ્યાં ચામ;
સૂઝે દુઃખ તે સુખ નીવડે, સૂઝ વિના જ્યાંત્યાં આથડે;
અખા સુઝાળો તે નર હરિ, અણલિંગી સૂઝ આવી ખરી. ૧૨૧

---

૧૧૫. પ્રેત...ખાય=ભૂત બીધેલાને જ ભરખે છે. ૧૧૭. સંસાળ્યે=સંસાળવાથી, ખંજવાળવાથી. ૧૨૦. અધ્યયન=ભણતર.

સૂઝે ભજવા તજવા નથી, રાજ કરે કે ભીખે ઘેરથી;
દુઃખસુખ કાળે આવે જાય, પણ સુઝાળો તે ધણી ન થાય;
અખા સૂઝવહોણી તે હાણ, રાજે ભીખે ન ટળે તાણ. ૧૨૨
સુઝાળાને સરખું સદા, કારણવિના તે પામ્યો મુદા;
ચારે જુગ સૂઝ આગળ ફરે, પણ જુગબળ તેને નવ આવરે;
સૂઝે વસ્તુ નિરંતર ભજે, અખા અચાનક જો ઊપજે. ૧૨૩
જ્યારે હવી અણલિંગી સૂઝ, આપાપરવિનાની જે બૂઝ;
એકલમલ અણલિંગી ઓજ, ચિદ અચાનક પામી ચોજ;
તે સ્થળનો સાક્ષી ત્યાં તેજ, અખા જેનું ગુણપારે હેજ. ૧૨૪
નિર્ગુણમાં ગુણની ઉપાધ, જીવપણાની લાગી બાધ;
ગુણી જીવ નિર્ગુણી સાચા રહે, તે ધ્યેયધ્યાતા સત્ય જાણી વહે;
દ્વૈતરોગ લાગ્યો મનવિખે, અખા અદ્વૈતપણું સમજ્યા પખે. ૧૨૫
સાધન લખિયે વેદ પુરાણ, અદ્વૈતની ઊપજવા જાણ;
ધ્યેયધ્યાતા જાણવા એક, નવધા ભક્તિનો કીધો વિવેક;
સાણુખારે પટ ઊજળું થાય, અખા ભક્તિવૈરાગ્યે દ્વૈત પળાય.૧૨૬
ચૈતન્ય બ્રહ્મ સદોદિત સદા, સે'જ કલ્લોલ કરે છે ચિદા;
નાટક ચાલ્યું જાય સદાય, કો કહે કર્મ ને કો કહે માય;
પણ એવાનું એવું અખા, વચે અણછતી કરે પક્ષપખા. ૧૨૭
અંત્ય જુઓ જેની નહિ આદ્ય, પણ કોયે કાળ પડે નહિ ખાદ્ય;
નિત નિત થાતું જાયે નવું, પણ કો ન કહે મુજ આગળ હવું;
અખા વિચારી જો એહને, પણ વળગીશ નહિ તું દેહને. ૧૨૮
જ્યારે જગત વિચાર્યું જને, તે ઊઠ હાથને ન રહે તને;

૧૨૨. રાજે–રાજ્ય કરવાથી. ૧૨૩. મુદા=આનંદ. આવરે=ઢાંકે.
૧૨૪. ઓજ=ઓજસ. ચોજ=સૂક્ષ્મ ચાતુરી. હેજ=હેત, આર્દ્રતા.
૧૨૫. બાધ=બાધા. ૧૨૬. પળાય=દૂર થાય. ૧૨૭. પક્ષપખા=
પક્ષાપક્ષી. ૧૨૮. ખાદ્ય=બાધ.

દીસે સ્વતંત્ર ભૂતમાં ભૂત, અહકું ઓછું નેં અદ્‌ભુત;
અખા વિચારવિના સંસાર, જો સમજે તો ઘરમાં પાર. ૧૨૯
જન કોઈ ભૂખ્યો ઊંઘી ગયો, કરે આહાર સ્વપ્નવશ થયો;
ભક્ષ કરે પણ માંહે ભૂખ, ઠાલીની ઠાલી રહે કૂખ;
તેમ અખા સઘળો સંસાર, ત્રિગુણ ભોગનો કરતો આહાર.૧૩૦
પ્રત્યક્ષ મૂકી જુએ પરોક્ષ, કર્તવ્યને શિર મૂકે દોષ;
સભર ભરાઈ રહ્યો છે નાથ, હીંડતાં વાજે હરિને હાથ;
અખો કહે ફેરવવું મન, જો જાણો તો જાણો જન. ૧૩૧
એમ જાણે તે હરિનો જન, મારે પોતે ક્યાંથું મન;
દેહ હરિ ઇચ્છાએ થયો, અણુછતો હું તે આવી ગયો;
તારું કર્યું ને તું છે નાથ, એમ જાણી અખે ઝાટકયા હાથ.૧૩૨
અહંકાર વિચારે કર્યો નિરધાર, હરિસાગરનો જોઇએ પાર;
અહંકાર પાર કાઢવા ગયો, વિચાર વિચારી બેસી રયો;
પાર કાઢતાં અહંકાર ટળ્યો, વિચાર અખા વર્ત્યો હરિ ભલો. ૧૩૩
મળે વિચારે હરિ તે ખરો, બીજાં સરોડાં કાં સાંભરો?
કૃષ્ણ ઉદ્ધવનો એ નિરધાર, સ્વરૂપ મારું લહે સદ્વિચાર;
ગુણ ગુણને કાજે અવતરે, અખા દ્વૈત નોહે માહરે. ૧૩૪
જેને જગત માને હરિ કરી, તે કૃષ્ણે ગીતા ઉચ્ચરી;
અર્જુન મારે નેં અવતાર, ગુણ ગુણશું વરતે નિરધાર;
મારું ને હું બે જ્યાં નહિ, તેજ શકે અખા મુજ લહી. ૧૩૫
હરિના હોય તે હરિને લહે, બીજા હરિની મોટમ કહે;
સાગર-ઉદર માંહેલો મર્મ, માલમ જાણે જે કુળધર્મ;
બીજા જળવડે કરે વ્યાપાર, અખા જ્ઞાનીજન લે નિરધાર. ૧૩૬

---

૧૨૯. ઊઠ=સાડાત્રણ. ૧૩૨. ઝાટકયા હાથ=હાથ ખંખેરી નાંખ્યા; સ્પૃહાથી મુક્ત થયો. ૧૩૬. સાગર-ઉદર=સાગરનું પેટ, મર્મ=ઊંડી વાત. માલમ=વહાણનો હિસાબનીશ.

હરિસેવક ને કો હરિપુત્ર, કુંવરનું બાંધ્યું ઘરસૂત્ર;
સેવક તે જાણે નિજ દાસ, આપ અન્ય ને રાખે પાસ;
આત્મજ તો છે એક આતમા, ત્યાં અખા કેની શી તમા ? ૧૩૭
તાત્પર્યમાં તાણાતાણ, સેજમાં નહિ વૃદ્ધ ને હાણ;
સેજ તેજ સ્વે હરિનું રૂપ, તાત્પર્ય તે જીવસ્વરૂપ;
અખા તે માટે સેજ જ સાર, ચૈતન્ય પરમેશ્વર નિરધાર. ૧૩૮
માયા મૂકીશ મા તું અખા, નવરો થઈને સૂઈ જા;
મરતાં પહેલો જાને મરી, અણહાલ્યું જળ રહે નીતરી;
ત્યાં કર્મરૂપિયાં ઘાલ્યાં ઢોર, મેલું મન અંધારું ઘોર;
અખા જીવનો અવળો ન્યાય, મેલું વે'લું ફાટી જાય. ૧૩૯
ઉન્મત્ત મનને યોગ સાધવો, જો કર્મ ઓઘ કરે ને નવો;
જેમ છૂટી ધેનુ મારતી ફરે, અંધારે બાંધે ટેવ વીસરે;
અખા તે જાણી કર્યો ઉપાય, ત્યાં સિદ્ધિરૂપી લાગી બગાય. ૧૪૦
એક જ્ઞાની બીજા સાધનવંત, બેનો લક્ષ મળે નૈં તંત;
સ્થિતિ બાંધી સૌ સાધન કરે, અચવ્યું આપ તજ્જ્ઞ જ ઉચ્ચરે;
જેમ અનલ અવનિ પર નાવે કયમે, અખા ભૂચર તે ભૂ પર શમે. ૧૪૧

## મહાલક્ષ અંગ

તત્ત્વમસિ પદ કહાવે ત્રણ, વેદે જેનું કર્યું વિવર્ણ;
કૈવલ્ય ઈશ્વર ત્રીજો જંત, તેને જાણે પંડિત સંત;
જુક્ત ભલી સમજાવા મન, એ જ અખા અધ્યારોપ અન્ય. ૧૪૨

---

૧૩૭. ઘરસૂત્ર=કુટુંબજાળ. આત્મજ=પુત્ર. ૧૩૮. વૃદ્ધ=વૃદ્ધિ. ૧૩૯. મરતાં...મરી=દેહ પડે તે પહેલાં તું તારો અહંભાવ મારી નાખ–તું જીવન્મુક્ત થઈ જા. ૧૪૦. ઓઘ=સમૂહ. ધેનુ=ગાય. બગાય=બગાઈ. ૧૪૧. તજ્જ્ઞ=તે જાણનાર, નિષ્ણાત. અનલ=અગ્નિ. અવનિ=પૃથ્વી. ભૂચર=ભૂ એટલે પૃથ્વી; એ પૃથ્વી ઉપર ચરનાર–ફરનાર. ૧૪૨. વિવર્ણ=વિવરણ, વર્ણન, સમજૂતી. જુક્ત=યુક્તિ. અધ્યારોપ=ને વિશે બીજું માનવું તે.

જેમ છે તેમ રૈ શકતો નથી, જીવને ટેવ પડી ધરથી;
અંતરભૂતને પ્રેરે માય, સંકલ્પવિકલ્પ મન કરતું જાય;
અખા એ બીજો અહંકાર, આપ નહિ તો નૈં સંસાર. ૧૪૩
થયું નોતું હમણાં નથી થવા, રહ્યા સંકલ્પ ઊપજતા નવા;
નિયંતા ઈશ્વર હું નિમિત્ત જીવ, મારે પુરાતન કર્મ સદૈવ;
એક કહેવાને કો નવ રહ્યો, જ્યારે અખા ભ્રમ મૂળગો ગયો. ૧૪૪
અંતર ઊપજી મોટી બલા, હું ભૂંડો ને હરિ તે ભલા;
બે આરોપણ બેને વિષે, એને વેદ માયા કરી લખે;
અખા ઊપજતું રહે જો એહ, પ્રાયે જાણે કૈવલ્ય તેહ. ૧૪૫
અદબદમાં ઊપજે તે જીવ, જીવના કલ્પ્યા ઈશ્વર શિવ;
જ્યારે જંતે તપાસ્યું આપ, રજ્જુ નહિ તો શેનો સાપ?
અખા તેમનું તેમ સદાય, બંધમોક્ષ વણ સમજ્યા ગાય. ૧૪૬
વાત અલૌકિક અનુભવ તણી, પ્રપંચપારે રહેણી આપણી
પંખી ઓછાંયો પડિયો જાળ, પણ પોતે ઊડે નિલગ નિરાળ;
અખા જ્ઞાનીની એવી કળા, વર્ત્યાં જાય તે ઉપરછલા. ૧૪૭
અખા સમજ તે સાધન રાજ, બેઠાં બેસાર્યાં સીઝે કાજ;
નર નૌકામાં આસન કરે, બેઠો બાધી પૃથ્વી ફરે;
કાયક્લેશ કરવો નવ પડે, સૂઝ સમજમાં સર્વે જડે. ૧૪૮
સૂઝ વિના સઘળાં સાધન, વાધે અધકા દંનેદન;
ઘાણીનો બળદ ઘરમાં ફરે, દશ ડગમાંહે થાકી મરે;
એમ અખા સઘળો સંસાર, સમજવિના નૈં પાવે પાર. ૧૪૯

## વિશ્વરૂપ અંગ

આળા ચર્મકેરાં બૌ રૂપ, નટ દેખાડે ભાત્ય અનુપ;

---

૧૪૪. નિયંતા=નિયમમાં રાખનાર. પુરાતન=પ્રાચીન.
૧૪૬. જંતે=માણસે. અદબદ=અદ્ભુત. રજ્જુ=દોરડી. ૧૪૭. નિલગ=અલગ; લાગ્યા વિના. ૧૪૮. સીઝે=સિદ્ધ થાય.

ચામખેડામાં બેઠો છપી, રમી રૂપ છપાવી લે ખપી;
ખેલ ચાલે જે દીપક વડે, તેને અખા કાંયે નવ નડે. ૧૫૦
લક્ષ ચોરાશી ખાણે જંત, પડતાં ન મળે ઈશ્વર અંત;
દીપક તે પર્મ ચૈતન્ય બ્રહ્મ, જે વડે ચાલે ઈશ્વર કર્મ;
અખા એમ સમજી રહે જેહ, તેને નથી કોઈ કાળે દેહ. ૧૫૧
પ્રભુ પામવા મારગ એક, સદ્ગુરુશરણે જ્ઞાન વિવેક;
બીજા મારગ કોટાકોટ, રહે આવર્યા ગુણુની ઓટ;
અખા નૌકાના મૂષક જથા, તે વાર પાર ન જાણે કથા. ૧૫૨
વસ્તુ જાણુવા સાધન કાજ, આરોપી બોલ્યા કવિરાજ;
ફળ તેનું તે જ્ઞાન વિવેક, જ્યમ ત્યમ કરી હરિ જાણે એક;
સમજી અખા સર્વ ધોઈ કાઢ, નૈં તો હરિમાર્ગમાં થાશે આડ. ૧૫૩

## સ્વભાવ અંગ

સ્વયંભાવે નભ ઊલસે સદા, જેમ હેમપર્વત અદબદા;
ઘનઘટા વિના થાએ વૃષ્ટ, એમ જ્ઞાનીને હોયે પુષ્ટ;
ગળી પાલો ગંગા થઈ વહે, ત્યાં અખો શું સાધન કહે? ૧૫૪
નિરાધાર નાટક અટપટું, સ્વતઃસિદ્ધ દીસે સામટું;
ઉત્પત્તિ સ્થિતિ લય સેજે થાય, પ્રવાહતણી પેરે ચાલ્યું જાય;
તેમાં આચાર્યે કીધી જુક્તિ, કલ્પ્યો બંધ ને માની મુક્તિ. ૧૫૫
દર્શનભેદ દાવા મત ઘણા, ગઢ બાંધી રહ્યા આપ આપણા;
એક એકપેં હૂંકી રયા, અમે પામ્યા બીજા વે'તા ગયા;
અખા નાટકની એવી રીત, મન લાગે છે દ્વૈતાદ્વૈત. ૧૫૬
જે છે તે ત્યાં આપોઆપ, બીજો તે નારાયણુ થાપ;

---

૧૫૦. નટ=નાચનાર, નાટક ભજવનાર. અનુપ=ઉત્તમ. ચામખેડું=મદારીની ઝોળી. ૧૫૨. નૌકા=હોડી. મૂષક=ઉંદર. વાર પાર= પાણી અને પાર. ૧૫૪. ઊલસે=ઉલ્લાસ પામે, ઉદય પામે. હેમપર્વત=સોનાનો પર્વત; મેરુપર્વત. પાલો=વાદળમાંથી વરસતો કરો. વૃષ્ટ=વૃષ્ટિ. પુષ્ટ=પુષ્ટિ.

સમી સમજ સમજ્યા વિના સૌ, આપાપણા મત તાણે ભૌ;
અખા ચાલ્યો મત માયાતણો, દ્વૈતઅધ્યાસ સૌને છે ઘણો. ૧૫૭
પંડિત ડાહ્યા વિચારો સાત, પણ સાત વાતની એક જ વાત;
જો પ્રગટ હરિ વસનારા થાય, ત્યાં સાધન ધર્મ ન જુએ કાંય;
અખા સાધન બીજાં જે બૌ, કાળકર્મકર સોંપ્યાં સૌ. ૧૫૮
ભણેગણે હરિ નાવે હાથ, દાન તપસ્યા કાળને સાથ;
વ્યાકરણ વેદ સમાધિ અભંગ, જોતાં સર્વ માયાનું અંગ;
અખા અણુલિંગી પદ અનુપ, જ્યાં ધ્યેધ્યાતા ન રહે રૂપ. ૧૫૯
પૂર્વજન્મ કર્મ અનુસાર, ઉત્તમ મધ્યમ ભોગ સંસાર;
જેણે હું મમતા સત્ય માન્યો દેહ, ત્રિવિધ કર્મ કલ્પે છે તેહ,
પ્રાય અખા જ્યાંહાં દ્વૈત અભાવ, ત્યાં પૂર્વજન્મનો શો ઠરાવ? ૧૬૦
મહાવિચાર વિચાર્યો અખે, જે ગગનચંદ નાવે જલ વિષે;
વચે લહરી તરંગ બુદબુદા, બિંદુવિકાર ઈંદુને નહિ કદા;
એમ પરમાત્મા જાણે પિંડ, તે મહાત્મા તારક ભૂમંડ. ૧૬૧

## પ્રપંચ અંગ

પ્રાય પ્રપંચ આળપંપાળ, પંડિતે તેનાં ગૂંથ્યાં જાળ;
શ્લોક સુભાષિત મીઠી વાણ, તેણે મોહ્યા કવિ અજાણ,
કહે અખો મર્મ સમજ્યા પખે, સંસ્કૃતનું પ્રાકૃત કરી લખે. ૧૬૨
કવિએ શકચ જણાવા કાજ, ગાજે જેમ રોહણીનો ગાજ;
વૃષ્ટિ થવાને નવ ગડગડે, સામો અવધ્યથો પાછો પડે;
મિથ્યા સંસાર સાચો કવિ કવે, રખે અખા તું એવું લવે. ૧૬૩
પૂજાવા મનમાં બૌ કોડ, શબ્દતણા જોડે છે જોડ;

---

૧૬૧. ગગનચંદ=આકાશમાંનો ચંદ્ર. બુદબુદા=પરપોટા. બિંદુ-વિકાર=ટપકારૂપ થવાનો ફેરફાર. ઇન્દુ=ચંદ્ર. કદા=ક્યારે પણ. તારક=તારનાર. ભૂમંડ=ભૂમંડળ. ૧૬૩. રોહણીનો ગાજ=રોહિણી નક્ષત્રમાંનો કડાકો. અવધ્ય=અવધિ

ભૂખ્યો નર બહુ તક્ર જ પિયે, જાણે ઉદર ભરીને પુષ્ટિ પામિયે;
તેણે ધ્રાય નહિ ને વાધે રોગ, એમ અખા નોહે આતમભોગ. ૧૬૪
કવિ થૈને અધિકું શું કવ્યું ? જોતાં નહીં બ્રહ્મ અણુચવ્યું;
રાગદ્વેષની પૂંજી કરી, કવી વ્યાપાર બેઠો આદરી;
તેમાં અખા શું પામે લાભ ? વાયે ગયો જેમ સ્રીનો ગાભ. ૧૬૫
કહે અખો હું ઘણુંયે રવ્યો, હરિને કાજે મન આવટ્યો;
ઘણાં કૃત્ય કર્યાં મેં બાહ્ય, તોયે ન ભાગી મનની દાઝ;
દરશન વેશ જોઇ બૌ રયો, પછે ગુરુ કરવાને ગોકુળ ગયો. ૧૬૬
ગુરુ કર્યા મેં ગોકુળનાથ, નગુરા મનને ઘાલી નાથ;
મન મનાવી સગુરુ થયો, પણ વિચાર નગુરાનો નગુરો રયો;
વિચાર કહે, પામ્યો શું અખા, જન્મજન્મનો ક્યાં છે સખા ? ૧૬૭
બહુ કાળ હું રોતો રયો, આવી અચાનક હરિ પ્રગટ થયો;
ત્રણ મહાપુરુષ ને ચોથો આપ, જેનો ન થાયે વેદે ઉથાપ:
અખે ઉર અંતર લીધો જાણ, ત્યાર પછી ઊઘડી મુજ વાણ. ૧૬૮
પરાત્પરબ્રહ્મ પરગટ થયા, ગુણદોષો તે દિનના ગયા;
અચ્યુત આવ્યાનું એ એંધાણ, ચવ્યું ન ચાવે અખો અજાણ;
જે નરને આત્મા ગુરુ થશે, કહ્યું અખાનું તે પ્રીછશે. ૧૬૯

## જ્ઞાની અંગ

સકળ લોક ત્યમ જ્ઞાતા પૂર્ખ, એમ જાણે તે નર છે મૂર્ખ;
દેહ વિષે સૌ સરખા ગણે, જેમ કંચનતાર ત્રાપડમાં વણે.
અખા અમૃત તે પાણી નોય, રસ જાણી ગણશો મા તોય. ૧૭૦

---

૧૬૪. તક્ર=છાશ; ધ્રાય=ધરાય. ૧૬૬. આવટ્યો=ફેરા ખાધા. ૧૬૭. નગુરો=ગુરુ વિનાનો. 'નગુરા મનને' બદલે 'ગુરુએ મુજને' એવો પણ પાઠ છે. ૧૬૮. ત્રણ મહાપુરુષ=શ્રીવલ્લભાચાર્ય, શ્રીવિઠ્ઠલનાથ, અને શ્રીગોકુલનાથ. અથવા ગુરુ, પરમગુરુ, અને પરાત્પર—ગુરુ. ૧૭૦. પૂર્ખ=પુરુષ. કંચનતાર=સોનાનો તાર. ત્રાપડ=કાપડ. તોય=પાણી.

**જ્ઞાનીનો** લક્ષ પરપંચપાર, જેમ નાવ ચાલે ધ્રુને આધાર;
વણુવાળી જેમ વહે છે નદી, આવી મેલાણુ કરે ઉદધિ:
જેમ દીપક કેરી ગત્ય ગગન, એમ પરબ્રહ્મમાં અખા તું ગણુ.૧૭૧
**સેજ** સ્વભાવે સર્વાતીત, દ્વૈત તેજ ભાસ્યું અદ્વૈત;
જેમ દુમાસ વિષે બૌ દીસે ભાત્ય, પણુ પોતથકી નૈં અળગી જાત્ય;
અખા જ્ઞાતા દેખે અશું, અદ્‌ભુત કારણુ જ્યાં ઊલસ્યું. ૧૭૨
**સમજ્યો** સમજ્યાની ગત લહે, જેમ સ્વપ્નસાખ્ય બીજો નવ કહે;
નિજ પિંડ આદે ચૌદે લોક, વસતાં રહે તે દેખે ફોક;
સમજણુહાર વિના સમજવું, કહે અખો હું એવું કવું. ૧૭૩
**ભવન** ત્રણુ સ્ફુરણુ મનતણું, જેમ સૂર્ય કારણુ રેણીદિનતણું;
સૂર વિના નોહે દિનરાત, ત્યમ મન વિના કોણુ દેખે ભાત ?
અખા ત્યમ જે મનને લહે, ત્યારે સેજે પરમકારણુ રહે. ૧૭૪
**પરાપાર** પરમેશ્વર વસે, સે'જે સે'જ ત્યાંથો ઊલસે;
આપે આપની પામે ભાળ, ત્યારે જાય જગતજંજાળ;
અખા વાત એ સાચી જાણુ, તેહ વિના મનરખતી વાણુ. ૧૭૫

## જીવ-ઈશ્વર અંગ

**કામ** સકળ હરિથી નીપજે, પણુ હરિ શિર પોતે નવ લે રજે;
જીવથકી કાંઇ નવ થાય, હું હું થઈ ફોગટ બંધાય;
શકટતળે જેમ ચાલે શ્વાન, એમ અખા ધરવું સૌ માન. ૧૭૬
**ભલું** જાણે તો હરિમાં ભળ, વાંકો જાતો વાટે વળ.
કર્મ કરે ને ફળની આશ, એ તો હરિમાર્ગમાં મેવાસ;
લોભે લાગો ચાલે ગામ, અખા સૂવાનું નાવે ઠામ. ૧૭૭

---

૧૭૨. દુમાસ=એક જાતનું કપડું. અશું=એવું. ૧૭૩. કવું=કવિતામાં કહું. ૧૭૪. સૂર=સૂર્ય. રેણીદિનતણું=રાતદિવસ તણું. ૧૭૬. શકટ=ગાડું. ૧૭૭. વાંકો ..વળ=વાંકે રસ્તે જવાનું છોડી સીધે રસ્તે વળ. મેવાસ=લૂંટારુનો પ્રદેશ.

**ખરા** વગૂતા પંડિત જાણ, કર્મ તણું બાંધ્યું બંધાણ;
ભણી ગણી થઈ બેઠા પૂજ, પણ અળગું રહ્યું આત્માનું ગુજ;
ભેદ ન લહ્યો વાંચ્યાં ફાંકડાં, કાળે અખા ફેરવ્યાં માંકડાં. ૧૭૮
**હરિજન** તો હરિલક્ષણે રહે, બાહ્ય ઇન્દ્રિય વિષે સર્વ ગ્રહે;
અંતર રહે અકરતા થઈ, ત્યારે કર્મ કરતા લાગે નઈ;
તેમ ભાજે ઘડે સે'જે સંસાર, પણ અકરતા રહે કિરતાર. ૧૭૯
**દેહદમન** મૂંડાનું કર્મ, મૂરખ જાણે માંડ્યો ધર્મ;
પીડે પિંડને પેટને કાજ, કાયા કસી જાયે મહારાજ;
વિષે વલૂધ્યો વ્યસની થયો, અખા આત્મપરિચે ગયો. ૧૮૦
**ભક્તાજક્તાને** વેર સદાય, હરિજન આપ્યું હરિનું ખાય;
દ્રવ્ય હરિ ને હરિ દાતાર, વચ્ચે વતાગરો જીવ વહે ઉપકાર;
એ તો હરિનો શત્રુકાર, સ્થાવર જંગમ પામે આહાર;
એમ જાણી દીધે હરિ ફળે, અખા અહંકારે આણું વળે. ૧૮૧
**આપોપું** ગાળ્યે અર્થ સરે, મન મૂકી અણછતું ઊભું કરે;
મિથ્યા હુંપણું માને સત્ય, કર્મસંઘાથે તેને રત્ય;
પચ્યા વિના બો કાચા મરે, અખા સદ્‌ગુરુ ન મળ્યા શું સરે ?૧૮૨
**શિર=ફેરે** શિવ જાણ્યા માટ, જીવતે મૃત બેઠું જેને ઘાટ;
કાળ કર્મ ને પિતૃ ગ્રહ દેવ, કેડે થઈ વહેતો અહમેવ;
હરિ અણજાણ્યે સર્વે ખરું, અખા પ્રભુ પ્રીછે પાધરું. ૧૮૩
**હરિજન** હોય તો હીંડી બોલ, રાજપુત્રને શેની દોલ ?
ચાલ મલપતો ને ચાસંધ, ભ્રમકર્મના ભાગ્યા બંધ;
અર્કથકો નાસે અંધકાર, અખા હરિજનને શો સંસાર ? ૧૮૪

---

૧૭૮. વગૂતા=વગોવતા; પૂજ=પૂજ્ય; ગુજ=રહસ્ય. ફાંકડાં=ફાંગડાં, પ્રપંચ. ૧૮૦. મૂંડો=સંન્યાસી. વિષે વલૂધ્યો=વિષયમાં વળગ્યો. પરિચે=પરિચય. ૧૮૧. વતાગરો=વૈતરો. શત્રુકાર=શત્રુ કરનાર. આણું વળે=ઘેર આવી રહે. ૧૮૨. રત=પ્રીતિ. ૧૮૩. જાણ્યા=જાણવા. અહમેવ=હુંહું જ કરતો. ૧૮૪. દોલ=તંગી. ચાસંધ=જાહેરમાં,

**હરિજન** જક્તની અળગી દશા, જળચર સ્થળચર એકઠા વશા;
અવની ઉપર લાગી લાય, જળચર હોય તે જળમાં જાય;
ભૂચરની કાંઇ બીજી પેર, એમ જાણી અખા આદેર. ૧૮૫

**હરિના** હો તો હરિ ઓળખો, વણચાખ્યું બીજું કાં ભખો ?
સ્વાદ ન આવે રંગ ન થાય, તેમ ભક્ત ભક્ત કહી લોકો ગાય;
જ્યાં હું હુવો ત્યાં હરિ તો ખરો, વંદો તેની નિંદા કાં કરો ?૧૮૬

**જેમ** મછપ્રત્યે માછી દે દાન, તેમ દંભભક્ત દુહુવે ભગવાન;
લોક લોભ ઉપાય બૌ કરે, જેમ જમતાં રમતાં સુખ ને સરે;
તે દેખી ન શકે સંસાર, કરે નિંદા અખા લે શિર ભાર. ૧૮૭

**ભક્ત** તો તે જે પ્રીછી ભજે, નહિ તો ફોતરાં ફાકે-તાંદુળ તજે;
સર્વાવાસ લહે હરિ મળે, નહિ તો બેઠો કંકોડી દળે;
એક સ્વામી સઘળે વિસ્તર્યો, એમ છે અખા જાણો તે કરો. ૧૮૮

**ખટપટને** ખટપટવા દે, તું અળગો આવી પ્રીછી લે;
જંગી ઢોલ ઘણા ગડગડે, ત્યાં ઝીણી વાત કાને નવ પડે;
નિરદાવાના જનને ખોળ, તે અખા બેસારે બોલેબોલ. ૧૮૯

**પાને** પોથે લખિયા હરિ, જેમ વેળુમાં ખાંડ વીખરી;
સંતે ખાધી કીડી થઇ, અને વંચકે તો સબૂધી વહી;
તે માટે તે તેવા રહ્યા, અખા સંત પારંગત થયા. ૧૯૦

**ભણ્યુંગણ્યું** તે એટલું કરે, જેમ બેસે વાયુ સુકજ્ય વૈતરે;
તેણે ફળે કરી પંડિત પૂજ્ય, સંતને સુકજ્યની પડે સૂઝય;
સંત તે હરિધનના ધણી, અખા ગત્ય આપે આપણી. ૧૯૧

---

૧૮૫. વશા=વસ્યા. આદેર=પ્રયત્ન કર. ૧૮૭. દુહુવે=દૂભવે. ૧૮૮. તાંદુળ=ચોખા. કંકોડી દળે=ફૂસકાં ખાંડે. ૧૮૯. નિરદાવાના=ચોકસ; બ્રહ્મને બરાબર જાણનાર. ૧૯૦. વેળુ=રેતી. વંચક=લુચ્ચો. સબૂધી=સઘળી. ૧૯૧. સુકજ્ય વૈતરે=સુખડને કામે.

પંડિત તો છે વિદ્યા-કરસણી, સંત તો છે તે ફળના ધણી;
બી પાણી હરિનું નિરધાર, ઉપાય કરાવી આપે આહાર;
અખા ભોગ ભોગીને કાજ, વઢે સેવક રાજાને રાજ. ૧૯૨
રૂઠીશ મા નામ વૈષ્ણવ ધરે; શું થયું ઘેરઘેર ખાતો ફરે?
કાંઈ રાજા નામ ધર્યે નોય રાજ, નરપતિ થયે નરપતિનું કાજ;
અખા અર્થ ઇચ્છીશ મા કશા, અખા તે જ મોટાની દશા. ૧૯૩
કોઇ આળસ કોઈ ક્રોધે થયો, વાટે વેષ પે'રીને ગયો;
નહિ મહેનત વેઠે નહિ સાય, વંદે વિશ્વ એ ફળમહિમાય.
હરિને અર્થે અખા એક વિચાર, પછે સમું પડે તેમ રહે સંસાર. ૧૯૪
વિશ્વ વિચારે કાંઈ નવ લહે, વહેતા સાથે સૌ કો વહે;
આડંબર કરે મોહે કરી, જે જ્યાં તે ત્યાં બેઠા ઠરી;
અખા પશુ જેમ જવનને હળે, તો મહાજન મૂકી તે સંગે પળે. ૧૯૫
અણુસમજ્યો જીવ ને બીજું ઝાંખરું, જ્યાં દેખે ત્યાં વળગે ખરું;
પ્રકૃતિ મળે તો ત્યાં તે અડે, નૈં તો પાછું વાટે પડે;
એમ અખા સઘળો સંસાર, ઝામરઝોલે કરે વ્યાપાર. ૧૯૬
ભલું જાણે તો પાછો ભાજ, પય ટળે જેમ પ્રગટે આજ;
દૂધ રહે તો થાય નહિ નવું, ઘૃતસહિત પડે ડાટવું;
એમ અખા વિશ્વ કાચું શમે, જામણ વિના બો ઘૃત નિગમે. ૧૯૭
વિશ્વ વસ્તુમાં શાનો ફેર? જે મણ એક ને ચાળીશ શેર;
નાનાં કાટલે સઘળા પિંડ, મણ કહિયે વૈરાટ બ્રહ્મંડ;
હરિમાં વિશ્વ ને વિશ્વમાં હરિ, એમ અખા સૌ ઘરનું ઘર કરી. ૧૯૮
વિશ્વ ભજંતાં વસ્તુ ભજાય, નીર નદીનાં સાગરે જાય;
લોક સકળ હરિ વેદ જ વદે, બ્રાહ્મણ મુખ ને સંત તે રુદે;

૧૯૨. વિદ્યા-કરસણી=વિદ્યાની ખેતી. ૧૯૫. જવન=યવન; અહીં ખાટકી. ૧૯૭. ભાજ=ભાગ. પય=દૂધ. આજ=આજ્ય, ઘી. ઘૃત=ઘી.

મુખ જમે વાણી ઉચ્ચરે, પણ હરિ હૈયામાં હોય તે કરે;
તે માટે હરિ ભજવા સંત, અખા ભવનો આણે અંત. ૧૯૯

**મોટમ** દીધી હરિજન ખમે, હરિશું બોલે હરિશું રમે;
જનને દીઠે હરિ સાંભરે, તે જો હરિજન સાથે ફરે;
જેમ દીવે સમરસ ઉજાસ, એમ અખા હરિ ને હરિદાસ. ૨૦૦

**હરિજનને** ગ્રહે કહો શું કરે? જો ગ્રહે બાપડા પરવશ ફરે;
રવિ ભમંતો શશીનો ખે, રાહુ તો ધડવોણો વહે;
કાણો શુક્ર ને લૂલો શનિ, બૃહસ્પતે સ્ત્રી ખોઇ આપણી;
ગ્રહનો ગ્રહ હરિ તે મુજ રહે, તો અખા દીન વચન કોણ વહે? ૨૦૧

**એક** પરમેશ્વર ને સઘળા પંથ, એ તો અળગું ચાલ્યું ઠંથ;
જેમ અગ્નિ અગ્નિને સ્થાનક રહ્યો, અને ધુંવાડો આકાશે ગયો;
અળગો ચાલ્યો તે ક્યમ મળે, એમ અખા સૌ અવળા વળે. ૨૦૨

**જાજરો** જીવ જુગતું શું કરે? પ્રકૃતિ પાપણી પૂંઠે ફરે;
જે જે સાધન સાધે સહાય, તે જ વાતના મળ બંધાય;
અખા અમળ થયાનું કામ, રાખવા હીંડે સૌ કો નામ. ૨૦૩

**કીધું** સર્વ હરિનું થાય, મૂરખ કર્મતણા ગુણ ગાય;
નૃગ રાજા કાકિડો કર્યો, વિભીષણને શિર કર ધર્યો;
સત્ય પાળંતો હરિચંદ્ર દુઃખી થયો, જરાસુત વેરી તે વૈકુંઠ ગયો;
એવો અસંભાવ્ય હરિ મન વસ્યો, એમ જાણી અખો આળસ્યો. ૨૦૪

**ક્રય**-વિક્રય બાબત શોભવા, સ્વામી સેવક રંગ નવનવા;
વચે લોભની વીટણ કરી, રસથી જીવ કરે આદરી;
આપે લે નિશ્ચે નારાણ, અખા તું તે એવું જાણ. ૨૦૫

---

૨૦૧. શશીનો ખે=ચંદ્રનો ક્ષય. બૃહસ્પતિએ...આપણી=ચંદ્ર બૃહસ્પતિની સ્ત્રી તારાને હરી ગયો હતો. ૨૦૨. ઠંથ=જૂત ૨૦૩. અમળ=મળરહિત, નિર્મળ. જુગતું=યોગ્ય. હીંડે=ચાહે. ૨૦૪. જરાસુત=જરાસંધ. અસંભાવ્ય=અકલ્પિત. ૨૦૫. ક્રયવિક્રય=ખરીદીવેચાણ.

**કર્મ** નામ તે હરિનાં વતાં, મસ ઘાલ્યું પે'લાં ક્યાં હતાં!
મનુ ઊપજતાં ક્ષત્રી થયા, સનકાદિક તે યોગી રયા;
જગત નો'તું ત્યાં ક્યાંથાં કર્મ, અખા હરિનો મોટો મર્મ. ૨૦૬
**જીવ** ભક્તિ કરે શા વડે, સામગ્રી હરિની નીવડે;
તેનું લાવી તેને સજે, પોતાને તો મળે નહિ રજે;
જાણ્યું આપ સમર્પું હસ્ત, તે તો નીવડી તેની વસ્ત;
અખો જે જે કરવા ગયો, ત્યાં એમ અણબોલ્યો રયો. ૨૦૭
**સમજી** રહિયે તો સમું પડે, નહિ તો કાંઇનું કાંઇ નીવડે;
જે જે કરવું તે અહંકાર, તે ત્યાં હરિને લાગે ભાર;
ભાર ચઢ્યો નિશ્ચે ઊતરે, એમ જાણી અખો શું કરે! ૨૦૮
**ધામધૂમ** તે ધનનો ધગા, મોહ અહંકાર મેલીને ગા;
માવઠે મે વરસે ગડગડે, ફળ ન ઊમટે ને લાગ્યાં પડે;
રત વિના કર્ષણ ક્યાંથી ફળે, એમ અખા હરિ ક્યાંથી મળે? ૨૦૯
**મર્મ** ન સમજે ભર્મે પડ્યા, કરે અહંકાર હીંડે ઊથડ્યા;
ટીલાં ટપકાં કાઢે ખાસ, જાણ્યો મારગ પણ છે મેવાસ;
વંદે ચરણ ને નિંદે પંડ, ભક્તિ નોય અખા પાખંડ. ૨૧૦
**પોતે** પરતક્ષ દેવ ઉપાસ, અન્ય ઉપાસન માયાહાસ;
જેમ જેમ મેલ ચઢે લૂગડે, તેટલું ધોયે પોત ઊઘડે;
આદરવો આતમ અભ્યાસ, અખા સંભાળો આપણ પાસ. ૨૧૧
**કુબુદ્ધિ** જીવ અને કપાસ, તે પીલ્યાવોણા ના'વે રાસ;
તે માટે કે' છે ભગવાન, જાણે દેહદમે ને આવે સાન;
**ફેન** ઊછળતીને ડેહેરો ગળે, અખા જો હરિ વળણે વળે. ૨૧૨

---

૨૦૬. વતાં=વતું, હજનમત. મસ=બહાનું; મિષ. ૨૦૯. ધગા= ગરમી. ઊમટે=આવે. કર્ષણ=ખેતી. ૨૧૦. ઊથડ્યા=આડે માર્ગે. પંડ=પિંડ ૨૧૧. પરતક્ષ=પ્રત્યક્ષ. ઉપાસ=ઉપાસના કર. માયાહાસ= માયાનું હાસ્ય. ૨૧૨. ના'વે રાસ=બરાબર સરખા ન થાય. ડેહેરો= ડેરો, તોફાની ઢોરને બાંધવામાં આવતું લાકડું.

## ચાનક અંગ

હઠ કરીને ઓળખ્યા હરિ, નહિ તો કાચો જીવ જાશે નીસરી;
જેમ નિંભાડે ભાજન કાચું રયું, ન સર્યું કામ માટીશું ગયું;
છતી બુદ્ધિએ હરિ નં અભ્યસો, તો ડાહ્યા થતાં ઠેકાણે થશો. ૨૧૩

ભણ્યાગણ્યા ભલ પાકે પંચ, ન્યાય ઉકેલે જાણે સંચ;
સભાપતિ થઈ બેસે મધ્ય, આતમની નવ જાણે વધ્ય;
અખા ક્યાં જાન કુંવારી ગાય? ઠાલા આવ્યા ને ભૂલા જાય. ૨૧૪

મૂકુ મછર ને પરહર માન, ચતુરાઈએ સામું છે જાન;
કરકરો થયે કાળ નવ બિયે, જોરે જમ જીત્યો છે કિયે?
ગળિત થયે ઊતરશે ગાલ, અખા હરિ મળવાનો એ કાલ. ૨૧૫

નિત્ય નિમિત્ત તો માથે પડ્યાં, જેમ બાળક હીંડે કાંધે ચડ્યાં;
પુણ્ય ન લાગે પાડ નવ થાય, પેટે પડ્યાં કેમ નાખ્યાં જાય?
નિષ્કર્મ થઈ નરહરિને જાણ, તો જ અખા ટળશે તુજ તાણ. ૨૧૬

## ભક્તિ અંગ

ભલું ભૂંડું કહે પૂરવતું નથી, પેરે પેરે મેં જોયું કથી;
એક પિંડ, અવેવ તાં બહુ, નામ રૂપ ગુણ કર્મ ત્યમ સહુ;
એક શરીર અવેવ તાં ઘણાં, ત્યમ ઉત્તમ મધ્યમ ઇંદ્રિ હરિ તણા. ૨૧૭

જે ઇંદ્રિયે જે કરવા કર્યું, તેથી કામ ત્યાં તેવું સર્યું;
મુખે બોલ બોલે છે બહુ, અને ગુદે બોલે તો નિંદે સહુ;
કુબુદ્ધિ એ જીવ છે, હરિ વડે અખા એ ઠામે જોડ નવ પડે. ૨૧૮

સત્યવાદી ને સૂર્ય એ બે, બોધ પ્રકાશ સૌ કોને દે;

---

૨૧૩. ભાજન=વાસણ. ૨૧૪. સંચ=કરામત. વધ્ય=વિધિ, રીત. ૨૧૫. મછર=મત્સર. જાન=હાનિ. ૨૧૬. નિત્ય નિમિત્ત=નિત્ય અને નૈમિત્તિક કારણો. ૨૧૭. પૂરવતું=પરવડતું. અવેવ=અવયવ.

જેમ અર્કઉદે ઉલૂકબળ શમે, તેમ કુબુદ્ધિને સાચું નવ ગમે;
અખા અદ્રોહી બુધ્યે બોલે સમ, રવિની રીત જે ટાળે તમ. ૨૧૯

જ્ઞાની થૈ કો મારે ગાલ, મુક્ત થઈ વઢવાનો ખ્યાલ;
ભક્તિ જ્ઞાન ત્યાં ઠામે હશે, એ તો બેઉ વઢે છે રસે;
અખા એ જ નિષ્કારણ વેર, જેમ ચૌટે ભેંશ ને વઢવાડ ઘેર. ૨૨૦

ભક્તા દેખે સઘળે ભગવંત, તેને દુહુવે તો શાના સંત?
જ્ઞાનીને નિર્દાવો ઘટે, તે નિત્યે બેશીને આછટે;
ભક્તિ જ્ઞાન નોહે એ ખેદ, વંઠયા જીવ અખો કહે વેદ. ૨૨૧

## દોષ અંગ

નહિ પાપી ને નહિ પુણ્યવંત, એકલમલ તે સાચા સંત,
કાળચક્ર સ્વભાવે ફરે, સેજે ઉપજે સેજે મરે;
એમ જાણીને અખા જા ભળી, એ પુનરપિની કચકચ ગૈ ટળી! ૨૨૨

ગ્રંથમાં જ્યમ હો ત્યમ હો, પણ તરી નીસરે તેને શેનો દ્રો?
તું તાં તાહારે જીવે મેર, પછી દેણુંલેણું રહેશે ઘેર;
તાણ્યો જીવ અખા ગયો ટળી, હવે શાંશું વાણ્યો રે'શે મળી? ૨૨૩

સદ્‌ગુરુ મારગ સદા અલંગ, જેમ પંખીને ગત્ય સળંગ;
પગ નહિ દીસે પંથ કપાય, ત્યમ સદ્‌ગુરુ મારગ ઉપર જાય;
ઉપાય અખા નહિ લક્ષ શું કામ, કર્મધર્મ તો જ્યાં રૂપનામ. ૨૨૪

---

૨૧૯. અર્કઉદે=સૂર્યનો ઉદય થતાં. ઉલૂકબળ=ઉલૂક એટલે ઘુવડ, તેનું બળ. અદ્રોહી બુધ્યે=દ્રોહ વિનાની બુદ્ધિવાળો. સમ=સરખું, સત્ય. રવિ=સૂર્ય. તમ=અંધારું. ૨૨૦. મારે ગાલ=બડાશ હાંકે. વઢે=લડે. નિષ્કારણ=વગર કારણે. ૨૨૧ આછટે=નિંદા કરે. ૨૨૨. પુનરપિની=ફરીફરી જન્મવાની. ૨૨૩ દ્રો=દ્રોહ, ધરો. તું...મેર=તું તારી જાતે જીવતો મર. ૨૨૪. અલંગ=દૂર.

## ચાણાક અંગ

**ટેઢી** પાઘ ઠાકરને ઠામ, જો નૈં જાણ્યા આતમરામ;
મરડી મૂછ ને મુખ વાંકા બોલ, કાલ વાગશે ઢીલા ઢોલ;
અખા વરણાગી વણસી જશે, ભૂડાં ભગળ ઉઘાડાં થશે. ૨૨૫
**ખાટા** થયે ખટી નહિ વળો, કાં ઘાટા થૈ ગોવિંદથા ટળો?
એક મેલો મંત્ર બીજો કુતર્ક, એ સાધકને મુખે મૂકે નર્ક;
અખા ઈશ્વરને નૈં છેતરે, લાંબો દાંતો વહેલો ખરે. ૨૨૬
**કુળવકુળ** કાળ મન કશી, શું બાળક છે જે છેતરશો હશી?
હિરણ્યકશ્યપે મ્રત મેટચું છળે, હરિએ તે ઘાટ ઘાલ્યું કળે;
તો અખા હરિશું શી હોડ, હથેળીથી ઊજળો તે કોડ. ૨૨૭
**અણછતો** જીવ તું કાં થાય છતો? જોને વિચારી પહેલો કયાં હતો;
જે કાળથા નિરમ્યા જીવ, ત્યાર પે'લો ત્યાં હતો શિવ;
વચ્ચે બીજું કયાંથી વળી, એમ જાણી અખા જા ટળી. ૨૨૮
**વાપાણી** સઘળો સંસાર, તેનો શું આણે ઇતબાર?
મારુત માટીને લઈ ચઢે, તેનું નામ તે પિંડ જ પડે;
વંટોળે તે વપુ વાવડે, અખા આતમને કાંઈ નવ અડે. ૨૨૯
**વડપણ** મેલી વસ્તુ વિચાર, તન તપાસી રહે સંસાર;
કોઈ વર્ણ વેષ અહંકારે મરે, વા'ણ સોનાનું તે નવ તરે;
એક મિશાલે બ્રહ્મા કીટ, જોઈ વિચારી અખા ગુરુ મીટ. ૨૩૦
ભૂત પંચનો આ સંસાર, મૂરખ વહે તે વર્ણ અહંકાર;

---

૨૨૫. ટેઢી=વાંકી. ઢીલા ઢોલ=મોતનાં ઢોલ. ભગળ=પોકળ. ૨૨૭. મ્રત=મરણ. મેટયું=મિટાવ્યું, દૂર કર્યું એવું. હિરણ્યકશિપુએ વરદાન માગ્યું હતું. હથેળીથી...કોડ=ગમે તેવા રંગનો માણસ હોય. તોપણ તેની હથેળી ઊજળી જ હોય છે. એ હથેળી કરતાં ય કોઢ તો હમેશાં ઊજળો જ છે. ૨૨૯. ઇતબાર=વિશ્વાસ. મારુત=પવન. વાવડો=પવન, તે વપુને–શરીરને વંટોળે–વંટોળમાં ચડાવે છે. ૨૩૦. મિશાલે=રીતે. ગુરુ મીટ=ગુરુ તરીકેનું અભિમાન મિટાવી દે.

ભાત ચલાવ્યા વર્ણાવર્ણ, કોઇ મસ્તક હસ્ત કટિ ચર્ણ;
બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય ને શૂદ્ર, હરિનો પિંડ અખા કોણ ક્ષુદ્ર? ૨૩૧
જાણપણું મેલીને જાણ, આફ્ણિયે રહેશે નિરવાણ;
જાણ થયે જાણ્યું નહિ જાય, જાણણહારો બીજો થાય;
ઓછાયો નરને શું કળે, સ્વે થાય અખા જો પોતે ટળે. ૨૩૨
પિંડ બ્રહ્માંડ ને બ્રહ્માંડે પિંડ, વસ્તુવિચારે જોને અખંડ;
શું શાથી કહો અળગું પડે, જો સમરસ પિંડ બ્રહ્માંડ જ વડે.
જેમ વૃક્ષને પત્ર આવે ને ખરે, તો સ્વર્ગ નર્ક અખા શું કરે? ૨૩૩
ભ્રમે ભાવના બીજી થઇ, જેમ જાગ્રત અવસ્થા સ્વપ્ને ગઈ;
તે જ મન બુદ્ધિ ચિત્ત અહંકાર, સ્થૂલ થઇ પસર્યો સંસાર;
સ્વપ્નસંસાર જાગ્રતમાં ટળે, એમ અખા વિશ્વ બ્રહ્મમાં ભળે. ૨૩૪
ચારે આશ્રમે મન જે તર્ણું, તેને નિદ્રા ઘેરે ઘણું;
નિજરૂપે ત્યાં રહી નવ શકે, નાના કર્મ ધર્મ બહુ બકે;
મધ્યે વ્યસન લાગે કરી જીવ, અખા આદિ અંત્યે તે શિવ. ૨૩૫
કોઈ એક ઉત્તમ વ્યસની થયા, કોઇ એક મધ્યમ વ્યસનમાં વહ્યા;
ઉત્તમ મધ્યમ બેયે વ્યસન, જેમ મદ્ય કપૂર બે ઘેરે તન;
સત્કર્મ વિકર્મ બેય વિકાર, અખા નિજરૂપે રહે નિરધાર. ૨૩૬

## પ્રાપ્તિ અંગ

બાધું બોલે આવ્યું રાજ, બેઠા બેસાર્યા સીધ્યું કાજ;
વણકીધે હરિ લેખે રહ્યો, પ્રીતે કરી પારંગત થયો;
હવે મારે સઘળે સુખરાસ, અખા સ્વતંતર દીઠો વાસ. ૨૩૭
કામ સકળ મુજ પૂરણ થયાં, બ્રહ્મસાગરમાંહે ગળી ગયાં;
બોલ્યું ચાલ્યું હરિની સાથ, અતિ પોતે એ રહી આથ;
હું હરિમાં અને મુજમાં હરિ, એમ અખા નખશિખ રહ્યો ભરી.૨૩૮

---

૨૩૧. મસ્તક અને બ્રાહ્મણ વગેરે માટે જુઓ પુરુષસૂક્ત. ૨૩૨. આફ્ણિયે=આપમેળે. ૨૩૬. ઘેરે=ઘેનમાં નાંખે. ૨૩૭. સુખ-રાસ=સુખનો રાશિ–ભંડાર.

**આવું** જાણું જો અળગો હોઈ, જેમ વેંઝુમાર્યું ન ભૂલે ભોઈ;
વ્યાપકની વ્યક્તિ કેમ થાય, કહો આકાશ કેમ વહેર્યું જાય?
સલંગ જાણ્યું, તું અલંગ, પાંખ આવી, પડતું રહ્યું ખંગ. ૨૩૯
**મારે** એમ પડ્યું પાધરું, હુંપણું મટ્યું એ જ આદરું;
કર્મ અહંકારતણું ગયું મૂળ, જયમ અર્કનાં ઊડે તૂલ;
ન લહ્યા સરખું મેં ત્યાં લહ્યું, એમ અખા જથારથ થયું. ૨૪૦
**વાંકું** સમું જાણે ત્યાં હરિ, હું તો મારે બેઠો ઠરી;
ભલા ગૃહસ્થને વાડે ગાય, એમ આપ સોંપ્યું હરિમાંય;
છીંડું ખોળતાં લાધી પોળ, હવે અખા કર ઝાકમઝોળ. ૨૪૧
**બાવનથી** બુદ્ધ્ય આઘી વટી, ભણ્યાગણ્યાથી રહી ઊગટી;
ઉઘડ ભાજ્યું ટાળ્યું આપ, સેજે ટળિયો આ દ્વૈતનો થાપ;
હવે રહ્યો તે હું કે હરિ, વિગત કરે અખો શે કરી? ૨૪૨
**મારે** મોટો હુંનર જડ્યો, જે ઈશ્વરરૂપી જહાજે ચડ્યો;
પંચસહિત ઊતરિયો પાર, પગ નહિ બોળું જળસંસાર;
હું હસતો રમતો હરિમાં ભળ્યો, અખા જાણે તે વળણે વળ્યો. ૨૪૩
**એ** સુખમારગ મેલીને શઠ, કાંઈ ક્લેશ કરે કાં હઠ?
ગીતામાં ગોવિંદ મુખ કહે, જે મારું શરણ ગ્રહીને રહે;
મુજ વાયક જે માને અખા, તેને સ્કંધ વહી ઉતારું જેમ સખા. ૨૪૪
**પરમ** ગુહ્ય હરિનું એ રહે, મહાપુરુષ મુનિ એમ વહે;
જે અહંબ્રહ્મ જાણીને રહે, શરણ જાવું શિવ એને કહે;

---

૨૩૯. વેંઝું=નિશાન. ભોઈ=પારધી. પારધી મારેલું નિશાન ભૂલતો નથી. ખંગ=પંખી. વ્યક્તિ=વર્ણન. અલંગ=અલિંગને પહેલાં સલંગ-સલિંગ જાણ્યું હતું. પણ જ્ઞાન આવ્યું એટલે પંખી પડતું બચી ગયું. પાંખ આવી=જ્ઞાન આવ્યું. ૨૪૦. અર્કનાં=આકડાનાં. ૨૪૨. બાવનથી=વર્ણમાળાના બાવન અક્ષરથી. બુદ્ધિ શબ્દથી પાર ગઈ, બ્રહ્મમાં વિરામ પામી. ઊગટી=ઊગટવાળી. ઉઘડ=ઉધ્ધડ. ૨૪૩. જહાજ=વહાણ. ૨૪૪. શઠ=લુચ્ચો. સ્કંધ=ખાંધ.

અળગું નથી અખા શું કળો, આકાશને કેમ લાગે સળો ? ૨૪૫

## ભાષા અંગ

**ભાષાને** શું વળગે ભૂર, જે રણમાં જીતે તે શૂર;
સંસ્કૃત બોલે તે શું થયું ? કાંઈ પ્રાકૃતમાંથી નાસી ગયું ?
બાવનનો સઘળો વિસ્તાર, અખા ત્રેપનમો જાણે પાર. ૨૪૬
**સંસ્કૃત** પ્રાકૃત જે વડે ભણે, જયમ કાષ્ઠવિશેષ રહે ભારાતણે;
તે છોડયા વા'ણો નાવે અર્થ, ત્યમ પ્રાકૃત વિના સંસ્કૃત તે વ્યર્થ;
બાધા દામ વેપારી લખે, અખા વ્યાજ નોય છૂટા પખે. ૨૪૭
**હરખે** કરખે અનુભવમાં કશા, આકાશઉદરમાં વરતે દશે દિશા;
જયારે જેનું રાજ જ જાણ, ત્યારે માનવી તેની આણ;
જ્ઞાનગગનમાં નોહે દેશકાળ, એ તો અખા અણજાણ્યા બોલે આળ.
**જ્ઞાન અધકું** નોહે સિધ્ય વડે, સુ–સતી નામ શણગારે પડે;
એકમની કહાવે સાધવી, ત્યમ સેજ ન ઇચ્છે સિધ્ય વાધવી;
અખા અણલિંગી નાવે સંસાર, એ તો ફોગટ માયા ઉડાવે વાર. ૨૪૯
**અષ્ટ** મહાસિધ્ય ઈશ્વરને વિષે, તેને વેદ માયા કરી લખે;
તેની કણ્યકા તે આ જીવ, તો સિધ્યસહિત કેમ થાયે શિવ ?
લોક પતીજે તે સિધ્ય વડે, પણ અખા અનુભવને કંઈ નવ અડે. ૨૫૦
**મૂળગો** અહંરોગ નથી ટળ્યો, તેમાં સિધ્યરૂપી ભ્રમ જ ભળ્યો;
જેમ પહેલો ઘેલો હોય બુધ્ય વિષે,વળી વ્યસંને લાગ્યો માદક ભખે;
અખા અહંકારને ટાળી જો, પછે તું રહે તો સિધ્ય સાથે મો'.

---

**૨૪૫.** સળો=સડો. **૨૪૬.** ત્રેપનમો=બાવન અક્ષરથી–વાણીથી પાર રહેલું બ્રહ્મ. **૨૪૭.** કાષ્ઠવિશેષ=લાકડાની જાત. અહીં સંસ્કૃત તે કાષ્ઠવિશેષ છે, અને પ્રાકૃત તે ભારો છે. ભારો છોડયા વિના લાકડાનો અર્થ નથી. પખે=વિના. **૨૪૯.** સિધ્ય=સિદ્ધિ. શણગાર=લાયકાત. વાર=પાણી. **૨૫૦.** પતીજે=ખાતરી કરે. **૨૫૧.** અંહરોગ=હુંપણારૂપી રોગ. મો'=મોહ રાખ.

પોત ન લહ્યું પછે પોતે થયા, પછે ઉત્તમ મધ્યમ વ્યસને વહ્યા;
માયાકૃતનો નાવે અંત, માને નહિ તો જો વેદાંત;
અખા ઊપનું માન્યે આધ, ક્રેવ્યક્રે વિના શી વધખાધ? ૨૫૨
પ્રપંચ પ્રીછી જોયો ખરો, નહિ ઊપજ, ને નહિ તો વરો;
જ્યાંથું ઊપનું ત્યાં નવ ઘટે, અને શઢ ન વળે જ્યાં જઇ આવટે;
જાતું મરતું દીસે ખરું, અંતે અખા ભર્યાનું ભર્યું. ૨૫૩
જેમ દૂધે ફીણફિસોટા થાય, તેણે તોલ ન વધે, આકાશ રૂંધાય;
જેમ અગ્નિજોગે જળ ઊભરે, તેમ તત્ત્વે તત્ત્વ જગત અવતરે;
વકર્યાં તત્ત્વ ધરે રૂપ નામ, અખા ઉત્પત્ય લે ઠામનું ઠામ. ૨૫૪
પંચતણાં પચવીશે તત્ત્વ, વાસનાલિંગ તે તેનું સત્ત્વ;
ભૂત ભૂત પ્રત્યે વિચરે, અને મૃત્યુ નામ પંપોટો મરે;
ભૂતકલ્લોલ સદા સર્વદા, ચિદ્વિલાસ અખા મન મુદા. ૨૫૫
ચલનવલન તે ચેતનતણી, પંચરૂપે આપે થયો ધણી;
આપ આપમાંહે વિસ્તર્યું, ન કર્યા સરખું તે ત્યાં કર્યું;
જ્યમ છે ત્યમનું ત્યમ છે જાણ, સમજે સાન અખા નિર્વાણ. ૨૫૬

## પ્રતીતિ અંગ

હરિ પામવા સહુ તપ કરે, અખો હરિમાં મહાલે ફરે;
મારે સમરસ સે'જ સંજોગ, સાવ સ્વતંતર પામ્યો ભોગ;
જેમ ભરસાગર તિમિંગલ રમે, હું હરિમાં તો દેહ કોણ દમે? ૨૫૭
પેરે પેરે મેં જોયું મથી, જે હરિવિના પદારથ નથી;

---

૨૫૨. ક્રેવ્યક્રે=ક્રયવિક્રય, ખરીદી વેચાણ. વધખાધ=વૃદ્ધિ અને ખોટ. આધ=અવધિ. ૨૫૩. આવટે=ફેરા ફરે. ૨૫૪. વકર્યાં=વિકાર પામેલાં. ઉત્પત્ય લે=ઉત્પત્તિ અને લય. ૨૫૫. મૃત્યુ...મુદા=મૃત્યુ તો પંપોટા(પરપોટા) જેવું છે. મૃત્યુનું નામ જ રહેતું નથી. એક સચ્ચિદાનંદ જ સર્વદા વિલસી રહ્યો છે. ૨૫૭. તિમિંગલ=મગરમચ્છ.

તો ઊઠ હાથનો હું જે ઘડ્યો, તે તે ક્યાં અળગો જઈ પડ્યો?
એમ જોતાં હરિ લાગ્યો હાથ, ટળ્યો અખો ને એ રહી આથ. ૨૫૮
**ઉમેરણુ** ને ઉસરણુ કર્મ, એ હરિમારગમાં જાણે શ્રમ;
શાનું લેને શામાં ભરું, કયમ અખંડ બ્રહ્મની ખંડણા કરું?
અખા એ ત્યાં છે અદબદ, અહંપણાની ચૂકી હદ. ૨૫૯
**અનુભવી** જ્ઞાન ત્યાં એવું કથે, કર્મ ધર્મ ભાજી કરે જથે;
આતમતત્ત્વ માંહેથી ધરે, નામરૂપ કૂચા શું કરે?
એમ અખા ત્યાં કીધી આથ, હવે કામ શું ઝાલે હાથ? ૨૬૦
**છાંછળમાંછળની** નોહે વાત, એ તો રમવી ઘાત અઘાત;
ખોવું મન ને લેવી વસ્ત, નાખ્ય નસંક જ્યમ લાધે નહિ–અસ્ત;
કે તૂટે કે અડે ન વાડ, અખા હરિ અર્થે હડિયું કાઢ. ૨૬૧
**ક્યાંહા** અવસર પામ્યો વળી, મોતીવેહે પરોવી વીજળી;
મરતે ત્યાંહાં સૌ કો મરે, પણ સૂરતેજે સ્વામી અર્થ કરે;
અખા પામું હરિ કે ખોઉં સંસાર, સર્વ નિગમું કે પાડું બાર. ૨૬૨
**તપ** તીરથ શાં વહે હથિયાર? પુરુષ ચીથરાનો એ સંસાર;
તે ઉપર આયુધ શાં વહે, મારીશ કેને, તે તું કહે;
પેસ ખેતરમાં ઘાલી હામ, ભ્રમ કશો અખા રૂપ નામ? ૨૬૩

## ખળજ્ઞાની અંગ

**જ્ઞાન** કથી શું સાધું ઘાડ, જો અંતરે અવિદ્યાએ વેધ્યાં હાડ?
અનુભવ કરે ત્યારે એક આતમા, સુખ નિંદા દીસે નહિ ક્ષમા;
અખા કથ્યું પણ ન લહ્યું જ્ઞાન, શું ગુરુ આગળ માંડ્યા'તા કાન? ૨૬૪

૨૫૮. ઉસરણ=ઘટાડો. ૨૬૧. છાંછળમાંછળની=ઉપલકની. અઘાત=અગાધ. નાખ્ય નસંક=તું નિશંકે પડતું મેલ, એટલે તને નહિ–અસ્ત (અનસ્ત–બ્રહ્મ) મળે. ૨૬૨. મોતી...વીજળી=મોતીના વેહમાં સૂરજના તેજમાં વીજળી પરોવી છે. સૂરતેજે=સૂર્યના તેજમાં. અદ્ભુત આ યોગ છે! પાડું બાર=બાજીમાં જીતું.

**ભલો** કહાવ્યો પણ ભલપણુ ક્યંહાં ? જેમ ગોખર હિંડે ગોધણમહાં;
વેષ પેર્યે વિટલતા વધી, વંઠયું દૂધ થયું નહિ દધિ;
કવિતા થયે ન કાઢયું કર્મ, અખા ન સમજે મૂળગો મર્મ. ૨૬૫

**મહાપુરુષ** કહાવે ને માંહે મા બળી, વેષ પહેર્યો પણ ટેવ ન ટળી;
સ્તુતિનિંદા અદેખાઇ આધ્ય, પે'રે સાંગ પણ વાધી વ્યાધ્ય;
અખા કૃપાવિના જીવ કબુધી, જ્યમ પાકયું ઈન્દ્રવારણું ને કદુતા વધી.

**કથા** સુણી શ્રોતા શું ખટ્યો, જો ગુણુ ગાઇને ગાનારો વટ્યો ?
થયા ગયા તે પોથે લખ્યા, પણ વણ થયાની લહો પરખ્યા;
વણ થયો વ્યગત સર્વે કરે, તેને લહે અખા અર્થ સરે. ૨૬૭

**બાણવેંઝાને** સૌ કો મુહે, પણ બાણાવળીને કોઇક જુએ;
શ્રોતા વક્તા વેઝું બાણ, ટળે બે ને રહે નિરવાણ;
નામ રૂપ વંચક ને સભા, અખા સહુ વહે કાળની પ્રભા. ૨૬૮

**સાચો** જૂઠાના ગુણ ગાય, પણ જૂઠે સાચો નવ લે'વાય;
દર્પણ તો મુખસુખને ગ્રહે, પ્રતિબિંબ તે કેમ બિંબને લહે?
આદર્શસ્થાની જે નામરૂપ, અખા તે શું લહે સત્ય હરિભૂપ ? ૨૬૯

**અખે** વિચાર વિચાર્યો ખરો, જે વાંક સર્વ આપણમાં ભર્યો;
બુદ્ધિવોણો જીવ લહી નવ શકે, પછી જક્ત દોષ કાઢી મુખ બકે;
સદ્ગુરુ જો ઉઘાડે બાર, તો અખા હરિ દીસે સંસાર. ૨૭૦

**કામ** ક્રોધ ત્યાંહાં જક્ત આચરે, તે દેખી જીવનિંદા કરે;
એ તો પાંચે રૂપે માયા રમે, કળ ભરાવી ભવમાં ભમે;
વિચાર વિચારી હરિને જાણ, નિંદા કર્યે અખા છે હાણ. ૨૭૧

---

૨૬૫. ગોખર=રોઝડી. વિટલતા=મૂર્ખતા. ૨૬૬. સાંગ=સ્વાંગ, કદુતા=વેરા. કડવાશ. ૨૬૭. ખટચો=ખાટચો. પરખ્યા=પરીક્ષા. વ્યગત=વ્યક્ત ૨૬૮. બાણવેંઝાને=બાણ અને નિશાનથી. મુહે=મોહ પામે. ૨૬૯. આદર્શ=અરીસો. ૨૭૧. ભવ=સંસાર.

**ઊંચ** નીચ દેખે તે ભર્મ, ભરમે થાપ્યા કર્તા કર્મ;
વળી ડાહ્યો ભ્રમ કહે કર્ત્તા રહી, પણ વસ્તુવિચાર ગયો વીસરી;
ભરમ કરમ નહિ કરતા કો, અખા પોત વિચારી જો. ૨૭૨
**શબ્દ** સ્પર્શ રૂપ રસ ગંધ, વ્યસને જીવ પમાડ્યો ધંધ;
ત્યારે લોભ મોહ પાંચે થયા છતા, પ્રાયે પ્રકૃતિ ઉદરમાં હતા;
તેણે મોહ્યો જીવ રોગીલો થયો, ત્યારે અખા વસ્તુવિચાર જ ગયો. ૨૭૩
**વર્ણ**ધર્મ તું રહે મૂળગે, જેણે સર્વ પડે ત્યાંહાં વગે;
જાત વિચારે તે આતમા, અને આશ્રમ તો તારો તુજમાં;
તેં જાણ્યો છે તે નોહે ધર્મ, અખા કુસકા કૂટ્યે શર્મ. ૨૭૪
**ધરે** પિંડ કાંઇ એકતા કરે, તેમાં જીવ આપોપું ધરે;
જડ દેહ સંગે જડતા ગ્રે, અને ચૈતન્યનો પક્ષ મૂકી દે,
અખા કર્ણુધ્યપરિચે પિંડ, પણ આતમપરિચે છે અખંડ. ૨૭૫
**શબ્દ** સ્પર્શ રૂપ રસ ગંધ, પંચભૂતનો એ સંબંધ;
પ્રાયે પ્રકૃતિનો છે સંસાર, વિચરે ભૂત ધરે અવતાર;
અખા તન તપાસી જુએ, કાં જીવપણે જનમારો ખુએ? ૨૭૬
**જ્ઞાની** સુર સૌ કો થઈ ફરે, પણ સુભટ તે જે અવસરે મરે;
સુખે ઘેર બેઠા સૌ જાણુ, પણ વીર તે જે થોભે ઘમસાણુ;
અખા કથણીથી અનુભવ તે અલગ, જ્યમ ઊંચા ચડે આકાશે જ સલગ.
**પ્રપંચ** આધારે પરબ્રહ્મને કથે; મહીવિના પાણી જેમ મથે;
શ્રમ કરે પણ ન આવે સાર, જેમ નપુંસક વહે હથિયાર,
એમ અખા નોહે સદ્‌જ્ઞાન, માદક કેમ કરે જળપાન? ૨૭૮
**કર્મ** ધર્મ એ ભર્મને ભલાં, એકે ન રહે એકએકલાં;

---

૨૭૩. ધંધ=ઝપ ધમાલ. ૨૭૪. કુશકા કૂટવાથી ખાલી શર્મ—શ્રમ જ પડે—મળતું કંઈ નથી. ૨૭૫. ગ્રે=ગ્રહે. પરિચે=પરિચય. ૨૭૭. સુર=દેવ. સુભટ=સારો લડવૈયો. થોભે=ઊભો રહે. સલગ=સીધા.

કર્મ ત્યાં ભર્મ, ભર્મ ત્યાં કર્મ, જ્યમ બુધ્યવોણી ધેનુ ચાટે ચર્મ;
વસ્તુવિચાર પશુને કશ્યો, અખા ભર્મેં ભર્મ અભ્યસ્યો. ૨૭૯
મરતું દીસે તે નોહે મર્ત્ય, ચાલે સચરાચર કાળનું કૃત્ય;
જેમ વે'તું કરવત કાટે ગાર, તેમ શનૈઃ શનૈઃ મરે સંસાર;
તો અખા પરને ક્યાં રુએ, આપ વિચારી શે નવ જુએ? ૨૮૦
નહિ ઊપજ ને નહિ ત્યાં વરો, ક્યાં આકાશને ભેળું કરો?
એ ભર્મેં ભ્રમ માન્યો ઊપન્યો, પ્રાયઃ સુવર્ણ ને ક્યાંથો વનો?
અખો નહિ તો કેને કવે, નહિ માપ માપણહાર મુવે. ૨૮૧

## જડભક્તિ અંગ

પંડ પખાળે પૂજે પાણ, મનમાં જાણે હું તે જાણ;
આપે આતમ બહારે ભમે, મૂરખ સામું માંડી નમે;
ડાહ્યો પંડિત થઈ જે આદરે, તે અખા ધાર્યું કેમ કરે? ૨૮૨
ગુણ જોઇએ તો ગુરુને શોધ, જે ગુરુ આપે તત્ત્વનો બોધ;
પરને વળગ્યો હીંડે અંધ, આંખ્યાળો નવ વળગે ખંધ,
સદ્ગુરુ વિના ગળે બાંધી શલા, એમ અખા ભર્યા ભલભલા. ૨૮૩
હરિ કહે છે તે ક્યાંહાં વસે, તેને જાણ, કાયા કાં કસે?
બ્રહ્મજ્ઞાનમાં સર્વે વળે, જેમ બહુ મહોર સોને એકલે;
તૃણ માર્યે કેમ પાડો મરે? એમ અખા સૌ સાધન કરે. ૨૮૪
ગુણ ગાવા તે ગુણીનું કર્મ, ધારણા ધ્યાન યોગીનો ધર્મ;
ભક્તિ વૈરાગ્ય વૈષ્ણવ કહે કથી, પણ વસ્તુપણામાં કર્ત્તવ્ય નથી;
અખા પરપંચ હોય વિધવિધે, જ્ઞાનપીધું સાધકે જે દીધું સિદ્ધે. ૨૮૫
સૂઝમાંહીં સાધન તે કશું? તેજમાં રૂપ કાંઇ વાસો વશું;
જેમ મીનને તરવું તે સહેજ, પંખી જેમ આકાશે રહે જ;

---

૨૮૦. ગાર=ગચિયું. શનૈઃ શનૈઃ=ધીરે ધીરે. ૨૮૧. વનો=વર્ણ.
૨૮૨. જાણ=જાણકાર. ૨૮૩. ખંધ=ખાંધ. શલા=શિલા.
૨૮૪. તૃણ=તણખલું.

તેમ જ્ઞાતાને સાધન તે સૂઝ, એમ અખા સાને કરી બૂઝ. ૨૮૬
**બોલે** ચાલે તે હરિ વડે, પશુ પથ્થરને લાગી પડે;
કોઈ પત્ર સેવે, કોને વસ્ત્ર પૂજ્ય, એમ ગઈ આતમની સૂઝ્ય;
મોડભર્યા માને નહિ વાત, અખા અણજાણે આતમઘાત. ૨૮૭
**હરિમાં** રહે તે ગુણ શું ગાય? પાપી પાવન થાવા જાય;
કુંવારી લે વરનું નામ, પણ સદા સોહાગણસંગે સ્વામ;
પોતે પોતાનો કરવો સાદ, એ તો અખા ઘેલાનો વાદ. ૨૮૮
**હરિ** મળે જન રસબસ થાય, જે અળગો તે લેવા જાય;
કાં ઇતરશું કહેતો ફરે, કહોને, વ્યંડળ કેને વરે?
દ્વૈત નહિ ત્યાં રીત જ કશી, એમ અખા જોજે અભ્યસી. ૨૮૯
**કરતા** કોણ ને સાધન કશું, સુણી માની મન કરવા ધશું;
વાતે વાત વાધ્યો વિસ્તાર, જેમ ધુંવાડો થયો નવસાર;
અખા વિચારી જોતાં ફોક, જેમ ઊંડો કૂવો ને ફાટી બોખ. ૨૯૦
**ઊંઘ્યો** કહે ઊંઘ્યો સાંભળે, તેણે જડપણું બેનું નવ ટળે;
જેમ ચિત્રામણના દીવાવડે, ક્યમ રાતી અંધાની દષ્ટે પડે;
શું સાંભળે ને અખો શું કહે? જો માયા લાલચથી બીહે. ૨૯૧
**પ્રપંચ**પારે રહે છે રામ, સદા સર્વદા ન્યારું ધામ;
તે વડે ચાલે આ સંસાર, આગમાપાઇ તે નિરધાર;
અખે સમ ઓળખિયો તેહ, ઉદર આભ્યંતર નાવે જેહ. ૨૯૨
**શબ્દ**જાળ કરમના ગ્રંથ, એમાં સાર ન લાધે અંત્ય;
સાચું સાધન જે કો કરો, વાગવિલાસ સકળ પરહરો.
શબ્દાતીતને જાણે જેહ, અખા સાચું સાધન એહ. ૨૯૩

---

૨૮૭. મોડ=જિદ; ટેક. ૨૯૦. નવસાર=એક જાતનો ક્ષાર. નવસારનો ધુમાડો ખૂબ જલદ હોય છે. ૨૯૧. રાતી=રાત. ૨૯૨. આગમાપાઇ=આવતોજતો. આભ્યંતર=અંદર, ભીતર. ૨૯૩. અંત્ય=અંતે. વાગવિલાસ=વાણીનો વિલાસ.

**સાચું** સાધન શુદ્ધ વિચાર, જે હું-મારાનો કાઢે પાર;
એ મૂકી અન્ય સાધન કરે, જેમ ભ્રમરોગી વિજયા વાવરે;
નિજ આતમ જાણ્યા વિના ભર્મ, અખા નહિ છૂટે કરતા કર્મ. ૨૯૪

**શબ્દજાળ** માયાનું કૂડ, ત્યાં નરપશુ પડે મતિમૂઢ;
શણગારી વાણી સૌ ગાય, ત્યાં મોહ્યા જીવ સાંભળવા જાય;
અખા શું વાંચ્યું સમજ્યો કશું? જેમ આંખનું કાજળ ગાલે ઘસ્યું.

**અજ્ઞાનીને** ઊંટ બચકયું, ઝાલ્યું મૂકે નહિ મુખથકું;
અખા અણજાણે પેઠું કાન, ચાલ્યો પંથ દરશનને માન;
કેને કર્તા ન જાણ્યો જડે, વઢે ઢીંકે ને કટારી કડે. ૨૯૬

**ભણે** ગણે શી સાધી વાત, અવળાં પડ વળ્યાં વળી સાત;
ઊંચ નીચ રૂસલમાં હતાં, અખા થાપીને કીધાં છતાં;
પાંડિત્ય કરતાં લાગ્યું પાપ, પાઈ દૂધ ઉછેર્યો સાપ. ૨૯૭

**શું** સમજ્યો ગુરુશરણે જઈ, જો ભ્રાંત્ય છોત્ય ઘર વાંસે રહી?
અજ્ઞાન તો રંચે નવ ગયું, વાદ્યો ભર્મ એ અદકું થયું;
અખા હલાવ્યો ઠાલો હલ્યો, એ સગુરાથી નગુરો ભલો. ૨૯૮

**પ્રાપત્ય** રામ કહે તે ગુરુ, બીજા ગુરુ તે લાગ્યાં વરુ;
ધન હરે પણ ધોખો નહિ હરે, સંબંધ સંસારી સાચો કરે;
અખા શું સમજ્યો ગુરુ કરી, સચરાચર દીઠા નહિ હરિ? ૨૯૯

**કર્મ** કરી શું હરખે હળ્યા, એ તો દામ લેખે ઉપલ્યા.
જેને લેખે જીવ જ ટળે, તે સમજતાં નામું વળે;
તત્ત્વજ્ઞાન વિણુ બીજું જે અખા, તે રમવું જ્યમ કાચ કાંચકા. ૩૦૦

---

૨૯૪. ભ્રમ...વાવરે=ભ્રમના રોગવાળો વિજયા એટલે ભાંગ વાવરે છે-વાપરે છે. ૨૯૫. કૂડ=કપટ. આંખનું...ઘસ્યું-આંખમાંની મેસ ગાલ ઉપર લપેડી. જાતે જ ફજેત થયો. ૨૯૬. કાન=છિદ્ર; નાકું. છીંડું જડી આવ્યું ને દર્શન તથા માનને રસ્તે હાંસવા લાગ્યો! કડે=કમરે. ૨૯૭. રૂસલ=સ્વપ્નું (?) ૨૯૮. ભ્રાંત્ય=ભ્રાંતિ, ભ્રમ. છોત્ય=છોત, છૂત. ૨૯૯. પ્રાપત્ય=પ્રાપ્તિ. ધોખો=ચિન્તા. ૩૦૦. કાચકા=પાંચીકા.

કહે અખો મુજ આવે હસું, એ ક્યાંથું ટીખળ મનમાં વશું?
હિરણ્યગર્ભ હરિ આપોઆપ, ત્યાં દ્વૈત અચાનક લાગ્યું પાપ;
કોણ સુણે ને અખા કોણ કહે, હરિની વાત તો એહ જ લહે. ૩૦૧
હું તું થઈ બોલ્યા એ ખરું, તે હું જ નહિ તો શું ઊચરું?
જેમ મૌઅરમાં વાજે સાદ, એકલો ગારુડી પૂરે નાદ;
એહ અખા એવો શો ભેદ, તો હું શો ને શો વિધિનિષેધ? ૩૦૨
**આપેઆપમાં** ઊઠી બલા, એક કે' રામ ને એક કે' અલ્લા;
અલ્લા રામ તે કેનું નામ, કોણ સંભાળે તે નિજધામ?
કહે અખો ઉપજાવ્યો કલો, કળકળે બાળ રમે એકલો. ૩૦૩

## સગુણભક્તિ અંગ

**સગુણભક્તિ** મોતી ઘૂઘરી, મનમોહન દીસે તે ખરી;
અંતરતાપ ક્ષુધા નવ શમે, સામા મનોરથ પેરે દમે;
અખા સમજ એ દેહવહેવાર, જન્મમરણ ન ટળે સંસાર. ૩૦૪
**પડતું** સુવર્ણ ને બીજું મન, તેનું ધોવુંધાવું તે નોહે જતન;
જો મર્મખાર અગ્નિને મળે, તો થાય ચોધું મન પાછું વળે;
મનની કીધી સર્વ ઉપાધ, મનાતીત અખા આરાધ. ૩૦૫
**અણજાણ્યે** જ્યાં ગુરુ કરી પડે, ભાત્ય પટોળેથી કેમ ખડે?
અવળા શબ્દ પેઠા કાનમાં, વાધ્યો રોગ નાવે માનમાં;
અખા આતમવિણુ અવળી વજા, ફરે કાજી, પણ ન ફરે કજા. ૩૦૬
**બહુવિધ** છે શાસ્ત્રનું જાળ, ઊર્ણનાભ મૂકે નિજ લાળ;
જીવબુધ્યે કરી ગૂંથ્યા ગ્રંથ, મમતે સહુ વધારે પંથ;
પણ જ્ઞાન તો છે આતમસૂઝ, અખા અનુભવ હોય તો બૂઝ. ૩૦૭

---

૩૦૧. હિરણ્યગર્ભ=બ્રહ્મા. ૩૦૨. ઊચરું=બોલું. મૌઅર=મદારીની વાંસળી. ગારુડી=મદારી. ૩૦૩. કલો=કલહ, કજિયો. ૩૦૫. ચોધું=ચોખ્ખું. ૩૦૬. ખડે=ખરે, દૂર થાય. વજા=સમજ. કજા=કજિયો. ૩૦૭. ઊર્ણનાભ=કરોળિયો. મમત=જિદ્દ.

**મુક્તિ** ભક્તિ બે વાંછે ભર્મ, પણ બેઉથી અળગો આતમધર્મ;
જીવ થઇ થાપે ભક્તિ ભગવંત, જીવ થઈ મુક્તિ મન માને જંત;
એ તો તેમનું તેમ છે અખા, દ્વૈત વિના નોહે પખપખા. ૩૦૮

**આત્મલક્ષમાં** નહિ પર આપ, વણુસંતાને કેનો બાપ?
વણુજોનારે દર્પણુ જથા, બિંબપ્રતિબિંબની કોણુ કહે કથા?
અખા દ્વૈત થયે ઉપાધ, તન મન વિના એ સાધન સાધ. ૩૦૯

## દંભભક્તિ અંગ

**જો** હરિમાર્ગે ચાલે જંત, વેશ અભિમાન શું કાઢ્યા દંત?
જેમતેમ પંથ કાપ્યાશું કામ, તો આવે હરિરૂપી ગામ;
અખા મોહ્યો પંથે ભમ્યો, વાદ કરતાં આયુ નિર્ગમ્યો. ૩૧૦

કાં **વેશતણું** રાખે અભિમાન? સામું તેણે થાયે જાન;
સંસારી મળ ધોવા કાજ, સાબુ મેલને દીજે વાજ;
અખા તેહે મલ જો નવ નીકળે, તો મેલું તે કયી પેરે ટળે? ૩૧૧

**નિવૃત્ય** પ્રવૃત્ય સમણાનું ધન, ઊંઘ્યો નર તેનું કરે જતન;
જાગ્યે રૂડું કૂડું ટળે, જ્ઞાની તે જે પાછો વળે;
અખા પ્રપંચ નહિ પરમાણુ, ઠાલો શું થઇ બેસે જાણુ? ૩૧૨

**તપતીરથ** દેહ દમવા કાંજ, જાણી ઉન્મત્ત આવે વાજ;
ફળ સંભળાવી કીધું ખરું, પણુ હરિ મળવાનું કારણુ પહરું;
અખા એ સર્વ મનનો તોર, કોડી વટાવ્યે નાવે મહોર. ૩૧૩

હરિ જાણીજે તે હરિ વડે, ત્યાં મન જ નથી જે આગળ પડે;
બીજાં કર્મ મનથી નીપજે, મનરૂધો તેનો જે વિજે;
અખા તે માટે રહી ચેત, જ્યાં રહીને નિગમ કહે નેત. ૩૧૪

---

**૩૦૯.** વણસંતાનો=સંતાન વિનાનો. **૩૧૧.** વાજ=ખૂબ.
**૩૧૨.** નિવૃત્ય, પ્રવૃત્ય=નિવૃત્તિ, પ્રવૃત્તિ. **૩૧૩.** આવે વાજ=થાકી જાય. પહરું=પરું, દૂર. **૩૧૪.** વિજે=વિજય. નેત=નેતિ.

**અખા** તે જ નર ચેત્યો ખરો, જે ચાલ્યો માથાઊફરો;
ઊઠ હાથમાં સૌ કો રમે, જાગજોગ એટલામાં ભમે;
મુક્તિ ચતુર્ધા એટલા લગે, પણ પદ રહી જોતાં પડશે વગે. ૩૧૫
**અણુલિંગી** મોટો ઉપદેશ, જે ઇચ્છે અજ વિષ્ણુ મહેશ;
લિંગચતુષ્ટયથી પર યથા, જ્યાં ન મળે જક્ત સંબંધી કથા;
અખા એ ત્યાંહાં ચિદ્ આકાશ, પણ પ્રાયે શબ્દે નોહે સમાસ. ૩૧૬
**ભક્તિ** કરતાં ભરમે બૌ, પણ ભજનભેદ ન જાણે સૌ;
જ્યાં સૂચિઅગ્ર રહેવા નહિ ઠામ, એમ ભરી પૂરણ રહ્યો રામ;
ત્યાં તો કરતા દીસે ઘાત, તો એમ અખા કેમ ઘાતે વાત? ૩૧૭
**પહેલે** ઓળખ્ય હરિ, પછે ભજે, કાં વહોરે જોયા વિના વજે?
ચૈતન્યબ્રહ્મ કહે વેદવાણ, તું તો માને પીતળ પા'ણ;
આતમની અવગણના કરે, અખા ભક્તિ કેમ પડશે વરે? ૩૧૮
**જ્ઞાન** વિના ભક્તિ તે અશી, ભસતે શ્વાને જેમ ઊઠે ભશી;
લહારે લહાર જેમ ચાલ્યે શોર, ત્યાં કોણે દીઠો'તો ચોર?
જે જેણે દીઠું સાંભળ્યું, અખા તે તે વળણે વળ્યું. ૩૧૯
**જેવી** શાસ્ત્ર સંત વાણી વદે, તેવું નરને આવે હૃદે;
હું-મમતા દેહ જો ઓળખાય, સર્વાવાસ હરિ ત્યારે જણાય;
સચરાચર જાણ્યા વિણ હરિ, અખા દ્રોહબુદ્ધિ જ્યાંત્યાં કરી. ૩૨૦
**જ્ઞાન** વિના ભક્તિ નવ થાય, જેમ ચક્ષહીણો જ્યાંત્યાં અથડાય;
તે માટે જ્ઞાની ગુરુ કરો, હરિ દેખાડે સભરો ભર્યો;

---

**૩૧૫.** માથા ઊફરો=ઉપરવટ. જાગજોગ=યજ્ઞયોગ. મુક્તિ ચતુર્ધા=ચાર જાતની મુક્તિ (સાર્ષ્ટિ, સાયુજ્ય, સારૂપ્ય, અને સામીપ્ય.) **૩૧૬.** અજ=બ્રહ્મા. લિંગચતુષ્ટય=ચાર પ્રકારના લિંગ દેહ. **૩૧૭.** સૂચિઅગ્ર=સોયની અણી. રામ અણુઅણુમાં વ્યાપેલો છે. સોયની અણી જેટલો ભાગ પણ તેના વિનાનો નથી. **૩૧૮.** વજે=દાણ. વહોરે=લે, ખરીદે. **૩૧૯.** લહારે લહાર=એક સાથે, હારબંધ.

ગુરુ જ અખા નવ જાણે રામ, તે શિષ્યને શું આપે નામ? ૩૨૧

**જોતાં** વિચારી સ્વે નિજધામ, ઉપાધ્ય આવવા નો'તું ઠામ;
આવી અચાનક ઊઠી બલા, સુખી દુઃખી નર ભૂંડા ભલા;
પંડિત–જાણુ થાપે જીવ કર્મ, અખે માયાનો પ્રીછ્યો મર્મ. ૩૨૨

**નિજ** શક્તિએ કર્યું આકાશ, તત્ત્વેતત્ત્વ હવો પરકાશ;
અંશે અંશ ભૂતિક પિંડ થયા, સત્તાબળ વડે ચાલી ગયા;
જેમ ખડક્યાં પાત્ર અગ્નિથી ઉષ્ણ, એમ અખા બળ વ્યાપ્યું વિષ્ણુ. ૩૨૩

**પાત્ર** માત્રમાં હોય વરાળ, પિંડ સાથે હોય મનની જાળ;
મનને જોઇએ સર્વે વિષે, પણ મૂળ અગ્નિને નવ તે લખે;
વિષે મન તે આ સંસાર, અખે એ વિધ્યે કાઢ્યો પાર. ૩૨૪

**સુજ** જોતાં એ મન સુખી દુઃખી, પણ મનાતીત ન શકે પારખી;
મનના માર્યા જાયે એહ, એમ સમજણ નહિ સમજે તેહ;
ચૌદ લોકરૂપે મન થયું, અખા મનાતીત જેમનું તેમ રહ્યું. ૩૨૫

**પ્રપંચપાર** પરમેશ્વર રહે, કાં ગુણનાં કૃતને સાચાં કહે?
ગુણ તે જાય રહે, મરે અવતરે, તેને સત્ય જાણે તે ફેરા ફરે;
ગુણપારે જેનો અધ્યાસ, અખા તે નોહે સ્વામી દાસ. ૩૨૬

**અખે** જગતથી અવગું કર્યું, જીવત મૂકી મૃત્યક આદર્યું;
મૃત્યક સમું મીઠું કાંઇ નથી, સારમાંથી સાર કાઢ્યું મથી;
પ્રત્યક્ષ પરોક્ષ જીવતાને ભે, પણ અખા મૂવો તે નિરભય રે'. ૩૨૭

**૩૨૧.** ચક્ષ=આંખ. **૩૨૨.** પંડિત–જાણુ=પંડિત અને જાણકાર. **૩૨૩.** ભૂતિક=ભૌતિક, પૃથ્વી સંબંધી. **૩૨૪.** લખે=લક્ષે. વિષે=વિષય. **૩૨૬.** કૃત=કૃત્ય. **૩૨૭.** મૃત્યક=મૃત્યુ. જીવતા સંસારને મૂકી દો, અને મરેલા સંસારને મેળવો. સંસારના મરવામાં જ મીઠાશ છે; આ સર્વ સારોનો સાર છે. જેનો સંસાર જીવતો છે, તેને આ ને પેલું હોય છે, પણ જેનો સંસાર ભગવાનમાં લય પામ્યો છે, તેને કશો જ ભય નથી.

**રામનામ** પ્રીછે ગુણ ઘણો, જેમ અમૃતમાં ગુણ પીધાતણો;
વણસમજ્યો સૂડો નિત્ય કહે, સામું કઠપંજરમાં રહે;
ક્યાં પૂજ્યો ગાયો પરિક્ષતે, અખા મુક્તિ પામ્યો પ્રીછતે. ૩૨૮

## આત્મલક્ષ અંગ

**આકાશ** આઘેરી જાણો વસ્ત, ત્યાં નહિ મળે ઉદય ને અસ્ત;
ઉદય અસ્ત તો જ્યાં આકાર, તે જાણો સઘળો સંસાર;
તે સંસારસ્થાને છે શૂન્ય, આંહીં અખા રાખીજો મુન્ય. ૩૨૯
જે આકારને માને સત્ય, તે શૂન્યવાદી તેમાં નહિ વ્યત્ત;
આકાર નિરાકારને જે કહે નથી, મિથ્યાવાદ કરતા મરે બે મથી;
શૂન્યવાદી એ બેનું નામ, અખા બેથી પર હરિનું ધામ. ૩૩૦
**ગુણવાદી** ગુણને કહે હરિ, તે માયારચિત જાયે ઊસરી;
તે માટે ગુણ ને સ્થળ શૂન્ય, ખટદર્શન મત પાપ ને પુણ્ય;
ફૂટજ્ઞાની કહે સત્ય આકાશ, અખા એહ મિથ્યા અધ્યાસ. ૩૩૧
**વસ્તુને** ઉપમા છે શૂન્યતણી, તે માટે વસ્તુ તે શૂન્ય જ ગણી;
તે માટે શૂન્યવાદી નામ, તેણે સમ્યક્ ન લહ્યું મૂળગું ધામ;
તે માટે તે તેરા અખા, પ્રપંચપાર નવ ગયા લખા. ૩૩૨
**અત્ય** ઘણો આઘો પરમેશ, મનતણો ત્યાં નોહે પરવેશ,
અમન તે નર આઘેરો જાય, ત્યાંહાં શબ્દ પહોંચે નહિ કાંય;
સહુ ઉપાસે મનની વૃત્ય, અખા ન લાધે હરિની નર્ત્ય. ૩૩૩.
**શૂન્યવાદી** શૂન્ય ફૂચા ભખે, પણ શૂન્યતત્ત્વને નવ ઓળખે;

---

૩૨૮. સૂડો એટલે પોપટ, વગર સમજે નિત્ય 'રામ રામ' કરે છે, પણ તે તો સામે કઠપંજરમાં (લાકડાના પિંજરામાં) જ રહ્યો છે! પરીક્ષિતે સમજીને પૂજ્યો ને તે મુક્તિ પામ્યા. **૩૨૯.** મુન્ય=મૌન. **૩૩૦.** વ્યત્ત=વિત્ત, માલ. **૩૩૧.** ઊસરી=ઓસરી. **૩૩૩.** અમન=મનરહિત.

સાકારી આકારને ગાય, તે ત્યાં કાળે ફીટી જાય;
તે માટે તત્ત્વદર્શી ખરો, અખા જેહ સર્વ ઊફરો. ૩૩૪
**સાચો** અંતર્યામી ગોર, બીજો ગુરુ બાજીગર મો'ર;
તેનો અર્થ કહેવા શોભવા, સંસારીનું મન લોભવા;
પણ રીધ આવે જેમ રૂપા વડે, તેમ અખા આતમથી આતમ જડે.
શી પેર પરપંચ બેસે ઘાટ, જેનું મૂળ મિથ્યા છે નાટ;
જગત થયું તે ત્રણ ગુણ વડે, ત્રણ ગુણને તે માયા ઘડે;
તે માયા તો નહીં પરમાણ, તો અખા શું થાયે જાણ? ૩૩૬
**ઊંઘ્યા** બરલે પંડિત કવિ, જે મનની વૃત્ય રહ્યા અનુભવી;
એક એકનું બોલ્યું નવ મળે, ખટદર્શન જૂજવાં આફળે;
સૌને હું–મારાનો થાપ, અખા ન સમજે આપે આપ. ૩૩૭
**દૃષ્ટ** પદારથ થાયે ફોક, ચર અચર ને ચૌદે લોક;
ગૂંથે ગ્રંથ વાંચે સાંભળે, તે ત્યાં કાળે સઘળા ટળે;
અખો શો રાખે નિરધાર, જે બોલું તે થાય સંસાર. ૩૩૮
**મનવા** કરતાં મન શું અખે, પ્રપંચ દીઠો ચૈતન્ય વિષે;
નિર્મળ દર્પણ હોય અતિસાર, તેમાં ભાસે બહુ આકાર;
જ્યમ તે ત્યમ જાણે આતમા, તે નર કહીએ સર્વોત્તમા. ૩૩૯
**આતમ** સમજ્યો તે નર જતિ, શું થયું ધોળાં ભગુવાં વતી?
બોડે, તોડે, જોડે વાળ, એ તો સર્વ ઉપલ્યો જંજાળ;
પ્રીછીને સંકોડે વ્યાપ, તો અખા રહે આપે આપ. ૩૪૦
**વણસમજે** દાવાગીર ઘણા, વેશ વખાણે આપઆપણા;
ટળવું ઘટે ત્યાં સામો થાય, વણસમજે એમ વાંકો જાય;
પહેર્યો વેશ ને વાધી ટેક, એમ અખા ક્યમ થાયે એક? ૩૪૧

---

૩૩૫. ગોર–ગુરુ. મો'ર=મહોરું, સોગઠું. અર્થ=હેતુ. ૩૩૬. નાટ=નક્કી. ૩૩૭. બરલે–બબડે. ૩૩૯. મનવા=મનન. અતિસાર=અતિ ઉત્તમ. ૩૪૦. ઉપલ્યો=ઉપરઉપરનો. સંકોડે વ્યાપ–ફેલાવ સમેટે. ૩૪૧. દાવાગીર=દાવો કરનારા.

**અખો** શું કવિતાપણું કરે, જો વાત કશી ન પહોંચે શરે?
કે લેવું કે મૂકવું કહે, તે તો ત્યાંહાં અહરેરું રહે;
એવું ક્વતાં આવે લાજ, સમજ્યા સરખો છે મહારાજ. ૩૪૨

**ઉકેલ** પડે તે જોડયું ખરું, જેણે જીવપણું જાયે હરું;
બાકી સઘળો મોહ જોડાય, મનનું ગમતું સૌ કો ગાય;
અખા અર્થ સહિત કહે જો સાત, નાચે પૂત તવ લાજે માત. ૩૪૩

**આપ** ઇચ્છાએ સગુણ જ થયો, ત્યાં કોણ શિખામણ દેવા ગયો?
પસર્યું પોતે તે અકસ્માત, પછી કાળકર્મ શિર મૂકી વાત;
અખા તે ઇચ્છા છે સદા, પણ જક્ત સત્ય માનીજે જદા. ૩૪૪

**જક્તાભાવ** નહિ જ્યાં લેશ, ત્યાં સત્ય મિથ્યાનો શો ઉપદેશ?
કેનાં જન્મ કર્મ રૂપ નામ, સીમ કશી જ્યાં ન મળે ગામ?
અખા નહિ જ્યાં પ્રાયે પિંડ, એ તો જેમનું તેમ અખંડ. ૩૪૫

**કૈવલ્યને** કો કેમ કરી કવે, પોતે પોતાને શું સૂચવે?
દ્વૈત વિના નહિ બેસે ઘાટ, એકલો ત્યાં નવ બોલે નાટ;
અખા લક્ષસહિત જે દ્વૈત, તે કહેતે કવતે છે અદ્વૈત. ૩૪૬

**કો એક** સત્ય થાપે સંસાર, કો એક સત્ય કહે નિરાકાર;
બેના થાપણહારા ટળે, જયમ છે ત્યમ તાં કો નવ કળે;
અખે મૂળ વિચાર્યું આપ, થાપણહારનો રાખ્યો થાપ. ૩૪૭

**સગુણ** નિર્ગુણ કથવો રહ્યો, બાંધ્યોરૂંધ્યો સ્વામી લહ્યો;
સદા હરિ બોલતો ચાલતો, ખાતો પીતો ને મહાલતો;
અખો કહે વેદાંતનો સાર, કૈવલ્ય બ્રહ્મ પ્રભાઆકાર. ૩૪૮

**જોગ** ધ્યાન તપ તીરથ ત્યાગ, ભક્તિ કર્મ ને વૃક્ષ વૈરાગ;

---

૩૪૨. શરે=ઠેવટ ક્વતાં=કવિતામાં કહેતાં. અહરેરું–રોજનું.
૩૪૩. સાત=સત્ય. પૂત=છોકરો. તવ=ત્યારે. ૩૪૪. જદા=જ્યારે.
૩૪૭. નિરાકાર=આકાર વિનાનો. ૩૪૮. પ્રભાઆકાર=પ્રકાશ–સ્વરૂપ.

વિષે વર્ત્યં નાનાવિધ ભોગ, ચાલ્યો જાય છે ચેતનજોગ;
અખા સર્વ સ્વામીના રંગ, સદા સર્વદા આપ અભંગ. ૩૪૯

**અખા** જોતાં ત્યાં વસ્તુ વડે, બીજું આપોપું નવ જડે;
એમ જોતાં કોણ કેને ભજે, ત્યાં પામણહાર ન લાધે રજે;
અદખદ સ્વામી અટલ અનાદ, એ સમજ્યા વિના સઘળો વાદ. ૩૫૦

**હાથપગાળો** સુંદરશ્યામ, એવો અટકળ્યો લોકે રામ;
એવા પ્રભુતણા અમે દાસ, જેનો હશે વૈકુંઠમાં વાસ;
ક્યારેક તે લે અવતાર, તો એમ અખા કેમ પામે પાર? ૩૫૧

**સકળ** ચરણ શિર કર અવેવ, સકળ શબ્દ બોલે જે દેવ;
તેમાં ઊગી નીકળ્યું સૌ, નિત્ય ક્ષરે નિત્ય વાધે બૌ;
કેમ કહું કો કાળે અવતાર, જો તે વડે ચાલે સંસાર? ૩૫૨

**કદળીસ્તંભ** ઘણાં પડ વળે, વચમાંથી લુંબો નીકળે;
જક્ત કાતરો કેળ મહાભૂત, જે વડે રંભા તે અદ્ભુત;
અખા અરૂપી ઊગ્યો જોઈ, પૂર્વપક્ષ ન કરશો કોઈ. ૩૫૩

**એમ** અખાને હરિ ત્યાં જડ્યો, કાંઈ કલેશ કરવો નવ પડ્યો;
ત્યાં લગે ધૂપ, પૂજ, પખાલ, જ્યાં નહિ લાધી હરિની ભાળ;
અજ્ઞાન હુસને રૂસલમાંય, અળગા અળગા સૌ કો ધાય. ૩૫૪

**તરણા** ઓથે ડુંગર રહે, એવો ઉખાણો સરવે કહે;
તરણું તે જીવનો અહંકાર, તે પાછળ રહ્યો કરતાર;
અખા અહંકાર વધાર્યો ગમે, તે માટે જીવ ભવમાં ભમે. ૩૫૫

**કર્મ** ઘેન એવું શું સદા, સુખમાંથી આવે આપદા;

---

**૩૫૦.** અનાદ=અનાદિ **૩૫૧.** અટકળ્યો–અટકળ કરી. **૩૫૨.** અવેવ=અવયવ. **૩૫૩.** કદળીસ્તંભ=કેળનો થાંભલો. કેળ=કેળું. રંભા=કેળ. પૂર્વપક્ષ=વાદમાં સામેની વાત. **૩૫૪.** જ્યાં સુધી હરિની ભાળ મળી હોતી નથી, ત્યાં સુધી ધૂપ, પૂજા, અને પખાલ (પ્રક્ષાલન) હોય છે. હુસને રૂસલ=સ્વપ્નાની તેજી (?) **૩૫૫.** કરતાર=કિરતાર, સર્જનહાર.

જેમ વગડામાં કીજે તાપણું, તેણે સૂઝે ન સૂઝે થોડુંઘણું;
કર્મતણી એવી ચકચૂંધ, અખા ન ભાગે મનની રૂંધ. ૩૫૬

## જ્ઞાનદગ્ધ અંગ

**જ્ઞાનદગ્ધ** તે બળ્યા ઓગણા, કથતા વધતા દીસે ઘણા;
વાવ્યા ન ઊગે અન્ન ન થાય, તેમ બ્રહ્મ કર્મ બેઉથા જાય;
કહે અખો નર વંઠ્યા શરે, નરનારીની નિંદા કરે. ૩૫૭

**બ્રહ્મ કર્મ** ઉભેથા ભ્રષ્ટ, જેમ અધછેદ્યા કુક્કુટને કષ્ટ;
સંપરદા શુદ્ધ ન આવ્યું જ્ઞાન, મનમાં તે જ્ઞાનીનું માન;
કહે અખો નર મુક્તો ફરે, નગર છૂટી ધેનુ ઓખર કરે ૩૫૮

**દોષદષ્ટ** દુર્મત નવ ટળી, તો શું સાધ્યું કથા સાંભળી?
ગુરુવચન પાળે તે સંત, ઘાટ ઘણેરા કાઢે દંત;
કહે અખો હરિની નહિ મયા, સાંભળીને સામા શઠ થયા. ૩૫૯

**એક** સૂકું જ્ઞાન કથે દામણા, તે હરિ ફળ પામે વામણા;
કહે પાપપુણ્યના ભેદ અમો લહ્યા, જે હું, તું, તે સમજી રહ્યા;
કહે, આપ્યે મૂક્યે વાધે માન, અખા એહ તે સૂકું જ્ઞાન ૩૬૦

**સૂકું** જ્ઞાન ને વ્યંડળમૂછ, કરપીધન કૂતરાંનું પૂછ;
એ ચારેથી અર્થ ન થાય, સામું એબ ઉઘાડે કાય;
અખા અમલ વિન હાકમ જશો, કથ્યું જ્ઞાન પણ હરિ નવ વસ્યો. ૩૬૧

**જ્ઞાની**નાં નોહે ટોળાંટોળ, મુક્તા નોહે સર્વ ગજકપોલ;
શબ્દવેધ જોધ્ધા કો તંત, શંખ સકલ નોહે દક્ષણાવંત;
બહુમાં નીપજે કો એક જન, બાકી અખા રમાડે મન. ૩૬૨

---

૩૫૬. ચકચૂંધ=ગૂંથાગૂંથ. રૂંધ=ગૂંગળામણ. ૩૫૭. ઓગણા=શેકતાં કે દળતાં રહી ગયેલા દાણા. શરે=આખરે ૩૫૮. ઉભેથા=બેઉ રીતે. કુક્કુ=કૂકડો. સંપરદા=સંપ્રદાય. મુક્તો=છૂટો. ઓખર કરે=ગંદવાડ કરે. ૩૬૦. દામણા=ઓશિયાળા. વામણા=વંચિત્ત્યા. ૩૬૧. વ્યંડળ=નપુંસક. કરપી=કંજૂસ. હાકમ=હાકેમ. ૩૬૨. ગજકપોલ=હાથીના લમણામાં. મુક્તા=મોતી.

## વિભ્રમ અંગ

**કહોને** ક્યાંહાં થઈ બેસે જંત, જોતાં સૌનો આવે અંત;
જેનું જેનું વાંચ્છે શર્ણું, તે ત્યાં સઘળા પામે મર્ણું;
જેમ નાળગોળે તુંબડીની આડ્ય, અખા એમ ન ભાગે મનની જાડ્ય.

**ત્યારે** મન પામ્યું નિજ ધ્યાન, જ્યારે થઈ રહ્યું સર્વ સમાન;
સત્યપુરીમધ્ય મારું આડ્ય, સર્વ સરખું જ્યારે ભાગી જાડ્ય;
જ્યમ કરી ક્વાથ રોગીને વિષે, અખા અરોગી સર્વે ભખે. ૩૬૪

**હુંશે** જીવ કર્માધીન થાય, જ્યમ વ્યસને વ્યસની માદક ખાય;
પોતે જોતાં પૂરણબ્રહ્મ, ભાતે જોતાં સર્વે ચર્મ;
ચૌદ લોક અખા એક ઠાઠ, ત્યાં ઊંચનીચ તે મનનો ઘાટ. ૩૬૫

**અખા** શોધી સળ બેસાર, સદ્ગુરુસંગે જાઈશ પાર;
ઇંદ્રિગ્રાહ્ય પરમેશ્વર નથી, ભર્મે કોઈ ન મરશો મથી;
દષ્ટ પદારથ માન્યે સિધે, તારો સંકલ્પ જાણ તે વિધે. ૩૬૬

**સ્વે** પરમેશ્વર વ્યાપી રહ્યો, અનંત કોટિરૂપે એક થયો;
જ્યમ જાર છોડ સહિત પાનોઠ, ત્યમ એક બ્રહ્મ સઘળે આઠોઠ;
એમ જોતાં તું બીજો નથી, ફોકટ અખા તું ન મરીશ મથી. ૩૬૭

**મૂળ** ડાળ પત્ર ફળ ફૂલ, સુવર્ણ ઝાડ જેમ એક જ મૂલ;
રૂપ રંગ શોભા એકાંત, તેમાં બીજું દેખે તે ભ્રાંત;
અન્ય નથી અખા કો કાળ, આપ આદ્યે દઈ એવું ભાળ. ૩૬૮

**શ્વાન** શ્વપચ ગોબ્રાહ્મણ જોય, રામથકી અળગો નહિ કોય;
તત્ત્વ એક ને ચૈતન્ય એક, નામ રૂપ ગુણ કર્મ અનેક;

---

તંત=થોડા. દક્ષણાવંત શંખ=જમણી બાજુ વળેલો શંખ. આવો શંખ ભાગ્યે જ મળે છે. **૩૬૪.** નાળગોળે=ગંદુકને ગોળે. જાડ્ય=જડતા. કરી=પરેજી. ક્વાથ=ઉકાળો. **૩૬૫.** હૂંશ=દર્પ, ચડસ. **૩૬૭.** પાનોઠ=જુવારનું લાંબું પાંદડું. આઠોઠ=જુવાર; અહીં ઓતપ્રોત.

આપે અખા ચલાવે ખેલ, એમ સમજે તો પડે ઉકેલ. ૩૬૯

**ઊંચ** ખરા તે ઊંચ ન જાણુ, નીચ તે નોહે નીચ નિર્વાણુ;
ઊંચમાં રામ બમણો નથી ભર્યો, અને નીચ પિંડ ઠાલો નથી કર્યો;
કહે અખો રૂસલમાં બકે, જેમ છે તેમ જોઈ નવ શકે. ૩૭૦

**મૂલ** સૂઝ જેને ઊપજે, તે નર કંઇ ભજે નવ તજે;
માલ જોઇને વહોરે ઘાટ, અધકું ન ગણે નખશિખના માટ;
અખા સઘળો મોહવ્યાપાર, જોતાં વસ્તુ વિચારે પાર. ૩૭૧

**એક** જ્ઞાની ને બીજું નાવ, તર્યા તાર્યાનો બેઉને ભાવ;
ભૂપત ભિખારી ગર્દભ ગાય, ચૈતન્ય જાણી તાર્યે જાય;
આદ્યે અંત ન ગણે એહ , અખા વસ્તુવિચારે રેહ. ૩૭૨

**સર્વાતીત** સર્વરૂપે સદા, એવું ચૈતન્ય સમજો જદા;
તેમાં આવ્યાં ચૌદે લોક, અદકું ઓછું થઈ ગયું ફોક;
અખા મોટા તે અનુભવવડે, હૈયે ઉપાધ કરવી નવ પડે. ૩૭૩

**ક્યાં** પરોક્ષ જુએ પરમેશ, તે રહેશે આપોપું શેષ;
ભાવાંતરનો પડિયો ફેર, અહંભાવ મોટું અંધેર;
અહંબ્રહ્મ સત્ય માન્યો ભાવ, ત્યારે અખા સ્વતંતર સાવ. ૩૭૪

**અહંબ્રહ્મ** રોપી રહે થંભ, એ પ્રાયે પરમેશ્વર ઊગ્યો શંભ;
સદા સર્વદા ચાલ્યું જાય, તું અણછતો ઊભો શાને થાય?
અખા તપાસી જો તું તુંને, ન જડે બા'ર જે ભૂલ્યો કને. ૩૭૫

**વેદવચન** માને સત્ય કરી, તો આપોપું સંભાળે ફરી;
એ મૂકીને થઇશ મા ભલો, તો વલોણો પડશે વલો;
નહિ પામો આતમનવનીત, અખા આણ્ય તું નિજ પરતીત. ૩૭૬

---

૩૬૯. શ્વપચ=ચંડાળ. ૩૭૦. રૂસલ=સ્વપ્નું. ૩૭૨. ગર્દભ=ગધેડો. ૩૭૪. ભાવાંતર=બીજો ભાવ. અહંબ્રહ્મ...ભાવ=હું બ્રહ્મ છું એવો સત્ય ભાવ માન્યો. ૩૭૫. શંભ=શંભુ, શિવ. ૩૭૬. વલો=અવળો, ઊલટો. નવનીત=માખણ. પરતીત=પ્રતીતિ, ખાતરી.

પુણ્ય રાખ્યે નવ જાયે પાપ, અગ્નિ રાખ્યો તો રાખ્યો તાપ;
જોત કરે પણ લાગે ઝાળ, શોભે ત્યમ વધતી જંજાળ;
અખા તે માટે વસ્તુ વિચાર, જે હસતો રમતો પામે પાર. ૩૭૭
**વસ્તુ** વિચારે એટલો લાભ, જ્યમ નિર્વિકાર સદા રહે આભ;
કોટિ બ્રહ્માંડ ઉદરમાં રમે, આપ આયાસ નહિ કો સમે;
અચઌ્યો લક્ષ એવો છે સદા, અખા નોહે દ્વૈત આપદા. ૩૭૮
**સર્વે** સુખની સીમા છે જ્ઞાન, જે સકલ તેજનું આલે ભાન;
રવિરથ બેઠો જે નર ફરે, તેને તિમિર કેમ આવરે?
લક્ષાલક્ષ વિના જે લક્ષ, અખા ન મળે પક્ષાપક્ષ. ૩૭૯
**જ્યાં** પ્રાણી ત્યાં છે પ્રાણેશ, અને તું જોતો હિંડે પરદેશ;
પે'લું ત્યાં એ વાંકું થયું, જે અખા આપોપું વીસરી ગયું;
વીસર્યું તો સંતને જઇ પૂછ, તોડે જોડે કાં ડાઢી મૂછ? ૩૮૦
**જીવ**તણી છે અવળી સૂજ, ધાયે, ધૂપે કે પાટલ પૂજઃ
બાહ્યકર્મ કરી ધૂંચાય, મતદર્શનના મળ બંધાય;
અખા ધોવો છે અહંતા કાટ, તે ત્યાં ભીડ્યાં કર્મકપાટ. ૩૮૧
ખટદર્શન કરતા વિખવાદ, મધ્યે માયા પોષે સ્વાદ;
દાન દયા શીલ કહેતા જાય, કો મંત્ર, જાપ, તીરથમહિમાય;
અખા બાળકની પેરે થયું, બોર સાટે ઘરાણું ગયું. ૩૮૨
**ખરાબ** થયો જીવ વ્યસને કરી, કર્મ વહોર્યાં ને ખોયા હરિ;
આગલ્યા ભવ નિઃશ્રમ કરે, ધન તન મન ત્યાંહાં વાવરે;
મન જાણે એ હરિભજન, પણ વાધે વેળ અખા આવરતન. ૩૮૩

---

૩૭૮. આયાસ=મહેનત, શ્રમ. ૩૭૯. રવિરથ=સૂર્યરૂપી રથ. તિમિર=અંધારું. આવરે=અટકાવે, આવરણ કરે. ૩૮૦. પ્રાણેશ=પ્રાણનો ઇશ્વર. પ્રાણીમાં જ પ્રાણનાથ છે, અને તું તેને પરદેશમાં જોવા ફરે છે! ૩૮૧. ધાયે…પૂજ=ધ્યાન ધરે, ધૂપ કરે કે પાટલે બેસાડી પૂજે. ૩૮૩. નિઃશ્રમ=મહેનત વિનાનો વેળ=વેળા. આવરતન=આવર્તન, ફેરા.

**અત્ય** જૂની મહામોહની જાળ, કંઠે પડ્યા થયા બહુ કાળ;
અળગાં ઉપાસન, અળગા દેવ, કરે હેમાત બાંધે અહમેવ;
અખા એહ મોટો ઉત્પાત, ઘણા પરમેશ્વર એ ક્યાંની વાત? ૩૮૪
**સાર** હતું તે ક્યાંયે રહ્યું, વ્યસની મન કહીં વહી ગયું;
ચોર બોલાવ્યા સાથે ઘણા, તે ઠગતા જાય થઇ આપણા;
પારબ્રહ્મ મૂળગું ઘર અખા, તે કેમ પામે જેને એવા સખા? ૩૮૫
**કો** કહે મોટો શિવદેવ, કો કહે વિષ્ણુ મોટો અવશ્યમેવ;
કો કહે આદ્ય ભવાની સદા, બુધ કલ્કિના કરે વાયદા;
જૈન કર્મની સદા દે શીખ, યવન માને કલમે શરીફ;
અખા સૌ બાંધે બાકરી, કો ન જુએ હરિ પાછો ફરી. ૩૮૬
**ઘણા** શબ્દ પડ્યા જે કાન, તેને તેનું લાગ્યું ધ્યાન;
કો રૂસલમાં પરવાહે વહ્યા, કોઇ શબ્દને ગ્રાહે ગ્રહ્યા;
એમ ગોથાં ખાયે સંસાર, અખા વિના વસ્તુવિચાર. ૩૮૭
**લોક** ચૌદ ચૈતન્યનો ઠાઠ, નીપજતા જાયે ઘાટે ઘાટ;
સુર અસુર પશુ નર નાગ, સે'જે પડતા જાયે ભાગ;
પિંડ પે'લો ત્યાં નોતો જીવ, અખા પ્રવાહ છે એમ સદૈવ. ૩૮૮
**પ્રવાહ** પુરાતન ચાલ્યો જાય, આગળ ન દીસે ને પાછળ ભૂંસાય;
મોઢે ફૂલ ને પાછળ ડીંટ, બપે બરું ને રહે અનીટ;
અખા જો બેસે એ ઘાટ, એ સમજ્યા વિણ સર્વ અટાટ. ૩૮૯
**પોતામાંહે** વિચ્યે વીંચણું, તે ન સંભાળે ઘર આપણું;
થઈ ગયું કે વળી આગળ થશે, તેની વાત કરે સૌ રસે;
એમ ચાલ્યો અવળો સંસાર, અખા ઘરમાં ખોયો સાર. ૩૯૦

---

**૩૮૪.** ઉપાસન=ઉપાસના. હેમાત=હુંપણું. અહમેવ=હું જ–અહંકાર. **૩૮૬.** અવશ્યમેવ=ચોક્કસ. બુધકલ્કિ=બુદ્ધ અને કલ્કિ અવતાર. બાંધે બાકરી=મમતભર્યું વેર બાંધે. **૩૮૯.** પુરાતન=પ્રાચીન. અનીટ=અખૂટ. અટાટ=નકામું. **૩૯૦.** વિચ્યે વીંચણું=વહેંચે વહેંચણું.

**વેલ** ન દીસે દીસે પાન, દીસે કિર્ણ ન દીસે ભાન;
પ્રવાહ ન દીસે દીસે તરંગ, તેમ ચિદ્ ન દીસે દીસે અંગ;
અખા દેખણહારો દ્વૈત, ટળતે રહે તે સર્વાતીત. ૩૯૧
**સર્વાતીતમાં** ઉત્પત્તિ અંત, શેષ નાગ વૈકુંઠ પર્યંત;
ચૈતન્ય કારણ કાર્ય ભૂત, જ્યમ પટ કાર્ય ને કારણ સૂત;
અખા જાણ અરૂપીવડે, તે જોતાં અનુભવ નીવડે. ૩૯૨
**એમ** જાણ્યા વિના ઠાલા સૌ, ઘણા આચર્ણ આચરે બૌ;
સર્વે સ્વપ્નાંતરના ભોગ, જપ તપ સંયમ સાધન જોગ;
કહે અખો જે ખરો જાગશે, તેને એવો અનુભવ હશે. ૩૯૩
**લોહનો** કીલ ને રૂપાના દેવ, એક દેરાસરમાં થાતી સેવ;
તેમાં આવી પારસ રહ્યો, ત્યારે સર્વ સાજ સોનાનો થયો;
ઉત્તમ મધ્યમ કર્મ જ્ઞાન જ વડે, અખા સર્વે હરિ નીવડે. ૩૯૪
**અખા** સમસ્યા સરખી ખરી, જો સમજો તો નીપજે હરિ;
ઊંડા જળમાં રત્ન જ પડ્યું, કેમ ડબકી ખાય કને તુંબડું ?
છોડ તુંબીફળ જડશે રત્ન, અખા સમજ તે મોટું જતન. ૩૯૫
**ડહાપણ** ભોળાપણ છાંડી રહે, આડ કરે હરિમારગ બે;
ભોળાંને અસૂજની આડ, વિચક્ષણ પડ્યો ચતુરાઈની ખાડ;
અખા તરવું તેને માથે ભાર, હીરા છાર બે નાખે પાર. ૩૯૬
**ઘણું** પંડિત ડાહ્યા ગુણવાન, ન્યાયે પારખું સંગીત ગાન;
અષ્ટાવધાની પિંગળ કવિ, મંત્રભેદ ઔષધ અનુભવી;
અખા એટલે જો હરિ નવ ખટ્યો, તો ભોળપણથી આઘો શું વટ્યો?
**જ્યમ** શિલા એક ટાંકી ચીતરી, અણઘડી બીજી મેલી ભરી;
બેયે નાખી ઊંડા જળવિષે, પણ સરખી બેઉ તરવા વિષે;
ત્યમ પંડિત મૂરખ સરખા નીવડે, અખા દ્વૈતને રૂપક ચડે. ૩૯૮

---

૩૯૧. ભાન=ભાનુ, સૂર્ય. ૩૯૨. સૂત=સૂતર. ૩૯૪. કીલ=ખીલો
૩૯૫. સમસ્યા=કોયડો. ૩૯૬. વિચક્ષણ=ચતુર. છાર=ખાર, ખારો.

**ચતુર** તે જે ચતુરાઈ વમે, વર્તનમાત્ર જગતમાં રમે;
લક્ષ સદા રહે ત્રિગુણાતીત, વહ્નિને લાગે નહિ શીત;
ભવજળથી કોરો નીસરે, અખા એવો ચતુર તે તરે. ૩૯૯
**અખા** રામ સતંતર ભાળ્ય, જેણે જાય સર્વ જંજાળ;
ઊંઠ હાથનું ગણતાં આપ, તે નર જાણે નહિ અમાપ,
ઉત્પત્તિ ને લય કહેવા માત્ર, રામરસે ભરવાનું પાત્ર. ૪૦૦
**તે** તારાની વિદ્યા સરે, સામે પ્રવાહે જે કોઈ તરે;
કર્મધર્મનો વહે છે પ્રવાહ, તેમાં તણાતા ઠોકે સૌ ખભા;
અખા જે બ્રહ્મ સામો જાય, તે ભક્તને ગીતા ગાય. ૪૦૧
**પરબ્રહ્મ** પ્રાચે, પોતામાં વસે; સદ્ગુરુગમે તે જો અભ્યસે;
જ્યમ ત્રાંબા પિત્તળ નીપજે ધાત, તે પ્રાચે છે સુવર્ણની જાત;
કાષ્ઠ પાષાણ ન થાયે હેમ, અખા જ્ઞાનવિના બીજું તે એમ.
**તું** તીરથ કાં સામું જુએ, કાં પોતાને પ્રતિબિંબે મુહે?
એવી બુધ્ય જેણે આદરી, તેણે આપથી બીજો કીધો હરિ;
તું કલ્પદ્રુમ કાં કલ્પી રમે? અખા એમ પ્રીછે અર્થ શમે. ૪૦૩

## આત્મા અંગ

**તન** તીરથ તું આતમ દેવ, સદા સનાતન જાણો ભેવ;
અડસઠનું અધિદૈવત સદા, તે જાણે ટળે કોટિ આપદા;
તીરથ માર્જન કીધું અખે, જન્મમરણ નહિ તેને વિષે. ૪૦૪
**જમલો** છે જોજે જગદીશ, તું પડછંદો ને તે ઈશ;
ઊલટ ભેદે પામેય રામ, જો તારું મૂળગું નિજધામ;
અખા અક્ષર તું ક્ષર વસ્તુ નોય, પ્રતીત તુંને જો તારી હોય. ૪૦૫

૩૯૯. વમે=દૂર કરે; બહાર કાઢે. ૪૦૦. સતંતર=સ્વતંત્ર.
૪૦૧. તારાની=તરનારાની. ૪૦૨. ધાત=ધાતુ. હેમ=સોનું. કાષ્ઠ—લાકડું.
૪૦૪. અધિદૈવત—શ્રેષ્ઠ દેવપણું. માર્જન=દૂર કરવું, સાફ કરવું.
૪૦૫. જમલો=સાથે. પડછંદો=પડઘો. અક્ષર=નાશ ન પામનારું.
ક્ષર—નાશ પામનારું, પ્રતીત=પ્રતીતિ.

સૂધું કહેતાં ન માનો દુઃખ, પણ વહેતે જળે ન દીસે મુખ;
ઠેરાણે ભાસે જેવું યથા, વણઠેરાણે પામ્યો વ્યથા;
જ્ઞાન એક સઘળે પિંડ વસે, અખા કૃત્યની પૂજા હશે. ૪૦૬

**અહં**માયા બહુ રૂપે કરી, આપોઆપે સહુએ આદરી;
કો કહે હું દેખું પંચરંગ, કો શેષશાયી દેખે સુચંગ,
કોને મુક્તાફળ દષ્ટે પડે, કો કહે મારે જ્યોતિ ઝળહળે;
એ મનના મતા સઘળે આદર્યા, અખેપદમાં સઘળા ખર્યા. ૪૦૭

**દીઠાને** કાં વળગે ભૂર, વણદીઠું વેધે તે શૂર;
દષ્ટ પદારથ જૂઠો થશે, વૈકુંઠાદિ સર્વે જશે;
ધ્યાન ધરે દીસે જંજાળ, અખા નોહે એ હરિની ભાળ. ૪૦૮

**ધ્યાને** દીસે તે જાગ્યે જાય, તો ખોટાનો શો કરો ઉપાય?
ઇન્દ્રજાળની વિદ્યા કાં મુહે, એ કર્તવ્ય છોકરાં જુએ;
ભરમીશ મા એ દેખી ભાત, અખા કૃત્યરહિત છે વાત. ૪૦૯

**કર્તવ્ય** સઘળું મનનું જાણ, મન ઊભ્યે ટળે નહિ તાણ;
મન ઊભ્યે ઊભો સંસાર, ફોકટ કેમ વહે છે ભાર?
અર્થ અખા તો થાયે ખરો, જો ઉપાય મન અમનનો કરો. ૪૧૦

**કલ્પે** જલ્પે કથે જ્ઞાન, વળી નવરો થઇને બેસે ધ્યાન;
મર્કટ રાજ્ય બેસાર્યું જેમ, ફળ દીઠે વળી હું-તૂ તેમ;
અખા એમ નહિ રીઝે રામ, એ તો અંતરના સાક્ષીશું કામ. ૪૧૧

**નિગમે** ગાયો સમ્યક્ નવ લહ્યો, નવ આવ્યો ને નવ તે ગયો;
સદા સનાતન છે અવિકાર, છતે અહંકારે ન લહે પાર;

૪૦૭. શેષશાયી=વિષ્ણુ. મુક્તાફળ=મુક્તિ. સુચંગ=સારી રીતે. મુક્તાફળ=મોતી. અખેપદ=અક્ષયપદ. ૪૦૮. ભૂર=મૂરખ. ૪૧૦. મન અમનનો ઉપાય=મનનો નાશ કરવાનો ઉપાય. ૪૧૧. કલ્પે=કલ્પના કરે. જલ્પે=બડબડ કરે. મર્કટ=વાંદરું.

અખા વસ્તુસરીખો થાય, તો હીરે હીરો વેધાય. ૪૧૨
**વર્ણાશ્રમે** શું વળગે અંધ, જાણે એ માયાનો ફંદ;
લહેરે વળગ્યો કો નવ તર્યો, નિજબળ આવ્યું તે ઊગર્યો;
હાડચર્મ કાં દેખે ભૂર, અખા બ્રહ્મ રહ્યો ભરપૂર. ૪૧૩
**અણછતો** બોલ સૌ કોને ચડ્યો, પણ કોણ કહાંથો અળગો પડ્યો?
પાંચતણી સઘળી માંડણી, આપે બોલે માંહે ધણી;
આપોપાથી બુધ્ધ જ પડી, ત્યારે અખા દ્વૈતની કાલક ચડી. ૪૧૪
**જો પ્રીછીને** હરિભક્તિ આદરે, તો અંતે પડે સહુ વરે;
હું તે કોણ હરિ શી વસ્ત, જે જાણી ગ્રહું જઇ હસ્ત;
એમ જાણી જપે મળે ભગવાન, નહિ તો અખા વરવિહોણી જાન.
**સદ્વિચાર** તે સાચી ભક્તિ, જેણે જીવ શિવની લહિયે વક્તિ;
જીવશિવ તણું લહ્યું હેત, તે પહોંચ્યો જ્યાં વેદ કહે નેત;
એમ ભક્તિ આવે કણ સડે, નહિ તો અખા જુગજુગ રડવડે. ૪૧૬
**એક** મૂળ મંત્ર સાંભળજો સત્ય, જેણે પદાર્થ લહિયે નિત્ય;
જીવતણું જે જીવ જ પણું, અને ઐશ્વર્ય જે ઈશ્વરતણું;
એ બેના બે વિકાર જો તજે, તો શેષભાગ અખા નીપજે. ૪૧૭
**જીવપણું** વિચાર જ લગે, સદ્‌ગુરુવચને પડશે વગે;
રજ્જુભુજંગ જેમ દીપવડે ટળે, વણવિચારે ભર્મ જ ફળે;
ભર્મકર્મનો વ્યસની થયો, ત્યારે અખા ઈશ્વર સાક્ષી રહ્યો. ૪૧૮
જીવ ટળવા સૌ જત્ન જ કરે, તેમ તેમ તે બહોળો વિસ્તરે;
જેમ મૂર્ખ ખસ ખણી નિગમે, તેમ તેમ તે ઘણું ઘણું દમે;
ઔષધે કંડુ થાયે શાંત, તેમ સદ્વિચારે અખા જીવ શાંત. ૪૧૯

---

૪૧૨. નિગમ=વેદ. સમ્યક્=સારી રીતે. ૪૧૩. લહેરે=લહેરાએ. હાડચર્મ=હાડકાં ને ચામડું. ૪૧૪. માંડણી=ગોઠવણ. કાલક=કાળાશ. ૪૧૬. વક્તિ=વ્યક્તિ–સ્પષ્ટ સ્વરૂપ. કણ સડે=કણ સડવાથી–જીવની મમતા મરવાથી નવો અંકુર ફૂટે છે. ૪૧૮. ભુજંગ=સાપ. ૪૧૯. દમે=દુઃખ દે. કંડુ=ખંજવાળ.

**ભક્તિ** જ્ઞાન કથે વૈરાગ, અને દેહદર્શન તે ન કરે ત્યાગ;
ત્યાં લગે એકે નવ ફળે, જેમ શુદ્ધ સુરો ઉપરથો બળે;
તેને અંતર અગ્નિ ન લાગે ક્યમે, ફોકટ દિન અખા નિગમે. ૪૨૦

**વિચારે** ભક્તિ થાય વણુ કરી, જ્ઞાન કથ્યા વિણુ પામે હરિ;
વણુત્યાગે જ ફળે વૈરાગ્ય, સદ્વિચાર જ્યારે આવ્યો ભાગ્ય;
હરિ જાણ્યા વિણુ જે જે કરે, તેને અખા ક્લેશ ઊગરે. ૪૨૧

**તપ** તીર્થ દાન વ્રત નેમ, ઘરબેઠાં તે પામે ખેમ;
સદ્વિચાર થડ જેણે ગ્રહ્યું, તેને શાખાપત્ર બારું નવ રહ્યું;
સદ્વિચારવિણુ કરે જે ઘણું, તે ધૂળ ઉપર અખા લીંપણું. ૪૨૨

**રહેણીવિના** કહેણી જે કથે, મહીવિના પાણી જ્યમ મથે;
જેમ કોયલસુતને પાળે કાગ, વસંતઋતુએ ઊડી જાયે જાગ;
લક્ષવિના કહેણી જોઇ અખે, ભક્તિ દંભ કુતર્ક જ્ઞાન લખે. ૪૨૩

**જ્ઞાન** છે હરિનું નિજરૂપ, ચિહ્ન વિના કેમ કહિયે ભૂપ;
રાજપુત્ર દળણું નવ દળે, કાળ માયા જેને દ્વારે રળે;
શેષ શંકરનું જીવન જ્ઞાન, એવી નિધ ખોઇ અખા વિણુસાન. ૪૨૪

**કુબુદ્ધિ** કુતર્કને જ્ઞાન જ કહે, વિષયદંભને ભક્તિ કરી ગ્રહે;
**ક્રોધી** ક્રોધને કહે વૈરાગ, હંસઆસને બેસાર્યો કાગ;
ત્રણેને નાવ્યો અખા હરિ હાથ,જ્યમ રૂપાભરોસે શીપની આથ.૪૨૫

**જ્ઞાનતણો** મહિમા અતિ ઘણો, તે જાણે જે વિરલો જણ્યો;
ધ્યેય ધ્યાતા તેણે પદ નથી, નિરાલંબ પદ એટલા વતી;

૪૨૦. સુરો=સુરોખાર. ૪૨૨. નેમ=નિયમ. ખેમ=ક્ષેમ, કલ્યાણ. શાખા=ડાળાં. પત્ર=પાંદડું. બારું=બહાનું. ધૂળ ઉપર લીંપણું=નકામી મહેનત. ૪૨૩. કોયલસુત=કોયલનું બચ્ચું. એવી માન્યતા છે કે, કોયલના બચ્ચાને કાગડી ઉછેરે છે, અને મોટું થતાં તે ઊડી જાય છે. લખે=લક્ષે, માને.

કથ્યા ભણ્યાનું નહિ ત્યાં કામ, જો પ્રીછે અખા નિજધામ. ૪૨૬
ઊંઠ હાથ તરુ ચંદનતણો, ઊગે વણ વાવ્યો હોય નહિ ઘણો;
બ્રહ્મવેત્તાનું એ દૃષ્ટાંત, કૃત્યરહિત જો હોયે મહાંત;
એકે ચિહ્‌ન ન હોય તે વિષે, તે સરખો અખા તેને લખે. ૪૨૭
છાયા તરુએ તરુ નવ ફરે, તેમ બ્રહ્મવેત્તા કાંઇએ નવ કરે;
કૃત્ય એક નોહે તે વિષે, અચિંત્ય તરુકેરાં ફળ ભખે;
નિજપદ બેઠો રહે તે વીર, નિત્યાનંદ અખા છે ધીર. ૪૨૮
જેમ કલ્પદ્રુમથી રધ્ય નીપજે, પોતે કાંઇ ભજે નવ તજે;
સામાનો સંકલ્પ જ ફળે, પોતાનો અનુભવ નવ ચળે;
વિદેહીતણી હોય એવી રીત, ગ્રહે અખા જો ઇચ્છે જીત. ૪૨૯
બ્રહ્મરસ જેને ઘટ ઠરે, તે ત્રિલોકની સ્થિતિ નવ કરે;
નવ દીસે તેને પદ રે', દીસે તેનો આણે ખે;
થાતાં પે'લો જેવો હતો, તે એવો અખા છે છતો. ૪૩૦
ધ્યાતા ને ધ્યે જો બે રે', તો કૃત્ય ન ખૂટે, ન ટળે ભે;
ધ્યાતા ધ્યેમય જ્યારે થાય, તો દ્વૈત ઉપાધ્ય સર્વે રહી જાય;
કથે રહે સ્વસ્વરૂપ જ વખે, તેને જ્ઞાનવંત અખા વેદ લખે. ૪૩૧

## વેષવિચાર અંગ

દર્શનવેષતણી કહું વાત, પંથ પુરાતન સઘળી ઘાત;
સ્વ ઇચ્છાએ અવધૂત જ રહ્યા, પછે ચાલ્યા અવાવા તેના ગ્રહ્યા;
શિવે વેષ ધર્યો અભિનવો, તે પે'લો અખા કેણે અનુભવ્યો? ૪૩૨
જેમ રાજવેષ ધરે નોહે રાજ, પંથ રહે કાંઈ ન સરે કાજ;
અંત કારણ એનું કાંઈ નથી, નિરદાવે વર્તે તે જતિ;
સેજમાંહા મહાપુરુષ જ રહે, બાહ્યદૃષ્ટિ અખા વેષને ગ્રહે. ૪૩૩

૪૨૬. નિરાલંબ=જેને કોઈ આશ્રય નથી તેવું બ્રહ્મપદ. ૪૨૮. અચિન્ત્ય=ચિંતવી-વિચારી ન શકાય એવું. ૪૩૧. વખે=વિષે. ૪૩૨. અવાવા=અવયવ. અવધૂત-નિરાકાર હતો, તેણે સગુણ થઈ અવયવ-આકાર લીધા. અભિનવો=તદ્દન નવો.

**શેષ** શંકર મુનિ જે પદ રમે, તે પદ પ્રીછ અખા કાં ભમે?
શુક મોટા કહાવ્યા જે વડે, રખે કબુધ તુંને આશા નડે!
જ્ઞાનભ્રષ્ટ તે આશા કરે, જેમ કણુક સત્ત્વ અખા હિંગ રહે. ૪૩૪

**જીવ** કલંક અખા ટાળ્યે ટળે, આશાએ જીવ ભ્રમમાં ભળે;
આશાવાનતણું નામ જીવ, પદ નૈરાશ બેઠો તે શિવ;
મરકટ મન તે આશા લગે, જો એ વિચારે અખા તું વગે. ૪૩૫

**જગતનામ** જગદીશ જ તણું, જોયામાં કારણ છે ઘણું;
ચિત્તસહિત જોતાં તો જક્ત, ચિત્તરહિત હરિ છે અવ્યક્ત;
જયમ શાર્દૂલસુત માતાને મળે, અન્ય અખા રિપુ જાણી પળે.૪૩૬

**મોટું** વૈગુણ્ય ચિત્તનું પડયું, વસ્તુવિષે દ્વૈત પડ ચડયું;
તેણે પડે ભાત નાનાવિધતણી, ચિત્ત ઉપાધ્ય વાધી અંત્ય ઘણી;
માદક પુરુષને ઘેલો કરે, સ્વસ્વરૂપ અખા તેને વીસરે. ૪૩૭

**ચિત્તશમ** તે નિશ્ચળ મન થાય, નિશ્ચળ મન તે શિવ સહાય;
શિવતણે પદ દ્વૈત જ નથી, એ ચિત્ત ઉપાધ વાધી અણુછતી;
ચિત્તકલ્પિત અખા અવતાર, એ સદ્શાસ્ત્ર જાણો નિરધાર. ૪૩૮

**વિષય** માદક પુરુષે ભક્ષ કર્યો, ત્યારે બુધ્યનેત્રે ભર્મ જ સ્ફુર્યો;
ભ્રમ પડતે હરિદૃષ્ટિ ગઇ, ત્યારે નેત્રે માયા આવી રઈ;
માયાબળ છે અખા પ્રચંડ, તેનાં દર્શન છનું પાખંડ. ૪૩૯

**સર્વ** વિકાર એ મનનો જાણ, ચોરાશી લક્ષ ને ચારે ખાણ;
દૃષ્ટ પદારથ ચિત્તનો ઘડ્યો, ચિત્તવત્ એને ચિત્તશું જડ્યો;

---

૪૩૫. નૈરાશ=નિરાશ, આશારહિત. ૪૩૬. અવ્યક્ત=સ્પષ્ટ નહિ એવું; નામરૂપ વિનાનું. શાર્દૂલસુત=સિંહ અથવા વાઘનું બચ્ચું. રિપુ=શત્રુ. ૪૩૭. વૈગુણ્ય=દોષ. ૪૩૮. નિશ્ચળ=ચંચળતારહિત. ચિત્તશમ=ચિત્તની શાંતિ. ચિત્તકલ્પિત=ચિત્તે કલ્પેલું. સદ્શાસ્ત્ર=સાચું શાસ્ત્ર. નિરધાર=ઠરાવ. ૪૩૯. બુધ્યનેત્રે=બુદ્ધિરૂપી આંખમાં. દર્શન છનું=ષડ્દર્શનનું.

ચિત્તરૂપી રોગ મનનો થયો, અખા આપોપું ભૂલી ગયો. ૪૪૦
મેલું મન તે સામું ધસ્યું, જઈ માયાકેરે ચિત્તે વસ્યું,
માયાતણો ત્યાં બહુ વિસ્તાર, હરિને પરઠ્યા દશ અવતાર;
ચિત્ત અંગીકરતે ભ્રષ્ટ થયો, અખા દોષ હરિનો ગ્રહ્યો. ૪૪૧
અખિલ બ્રહ્મનો શો અવતાર, એ ચિત્તઉપાધ્યતણો વિસ્તાર;
જો કહી જાય તો ફરી અવતરે, વણ સમજે દોષ સ્થાપન કરે;
ચિદ્અરણવ સદા ભરપૂર, અખા ઉત્પત્ય લય લહરીપૂર. ૪૪૨
ચિદાનંદ કેરાં સર્વ રૂપ, દષ્ટ પદારથ આપે ભૂપ;
અખિલ ભુવનમાં રહ્યો પરવરી, નિત્યાનંદ આપે કરે હરિ;
સદા સર્વદા છે અવિનાશ, અખા નિરંતર સર્વાવાસ. ૪૪૩
વણવિચારે વિશ્વનું ભાન, જ્યાંહાં લગે નવ કાઢ્યું માન;
વસ્તુવિચારે વિશ્વ જ નથી, તો હરિને કર્તા કહું શા વતી?
હરિ કર્તા ને કહો શા તણો, જો કલ્પિત ભર્મ અખા આપણો? ૪૪૪
ગુરુ મહારે એ જ પ્રીછવ્યો, હરિ દેખાડ્યો તે અણચવ્યો;
વિશ્વ-નિયંતા જો બે કહેવાય, તો અખંડ બ્રહ્મની ખંડણા થાય;
ગુરુ-ગોવિંદ જેને ત્યાં હશે, અખા આપોપું દેખાડશે. ૪૪૫
સાચો ગુરુ કેને નવ ભજે, અને જૂઠે તો કોઈ નવ નીપજે;
જેમ રસાયન કેને નવ મળે, અને ધૂર્ત વિત્ત લઇને પળે;
એ બે બેની સદાયે ખોટ, અખા નહિ મળે કોટાનકોટ. ૪૪૬
સાચો ગુરુ જાણીજે જુક્ત, જે કનકકામની નોહે આસક્ત;
બીજા સઘળા આળપંપાળ, જે ધનને અર્થે માંડે જાળ;
તેથી કહો શું નીપજે, અખા અંતર માયાને ભજે? ૪૪૭

---

૪૪૦. ખાણ=જરાયુજ, ઉદ્ભિજ્જ, અંડજ, અને સ્વેદજ એ સૃષ્ટિની ચાર ખાણ—જીવની ચાર યોનિ છે. ૪૪૧. પરઠ્યા=કબૂલ્યા. ૪૪૨. ચિદ્અરણવ=ચિતરૂપી સમુદ્ર. ઉત્પત્ય=ઉત્પત્તિ. ૪૪૫. ખંડણા=તૂટ, ખંડના. ૪૪૬. રસાયન=સંજીવની. ધૂર્ત=ધુતારો. વિત્ત=ધન. કોટાનકોટ=કરોડો. ૪૪૭. જુક્ત=જુક્તિ, યુક્તિ.

ગુરુશિષ્યની ત્યાં એવી વાત, શુદ્ધ પારસં ને સઘળી ધ્રાત;
શુદ્ધ પારસને જે જે અડે, તે તે કંચન થઈ નીવડે;
તે આદર કેનો નવ કરે, સહજ ઐશ્વર્ય અખા તે ધરે. ૪૪૮
સદ્ગુરુ શિષ્યને વચન જ કહે, અને જિજ્ઞાસુ શિષ્ય તત્ક્ષણુ ગ્રહે;
જ્યમ મોરપત્ની પડતું બિંદુ ધરે, તેનો તદ્વત્ બરહી થઇ પરવરે;
પડયું ગ્રહે તેની થાયે ઢેલ, ગુરુશિષ્યનો અખા આ ખેલ. ૪૪૯
ગુરુશિષ્યકેરી સાંભળ જુક્ત, સ્વાંતબુંદે જેમ જામે શુક્ત;
જેવે આદરે કરીને ગ્રહે, તેવું મુક્તા જામી રહે;
આદરવંતને વચન જ ઠરે, જો અખા સદ્ગુરુ આદરે. ૪૫૦
વળી ગુરુશિષ્યનો સાંભળ તંત્ર, જ્યમ એકે પહોરે મુદ્રા-જંત્ર;
કર્ત્તા ધર્ત્તા હોય સાવધાન, ઊઠે મુદ્રા સઘળી સમાન;
ચિત્ત ચળે જો એકે તણું, મિથ્યા કાર્ય હોય અખા ઘણું. ૪૫૧

---

૪૪૮. ધાત=ધાતુ. કંચન=સોનું. સહજ ઐશ્વર્ય=સ્વાભાવિક શક્તિ-સમૃદ્ધિ. ૪૪૯. મોરપત્ની...ખેલ=સ્વાતિનક્ષત્રમાં વાદળાં ગર્જવા માંડે, ત્યારે મોર કળા કરી નૃત્ય કરે છે. તે વખતે તેને આંખમાંથી આંસુનાં બિન્દુ પડે છે. મોરપત્ની (ઢેલ) તે બિન્દુને પડતાં પડતાં જ ઝીલી લે છે, તો તેથી તેને બર્હી (મોર) અવતરે છે. પણ પડ્યાં પછી તેને વીણે છે, તો તેથી તેને ઢેલ જન્મે છે. આવો જ ગુરુ અને શિષ્ય વચ્ચેનો ખેલ છે. તદ્વત્=તેના જેવો. તત્ક્ષણુ=તે જ ક્ષણે. ૪૫૦. સ્વાંતબુંદે=સ્વાતિનક્ષત્રમાં પડેલા જલબિન્દુથી. શુક્ત=છીપ. અહીં છીપમાં મોતી બંધાવાની વાત છે. આદરવંતને=આદરવાળાને. આદરે=આદર આપે. સ્વાતિનક્ષત્રમાં મેઘનાં બિન્દુ પડે, ત્યારે છીપ જેટલા આદરથી તેને ઝીલે છે, તેટલા આદરવાળું (કિંમતવાળું) મોતી તે છીપમાં બંધાય છે. ૪૫૧. ગુરુ અને શિષ્ય વચ્ચેનો તંત્ર (વ્યવસ્થા) એકે પહોરે (એકીસમયે) મુદ્રા-યંત્ર જેવો છે. જો કરનાર (કર્તા) અને ધારણ કરનાર (ધર્તા) બન્ને સાવધાન હોય છે, તો સઘળી મુદ્રા (છાપ) ઊઠે છે. પણ જો ગુરુ અને શિષ્ય એ બેમાંથી એકનું ચિત્ત ચલિત થાય છે, તો કાર્ય નકામું જાય છે.

**ભક્તિ**, જ્ઞાન અને વૈરાગ, પદાર્થ એક ત્રણ નામવિભાગ;
તેને અણજાણ્યે કહે જૂજુવા, પણ સમજ્યાને તે એક જ હુવા;
અનુભવતાં જાણીજે ભેદ, ભક્તિ જ્ઞાન અખા નિર્વેદ. ૪૫૨
**જડ્તાભાવ** હૃદેથી ગયો, ત્યારે ત્યાં વૈરાગ જ થયો;
જ્યાંહાં જુએ હરિ દૃષ્ટે પડે, ત્યારે ભક્તિ સરાડે ચડે;
દ્વૈતભાવ અખા જ્યારે ગયું, એ ત્રણ પ્રકારે જ્ઞાન જ થયું. ૪૫૩
**કો** ભક્તિ કરે ને નિંદે જ્ઞાન, કો ભક્તિ નિંદી આણે અભિમાન;
વૈરાગી કહે જુઠા બેઉ, સાચો સંસાર મૂકી રેહ;
એ દ્વેષે હરિ કહીંયે રહી ગયો,અખા અહંકાર આગળ થયો. ૪૫૪
**હરિમય** સર્વ દેખે તે ભક્ત, જ્ઞાની આપે છે અવ્યક્ત;
એમ અહર્નિશ મન જો વેંધ્યું રહે, તો કોણ નિંદે ને કોને કહે ?
વણ પામ્યે બકવાદ જ કરે, ગળે ગર્જના અખા ઊગરે. ૪૫૫
**કુળવધૂ** તે પરને નવ ભજે, ત્યમ સાધવી તે ત્યાંહાં નીપજે;
આપ છુપાડે પોતાતણું, ત્યમ કંથમાન હોયે ત્યાં ઘણું;
સુભક્તની ત્યાં એવી રીત, નમ્રપણે અખા છે જીત. ૪૫૬
**જ્ઞાનીને** પર કોઇએ નથી, મન અમન થયું તે વતી;
ઉત્તમ મધ્યમ સઘળું ગયું, મન જાતે સર્વે લીન થયું;
ગત દિવસનું સ્વપ્ન જ જેમ, 'હું-તું' ભાવ અખા થયો તેમ. ૪૫૭

## જીવ અંગ

**સ્થાવર**જંગમ કેરી વાત, નિકટ દેખાડ્યું છે સાક્ષાત્;
પંચમહાભૂત તે સ્થાવર જાણ, જંગમ ચૈતન્ય એ વેદવાણ;
એક પિંડમાં વરતે બે, ઉગ્ર બુધ્યે અખા જોઇ લે. ૪૫૮

---

૪૫૨. નિર્વેદ=વૈરાગ્ય. ૪૫૩. સરાડે ચડે=સીધે રસ્તે ચડે. ૪૫૫. અહર્નિશ=રાતદિવસ. ૪૫૬. કંથમાન=સ્વામીનું માન. ૪૫૭. પર=પરાયું, પારકું. અમન=મનરહિત. 'હું-તું'ભાવ=મારા-તારાનો ભાવ. ૪૫૮. વેદવાણ=વેદની વાણી. ઉગ્ર બુધ્યે=ઊંચી બુદ્ધિએ.

**સ્થાવરજંગમકેરો** ભેદ, બુધ્યમાને કહ્યું માને વેદ;
બહાર જોતાં નાવે પાર, પંચભૂતમાંહે વિસ્તાર;
જંગમ પવન નીર ને તેજ, સ્થાવર અખા આકાશ મહી એ જ. ૪૫૯

**પિંડને** લેખે છે બ્રહ્માંડ, બ્રહ્મા આદ્યે કીટપતંગ;
પ્રાક્રમવિષે અધિકું ન્યૂન હોય, કારણપ્રત્યે સમતા સોય;
અખા એ અનુભવ હૃદે રાખ, જેની ભાગવત ગીતા પૂરે સાખ.૪૬૦

**એમ** જોતાં ભાસે નહિ ભિન્ન, માયાચિત્રથી ઊતરે મંન;
કારણ વેધી બુધ્ય જ રહે, કાર્ય કેરું ચિત્ત ન લહે;
ચિત્ત વિચિત્ર દૃષ્ટેથું ગયું, ત્યારે અખા ધામ મૂળગું રહ્યું. ૪૬૧

**મૂળગે** પદ તો દ્વૈત જ નથી, સ્વપ્ન ઉપાધ્ય જાગ્રત નહિ રતી;
ઉત્તમ મધ્યમ કર્મકાંડ જોગ, નિદ્રાવાનને સઘળો ભોગ;
જાગ્યાને સ્વપ્નાનાં કૃત્ય, મૂળગી વૃત્યે અખા છે વૃત્ય. ૪૬૨

**આપ** થાતે વ્યાપે સત્ય થયો, પછી વ્યાપે આપોપુ ભૂલી ગયો;
ચતુર પુરુષ જેમ ગ્રથલ થયો, સ્વસ્વરૂપ તેને વીસરી ગયો;
અખા નિજ બુધ્યે અંગીકરે, તો ગ્રથલપણું સમ્યક વીસરે. ૪૬૩

**ચિદ્** અર્ણવકેરા બુદબુદા, ઊપજે ખપે સ્વભાવે સદા;
આસત્ત્ય-નાસત્ત્ય એની ન કહેવાય, નરછાયા જેમ સાથે થાય;
સૂરજ-ધામ કેવાને બે, એમ જીવ-શિવ અખા જોઇ લે. ૪૬૪

**નવ** દીસે તેને સત્ય જાણ, દીસે તેને નાશ પ્રમાણ;
દૃષ્ટે પદારથ જૂઠો થાય, ઘાટદૃષ્ટ હેમે ઠેરાય;
પસર્યું આપ સચરાચર વખે, એમ જોતાં પદ પામ્યું અખે. ૪૬૫

**અણછતે** છતાનો ભ્રમ, પણ બ્રહ્મવેત્તા જાણે એ મર્મ;
વાગ્વિલાસ તે સાચો થયો, પછે જૂઠે સાચું ભૂલી ગયો;

---

૪૬૦. પતંગ=પતંગિયું. ન્યૂન=ઓછું. સમતા=સરખાપણું.
૪૬૩. ગ્રથલ=જડ. ગ્રથલપણું=જડતા. ૪૬૪. આસત્ત્ય-નાસત્ત્ય= આસત્તિનાસત્તિ; વ્યાપકતા અને અવ્યાપકતા.

માયા ઇચ્છા નારદને થઇ, ત્યારે પુરુષબુધ્ય અખા ભૂલી ગઇ. ૪૬૬
**અણરૂપીનો** પંચ અભાસ, પંચે પસર્યો સર્વાવાસ;
ઇંદ્રજાળ વિદ્યાનું જાળ, દીસે સત્ય ને આળપંપાળ;
અણુચવિયું આપોપું લખો, એટલા ઊફરું શું કહે અખો? ૪૬૭
**દશરથ** પે'લો હતો જે રામ, નંદ વસુદેવ પે'લું કૃષ્ણનામ;
ચોવીશે તેમાંથી થાય, પણ તે કહીંયે આવે નવ જાય;
અવિનાશી લેહે તે સંત, ત્યાં કારણ નહિ દર્શન ને પંથ. ૪૬૮
**દ્વૈતાભાસી** તે નોહે સંત, જ્યમ બે બાનીના હસ્તીદંત;
મનમાં આશા માયાતણી, ફિરત બહાર ચલાવે ઘણી;
બ્રહ્મભરોસે આવ્યો બ્રહ્મ, અખા સરાડે ઊગર્યો શ્રમ. ૪૬૯
**અગમપંથને** તે જઇ નવ શકે, જૂઠું અન્ન નિછારે ભખે;
પરાધીન રહે દેહવાન, બુધ્યવોણાને નહિ ત્યાં સાન;
અખા અણજાણ્યું રહ્યું આપ, જન્મ ધરે સાથે પુણ્યપાપ. ૪૭૦
**જો** ભૂંડા! તું છે ચિદ્અંશ, જોને વિચારી તારો વંશ;
તું રાજપુત્ર કાં દીનમાં ભળે, કાં વિચારવોણો ઘરઘર ફરે?
નિજપદ બેશ ટળી જા જંત, એમ અખા પદ પામ્યા સંત. ૪૭૧
**પૃથ્વી** અપ તેજ વાયુ આકાશ, એ જાણજો પોતે અવિનાશ;
હંસ ભખે કમળના તંત, તેમ આપ વિચાર કરે માહંત;
કલણારહિત કોઈ નિર્બંધ, નર આકારે અખા ગોવિંદ. ૪૭૨
**નિર્દ્વંદ્વી** અંતર્ગત મુદા, કૃપાવાન ધીરજવંત સદા;

---

૪૬૬. માયા ઇચ્છા=નારદને એક વાર માયાને જોવાની ઇચ્છા થઈ હતી. જુઓ ભાગવત. પુરુષબુધ્ય...ગઇ=ત્યારે આત્મબુદ્ધિ ભુલાઈ ગઈ. ૪૬૭. અભાસ=ભાસ. ૪૬૯. બાનીના હસ્તીદંત=બતાવવાના હાથીદાંત. સરાડે=સીધો. ૪૭૦. નિછારે ભખે=મોરીમાં ખાય. ૪૭૧. દીન=ગરીબ, ભિખારી. ૪૭૨. અપ=પાણી, તંત=તંતુ. માહંત =મહંત, મહાપુરુષ. કલણા=કલના, કલ્પના. નિર્બન્ધ=બંધ વિનાનો.

રાગ વિરાગ નહિ તે વિષે, અહંકાર નિરહંકાર કો નવ લખે;
નિરાધાર અખો કે' વીર, જેને જગત તૃણવત્ સહિત શરીર. ૪૭૩
**બ્રહ્મવેત્તા** રહે તુર્યાપાર, તો બાહ્યદૃષ્ટિ શો કરે નિર્ધાર ?
ત્રણ અવસ્થા સૌને વિષે, તુર્યા ઉલ્લંઘીને કોણ લખે ?
જેહ લખે તેવો તે થાય, જથારથ અખા રહીને જાય. ૪૭૪
**બ્રહ્મવેત્તાને** જીવ નવ કળે, જયમ રાતદિવસ એકઠાં નવ મળે;
ત્યાં કલણ નહિ અને જીવ અચેત, શિવપદ બેઠાં સર્વ લે' હેત;
ઊંચે આસન બેસે જે કોય, નીચી ભૂમિકા દેખે સોય. ૪૭૫
**જગત** દૃષ્ટિ તે ચર્મને વિષે, બોલનારાને કો નવ લખે;
પાંચ તત્ત્વની ઓથે રહે, હાથોહાથ અખા બોલ દે;
દર્શ્યો હોય તે કહેજો હા, વણદર્શ્યાં મન વાચો વા. ૪૭૬
**સુવર્ણાગર** સોનીને ભોગ, બીજા લોકને ન મળે જોગ;
તે સઘળા જાણી મૂકી જાય, અનુભવી હોય તે કરે ઉપાય;
અણઆયાસે થાય એકભવી, રિદ્ધિ પામે અખા અવનવી. ૪૭૭
**અણપામી** રિધ્યનું ઘર લહ્યું, ચિત્રવિચિત્ર જેને વિષે રહ્યું;
શુદ્ધબુદ્ધ્યે વિચાર જ કર્યો, બીજો ઉપાય નથી એ ઊફરો;
ઉત્તમ મધ્યમ સ્વપ્નનાં કૃત્ય, જાગ્યે અખા થાય સર્વે વ્યર્થ. ૪૭૮
**દેહ** સૌ એની દૃષ્ટે પડે, દેહી કોઈ ન મીટે ચડે;

---

**૪૭૩.** નિર્દ્વંદ્વી=સુખદુઃખ વગેરે દ્વંદ્વ (જોડકાં)થી મુક્ત. અંતર્ગત=અંતરમાં રહેલ. લખે=લક્ષે. નિરાધાર=નિરાલંબ, આધાર વિનાના. તૃણવત્=તણખલાતોલ. **૪૭૪.** તુર્યાપાર=ચોથી અવસ્થાની પાર. જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિ એ ત્રણ પછીની અવસ્થા તે તુર્યાવસ્થા. બાહ્યદૃષ્ટિ=જગતની દૃષ્ટિ. નિર્ધાર=ઠરાવ. ઉલ્લંઘીને=ઓળંગીને. જથારથ=જે છે તેમ. **૪૭૫.** કળે=કલે, કલ્પના કરે. કલણ=કલના, કલ્પના. **૪૭૬.** દર્શ્યો=જોયો. **૪૭૭.** સુવર્ણાગર=સોનાની ખાણ (સુવર્ણ+આકર). એકભવી=આ જ જન્મે.

ભાત પડે છે જે પોત વખે, વચન ઘાટ ઘાલે પારખે;
કહેતામાં મીંછે જે સાન, અખા અગમનું આવે માન. ૪૭૯
**બીજે** ઉપાયે હરિ નવ મળે, જો કોટી જન્મ લગે આફળે;
જ્યમ કમળ ઉપર જળઝાકળ પડે, ત્યમ ત્યમ તે સૂકે કે સડે;
જેથી ઊપન્યો તે જો હજૂર, બીજે ઉપાય અખા પડે દૂર. ૪૮૦
**જેને** તું જાણે આકાશ, તે તું જ વિચારી જોને પાસ;
તે નોહે ખૂણેખાંચરે, પ્રત્યક્ષ મુખે મુખ વાતો કરે;
જ્યમ સંકલ્પ ચઢ્યા ન દીસે દેહ, ત્યમ અખા રહ્યો છે તેહ. ૪૮૧
**ભોગ**કાજ ઉદ્યમ કાં કરે ? તુજને ભોગ ખોળતો ફરે;
વણવાંછો આવે જેમ રોગ, એણે લેખે જાણે ભોગ;
કિરતારે કીધો તુજ કાજ, નવ મૂકે અખા મહારાજ. ૪૮૨
**અખા** કાં લેવાને ધસે, અવધવોણો કેમ આવશે ?
કાળે દ્રૂમ વણવાંછ્યાં ફળે, રતવિના ફળ શોધ્યાં નવ મળે;
જેમ મૂર્ખ સૂર્યને લેવા જાય, તે વા'ણે ઉદે આફણિયે થાય. ૪૮૩
**એમ જાણી** ધીરજ મન ધરે, અજગરવૃત્ય મહાપુરુષ આદરે;
જો જાણે માથે કિરતાર, ફોકટ હું થઇ કાં વહે ભાર ?
ચક્રચૂડામણ તારો તાત, ધીરજ ધરે અખા સાક્ષાત. ૪૮૪
**આહાર** આશાએ જીવ સૌ થાય, આશાએ દેવ ક્ષીરસાગર જાય;
આશાએ તપિયા દેહને દમે, આશાએ વ્રત તીર્થ સૌ ભમે;
રાયરંક આશાના દાસ, આશા અખા માયાનો પાસ. ૪૮૫

---

૪૭૯. દેહી=દેહમાં રહેનાર જીવ, આત્મા. મીટે=નજરે. વખે=વિષે. અગમ=બ્રહ્મ. માન=માપ, સમજણ. ૪૮૨. લેખે=રીતે. વણવાંછો=વણવાંચ્છ્યો, વગરઇચ્છ્યે. ૪૮૩. અવધવોણો=મુદત વિના. રત=મોસમ. તે...થાય=તે સૂર્ય વહાણે—મળસકે આપોઆપ ઉદય પામે છે. ૪૮૪. અજગરવૃત્ય=અજગરના જેવી વૃત્તિ. 'અજગર કરે ન ચાકરી.' ચક્રચૂડામણ=સર્વશ્રેષ્ઠ ( ચૂડામણિ—માથાનો મણિ ). ૪૮૫. ક્ષીરસાગર=દૂધનો દરિયો. તપિયા=તપ કરનારા. દમે=દુઃખ આપે.

જ્યારે પદ બેસે નૈરાશ, ત્યારે સ્વેજ્યોત હોય પ્રકાશ;
કૃતકૃત્ય કહીએ મહાપુરુષ, જેનો આશાપાશ ગયો અમૃખ;
જેમ વાદળ ટળ્યે નિરાળો સૂર, અખા પ્રકાશ તો આશા દૂર. ૪૮૬

**જીવ** શિવમાં અંતર કાંઈ નથી, જેમ રૂપું તરુઉ કહાવે જળવતી;
જળ નાસે રૂપું જ્યમ સત, ત્યમ આશા ઘટે, શિવ અવ્યક્ત;
સદ્વિચારે આશા જાય, અનાયાસે અખા વસ્તુ થાય. ૪૮૭

**સદ્વિચાર** વડે હરિ મળે, બીજે ઉપાયે ક્લેશ નવ ટળે;
જેમ જેમ તેનો કરે ઉપાય, તેમ જીવપણું તે જાડું થાય;
જ્યારે પદ બેસે નૈરાશ, ત્યારે સ્વે અખા સચરાચર વાસ. ૪૮૮

## દશવિધ જ્ઞાની અંગ

**દશવિધ** જ્ઞાની લક્ષણ લક્ષ, તેનાં કહું આચરણ મુખ્ય;
નામ એક પણ લક્ષણ જૂજુવાં, જ્યમ પૃથ્વી એક ને ભિન્નભિન્ન કૂવા;
કૂપ કૂપ જૂજવા નીરસ્વાદ, એમ અખા મન-વરતણિયા વાદ. ૪૮૯

**શુષ્કજ્ઞાની** કહાવે કેટલા, જ્ઞાનદગ્ધ જોતાં એકલા;
કો વિતંડા કહાવે નરા, જ્ઞાનખલ કેટલાએક ખરા;
નિંદકજ્ઞાની નીપજે ઘણા, કો ભ્રમજ્ઞાની અખા મનતણા. ૪૯૦

**હઠજ્ઞાની** ઘણા મન વિષે, શઠજ્ઞાની સૂધું નવ લખે;
શૂન્યવાદી તે નવમો જાણ, શુદ્ધજ્ઞાની દશમો પરમાણ;
એ દશે નામ જ્ઞાનીનાં કહ્યાં, હવે લક્ષણ કહું અખા જે રહ્યાં. ૪૯૧

---

૪૮૬. સ્વેજ્યોત=સ્વયંજ્યોત, પરમેશ્વર. આશાપાશ=આશાનો પાશ (ફાંસો). અમૃખ=સાચેસાચ (મૃષા=ખોટું, અસત્ય). ૪૮૭. તરુઉ=ત્રપુ-એટલે સીસું અથવા કલાઈ. પાણી હોવાથી સીસું અથવા કલાઈ ચાંદી જેવાં લાગે છે. પણ તે ન હોય ત્યારે ચાંદી જુદી વરતાઈ આવે છે. તે જ પ્રમાણે જ્યારે આશા ઘટે છે, ત્યારે અવ્યક્ત શિવ રહે છે. ૪૮૯. વરતણિયા=વૈતરા. ૪૯૦. વિતંડા=બકબક. વિતંડા નર=બકબક કરનાર.

**શુષ્કજ્ઞાની** નીરસ હોય હૃદે, વાણીખાણી લૂખું વદે;
હીસે નહિ તે સર્વાવાસ, ચેતન જાણી નોહે ઉલ્લાસ;
એ લક્ષણ શુષ્કજ્ઞાનીતણું, જ્ઞાનદગ્ધ અખા હવે ભણું. ૪૯૨

**જ્ઞાનદગ્ધ** હોયે અધબળ્યો, સંતસમાગમે રહે તે મળ્યો;
બાહ્યકર્મે ઝરલાણી મત્ય, માંહે આપોપું અહંતા સત્ય;
અનુભવ અંકુર ન ફૂટે ત્યાંય, જેમાં અખા દગ્ધ છે પ્રાય. ૪૯૩

**વિતંડ** નર હોયે તે અશો, પોતાને નિશ્ચય નહિ કશો;
વાદ કર્યા ઉપર બહુ હામ, લક્ષ વિના વિદ્યાની મામ;
કલેશ કરતાં કાપે કાળ, અખે વિતંડની કાઢી ભાળ. ૪૯૪

**જ્ઞાનખળને** ખળતાનો થાપ, કુટિલ જુક્તિ ઊપજે બહુ આપ;
જ્ઞાનવચનને આગળ કરે, ઓથે રહી વિક્રમ આચરે;
વંદે ખરો પણ ખળતા કાજ, અખા તે સરખો અંતરબાહ્ય. ૪૯૫

**હવે** નિંદક જ્ઞાની કહિયે સોય, પે'લું દોષનું દર્શન હોય;
સંતસમાગમમાંહે તે ફરે, લાંછન જોઇ હૃદિયે ધરે;
આત્મજ્ઞાનતણી કરે વાત, પણ નિંદકની અખા એવી ઘાત. ૪૯૬

**ભર્મ**જ્ઞાનીને અંતર ભર્મ, વદે વસુ પણ ન સમજે મર્મ;
અંતર અન્ય ઉપાસન કરે, અને કરતાહરતા આપ ઉચ્ચરે;
અખા તે ન સમજે સાંગઉપાંગ, ભ્રમે ન ટળે વાસનાલિંગ. ૪૯૭

**હઠજ્ઞાની** સિધ્યને વસ્તુ લખે, કહે બ્રહ્મજ્ઞાન નોહે સિદ્ધિ પખે;
કહે ચૈતન્યે ભર્યું બ્રહ્માંડ, પણ સિધ્ય વિના તે કાચો પિંડ;

---

**૪૯૨.** વાણીખાણી=વાણીના ભંડાર. હીસે=આતુર થાય. **૪૯૩.** ઝરલાણી=જરી ગઈ. દગ્ધ છે પ્રાય=જેમાં ઘણું કરીને અનુભવનો અંકુર બળી ગયો છે. **૪૯૪.** મામ=માયા અથવા તાજુબી. **૪૯૫.** ખળતા=દુષ્ટતા. કુટિલ=વાંકી, ભૂંડી. વિક્રમ=પરાક્રમ. **૪૯૬.** ઘાત=પ્રથા; રીત. **૪૯૭.** વસુ=દૈવત. સાંગઉપાંગ=સાંગોપાંગ. વાસનાલિંગ=વાસનાશરીર.

અખા લક્ષ હઠજ્ઞાનીતણો, જહાં સિધ્ય ત્યાંહાં પૂર્ણ બ્રહ્મ ગણ્યો. ૪૯૮
**શઠજ્ઞાની** તે ગ્રંથ બહુ સુણે, બહુ વાંચે બહુ પાઠે ભણે;
ગ્રંથપ્રતીતે માને વાત, પણ સમ્યક્ ભાસે નહિ સાક્ષાત્;
શઠપણે ન ટળે ચકચૂંધ, અખા અંતરથી ન ટળે રૂંધ. ૪૯૯
**શૂન્યવાદીને** શૂન્યે શૂન્ય, વિશ્વ નહિ ને નહિ પાપ પુણ્ય;
ઉત્પત્તિ નહિ ને નહિ સમાસ, સ્વ–પર નહિ, નહિ સ્વામી–દાસ;
એમ વરતે શૂન્યવાદી ખરો, પણ અખા ન ચાલે શૂન્યઊફરો. ૫૦૦
**શુદ્ધ**જ્ઞાની તે રૂપ અરૂપ, મહાનિધઆંશે છે તદ્રૂપ;
સર્વસહિત છે સર્વાતીત, જે પોષક આદ્યે ઉદ્ગીત;
અખા અનિર્વચની તે આપ, લક્ષ લાગે તે લહે અમાપ. ૫૦૧
**દશ** પ્રકારના જ્ઞાની લખ્યા, પણ નવેનો લક્ષ દશમા વિણ મિથ્યા;
નવેનો લક્ષ ત્યારે શુદ્ધ થાય, જ્યારે અનુભવ દશમા ઘેર જાય;
અખા જે છે સદા અવાચ્ય, જો સમઝે તો સમઝી રાખ્ય. ૫૦૨

## વેદ અંગ

**વેદે** વિચારી જોયો બ્રહ્મ, વિશ્વ તે શું ને કેનો કર્યો મર્મ;
વિચાર કરતાં બેઠું ઘાટ, એમ ચાલ્યો જાય સત મિથ્યા ઠાઠ;
સત ચેતન ને મિથ્યા માય, અખા એમ દીઠો પરવાહ. ૫૦૩
**ઠેરાવીને** લખિયો લેખ, પંચભૂત ને તેનું શેષ;
તત્ત્વે તત્ત્વની ઊપજ ગણી, માંય ચેતનતા ચૈતન્યતણી;
લક્ષ ચોરાશી બીજે ભાત, એ અખા વેદના મનની વાત. ૫૦૪
**પ્રવાહ** ચાલ્યો જાય એણે મર્મ, જીવાપત્તિ આળેખ્યાં કર્મ;
તેર કાંડ ધૂમમારગ લખ્યો, છેલ્લી વારે અર્ચ્ય ઓળખ્યો;

---

૪૯૮. પખે=વિના. ૪૯૯. પ્રતીત=પ્રતીતિએ, ખાતરીએ. ૫૦૧. મહાનિધ=ઈશ્વર. આંશે=આશયમાં. ઉદ્ગીત=ૐકાર. અનિર્વચની=વચનથી પાર. ૫૦૨. અવાચ્ય=કહી શકાય નહિ તેવો. ૫૦૩. પરવાહ=પ્રવાહ

ઊપન્યા કેરો કીધો નિષેધ, અખા ઉપનિષદમાંથું વેદ. ૫૦૫
**નેતિ નેતિનો** એહ જ અર્થ, ઊપન્યું ગયું તે જાણ્યું વ્યર્થ;
શેષ લહી કહ્યું નેતિ નેત, હાથ ખંખેર્યા એણે હેત;
અખા ચૌદમું પ્રીછયા પખે, જીવ ગૂંથાણો તેરને વિષે. ૫૦૬
**તેર** કાંડ માયાનું જાળ, કર્મ ફળ ને જીવ ઈશ્વર કાળ;
એ સર્વ ઘાટ બેસાર્યું વેદ, ત્રિપદ કલ્પી કીધો ભેદ;
અખા ખટકે નહિ જે તેર, તે ચૌદ બોલી ચાલ્યો સુસેર. ૫૦૭
**વેદની** જુક્તિ પુરાણે ગ્રહી, તેણે ઈશ્વરપદ રાખ્યું સહી;
મોટાં ચરિત્ર ત્યાં ઈશ્વર કહ્યાં, સાધારણ તે જીવમાં ગયાં;
સામર્થ્ય દેખી બાંધ્યું માન, અખા એ પુરાણતણું નિદાન. ૫૦૮
**વેદનો** લક્ષ તે કૈવલ્ય રહ્યો, અને ઈશ્વરલક્ષ તે પુરાણે ગ્રહ્યો;
તે ઈશ્વરના ચોવીસ અવતાર, તેમાંહે વળી સારઉદ્ધાર;
તેને સ્થળ વળી પ્રતિમા કરી, એમ અખા માયા વિસ્તરી. ૫૦૯
**ચારે** જુગનું એ વર્ત્તમાન, પરંપરા જોતાં અનુમાન;

---

**૫૦૫.** જીવાપત્તિ=જીવની આપત્તિ, જીવનું આવવું. ધૂમમારગ અને અર્ચ્યમાર્ગ=ધૂમમાર્ગ અને અર્ચિષ્માર્ગ એ બે વેદમાં બતાવેલા માર્ગો છે. વેદના પહેલા તેર કાંડમાં—અધ્યાયમાં—ધૂમમાર્ગ વર્ણવ્યો છે, અને ચૌદમા કાંડમાં—બૃહદારણ્યક ઉપનિષદના શતપથમાં—અર્ચિષ્માર્ગ જણાવ્યો છે. ધૂમમાર્ગમાં કર્મકાંડ અને ઉપાસના છે, અને અર્ચિષ્માર્ગમાં જ્ઞાન છે. ઉપનિષદમાથું=ઉપનિષદમાંથી. વેદ=જાણ. **૫૦૬.** નેતિ નેત=નેતિ નેતિ. ચૌદમું=ચૌદમું પ્રકરણ—અર્ચિષ્માર્ગનું. **૫૦૭.** ત્રિપદ=ત્રણ પાદ—ચરણ—વાળો વિરાટ. ચૌદ=કર્મકાંડથી નીકળીને, ચૌદમા કાંડનું જ્ઞાન લઈ તે સુસેર—સડસડાટ સીધો ચાલ્યો. **૫૦૮.** વેદની જુક્તિ=વેદની ગોઠવણ, દલીલ. આ અને એની પછીના છપ્પામાં વેદમાંની વાત પુરાણમાં કેવી રીતે ઊતરી છે, તે સમજાવ્યું છે. વેદનું કૈવલ્ય તે પુરાણમાં ઈશ્વર તરીકે આવે છે. એમ એક કૈવલ્યમાંથી માયા ફેલાવાઈ છે.

જ્ઞાનતણી નિરંતર સૂઝ્ય, પ્રવાહ પડે કર્મ પ્રતિમા પૂજ્ય;
અખા ન ટળે દેહઅધ્યાસ, સ્વર્ગ મૃત્યુ પાતાળે વાસ. ૫૧૦
છે પોતે પરમેશ્વર આપ, રાખ્યો ત્યારે દ્વૈતનો થાપ;
એ આશ્ચર્ય તે કોને કહ્યું, જો પોતા સરખું સૌને લહ્યું?
અખા વિચાર્યા સરખી વાત, પૂછ્યું ત્યાં પરતંતર ઘાત. ૫૧૧
જ્યાં જેમ થાય તેમ સે'જે થાય, પણ કર્તવ્યને શિર તે દેવાય;
અટક્યું ન રહે કાંઇ કાજ, આગળ આગળથી થાયે સાજ;
કરણહાર ન દીસે કોય, અખા સૌએ કર્તા હોય. ૫૧૨
અખા પરમેશ્વર જોતાં અશો, કહ્યો ન જાયે કોણે કશો;
કોણ કળે ને કેને કળે, જો એકવડે સઘળા ચળવળે?
જેમ મેઘ બહુ બિંદે કરી, પણ બિંદ મેઘને જોયે કેમ ફરી? ૫૧૩
માંહે બહાર ન જાયે કહ્યો, બાંધ્યો રૂંધ્યો પોતે લહ્યો;
સે'જે સહજ ફૂલ્યું આકાશ, ઊપજ સાથે અખા સમાસ;
આગળ સગુણ નીપજતું જાય, પાછળ નિર્ગુણ થઈ ભૂંસાય. ૫૧૪
પ્રત્યક્ષ પ્રમાણ ચાલ્યું જાય સદા, કોઇ સંભાળી જુએ જદા;
નિર્વેવીના સર્વ અવેવ, મહાનિધમાંથી સર્વે ભેવ;
રમી રમી પાછો રસ થાય, અખો રામ એવાને ગાય. ૫૧૫
જે ઊપજે તે પાછું વળે, ચૌદ લોક લોકપાળે ટળે;
સૂનું ન રહે ફીટ્યા માટ, તેમનું તેમ બેઠું રહે ઘાટ;
દૃષ્ટ પદાર્થ તે દૃષ્ટમાન, અખા ત્યમનું ત્યમ નિદાન. ૫૧૬
એમ જોતાં અખો તે કશો, બાંધ્યા મેઘમાં એક બુંદ જશો;
ફોરાનું તે શું પરમાણ, સાવ નીરતર પાણી જાણ;

---

૫૧૦. પ્રવાહ પડે=લૌકિક રીતે. ૫૧૨. કરણહાર=કરનાર. ૫૧૩. બિંદ=બિંદુ. ૫૧૫. નિર્વેવીના=નિર્વેવી—નિરવયવી—અવયવ વિનાના. સરખાવો: **अपाणिपादो जवनो ग्रहीता** વગેરે શ્રુતિવાક્ય. અવેવ=અવયવ. ૫૧૬. નિદાન=ખરેખર.

જેમ છે તેમ તે છે નિદાન, અળગું જાણવું એહ જ જાન. ૫૧૭
અખે રામ એવો ઓળખ્યો, કાગળ મેશે ન જાયે લખ્યો;
ફરતે બેઠો તે નવ મળે, નખશિખ લગે તે ચળવળે;
સેજે સેજ ઘલાણી હામ, અખા નિરંતર ફાવ્યો રામ. ૫૧૮
વસ્તે અસ્ત પામ્યું મન જદા, દરિદ્ર હો કે હો સંપદા;
દરિદ્ર ન વધે ન સુખનું માન, જ્યારે પામ્યું મૂળ નિધાન;
આદ્યે કર્મ કિયે જીવ થયા, કારણ આદ્ય શાના પરઠ્યાં? ૫૧૯
અખા વિચાર્યે બેહું ઘાટ, આપે આપ ચૈતનનો ઠાઠ;
પંડિત જાણ કહો એ મર્મ, અણજાણે શું સાધન ધર્મ?
એ વક્ત કરે તે વક્તા ખરો, અખા અણજાણે ભૂલા ફરો. ૫૨૦
ફરતો રહે તો ખૂટે કર્મ, એ આત્મા જાણ્યાનો મર્મ;
જો તું જીવ તો કર્તા હરિ, જો તું શિવ તો વસ્તુ ખરી;
અખા એમ જાણે તે આપોઆપ, ગીતા વિષે હરિ રાખ્યો થાપ. ૫૨૧
ગીતાને અધ્યાય સાતમે, ભક્ત ચાર કહ્યા તે સમે;
તેમાં ત્રણતણો હરિ કહે હું ભૂપ, પણ જ્ઞાતા તે મારું નિજરૂપ;
કાર્ય પ્રત્યે બહારે રમું, અખા અંત્યે ત્યાં વીસમું. ૫૨૨
સાને સમજે તે નર ખરો, ભણ્યે ગણ્યે માણ્યો આફરો,
ભણ્યા ભવ ભમતા ભવમાંય, ભાત ઊભાત વચ્ચે ન રહેવાય;
રઢથી વાત કરે હરિતણી, અખા અક્ષરમત નહિ આપણી. ૫૨૩
જે વિરલા રસિયા હરિતણા, કેસરીસિંહ દીસે નહિ ઘણા;

---

૫૧૭. નીરતર=તદ્દન, નરાતાર. ૫૧૮. મેશે=શાહીથી. હામ=હિંમત. ૫૧૯. વસ્તે=બ્રહ્મવસ્તુમાં. દરિદ્ર=દળદર. સંપદા=સંપત્તિ. ૫૨૦. જાણ=જાણકાર. વક્ત=વ્યક્ત. ૫૨૨. ભૂપ=સ્વામી, રાજા. વીસમું=વિશ્રામ પામું. ૫૨૩. સાન=ઇશારો. આફરો=ખૂબ ખાવાથી થતો અજંપો. રઢ=લગની. અક્ષરમત=અક્ષયમતિ, બ્રહ્મની મતિ. ભાત=પ્રકાશિત. ઊભાત=ઉદ્ભાત, વધારે પ્રકાશિત.

સુભટ સૈન્યમધ્યે વિચાર, તેમ માળામુદ્રા સારોદ્ધાર;
જ્યમ અન્ય પંખી અતિ ઊંચો ચડે, અખા અનલદર્શન નવ કરે. ૫૨૪
**અખા** અક્ષરપદ તું ત્યાં રમે, જ્યાં ચવે નહિ ત્યાં વીસમે;
નિત્ય નિવેદન એહ જ જાણ, આતમતત્ત્વ સઘળે પરમાણ;
ત્યારે સર્વ પડે પાધરું, જ્યારે હુંપણાનું આવે સરું. ૫૨૫
**ઓળખ** આપ હવડાં હરિ મળે, જો બાહ્યથકો અંતર્ગત વળે;
અનવેવ્યત્રેકે હરિ ભાળ, તુષને ત્યાગે રહે તે સાળ;
અક્ષર આપ અવસ્થા ફરે, અખા તું જ આદ્યે મધ્યે સરે. ૫૨૬
**પહેલી** હરિશું લાગી પ્રીત, તેણે ભાગી લૌકિક રીત;
એમ કરતાં સગપણ નીકળ્યું, તેણે ત્યાં કાંઈ કહેવું ટળ્યું;
સ્વામી–સેવક પ્રીતે હુતો ભાવ, સગપણ અખા સતંતર સાવ. ૫૨૭
**માતા** તન સઘળો સંસાર, પિતાપુત્રનો એક નિરધાર;
પિતાપુત્રને શરીર જ નથી, ભાસે તે ભ્રમની મોરથી;
માતા તનને ધ્યાતાધ્યે, પિતાપુત્ર અખા નિસ્પ્રે. ૫૨૮
**કાંઈ** ન જાણ્યે જાણ્યો રામ, જાણપણે ભૂલ્યો નિજધામ;
જ્યમ જ્યમ અદકું જાણતો જાય, ત્યમ ત્યમ હુંના મળ બંધાય;
યદ્યપિ કથે જો બ્રહ્મજ્ઞાન, તોય અખા નહિ મૂકે માન. ૫૨૯

---

**૫૨૪.** સુભટ...સારોદ્ધાર=જેમ સુભટ–સારો લડવૈયો–સેનામાં મુખ્યત્વે વિચાર જ કરે છે અને હથિયાર વગેરે તો એને ગૌણ રહે છે, તેમ હરિના રસિયાઓ મુખ્ય વિચાર હરિનો રાખે છે અને માળામુદ્રા તો એમને ગૌણ જ રહે છે. જ્યમ અન્ય પંખી...કરે= બીજાં પંખી (જીવ) આકાશમાં ઊડે છે, પણ એમને અનલપંખી (પરમાત્મા) જોવામાં આવતો નથી. (અનળપંખી એક પૌરાણિક પક્ષી છે.) **૫૨૫.** નિવેદન=અર્પણ. સરું=છેવટ, અંત. **૫૨૬.** હવડાં= હમણાં. અનવેવ્યત્રેકે=અન્વયવ્યતિરેકે; પરસ્પર સંબંધ અને ભેદથી. તુષ=છોતરાં. સાળ=ચોખા. **૫૨૮.** મોરથી=મહોરથી, છાપથી. નિસ્પ્રે=નિઃસ્પૃહ. **૫૨૯.** યદ્યપિ=જોકે. કથે=કહે. માન=અભિમાન.

**જાણુ** થાય બહુ વિદ્યાવડે, તેમ તેમ આવરણુ અદકાં ચડે;
નિત્ય ધોતાં પટ રાતું થાય, પાણીનું પડ ચડતું જાય;
મૂળગું પટ જોતાં તે મેલ, અખા અણુલિંગીપણું અલેલ. ૫૩૦
**નિજપણું** ભૂલ્યે કરી જીવ, ભૂલ ટળી તો સદાયે શિવ;
તે શિવ તો પોતે છે સદા, ત્યાં વિદ્યાના મળ નોહે કદા;
અખા વસ્તુ તો સે'જે સે'જ, જીવ રે' તો પ્રાયે મળ રે' જ. ૫૩૧
**સમજ્યો** નર શો બાંધે ઘાટ, આપાપર ટળી ગયો છે નાટ;
અકસ્માત્ ઊપન્યો વિચાર, સત્તાનિત્ય બાંધ્યો સંસાર;
અનંત બ્રહ્માંડનો દ્રષ્ટા આપ, અખો કહે શરીર આદ્યે દઇ વ્યાપ.
**અખા** વિચાર્યા સરખી વાત, વિચાર વિના તે થાયે ઉત્પાત;
વેદ ચાર બ્રહ્માના કહ્યા, સ્મૃતિ પુરાણ ઋષિ ઉચ્ચર્યાં;
ચળ્યો પદારથ સર્વે કહ્યો, પણ અચળ્યો ત્યાં અંભોગત્વ રહ્યો.
જે રહ્યો વ્યાપી વિસ્તરી, તેની તો કથા નવ કરી;
ધર્મે કર્મે લાગ્યાં બહુ લોક, પણ સોદો ન થયો રોકારોક;
નગદ માલ ઉધારે પડ્યો, એમ અખા જીવ રડવડ્યો. ૫૩૪
**ઇહાં** અખા કોઈ શું કરે, જો માયા આડી પરિયંચ ધરે ?
જેમ અશ્વ અશ્વની ભોગવે, નેત્રપટ બાંધ્યો સંગવે;
પટ છોડી દેખાડે તુરી, અખા એહવી નીપજ ખરી. ૫૩૫

---

**૫૩૦.** અલેલ=ઉપરટપકે. કપડું નિત્ય ધોવાતું રહે છે, ત્યારે તે લાલાશપડતું બને છે. એ લાલાશ તો પાણીના પડ આવવાથી હોય છે. મૂળ પોતની દૃષ્ટિએ જોઇએ, તો એ લાલાશ મેલ જ છે. એ રીતે પટનું અણુલિંગીપણું—કંઈ ન લાગવાપણું—ઉપરટપકે છે. **૫૩૨.** નાટ=નક્કી. સત્તાનિત્ય=સત્તા+અનિત્ય; ક્ષણભંગુર. વ્યાપ=ફેલાવ. **૫૩૩.** અંભોગત્વ=આડો આંક. **૫૩૪.** રોકારોક=રોકડો. **૫૩૫.** પરિયંચ=પડદો, આવરણ. અશ્વ=ઘોડો. અશ્વની=ઘોડી. નેત્રપટ=આંખે પાટો. સંગવે=સંગમે, સમાગમમાં. તૂરી=ઘોડો. જ્યારે ઘોડીને સમાગમ કરાવવામાં આવે છે, ત્યારે તેને આંખે પાટો

**એણી** પેરે એ ત્યાંહાં થાય, જે વડે પ્રવાહ ચાલ્યો જાય;
તેનો કોઇ ન જાણે મર્મ, દેખે જીવ ને જીવનાં કર્મ;
અદૃષ્ટ પદાર્થ થાય દૃષ્ટમાન, અખા સમજે તો સમજે સાન. ૫૩૬

**અમૂર્તિની** મૂર્તિ આ સહુ, અણનામીનાં નામ જ બહુ;
અકર્તા કર્મ સર્વે કરે, અનિર્વચની વચન ઉચ્ચરે;
અખા એમ ખરારે માન, બીજી વાત ન ઘાલીશ કાન. ૫૩૭

**પારબ્રહ્મ** જોવાને મન, બહુ ભાતનાં કરે જતન;
પૂતળીને કેમ જુવે ચક્ષ, જો દેખણહાર પૂતળી છે મુખ્ય;
દર્પણ માંડી જોવા જાય, તે તો અખા નિજ છાયા પ્રાય. ૫૩૮

**રૂપધારી** રામ જોવા કાજ્ય, શરીરકૃત્ય કરતા બહુ બાજ્ય;
ધ્યે-ધ્યાતા થઈ આવે સે'જ, એ તો ચેતનમાં ગુણ છે જ;
જીવ-બ્રહ્મને હાથે સાહે, એહ અખા હોયે નહિ પ્રાયે. ૫૩૯

**વિચાર** અણલિંગી કયમ ઊપજે, જ્યમ કો નરને મહેલા ભજે;
ગ્રથલ થઇ જાએ તેની વૃત્ય, તેમ કેવલપણું પામે તુર્ત્ય;
ભાવના ફેર પડે છે મન, અખા નહિ કો સાક્ષી અન્ય. ૫૪૦

**પ્રાયે** સર્વ ચૈતન્યનો ઠાઠ, પણ સત્ય મિથ્યા રૂપે આઠકાઠ;
શેષ નાગ વૈકુંઠપર્યંત, જ્યમ મણિગણ બહુ ને એક જ તંત;
દેવ નર નાગ રૂપ સિદ્ધમાં ફેર, સમજે અખા ટળે અંધેર. ૫૪૧

---

બાંધવામાં આવે છે. એ સમાગમ વખતે એક સુંદર ને કદાવર ઘોડો પાસે રાખવામાં આવે છે અને ઘોડીને પાટો છોડ્યા પછી તે બતાવવામાં આવે છે. ઘોડીને જે વછેરું નીપજે છે, તે એ ઘોડાના અણસારનું હોય છે. **૫૩૭.** અનિર્વચની=વચનાતીત. જે મૂર્તિ, નામ, કર્મ, અને વચનથી પર છે તેનાં આ બધાં છે. ખરારે=ખરેખર. **૫૩૮.** ચક્ષ=ચક્ષુ. મુખ્ય=મુખો, સામે. **૫૩૯.** કાજ્ય=કાજ. શરીરકૃત્ય=શરીરનાં કામ. બાજ્ય=બાહ્ય-બહારનાં. **૫૪૦.** મહેલા=મહિલા, સ્ત્રી. વૃત્ય=વૃત્તિ. તુર્ત્ય=તુરત. **૫૪૧.** આઠકાઠ=ગમે તે લાકડું. સિદ્ધ=એક દેવજાતિ,

સર્વે એ કારજનાં રૂપ, પણ કારણ સમજવું તે જ અનુપ;
કારજ કીટ પતંગ બ્રહ્માય, કારણવડે સૌ ચાલ્યું જાય;
જે ઘટ અખા કારણ ઉલ્લસે, તે નર સ્વે થઇને વિલસે. ૫૪૨
લોક ચૌદ હીરાની ખાણ, ઓપાણો તે થયો નિરવાણ;
વણઓપાણે સૌ કાંકરા, જાતવિષે સર્વે આકરા;
જે ઘટ હવો પોતપ્રકાશ, તે અખા નોહે સ્વામી-દાસ. ૫૪૩
આડચ અવિદ્યા સૌને વિષે, તેણે આપોપું નવ ઓળખે;
ભરમે દેહઅધ્યાસી થયો, કર્મ કરી ચૌદ લોકે વહ્યો;
તેહ ભૂલ ટાળવા માટ, અખા ભક્તિ ઘાલી છે ઘાટ. ૫૪૪
જાણ્યું, જીવ નવધા આદરે, ભક્તિરસે કર્મરસ વીસરે;
ઈશ્વર સાથે રત બંધાય, તો કાંઈ સુરત ચેતનમય થાય;
ત્યાં સગુણભક્તિ ગાયો સાકાર, અખા મંડાણો મોહવ્યાપાર. ૫૪૫
ભક્તિ દેખાડી એટલા માટ, કર્મઘેનમાં પાડી વાટ;
જાણ્યું સૂધે મારગ જશે, સર્વાવાસ હરિને જાણશે.
અખા અવતારી ધ્યેયને બકે, તો પોતાથી છૂટી કયમ શકે? ૫૪૬
સર્વાવાસ જાણ્યાવિણ રામ, અખા થયું નથી કેનું કામ;
બીજી ભક્તિ તે મોહનો ઘાટ, રાજમારગમાં પડે છે વાટ;
પુષ્પિત વાણી તે મેવાસ, સુખસરખું પણ મહાઆયાસ. ૫૪૭
એક વસ્તુવિચાર વિચાર્યો મને, પારબ્રહ્મ જાણેવો જને;
આપ આદ્યે દઈ ચૌદે લોક, પંચભૂત કેરો સૌ થોક;
લોકલોક પ્રત્યે લોકપાળ, એવું ધામ અખા વિશાળ. ૫૪૮

---

૫૪૨. કારજ=કાર્ય. અનુપ=ઉત્તમ. પતંગ=પતંગિયાં. ૫૪૩. ઓપાણો=ઓપ-ચળકાટ પામ્યો. થયો નિરવાણ=બૂઝાઈ ગયો, મોક્ષ પામ્યો. ૫૪૫. નવધા=નવ પ્રકારની ભક્તિ. રત=રતિ, પ્રીતિ. સુરત=ધ્યાન. ૫૪૭. વાટ=ધાડ. પુષ્પિત=મઘમઘતી. આયાસ=દુઃખ. ૫૪૮. થોક=થોકડો.

વૈકુંઠ આદ્યે ઊંચા માળ, નીચા જોતાં આદિ પાતાળ;
તેમાં બલિયાની બલિયા બહુ, એક અધિપતિ ને પ્રજા સહુ;
અખા જોતાં એક માંડણી, પણ મહાકારણ તે અળગો ધણી. ૫૪૯
તે મહાનિધ સઘળે પોખાય, અવિરત પ્રવાહ ચાલ્યો જાય;
વિષ્ણુ બ્રહ્મા શિવ ને શેષનાગ, ઐશ્વર્ય અદકા ઓછા ભાગ;
ત્રિગુણાતીતવડે એ સહુ, અખા સમજે તો વારુ બહુ. ૫૫૦
લોક ચૌદ ત્રણ ગુણના કર્યા, અષ્ટાદશ વર્ણે આવર્યા;
એણે લેખે બહુ બ્રહ્માંડ, બ્રહ્માંડબ્રહ્માંડે બહુવિધિ માંડ;
લૌકિક લેખું એ ત્યાં કહ્યું, અખા અલૌકિક અળગું રહ્યું. ૫૫૧
જ્યમ ચિતારો ચિત્રશાળા કરે, અનંત ભાતનાં રૂપ ચીતરે;
અનંત આવેવ ભાવ ભેદ નામ, જોતાં ચિતારાનાં કામ;
દીઠી સુણી ભાત બહુ લખે, અખા ન નીપજે જોયા પખે. ૫૫૨
એ ચિતારાની પેરે નથી, સર્વ કાઢ્યું આપામાંહીથી;
રૂપે રૂપ સંચાર્યું આપ, તેણે ચૌદે વ્યાપ્યો વ્યાપ;
કળ ભરાવી ચૈતન્ય વિખે, તે માટે નાટક છે અખે. ૫૫૩
અદ્ભુત કળ ચિતારાતણી, આપે આપની નીપજ ઘણી;
બીજે બીજું ભરાતું જાય, ચૌદ લોકની નીપજ થાય;
થાય ભાત પણ સામર્થ્ય પોત, એમ અખા જોજો ઓતપ્રોત. ૫૫૪
અરૂપી રૂપે બહુ થયો, સ્વસ્વરૂપે જ્યમનો ત્યમ રહ્યો;
જ્યમ અગ્નિથી દીપક થાય, પછે દીવે દીવા ચાલ્યા જાય;
હુતાશન ત્યમનો ત્યમ અખે,એમ હાણવૃધ્ય નહિ ચૈતન્ય વિષે.૫૫૫

---

૫૪૯. બલિયા=બલિહારી ૫૫૦. અવિરત=અખંડ. વારુ=ઠીક. ત્રિગુણાતીત=ત્રણ ગુણની પાર એવો પરમાત્મા. ૫૫૧. અષ્ટાદશ= અઢાર. માંડ=માંડણી. લેખું=ગણતી, માન્યતા. ૫૫૨. આવેવ=અવયવ. ૫૫૪. સામર્થ્ય=શક્તિ. ૫૫૫. અરૂપી=રૂપરહિત. હુતાશન=અગ્નિ. હાણવૃધ્ય=હાનિ અને વૃદ્ધિ.

નાટકનો એમ નીપજે ભેદ, હું નથી કહેતો, કહે છે વેદ;
જેને સ્વસ્વરૂપ પામ્યાનો અર્થ, માયામોહ કરવો હોયે વ્યર્થ;
પ્રગટ પ્રમાણ કહે છે અખો, જાણો તે એ પેરે લખો. ૫૫૬
સુખિયા દુખિયા દીસે બહુ, પણ માયાના કીધા છે સહુ;
સુખિયા પલકે દુખિયા થાય, ધન તન લજ્જા પ્રીટી જાય;
રંક હોય તે થાયે રાય, અખા એ માયામહિમાય. ૫૫૭
માયાના મર્કટ બહુ લોક, પલકે સુખ ને પલકે શોક;
કપિને જેમ શણગાર્યો નટે, ભીખ મગાવે રહ્યો ચૌવટે;
અખા લે સર્વે ઉદ્દાલ્ય, કંઠ-દોરડી, પૂછે કાળ. ૫૫૮
પલકે રિધસિધ આવે ઘણી, જીવ જાણે હું સૌનો ધણી;
જ્યમ વરઘોડે મળ્યા બહુ વના, પલકેક રહીને થાયે ફના;
અખા માયા કરે ફજેત, ખાતાં ખાંડ ને ચાવતાં રેત. ૫૫૯
બાળકુપે ઘરડો અસંન, જેણે સત્ય માન્યું શમણાનું ધંન;
બાળક રમતને માને ફોક, ઘરડો સત્ય માને હર્ષશોક;
પશુ મૂવો કો ભૂત ન થાય, માણસ અખા અવગંત કહેવાય! ૫૬૦
પંચ ઇન્દ્રિયનું અતિશય જ્ઞાન, એ માણસને આપ્યું માન;
સામુનો તેનો ચડ્યો અહંકાર, કર્યા મૂક્યાનો રાખે ભાર;
અવળી સૂઝ અખા જીવની, અંતર માયા નહિ પીવની. ૫૬૧

---

૫૫૬. અર્થ=પ્રયોજન. ૫૫૮. પલકે=પલકમાં. કપિ=વાંદરો. ચૌવટે=ચાર રસ્તે, ચૌટામાં. ઉદ્દાલ્ય=ઉલ્લાળ. ૫૫૯. રિધસિધ=રિદ્ધિ-સિદ્ધિ. વના=વર (આ કચ્છી શબ્દ છે. મારવાડીમાં એને 'બનો' કહે છે. જૂના વખતમાં ગામના બધા વરો ભેગા થઇને પરણવા જતા, તેનો અહીં ઉલ્લેખ છે.) થાયે ફના=વેરાઈ જાય. ખાતાં... રેત=ખાતી વખતે જાણે ખાંડ લાગે, પણ ચવાઈ જતાં તે રેતી અનુભવાય! ૫૬૦. અસંન=અજ્ઞાન (અસંજ્ઞ). બાળકપે...ધન=ઘરડો તો બાળકથી પણ વધારે અજ્ઞાન છે. તેણે તો શમણાના ધનને સાચું માન્યું છે! ૫૬૧. પીવની=સમર્થ.

કાંઇ ન દીસે જીવને હાથ, થઈ બેસે તે સૌનો નાથ,
ધન તન દોલત ઊડી જાય, રહ્યો રુએ પણ કાંઇ ન રખાય;
મરડે મૂછ પણ માંહે કિલબ, અખા એહનું લક્ષણ જીવ. ૫૬૨

નાટક ચાલે માયાતણું, સકલ જીવ શણગાર્યો ઘણું;
કાળ ફેરવે ચૌદ ચૌવટે, એકને આપે એકનું ઝટે;
અખા વગૂવે માયા કાળ, જાણ પંડિત શ્રીવંત ભૂપાળ. ૫૬૩

બાળક જ્યમ રમાડે શ્વાન, દૂરથકી દેખાડે ધાન;
પૂંછ હલાવે ચાટે લાળ, ઊંચું કરી ભરાવે ફાળ;
લલચાવ્યો દેશાંતર જાય, અખા એમ રમાડે માય. ૫૬૪

આશા જનને બહુ પરભવે, દેવ આગળ જઇ દુઃખ દાખવે;
દશે આંગળાં મુખમાં ધરે, દીનવચને નેત્રે નીર ભરે;
ત્યાંથી ટાંક ન પામે ધૂળ, અખા લાલચે ન મળે મૂળ. ૫૬૫

કહે અમને કોણ શકે છેતરી, એવું બાંધે બિરદ આદરી;
ક્ષણે ક્ષણે લૂંટાતો જાય, ધન તન સજજન સૌને ખાય;
છાનો નહિ પ્રગટ ઠગે કાળ, પંડિત જાણ શ્રીવંત ભૂપાળ. ૫૬૬

ઝૂંટી લે રાજાનાં રાજ, તપસીનાં તપ કરે અકાજ;
શ્રીવંતકેરા ધનને હરે, પંડિતની વિદ્યા ભક્ષ જ કરે;
યુવતીનાં યૌવન હરે કાળ, તોયે અખા નવ જાગે બાળ. ૫૬૭

જ્યમ કાગળમાંથી જાય કપૂર, ત્યમ સોખે સૌને એનું નૂર;
ગર્વ ગાહુવા મોહકમ જાણ, સૌને પીલે એકે ઘાણ;
ખોખાં કરી નાખે તત્કાળ, અખા એવો કરડો કાળ. ૫૬૮

---

૫૬૨. કિલબ=નપુંસક. ૫૬૩. ઝટે=ઝૂંટવે. શ્રીવંત=શ્રીમંત. ભૂપાળ=રાજા. ૫૬૪. ધાન=અનાજ. માય=માયા. ૫૬૫. પરભવે= લાચાર કરે. ટાંક=થોડી પણ. ૫૬૭. ઝૂંટી લે=ઝૂંટવી લે. અકાજ= નકામું. બાળ=નાદાન. ૫૬૮. સોખે=શોષે. નૂર=હીર, તેજ. ગાહુવા= ગહિયા. મોહકમ=મૂંગો; મોઘમ. ઘાણ=ઘાણી. કરડો=આકરો, સખત.

ઘોડાપૂર આવે જ્યમ નદી, ત્યમ ક્ષણુમાં સંપત દીસે વધી;
પળમાં તેનો થાય વરો, જેવો છાશ તણો આફરો;
એમ સંસાર આવે ને જાય, અખા તેહને ક્યાં પ્રતિવાય? ૫૬૯
સહિત દેશ વૈકુંઠ ગયા રામ, કુળ લઈ કૃષ્ણુ પોં'ચ્યા નિજધામ;
તો પ્રાકૃત જીવતણી શી વાત? એ તો મોટે ઠામે ઘાલ્યો ઘાટ;
થયો પદારથ ટાળે કાળ, વળગ અખા નિર્ગુણુની ચાલ. ૫૭૦
પુણ્ય પાપ લખિયાં ઋષિજને, જેણે જેવું માન્યું મને;
બ્રાહ્મણુ કહે સત્ય કરવા યજ્ઞ, પશુવધ કીધે હોય પુણ્ય;
જૈન કહે એ હિંસા પાપ, અખા ધર્મ પણુ જૂજવા થાપ. ૫૭૧
લખ્યા પ્રમાણે સૌ કો વહે, ધર્મ રાખવા સૌનું હૃદે;
બોલ્યું ન મળે કેનું એક, આપઆપણી રાખે ટેક;
જાંગડ રાખી સૌ આચરે, અખા સૌ કો વદતા મરે. ૫૭૨
મનીશપેં દેવ ઉત્તમ લખે, ત્યાંહાં મદ્ય માંસને એ ભખે;
તેને માથે ન ગંણે પાપ, બલિ આપીને સૌ કહે બાપ;
અખા ઘેન એ ચાલ્યું જાય, રામ જાણે નિસ્તારો થાય! ૫૭૩
બહુ સામર્થ્ય હોય છે જ્યહાં, બુધ્યનું બળ નહિ ચાલે ત્યહાં;
દેવી દેવ રાક્ષસ સિદ્ધિવંત, તેનાં ચરિત્ર ન સમજે જંત;
તેને શિર ન ગણાયે પાપ, અખા બુધ્ય લગણુ આલાપ. ૫૭૪
બુધ્ય પ્રમાણે લખી લખી ગયા, બુધ્ય પ્રમાણે વાંચ્યે રહ્યા;
બુધ્ય પ્રમાણે સૌ સાંભળે, બુદ્ધયાતીતથી સૌ ચળવળે;
તેને અખા સમજે તે કોય, જે પરાતીતથી પોષણુ હોય. ૫૭૫

---

૫૬૯. ઘોડાપૂર=ઘોડાને વેગે આવતું પૂર. સંપત=સંપત્તિ. વરો=ખર્ચ, વપરાશ. પ્રતિવાય=પ્રત્યવાય, અડચણ, અકટાયત. ૫૭૦. કુલ=કુટુંબ. પ્રાકૃત=સામાન્ય. ૫૭૩. મનીશપેં=મનુષ્યથી. ઘેન=કેફ. નિસ્તારો=મોક્ષ, ઉદ્ધાર. ૫૭૪. આલાપ=બોલવું. ૫૭૫. બુદ્ધ્યાતીત=બુદ્ધિથી અતીત–પાર. ચળવળે=ચળવળ કરે. પરાતીત=પરથી અતીત, પરથી પાર એવું બ્રહ્મ. લખી લખી=લક્ષીને લખી.

જે અરૂપ અગ્નિ રહે ચકમક વિષે, તે પ્રગટ થયા પછી સૌ લખે;
રૂપ ધરી બહુ પ્રાક્રમ કરે, બુધ્ધ્યવિલાસ સૌ કે આદરે;
પણ પ્રગટ્યાને કાળની દધા, અરૂપ અખા સદોદિત સદા. ૫૭૬
અરૂપી અગોચરથો બળ કરે, દ્રુમ વિષે જેમ નીર પરવરે;
થડ મૂળ શાખા પત્ર ફૂલ, રગરગે નીર ચડ્યું અમૂલ;
પાણી સદા અખા અવિનાશ, પણ થૈ આવ્યું તે થાયે નાશ. ૫૭૭
ફળ જોવા હીંડે નીરને, પણ ક્યમ દેખે અંતરશીહરને?
ફળસ્થાનિક દેહાદિક રૂપ, અને જળસ્થાની તે વસ્ત અરૂપ;
અખા જોતાં સર્વે રામ, પણ ઊપન્યું તેટલે રૂપનામ. ૫૭૮
અખા એમ ધરીજો ધ્યાન, આફણિયે જડશે સ્વસ્થાન;
બીજું તે મનની શોચના, અંતરજાડ્ય ન ટળે શોચના;
પરાપાર પ્રાણેશ્વર નાથ, નહિ સમજે તે ઘસશે હાથ. ૫૭૯
પિંડ શોધે પ્રાણેશ્વર જડે, બીજું તેને રૂપક ચડે;
પ્રત્યક્ષ સિદ્ધ સેવક બહુ સ્વાદ, પરોક્ષ ઉમેદ કરે બહુ વાદ;
ગળી ચોપડી સઘળી વાત, લૂખો રામ અખા સાક્ષાત્. ૫૮૦
રામ નોહે પ્રત્યક્ષ પરોક્ષ, સ્વયં રહેશે આપોપું શોષ;
ત્રિગુણ ધુમાડે આંખ બહુ ભરી, ચૌદે લોક રહ્યો આવરી;
આતમ અખા સદોહિત સદા, એ તો જીવને ત્રિગુણની લાગી દધા.

---

૫૭૬. દધા=પીડા. સદોદિત=સદા+ઉદિત, હમેશાં ઉદય પામેલ. ૫૭૭. અગોચરથો=અગોચર રહીને. દ્રુમ=ઝાડ. પરવરે=ફરે, પ્રસરે. પત્ર=પાંદડાં. ૫૭૮. ફળસ્થાનિક=ફળને સ્થાને. અંતરશીહર=અંતરમાં રહેલી સેર. ૫૭૯. સ્વસ્થાન=પોતાનું સ્થાન. શોચના=વિચાર, શોક. અંતરજાડ્ય=અંતરનું જાડાપણું. ૫૮૦. રૂપક=એક જાતનો અર્થાલંકાર. એમાં ઉપમેયને ઉપમાન સાથે અભિન્ન વર્ણવવામાં આવે છે. ગળી ચોપડી=મીઠી, ગોળ ઘાલેલી. ૫૮૧. શોષ=શોષી લે, દૂર કર. ત્રિગુણ ધુમાડે=ત્રણ ગુણરૂપી ધુમાડાથી.

**સૂઝ** પડી તે સમઝે સાર, અન્ય કલ્પે ઉપલો વહેવાર;
વાદળ ખોખું શોષે નીર, કાદવમાંથી પીએ હીરઃ
એમ પ્રપંચ પરમેશ્વર લહે, અખો દેખી ચાખી કહે. ૫૮૨

**સ્વામી** અખાનો સઘળે મળે, લોક ચૌદે તેમાં આફળે;
બ્રહ્મા આયુષ પંથમાં જાય, તોયે રામકૂપ પૂરું ન મપાય,
એવું અદબદ એળે જડયું, તે માહેલું સર્વે ઘાટે ઘડયું. ૫૮૩

**અખા** અદ્‌ભુત મોટી વાત, પ્રાકૃત જીવ કહે ઉત્પાત;
ભવ્ય જીવ કહે એ ભલું, સિંહનું બાળ રમે એકલું;
કેશરીકેરી મોટી ફાળ, પ્રાકૃત જીવ બિયે શિયાળ. ૫૮૪

**પ્રાયે** પરમેશ્વર છે મનાતીત, પાણીથી અળગેરું શીત;
શીતયોગે જેમ નીર જમાય, તે ઉપર સૌ હીંડી જાય;
વસ્તુવડે એમ જાણો મન, એમ અખા સમજે હરિજન. ૫૮૫

**જળ** જામે ને જળ વીઘરે, તે બાધી અવની પરવરે;
હિમ ન દીસે તેમાં રંચ, ત્યમ એ જાણો મનના સંચ;
ત્યાંહાં હિમ તેમ ઈહ્યાં રામ, અખા મન સત્તાનાં કામ. ૫૮૬

**અખા** લાઘવ સમજ્યા માંહે, જો અંતર્યામી થાયે સાહે;
સાંમો હોય તો સાહે હાથ, પોતે પોતામાં લેહવો નાથ;
છે હુમાયુ પંખીની પઠે, કોય હેતુવાદ કરશો મા હઠે. ૫૮૭

**અગ્નિ**કાષ્ઠ મેલીને પંખ, ઉપર ઉડ્ડી નાખે નસંક;
નિજ ઇચ્છાએ બાળે કાય, સ્વાંતબિંદ ફરી પરગટ થાય;

---

૫૮૨. ખોખું=પોલું. હીર=સત્વ. ૫૮૩. પંથમાં=રસ્તામાં. બ્રહ્માનું આખું આયુષ્ય ચાલ્યું જાય, તોપણ રામના કૂપનું–કૂવાનું–માપ આવી શકે એમ નથી. એળે=સહેજે. ૫૮૪. ઉત્પાત=તોફાન, આપત્તિ. ૫૮૫. મનાતીત=મનથી પાર. શીત=ઠંડી. ૫૮૬. વીઘરે=ઓગળે, પ્રવાહી થાય. હિમ=બરફ. સંચ=કરામત. ૫૮૭. લાઘવ=થોડામાં ખુલાસો. હુમાયુ પંખી=અનલ પંખી. હેતુવાદ=ખોટી તર્કબાજી.

એમ અખા હોય બ્રહ્મવિચાર, ઉત્પત્યલય ઈહાં હું–તું સંસાર.૫૮૮

**અખે** વિચાર્યું મનને સાથ, જે કાંઈ ન દીસે તારે હાથ;
તો ફાંસુ શીદ રાખે મામ, કશું ન નીપજે તો શું કામ?
શરીર તારું તારે વશ નહિ, તો બહાર બળ દેખાડે કહીં? ૫૮૯

**ઇંદ્રી** વણસે વણસે કાય, ગમે નહિ, વાળ ધોળા થાય;
સ્વર્ગ સુધી તે ઘાલે હામ, અને પોતાનું ન સચાયે ચામ;
ફોકટ ગાડાં લૂંટી પઠચે, અખા કોય ન પાડે ભઠચે. ૫૯૦

**અખા** ઇચ્છે જો આતમભોગ, નિવૃત્તિ વિના તે ન મળે જોગ;
કથે જ્ઞાન પણ બાંધ્યો વાગ, તેણે મુક્ત ન પામે જાગ્ય;
મૂએ મુક્ત હશે તેમ હશે, જીવતે વાઘ તો પાંજર વસે. ૫૯૧

**છૂટા** શા પણ બાધા નેટ, જેમ શકરાને દોરો પેટ;
ઊડે ખરો પણ આઘો નવ જાય, પેટે બાંધ્યો દોરો તણાય;
અખા એમ છે નિવૃત્તિ વિના, જીવને તે ન ટળે એમના. ૫૯૨

**અજ્ઞાનીથી** જ્ઞાની ભલો, જે મનવડે ચુકાવ્યો કલો;
પણ વર્તવા પ્રવૃત્તિમાં ધાંખ, જેમ પોપટને કાઢી છે પાંખ;
કદાચ અખા તે ઊડી જાય, પાછો તેને પ્રવૃત્તિ સાય. ૫૯૩

## અજ્ઞાન અંગ

**અજ્ઞાને** જે પહેરે વેષ, બહાર નીકળે દેખાદેખ;

---

૫૮૮. પંખ=પંખી. ઉડ્ડી=કૂદકો. નસંક=નિઃશંક. સ્વાંતબિન્દ=સ્વાતિ નક્ષત્રમાંનું મેઘબિન્દુ. અનળ પંખી અગ્નિમાં બળી સ્વાતિબિન્દુ થાય છે. પછી વરસીને મોતી બને છે. આ કલ્પના છે. ૫૮૯. ફાંસુ=ફોગટ. મામ=મમતા, માયા. ૫૯૦. પઠચે=જતાં. ભઠચે=ભટ–વાગ્બાણ–પણ. ૫૯૧. વાગ=જાળ. મુક્ત=મુક્તિ. પાંજર=પીંજરું. ૫૯૨. બાધા=બંધન. નેટ=નક્કી. શકરાને દોરો પેટ=બાજ પક્ષીને પેટે દોરો બાંધ્યો હોય તેમ. એમના=સંકલ્પવિકલ્પ; નારાજી. ૫૯૩. કલો=કજિયો. ધાંક=ઝંખના, ધખના. સાય=પકડે, સાહે.

જેમ વાઘ ગૌધણને હણ્યો, વર્તે તેમાંહે રહી ભળ્યો;
તેને આમિષનો આહાર, પ્રસંગ મળે અખા પ્રતિકાર. ૫૯૪
પ્રવૃત્તિનિવૃત્તિની અળગી વાત, વિચારવિના નવ આવે ઘાત;
જેમ કો ભાડે રથ બેઠો જાય, બળદ મરે કે રથ કટકા થાય;
નોહે ચિંતા તેને પ્રતિકાર, અખા જેને સત્ય વિચાર. ૫૯૫
પ્રવૃત્તિનિવૃત્તિને બેઠો વરી, જેમ વેશ્યા રાખી ઘરૂણી કરી;
પ્રસંગ મળે કરતી તે કરે, વિચારવિના સૌ એમ આચરે;
મન ઇંદ્રિય ત્યાં ન કરે કહ્યું, અખા એમ એકવાહ્યું વહ્યું. ૫૯૬
યથારથ વર્તે તો જ્ઞાન, જેમ કો રંક થયો રાજાન;
જેમ કરતો તેમ વળતું કરે, જૂઠું છળ વિક્રમ આચરે;
અખા કરી ન જાણ્યું રાજ, શું થયું જો પામ્યો સાજ? ૫૯૭
જો અખા ઓળખે આતમા, તો સર્વ વાતની ભાગે તમા;
કરે લાલચ લોભ જૂઠો પ્રતિકાર, સૂર્યધામમાં નોહે અંધકાર;
શીખી સાંભળી વાતો કરે, પોતે અગ્નિ કયમ ટાઢે મરે! ૫૯૮
જ્ઞાનતણો છે સત્ય ઉપદેશ, ત્યાં તો જૂઠું ન રહે લેશ;
સાચી કથણી કથતા જાય, ઉદરઅર્થે કરે અન્યાય;
કહે અખો એનું શું ભણ્યું, ગુંજાતાપ વાનરતાપણું. ૫૯૯
જ્યારે જ્ઞાનનો ઊગ્યો રવિ, રાત્ય ગઈ રત પ્રગટી નવી;
કૃત્ય જાયે અંધારાતણાં, જે મોહનિશામાં કરતો ઘણાં;
અખા નોહે દરિદ્રની વાત, અમૃત કે ભોગ કે લાંઘણ સાત. ૬૦૦

---

૫૯૪. આમિષ=માંસ. પ્રતિકાર=ઉપાય. ૫૯૬. ઘરૂણી=સ્ત્રી. એકવાહ્યું=ગાડરિયું. ૫૯૭. યથારથ=યોગ્ય. રાજાન=રાજા. છળ=કપટ, છેતરપિંડી. વિક્રમ=પરાક્રમ. તમા=ફિકર. ૫૯૯. ઉદરઅર્થે=પેટને માટે. ગુંજાતાપ વાનરતાપણું=ગુંજા એટલે ચણોઠી. તેને ચકચકતી જોઇને વાંદરાઓ તેને અગ્નિ માની તાપવા બેઠા હતા, એવી કથા છે. ૬૦૦. રત=ઋતુ. કૃત્ય=કામ. મોહનિશા=મોહરૂપી રાત્રી. લાંઘણ=કડાકા.

**આતમનું** તે કરે અકાજ, સંસારની તે રાખે લાજ;
દેહસુખને આતમસુખ કહે, જેમાંનું કાંઈએ નવ રહે;
જીવને મરતે છે જેવડે, એક સત્ય વાકયે તેશું ત્રૂટ પડે. ૬૦૧
**ધન** આયુ વિદ્યા બળ રૂપ, સુરચાતુરી ન્યાય-સિદ્ધ ભૂપ;
જ્ઞાન ભક્તિ વિવેક વૈરાગ્ય, ચોરી વ્રત તીરથ તપ ત્યાગ;
અખો કહે સર્વે અજમાલ્ય, જોતાં આપે આપનો માલ. ૬૦૨
**જીવ** જીવને રહે અનુમાન, જયમ તાણ્યું ધનુષ આવી રહે કાન;
જે જે દ્વારામાં જીવ ભળે, તેહ જ રૂપી કળણમાં કળે;
મૂલગું અખા અહબહ છે ઓજ, સમજે તો સમજી લે ચોજ. ૬૦૩
**જેને** નથી રૂપ ગુણ નામ, જોતાં તેનાં સઘળાં કામ;
પસર્યું આપ વિચિત્રતા ભાત, વેદે કહી એ મુખની વાત;
બહુ મુખનો મોટો મહારાજ, તો અખો શું કહે તેનાં કાજ? ૬૦૪
**પ્રણવ**પ્રકારે ઘાલ્યો ઘાટ, એકવાહી દેખાડી વાટ;
જે છે તે ત્યાં અસંખ્યાત, શબ્દે કહિયે શબ્દની વાત;
જે છે તેને અખો કેમ કહે? તેની વાત તો તેહ જ લહે. ૬૦૫
**કહે** અખો મૂકી નિઃશ્વાસ, હું તો છું તારો આભાસ;
તારી વાત કરે છે તું, ઓછાંયો મધ્યવર્ત હું;
બહુ તેજ મધ્યે હું રહ્યો, ત્યારે શેષ ઓછાંયો ગયો. ૬૦૬
**અખા** સઘળો વસ્તુવિનોદ, હાંસી હો કે તત્ત્વાવબોધ;
પોતાની ઠગ પોતા સાથ, ઇચ્છા અમલ ખાધો તેં હાથ;
તારું ઘેલપણુ તે તે હું, સાજો તે ત્યાં તુંનો તું. ૬૦૭

---

૬૦૧. મરતે=મૃત્યુ. ૬૦૨. સુરચાતુરી=સ્વરચાતુરી. અજ-માલ્ય=માયાનાં ફૂલ. ૬૦૩. કળણમાં કળે=કાદવમાં ખૂંચી જાય. ચોજ=સૂક્ષ્મ રહસ્ય. ૬૦૪. મુખની વાત=મુખ્ય વાત. ૬૦૫. પ્રણવ=ૐકાર. એકવાહી=એક બાજુની. અસંખ્યાત=અણગણ. ૬૦૬. મધ્ય-વર્ત=મધ્યવર્તી, મધ્યમ રહેનારો. ૬૦૭. તત્ત્વાવબોધ=તત્ત્વનો બોધ. ઠગ=છેતરપિંડી. અમલ=અફીણ. હું=હુંપણું.

**એમ** અખા સહિયારી વૃત્ય, હાથોહાથ દીસે છે તુર્ત;
નટતણી હાલે આંગળી, હું હાલું જાણે પૂતળી;
તેને બોલ પોતે નટ કહે, ઊંડે વિચારે અમથું રહે. ૬૦૮

## મુક્તિ અંગ

**મુક્તિ** પામવા મુખ્ય વૈરાગ, જો બેઉ પાસથો છૂટે રાગ;
દયેધ્યાતાથી આઘો વટે, તે અનુભવતાં ચોકચોવટે;
બીજી અખા રસાળી વાત, સર્વાતીત નોહે સાક્ષાત. ૬૦૯
જે કીજે તે સર્વે રાગ, રાગ વિના નવ ઊપડે પાગ;
રાગ જે વારે પાછો વળે, તે વારે નિજ આતમને મળે;
દૃષ્ટ પદારથશું વૈરાગ, ત્યારે અખા જડે તુજ ત્યાગ. ૬૧૦
**જન** જાણે છે જે વૈરાગ, તે ત્યાં સામો ઊપજે રાગ;
વૈરાગ્ય હોય ત્યાં નોહે દ્વેષ, તે ત્યાં સામો વાધે ક્લેશ;
આપોપાનો થાયે ત્યાગ, ત્યારે અખા સાચો વૈરાગ. ૬૧૧
જેહવડે તપ તીરથ કરે, વિષયભોગ કે સુખ આદરે,
જેણે કરી નીપજે બહુ કામ, તે શોધી કાઢવો ઠામ;
તે વિણ જાણો રાગ વિરાગ, અખા ઊછળી ભાંગવો પાગ. ૬૧૨
**જયમ** ત્યમ કરી સમજવો મર્મ, હું તે શું ચૈતન્ય કે ચર્મ?
એ સમજવું પહેલું જને, પછે ઘેર રહેજે કે જાજે વને;
એ સમજ્યાવિણુ ગૃહસ્થ અતીત, વર વિહવા વણુ ગાવાં ગીત. ૬૧૩
**સમજણુમાં** નથી રાગ વિરાગ, જ્યમ વાયુ હીંડે વિના પરાગ;
લોક ચૌદ લગી વાપરે, સમજણુથી અર્થ સઘળો સરે;
અખા રામ નથી ઘેર કે વને, જ્યાં મળે ત્યાં પોતા કને. ૬૧૪

---

૬૦૮. સહિયારી વૃત્ય=સાથે રહેતી વૃત્તિ. ૬૦૯. ચોકચોવટે= છડેચોક. ૬૧૦. પાગ=પગ. ૬૧૩. અતીત=સંન્યાસી. વિહવા= વિવાહ. ૬૧૪. પરાગ=સુગંધ. વાપરે=ફેલાય.

**પાદુ**, પાણ્ય, નેત્ર, મુખ, નાક, સકળ અંગનો કરજો તાક;
એમાંનું એકે જો જાય, ધણી માટે જીવે ન રખાય;
અખા ન દીસે તારો લાગ, તો પર સાથે શો રાગવિરાગ? ૬૧૫

**વે'લ** પિયારી બેઠો જન, હું જ ધણી એમ માને મન;
કાળ સદા ખેડે સારથિ, બેઠો ફરે અવિનાશી રથી;
અખો એમ જાણે સઘળી મંડ, લેવું મૂકવું ટળે પાખંડ. ૬૧૬

**ગેબી** નીપજ થઇ પિંડતણી, ત્યારે તું ત્યાં નોતો ધણી;
સેજે ઊપન્યું વંઠ્યું તન, ત્યારે કાંઈ ન ચાલ્યું મન;
વચ્ચે શિદ પાડે છે દાગ, અખા કશો તુજ રાગવિરાગ? ૬૧૭

**ઉપરછલો** મારગ લે અખા, નહિ કો સાથી નહિ કો સખા;
ધણી થયામાં સઘળો ધંધ, જેમ રૂપ દેખે જનમઅંધ;
ગગનગામીને નહિ અટકાવ, ભૂવર્તીને બહુ ભેદભાવ. ૬૧૮

**ઊંઘ્યાને** સ્વપ્નાંતર ઘણાં, ઉત્તમ મધ્યમ જે વેદે ભણ્યાં;
પણ જાગ્યા ઊંઘ્યાથી અળગું હૃદે, ત્યાં અખો આરોપી વદે;
સમજ્યાને છે સરખું સદા, અણસમજ્યો ભોગવે આપદા. ૬૧૯

**અખા** જે નર રહે અમન, તેશું કરવું સર્વ ગમન;
જ્યમ જિહ્વા પંચામૃત ખાય, ખાતી કરતી કહીં ન લેપાય;
વણ ખાધ્યે કર થાય ચીકણો, એવો ભેદ અણલિંગીતણો. ૬૨૦

**અખા** અણલિંગી વાત અઘાત્ય, લિંગી નરને નહિ તે સાધ્ય;
સકળ લોક તે વૃક્ષ કરી કહે, પણ તે ન કહે જે બીજે રહે;
જોતાં સઘળો લક્ષમાં ફેર, લક્ષ ઉદ્યોત ને લક્ષ અંધેર. ૬૨૧

---

**૬૧૫.** પાદુ, પાણ્ય=પગ અને હાથ. તાક=તર્ક, વિચાર. **૬૧૬.** વે'લ=રથ, ગાડી. પિયારી=પારકી. રથી=રથમાં બેસનાર. **૬૧૭.** દાગ=દાહ, ઊંબાડિયું. **૬૧૮.** જનમઅંધ=જન્મથી આંધળો. ગગનગામી=ગગનમાં જનાર. ભૂવર્તી=પૃથ્વી ઉપર રહેનાર. ધંધ=ધમાલ, લપ. **૬૧૯.** સ્વપ્નાંતર=એક ને બીજાં સ્વપ્નો. **૬૨૧.** ઉદ્યોત=પ્રકાશ.

**સામો** કો દુઃખદાતા નથી, જ્યમ તાળી ન પડે એકહથી;
સ્વપ્ને દીસે નર અનંત, જે જ્યમ અછતાં પ્રગટે જંત;
અખા વસ્તુપણે જાગશે, તેને એનો અનુભવ હશે. ૬૨૨

**અણછતો** દ્વેષ ને અછતો રાગ, રાગદ્વેષ માયાનો ભાગ;
જે તજશે તે દ્વેષે કરી, જે ભજશે તે રાગ આદરી;
સ્વસ્વરૂપ ત્યાં બેઉએ નથી, ગુરુલક્ષે અખા જો ઘેરથી. ૬૨૩

**પ્રવૃત્યનિવૃત્યના** સઘળા વેશ, ભિક્ષુક થા કે થા નરેશ;
રમત રમે છે માયા કાળ, મધ્ય અહંકાર વહે છે ગાળ;
મહાનિધમાં રાજાની દ્દષ્ટ, અખા રમત પામે પુષ્ટ. ૬૨૪

**કારણદૃષ્ટિ** હોયે જંન, તેનો અનુભવ નોહે અસંન;
દેખે કિરણ સરીખાં સૂર, જેનું વસ્તુવિષે છે ઉર;
અખા ચક્ષુ આંજે ગુરુદેવ, તે કાંઈ સમજે એનો ભેવ. ૬૨૫

**સમજ્યું** તે અણસમજ્યું થાય, અણસમજ્યું સરખું સમજાય;
એની કોએ દે નહિ સાખ, અનુભવ જે ઊપન્યો તે દાખ;
નિજ ઘરવરતી જે કો હશે, અખા તે એહમાં પહોંચશે. ૬૨૬

## ફુટકળ અંગ

**તિલક** કરતાં ત્રેપન વહ્યાં, જપમાળાનાં નાકાં ગયાં;
તીરથ ફરી ફરી થાક્યાં ચર્ણ, તોયે ન પહોંચ્યો હરિને શર્ણ;
કથા સુણી સુણી ફૂટ્યા કાન, અખા તોય ન આવ્યું બ્રહ્મજ્ઞાન. ૬૨૭

**એક** મૂરખને એવી ટેવ, પથ્થર એટલા પૂજે દેવ;

---

૬૨૨. એકહથી–એક હાથે. ૬૨૩. બેઉ=રાગદ્વેષ. ૬૨૪. પ્રવૃત્યનિવૃત્ય=પ્રવૃત્તિનિવૃત્તિ. ભિક્ષુક=ભિખારી. નરેશ=રાજા. મહાનિધ=મહાનિધિ. દ્દષ્ટ=દૃષ્ટિ. પુષ્ટ=પુષ્ટિ. ૬૨૫. અસંન=અજ્ઞાન. સૂર=સૂર્ય. ભેવ=ભેદ, મર્મ. ૬૨૬. દાખ=દાખવ. ઘરવરતી=ઘરમાં રહેતો. ૬૨૭. તિલક=ટીલું. ત્રેપન વહ્યાં=અનેક વર્ષો ચાલ્યાં ગયાં.

પાણી દેખીને કરે સ્નાન, તુલસી દેખી તોડે પાન;
એ તો અખા બહુ ઉત્પાત, ઘણા પરમેશ્વર એ ક્યાંની વાત? ૬૨૮
મુક્તિ બંધ પૂછે મતિમંદ, શોધી જોતાં સ્વે ગોવિંદ;
આણુ પિંડમાં હું કે હરિ, જો જુવે અખા નર્ત કરી;
બંધ મોક્ષ ન કરે ઉચ્ચાર, આકાશકુસુમનો નોહે હાર. ૬૨૯
પિંડ જોતો કો મુક્તો નથી, ત્રિવિધ તાપ ભોગવે ઘેરથી;
સકળ જ્યારે ઇંદ્રીપેં છૂટ રમે, રાગદ્વેષ કોએ નવ દમે;
સત્ય સંકલ્પ ને અમ્મર કાય, સર્વ રૂપ જાણે મહિમાય;
ત્યારે અખા મુમુક્ષુશું મંન, જાણે તો જાણી લે જંન. ૬૩૦
જે ધરી આવ્યો ભૌતિક કાય, દેવ નર નાગ કહ્યો નવ જાય;
કાળસત્તામાં તે ત્યાં ખરો, એ તો મન કાઠો કાંકરો;
મન વચન કર્મ હરિમાં ઢાળ, અખો સમજ્યો અંશે સોળ. ૬૩૧
ગહન ગતિ છે કાળ જ તણી, જેણે જે જે વાતો ભણી;
તે તેનાં પામ્યાં પરમાણ, પરછંદાની પેરે જાણ;
મહા દુર્ધર્ષ અગમ્ય અગાધ્ય, અખા જીવને નાવે સાધ્ય. ૬૩૨
અનુભવી આગળ વાદ જ વદે, ઊંટ આગળ જ્યમ પાળો ખદે;
ઊંટતણાં આઘાં મેલાણ, પાળાના તો છંડે પ્રાણ;
અખા અનુભવી ઈશ્વરરૂપ, સાગર આગળ શું કૂદે કૂપ? ૬૩૩
આવી નગરમાં લાગી લાય, પંખીને શો ધોખો થાય?

---

૬૨૯. મતિમંદ=મંદ મતિવાળો, ઓછી અક્કલવાળો. નર્ત=નૃત્ય, લીલા. આકાશકુસુમ=આકાશમાંનાં ફૂલ. ૬૩૦. મુક્તો=મુક્ત, છૂટો, ત્રિવિધ=ત્રણ જાતનો. ૬૩૧. ભૌતિક=પંચ મહાભૂતોને લગતી. કાઠો=કરડો. ૬૩૨. પરછંદો=પડઘો. દુર્ધર્ષ=જેની સામે ન થઈ શકાય એવું. અગમ્ય=સૂઝે નહિ—કળાય નહિ એવું. સાધ્ય=સાધી શકાય એવું. ૬૩૩. પાળો=પગે ચાલનારો. ખદે=દોડે. મેલાણ=મુકામ. છંડે=ખાંડે, ભાંગે. કૂપ=કૂવો.

ઉંદર બિચારા કરતા શોર, જેને નહિં ઊડવાનું જોર;
અખા જ્ઞાની ભવથી કેમ ડરે, જેની અનુભવપાંખ આકાશે ફરે ? ૬૩૪

જોજો રે મોટાના બોલ, ઊજડ ખેડે વાજ્યું ઢોલ;
અંધે અંધ અંધારે મળ્યા, જ્યમ તલમાં કોદરા ભળ્યા;
ન થાયે ઘેંસ કે ન થાય ધાણી, કહે અખો એ વાતો અમે જાણી. ૬૩૫

આંધળો સસરો ને સણુગટ વહુ, એમ કથા સાંભળવા ચાલ્યું સહુ;
કહ્યું કાંઈ ને સમજ્યું કશું, આંખનું કાજળ ગાલે ઘશ્યું;
ઊંડો કૂવો ને ફાટી બોખ, શીખ્યું સાંભળ્યું સર્વે ફોક. ૬૩૬

વ્યાસ વેશ્યાની એક જ પેર, વિદ્યા બેટી ઉછેરી ઘેર;
વ્યાસ કથા કરે ને રડે, જાણે જે દ્રવ્ય અહંકેરું જડે;
જો જાણે વાંચ્યાની પેર, તો અખા કાં ન વાંચે પોતાને ઘેર ? ૬૩૭

ગજા પ્રમાણે પરમોધે જીવ, બંધનમાં રાખે સદૈવ;
સાચી વાતને સંત જ વદે, તેને મૂરખ ઊલટો નંદે;
અખા આંધળે લૂટયો બજાર, મતિગુરુનો એવો વિચાર. ૬૩૮

જગતપ્રમોદીને દાઝ નવ ટળે, કોવાડામાંથી કાઢચે જળે;
સમજુને છે સરખો ભાવ, તે ગુરુના મનમાં અભાવ;
એમ જાણીને રીસે બળે, અખા તે જ્ઞાનીની નિંદા કરે. ૬૩૯

વિષયી જીવથી પ્રીત જ કરે, તત્ત્વદર્શી ઉપર અભાવ જ ધરે;
ખાનપાન વિષયાદિક ભોગ, તત્ત્વદર્શીને સર્વે રોગ;
અખા તે ગુરુના મનમાં ખરા, જીવ આવકાર દઈ બેસારે અરા. ૬૪૦

---

૬૩૪. ધોખો=ચિંતા. શોર=અવાજ. ભવ=સંસાર. ૬૩૫. ઊજડ ખેડે=ઊજડ ગામમાં. ૬૩૬. સણુગટ=ઘૂમટો; અહીં ઘૂમટો તાણેલી. ૬૩૮. પરમોદે=પ્રમોદે, આનંદ કરે. નંદે=નિંદે. મતિગુરુનો=ગુરુની મતિનો. ૬૩૯. જગત પ્રમોદી=જગતમાં આનંદ માનનાર. દાઝ= ખીજ, ખાર. કોવાડામાંથી=કોવાણભરેલી જગ્યામાંથી. જળે=બળે. ૬૪૦. તત્ત્વદર્શી=તત્ત્વને જોનાર, જ્ઞાની. અરા=પાસે.

ગુરુ થઇ બેઠો શેનો સાધ, સ્વામીપણાની વળગી વ્યાધ;
તે પીડાથી દુખિયો થયો, રોગી કરાર–અનુભવથી ગયો;
વાચકજાળમાં ઘૂંચવી મરે, અખા તે જ્ઞાનીનું કહ્યું કેમ કરે ? ૬૪૧

જ્ઞાનીને તો સર્વે ફોક, બ્રહ્માદિ લગી કલ્પ્યા લોક;
ત્રણ કાંડ બાળકની કાંડણી, તત્ત્વવેત્તાએ એવી ગણી;
તેની વાત ન જાણે ગૂઢ, અખા ગુરુ થઈ બેઠો મૂઢ. ૬૪૨

સ્વામી થઇને બેઠો આપ, એ તો મનને વળગ્યું પાપ;
શિષ્ય–શાખાનો શિર પર ભાર, ઉપર ત્યાગ ને અંતર પ્યાર;
આશારજ્જુને બાંધ્યો પાશ, અખા તે શું જાણે જ્ઞાનીની આશ ? ૬૪૩

જ્ઞાની ગુરુ ન થાયે કેનો, બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર તેનો;
અન્ય જીવની તેને શી પડી, જે તેને ઘેર નિત્ય કાઢે હડી ?
સેજ સ્વભાવે વાત જ કરે, અખા ગુરુપણું મનમાં નવ ધરે. ૬૪૪

ગુરુ થઇ મૂરખ જગમાં ફરે, બ્રહ્મવેત્તાની નિંદા કરે;
ભૂતકાળમાં જે થઇ ગયા, તેની મનમાં ઇચ્છે મયા;
અખા તે કયમ ભવની ટાળે વ્યથા, જે નિત્ય વાંચે મડદાંની કથા ?

જે પગલાં અગ્નિમાં જળે, તેને શરણે કાળ કયમ ટળે ?
જ્યમ પડતું પક્ષી રાખે આકાશ, એમ પગલો તે આપે વાસ;
નિઃપગલાંને શરણે જા, ત્યારે અખા ભવની છૂટે અજા. ૬૪૬

---

૬૪૧. કરાર=આરામ, નિરાંત. વાચકજાળ=વચનની જાળ. ૬૪૨. ત્રણ કાંડ=કર્મ, ઉપાસના અને જ્ઞાનના વેદમાં બતાવેલા ભાગ. ગૂઢ=ગેડી. કાંડણી=કાંડી, દીવાસળી. મૂઢ=મૂર્ખ. ૬૪૩. આશારજ્જુ= આશારૂપી રસી. ૬૪૫. બ્રહ્મવેત્તા=બ્રહ્મને જાણનાર. મયા=કૃપા; માયા. જે નિત્ય...કથા=જે થઈ ગયેલાઓની વાતો કહે છે, તે આ ભવની— અત્યારની—વ્યથાને કેમ કરી દૂર કરી શકે ? ૬૪૬. જળે=બળે. કાળ=મૃત્યુ. ટળે=મરે, ફીટે. જો આકાશ પડતા પંખીને રાખી શકે, બચાવી શકે, તો આ પગલો–પગ–ગુરુ થઈ બેઠેલાનો ચરણ માણસને

ચરણશરણ તો ખોટી કરી, વણચરણાનો દીઠો હરિ;
ચરણ જળે કે ભૂમાં દાટય, કે શ્વાન શિયાળિયાં કરડે કાટ;
તેની શરણ અખો શું ગ્રહે, જે સમજે તે એવું લહે. ૬૪૭

જોજો રે ભાઈ વાતનું મૂળ, પેટ ચોળી ઉપાયું શૂળ;
એક સમે ખર ભાડે ગયો, કાંદા દેખી ગળિયો થયો;
ખરે આપી તેજીને પેર, એવું જાણી અખા જુત્યો ધેર. ૬૪૮

કથા કરી તે શુકજી ખરી, પરીક્ષિતને મેળાવ્યા હરિ;
શીખ થઈ ત્યારે આપ્યું શું ? નગ્ન થઈ ગયા વનમાં પશુ;
નિસ્પ્રેહીની એવી કથા, અખા બીજી પેટ ભરવાની વ્યથા. ૬૪૯

રઘુ જદુની વાત જ કહે, દત્ત ભરતનું ઓઠું લહે;
અજગરવરતી વનમાં પડયા, તે કહીંથી આવી ચડયા ?
તેને પોતા સરખા કર્યા, અખા ઘેરઘેર ઉપદેશ ન કહ્યા. ૬૫૦

---

ઠામ આપી શકે—શાંતિ આપી શકે. માટે પગ વિનાનાને—નિઃપગલાંને—પરબ્રહ્મને તું શરણે જા. એમ કરીશ, તો ભવની—સંસારની—અજા (માયા) છૂટી જશે. ૬૪૭. ચરણ=પગ. અહીં ચરણનો અર્થ 'પાર્થિવ' લેવાનો છે. આ ગુરુ થઈ બેઠેલાની કાયાના ચરણ તો અગ્નિમાં બળી જાય છે અથવા તેમને ભૂમિમાં દાટવામાં આવે છે. કૂતરાં અને શિયાળવાં એ પગોને કાપી કરડી ખાય છે! એવા ચરણને શરણે જવામાં શો સાર છે? જે વણચરણો—ચરણ વિનાનો—અપાદ—અલિંગ હરિ છે, તેને શરણે જા. ૬૪૮. ઉપાયું=ઊભું કર્યું. ખર=ગધેડો. ભાડે ગયો=ભાડાની ખેપે ગયો. ગળિયો થયો=જકથી બેસી પડ્યો. તેજી=સાનમાં સમજે એવો. પેર=રીત, શિખામણ. જુત્યો=જોડ્યો. ધરે=ધૂરિએ. ઝૂંસરીએ. ૬૪૯. મેળાવ્યા=મેળવી અપાવ્યા. શીખ=વિદાયગીરીની ભેટ. ભાગવતસપ્તાહ પૂરી થઈ અને વિદાયગીરી અપાઈ, ત્યારે શુકદેવજી કશું પણ લીધા વિના પશુના જેવા નગ્ન થઈને વનમાં ચાલ્યા ગયા—આવા નિર્લેપ તે હતા. ૬૫૦. રઘુ=રામચંદ્ર. જદુ=યદુપતિ કૃષ્ણ. દત્ત=ગુરુ દત્તાત્રેય. ભરત=જડભરત. ઓઠું=

**દેહાભિમાન** હતું પાશેર, વિદ્યા ભણતાં વાધ્યું શેર;
ચર્ચા વદતાં તોલું થયો, ગુરુ થયો ત્યાં મણુમાં ગયો;
અખા એમ હલકાથી ભારે હોય, આત્મજ્ઞાન મૂળગું તે ખોય. ૬૫૧

**સસાસિંગનું** વહાણુ જ કર્યું, મૃગતૃષ્ણામાં જઈને તર્યું;
વંજાસુત બે વહાણે ચડયા, ખપુષ્પનાં વસાણાં ભર્યાં;
જેવી શેખસલ્લીની કથા, અખા હમણાં ને આગળ એવા હતા. ૬૫૨

**જ્યાં** જોઈએ ત્યાં કૂડેકૂડ, સામે સામાં બેઠાં ઘૂડ;
કો આવી વાત સૂરજની કરે, તે આગળ લઈ ચાંચ જ ધરે;
અમારે હજાર વરસ અંધારે ગયાં, તમે આવા ડાહ્યા ક્યાંથી થયાં?
અખા મોટાની તો એવી જાણ, મૂકી હીરો ઉપાડચો પાણ. ૬૫૩

**નીલા** વૃક્ષને ઓઠે રહે, જેમ પારધી પશુને ગ્રહે;
એમ હરિને ઓઠે ધૂતા ઘણા, ઉપાય કરે કનકકામનીતણા;

---

બહાનું. અજગરવરતી=અજગરવૃત્તિ. અજગર પોતાના આહાર માટે કશો પ્રયત્ન કરતો નથી. આ અજગરવૃત્તિવાળા માણસો તો વનમાં રહે, તે અહીં પેટભરા થઇ ક્યાં સંસારમાં આવી પડે! **૬૫૧.** દેહાભિમાન=દેહનું અભિમાન. પાશેર (થોડુંક) દેહાભિમાન હતું, ત્યાં વિદ્યા મળી એટલે તે અભિમાન શેર થઈ ગયું—વધી ગયું. વળી, ચર્ચા કરવા લાગ્યો, એટલે તો તે તોલું (એક વજન, ત્રણ શેરનું) થયો. તેને જોખવો પડે એટલો તે અભિમાની થયો. (સરખાવોઃ તોલુંજી ત્રણુશેર. ખોટું વજન રાખીને ફર્યા કરતા માણસ વિશે આ કહેવાય છે.) પછી, તે ગુરુ થઈ બેઠો, એટલે તો એને મણુથી માપવાનો આવ્યો! એટલો બધો એનો ભાર વધી ગયો! પણ આમ હલકેથી ભારે થયો, ત્યાં એણે આત્માનું જ્ઞાન સમૂળું ખોઈ દીધું. **૬૫૨.** સસાસિંગ=સસલાનું શિંગડું. મૃગતૃષ્ણા=ઝાંઝવાનાં જળ. વંજાસુત=વાંઝણીના છોકરા. ખપુષ્પ=આકાશનાં ફૂલ. આ બધી અસત્ય વાતો છે—શેખસલ્લીની કથા છે. વસાણાં=પાક. **૬૫૩.** કૂડેકૂડ=કપટ ને કપટ. ઘૂડ=ઘુવડ. ચાંચ ધરે=ઝીલી લે.

અખા ગુરુ શું મૂકે પાર, જેના શિષ્ય ગર્દભ ને ગુરુ કુંભાર? ૬૫૪

અંગ આળસ ને તપસી થયો, ઘર મેલીને વનમાં ગયો;
કામબાણુ ન શક્યો જાળવી, રડવડતી એક આણી નવી;
શ્વાન ભસાવે હીંડે છક્યો, અખા હગ્યો નહિ ને ઘર નવ રખ્યો. ૬૫૫

ગોરીના ગોટીવડ ભાગ, માતા પાસે આજ્ઞા માગ;
બળદની તે કેમ થાયે ગાય, મૂરખ મિથ્યાં કરે ઉપાય;
જ્ઞાનવિના તે સાધન એવાં, અખા તેમાં નહિ લેવાદેવા. ૬૫૬

સો અંધામાં કાણો રાવ, આંધળાને કાણા પર ભાવ;
સૌનાં નેત્રો ફૂટી ગયાં, ગુરુ આચારજ કાણા થયા;
શાસ્ત્રતણી છે એક જ આંખ, અખા અનુભવની ઊઘડી નહિ ઝાંખ. ૬૫૭

મુંડ મૂંડાવ્યું હરિને કાજ, લોક પૂજે ને કહે મહારાજ;
મનમાં જાણે હરિએ કૃપા કરી, માયામાં લપટાણો ફરી;
સૌને મન તે કરે કલ્યાણ, અખા એને હરિ મળવાની હાણ. ૬૫૮

જ્ઞાતાનો એવો ઉપદેશ, પંચના ગુરુ તે સઘળો વેશ;
ઘર ઘર માહાત્મ્ય વધારતા ફરે, દામચામનાં જતન જ કરે;
અખા તે જ્ઞાતાની નવ માને વાત, સાચું કહેતાં થીજે ગાત. ૬૫૯

---

૬૫૪. ગ્રહે=પકડે. ધૂતા=ધુતારા. ગર્દભ=ગધેડો. ૬૫૫. તપસી=તપસ્વી. કામબાણ=કામનાં બાણ, વિષયલાલસા. રડવડતી=રખડતી સ્ત્રી. શ્વાન ભસાવે=કૂતરા ભસાવે. છક્યો=મદભર્યો. હગ્યો નહિ... રાખ્યો=બહાર ગયો નહિ, અને ઘર સાચવ્યું નહિ. આ બધા કટાક્ષો મિથ્યા ગુરુ ઉપર છે. ૬૫૬. ગોરી...માગ=આ લીટીનો આવો અર્થ સંભવી શકે: તને ગોરી–સ્ત્રીના જેવા ગોટીવડ–ગોળ ઉપસેલા સ્તનભાગ છે, તું માતા પાસે જઈ સ્ત્રી થવાની શીખ માગે છે. પણ તું બળદ—પૈ—છે. મિથ્યા=ફોગટ. ૬૫૭. આંખ=દૃષ્ટિ. આચારજ=આચાર્ય. ઝાંખ=ઝાંખી. ૬૫૮. મુંડ=માથું. હાણ=હાનિ. ૬૫૯. પંચના ગુરુ=ટોળાનો ગોર. થીજે ગાત=ગાત્ર ઠરી જાય.

હરિને કાજે ઘાટ જ ઘડે, નિજ સ્વરૂપથી પાછો પડે;
પર્વત કહે, હું પાણો લહું, એ આશ્ચર્ય તે કેને કહું;
અખા થકી તે બીજો હરિ, જેમ પર્વતમાંથી પાણ જ ખરી. ૬૬૦
જાણપણામાં જાડા થયા, ડહાપણ ડોળી રાબડ રહ્યા;
નીર હતું તે કીચમાં ગયું, આત્માથકી તે અળગું રહ્યું;
છે ઘણો નવ દીસે ચંદ, કહે અખો માયાનો ફંદ. ૬૬૧
અનંત કલામાં અદકા ખરા, બ્રહ્મવેત્તા એ સૌથી પરા;
વેદ બ્રહ્માની પૂંજી હરિ, તેથી લક્ષ તજ્જ્ઞનો દૂરી;
ભૂતભવિષ્ય ને અજપાજાપ, અખો નહિ તો શેનો થાપ? ૬૬૨
વૈષ્ણવ ભેખ ધારીને ફરે, પરસાદટાણે પત્રાવળાં ભરે,
રાંધ્યાં ધાન વખાણતા જાય, જેમ પીરસે તેમ ઝાઝાં ખાય;
કીર્તન ગાઈને તોડે તોર, અખો કહે જુવાનીનું જોર. ૬૬૩
જ્યારે મન પામ્યું નિજભાન, ત્યારે સર્વ થયું સમાન;
સપ્તપુરીમધ્ય મારુઆડ્ય, સર્વસ્વ હાર્યે ભાગે જાડ્ય;
જેમ કરી ક્વાથ રોગીને વિષે, પણ અખા અરોગી સર્વે ભખે. ૬૬૪
કે આળસે કે ક્રોધે થયો, વાટે વેષ પહેરીને ગયો;
નહિ મહેનત વેઠે નહિ શાય, વંદે વિશ્વ એ ફળમહિમાય;
હરિને અર્થે એક વિચાર, અખા સમું પડે ત્યમ રહે સંસાર. ૬૬૫
જાય સમૂળો સદ્ય સંસાર, કરતાં આત્મતત્ત્વવિચાર;
અન્ય ઉપાય નથી એ જવા, સામા બંધ બંધાય નવા;

---

૬૬૧. રાબડ=મૂર્ખ, ગમાર. કીચ=કીચડ. ચંદ=થોડો. માયાનો ફંદ ઘણો છે, પણ થોડો નથી. ૬૬૨. પરા=પર, દૂર. હરિ=વિષ્ણુ. દૂરી=દૂર. અજપાજાપ=સ્વાભાવિક ચાલતો 'સોઽહમ્'નો જાપ. ૬૬૩. તોર=મદ. ૬૬૪. સપ્તપુરી=અયોધ્યા, મથુરા, માયા, કાશી, કાંચિ, અવંતિકા (ઉજ્જૈન), અને દ્વારકા—એ સાતે નગરીઓમાં મારુઆડ—મારવાડ—સાચા પ્રભુરૂપી જલ ન મળે તેનું રણ છે. ૬૬૬. સદ્ય=તરત જ. બંધ=આડ.

કર્મ કરતાં ન આવે છેક, અખા વિચારે ન મળે શેષ. ૬૬૬
અખા વસ્તુ વિચારે બ્રહ્મ, અંતરભૂત જાણવાં કર્મ;
જેમ પ્રત્યક્ષ પોગર દીસે લોહમાંય, ગાળે ત્યારે ફીટી જાય;
પાછો વળી ઘડાયે ઘાટ, તેમનો તેમ પોગરનો ઠાઠ. ૬૬૭
તે જ લોહનું જ્યારે દર્પણ કરે, શિકલ કરીને મશકલો ફરે;
તેજ નીકળે પોગર ઢંકાય, આપોપું દીસે તે માંય;
અખા જ્ઞાનની એવી પેર, કોટી જુગે કાં આજ આદેર? ૬૬૮
લોહ ગળતે દીસે પોગર ગળ્યા, ઘાટ થાતાં તે પાછા વળ્યા;
અહંતારૂપી લોહ છે સદા, ઘાટ થયા વિના ન રહે કદા;
અખા અહંતા લોઢું માર, મર્યા પછી તે તરશે વાર. ૬૬૯
જે જળમાં લોહ બૂડી જતું, તે ઉપર દીસે રમતું;
તેમ ભવસાગર હરિસાગર થયો, જ્યારે આપોપાનો ભાર જ ગયો;
અખા મધ્યથો જા તું ટળી, બંધ ને મોક્ષ કથીશ મા વળી. ૬૭૦
અખા બ્રહ્મ છે બાધું નામ, તે મધ્યે અળગાં અળગાં ગામ;
જેમ બાધું જોતાં એક જ ઝાડ, વિગતે જોતાં ભાંગે જાડ્ય;
રંગ સ્વાદ પત્ર ફળ ફૂલ, સદ્‌ગુરુ મળે તો ભાંગે ભૂલ. ૬૭૧
જાગ જોગ મંત્ર ફળ ને સિધ, એ બ્રહ્મઉદર માંહેલી રિધ;
અંશી નર ઊંઘ્યો આપમાંહે, સ્વપ્ન ભોગવે ત્રણ તાપ ત્યાંહે;
વિધિસહિત પરબ્રહ્મને જાણ, ત્યારે અખા ટળે ભવતાણ. ૬૭૨
આત્મલક્ષમાં નહિ પર આપ, વણુસંતાને કેનો બાપ?
વણજોનારે દર્પણ જથા, બિંબપ્રતિબિંબની કોણ કહે કથા?
અખા દ્વૈત થયે ઉપાધ, તન મન વિના એ સાધન સાધ. ૬૭૩

---

૬૬૭. પોગર=પુદ્‌ગલ, પરમાણુ. ૬૬૮. મશકલો=મચ્છર જેવો. ક્ષુદ્ર જીવ. ૬૬૯. કદા=ક્યારેય. વાર=પાણી. ૬૭૨. સિધ=સિદ્ધિ. રિધ=રિદ્ધિ. અંશી નર=જીવનું પરમાત્મસ્વરૂપ અવિદ્યાને કારણે ઢંકાઈ ગયું છે. ૬૭૩. બિંબપ્રતિબિંબ=મૂળ અને પડછાયો.

**બ્રહ્મજ્ઞાની** બહુ ભેળા થઇ, બ્રહ્મના દેશની વાત જ કહી;
બ્રહ્મવિદ્યા રહી બ્રહ્મને દેશ, પોતામાં નવ આવ્યો લેશ;
થૈ થૈ વાતો સહુ કોઇ કહે, અખા અણુચવ્યો કોક જ રહે. ૬૭૪

**અણુચવિંચાનાં** એ એંધાણ, જે સારાંમાઠાં ઝીલે બાણ;
અધ્યાત્મ ન જાણે આત્માથકી, નોખો નોખો કહે છે બકી;
પોતે જાણે હું આત્મવેત્તા થયો, તે થાવામાં દેહભાગ જ રહ્યો. ૬૭૫

**પોતે** ટળીને સઘળું પ્રીછ, વાટે ચાલતાં આંખ મ વીંચ;
અદ્વૈત દ્વૈતનાં કરે છે કામ, સગુણ નિર્ગુણ ધાર્યાં નામ;
સગુણ નિર્ગુણ એ બે છે જોગ, પોતે ટળશે તેને પડશે ભોગ. ૬૭૬

**પોતે** ટળ્યા તે પ્રીછયા જાણ, તેને શોભે સઘળી વાણ;
પોતે ટળ્યા વિના શા કામના, એ તો અકૃતે વધારી કામના;
કહે અખો કાં ફોકટ ફૂલ, ભણ્યાગણ્યા પણ ન ટળી ભૂલ. ૬૭૭

**ભણ્યાગણ્યા** તો તે પરમાણ, જો જાણપણું ટાળીને જાણ;
મૂળ સ્વરૂપે જે કોઇ થયો, તેને ભણ્યાનો સ્વભાવ ગયો;
અખા એમ સમજ્યા તે મહાંત;તેને સત્‌ચિત્‌ આનંદ વદે વેદાંત. ૬૭૮

**વેદાંતે** વાત વિચારી અશી, ને શ્રોતા વક્તા સમજ્યા જશી;
વેદાંત વાચક મોટો ભેદ, આસુરીનો કર્યો ઉચ્છેદ;
દૈવી તો છે ધણીનું રૂપ, અખા આસુરી ઊંડો કૂપ. ૬૭૯

**આસુરી** દૈવીને ગડબડ થઈ, દીસે દૈવી તેમાં આસુરી રહી;
માટે જ્ઞાની ટળતા ફરે, જેમ રૂડે ઘેર જાતાં શ્વાનથી ડરે;

---

૬૭૪. અણુચવ્યો=વણચાખ્યો; વાતોમાં ન ડૂબેલો. ૬૭૬. મ=મા, રખે. જોગ=યોગ. પડશે ભોગ=સંસાર નાશ પામશે. ૬૭૭. અકૃત=ન કરવાનાં કામ, પાપ. ફૂલ=ફુલાય. ૬૭૮. પરમાણ=લેખે. જાણપણું=‘હું જાણું છું’ એવો ભાવ. ૬૭૯. અશી=એવી. સમજ્યા જશી=સમજવા જેવી. આસુરી=રાક્ષસી. ઉચ્છેદ=નાશ.

અખા શ્વાન જો પરલે થાય, તો રૂડાને ઘેર રૂડો જાય. ૬૮૦

**ઘર** તો સઘળાં રૂડાં કર્યાં, ત્યાં આસુરીરૂપે ભસે કૂતરાં;
સમજુ ઘણા પણ શ્વાનનો સંગ, વણટેવે જેમ વણસે રંગ;
અખા આસુરી કૂતરાં જાણ, આશાની ભક્તિ મોટી હાણ. ૬૮૧

**નિરાશી** ભક્તિ જે કોઇ કરે, તેનું સેજે કારજ સરે;
સ્વરૂપ તે અરૂપે અદ્વૈત થાય, દ્વૈતાદ્વૈતનો લેશ જ જાય;
આત્મઅનુભવે હોય પ્રકાશ, અખા અહંકાર તે પામે નાશ. ૬૮૨

**અહંકૃતિ** તજી સ્મરણ કરો, મન કર્મ વચન હરિ વડે આદરો;
ગવરાવ્યા જશ હરિના ગાઓ, હરિના છો ને હરિના થાઓ;
અહંકૃતે અણછતા ન થયા, છતા ધણીથી છેટા રહ્યા. ૬૮૩

**છતો** ધણી તું છગીલો જાણ, જેની શોભે સઘળે વાણ;
છતો ધણી છે વાણીરહિત, છતો ધણી છે શબ્દાતીત;
એમ વાચ્ય અવાચ્ય જેને સબળું ઠર્યું, અખા તેહનું કારજ સર્યું.

**સાચો** મારગ જે કોઇ લે, મિથ્યા મારગ મૂકી દે;
અટળ વસ્તુને અહોનિશ ધાય, ટળને બાંધણે બંધ્યો નવ જાય;
ટળમાં રહે અટળશું પ્રીત, અખા એવા પુરુષની થાશે જીત. ૬૮૫

**જાણી** વસ્તુ ને ઊપન્યો વેરાગ્ય, અણછતું આવણ ન પામે લાગ;
ઓળખ્યા ચોર ને સાવચેત થયા, વળતા તે તો કુશળ રહ્યા;
અચેતને ચોર લૂંટી ગયા ભાઈ, સાવચેતને ઘેર આનંદવધાઇ. ૬૮૬

---

૬૮૦. આસુરી...રહ્યા=દૈવી અને આસુરી સંપત વચ્ચે સંગ્રામ ચાલ્યા છે, અને જે સંપત દૈવી જેવી દેખાય છે, તે તો ખરી રીતે આસુરી છે. ટળતા ફરે=આવતા આઘા રહે. પરલે=પ્રલય. ૬૮૧. આશાની ભક્તિ=સકામ સેવા. ૬૮૨. નિરાશી ભક્તિ=નિષ્કામ ભક્તિ. દ્વૈતાદ્વૈત=દ્વૈત+અદ્વૈત. ૬૮૩. અહંકૃતિ=અહંકાર. ૬૮૪. વાચ્ય=વચનથી કહેવાય એવું. અવાચ્ય=વચનથી કહી ન શકાય તેવું. ૬૮૫. ધાય=ધ્યાયે. ટળ=વિનાશી. બાંધણું=બંધન. ૬૮૬. આવણ=આવરણ. વળતા=સામેથી, વસ્તુમાં. અચેત=અસાવધાન, મૂઢ.

આનંદવધાઇ અનુભવથી થાય, અજ્ઞાનગાંઠો છૂટી જાય;
અનેક જુગનું આવ્રણ જેહ, જ્ઞાનવજ્રથી ભાગે તેહ;
ધન ધન જ્ઞાનીજનનું ગાત્ર, જગત જાણ્યું જેણે તૃણમાત્ર. ૬૮૭

જ્ઞાની તે જે કરે વિચાર, પરપંચ તજે ને સંગ્રહે સાર;
સકળ કામના સવળી કરે, વાસનાવપુ ઠેકાણે ઠરે;
ટાળે આપ ને ભાળે ઈશ, અખા એવા પુરુષને મળે જગદીશ. ૬૮૮

મોટી તાણ છે પંથ જ તણી, નથી જૂજવા એક છે ધણી;
પોતાના ઇષ્ટની પાળવી ટેક, સકળ ઇષ્ટનો અધિપતિ એક;
જેમ રાજા એક ને પ્રજા જૂજવી, અખો એ રીતે જુએ અનુભવી.

રાજાનું જેમ શહેર જ એક, પ્રજા જૂજવી વર્ણવિવેક;
દંભી હોય તે રહ્યા ચડભડે, તેનું નામ તે ખરડે પડે;
સર્વેને મળતો થઇ જાય, અખા આખું શહેર તેના ગુણ ગાય. ૬૯૦

એ દૃષ્ટાંત ન સમજે કોય, સહુનું બળ સહુમાંહે હોય;
જ્ઞાની જ્ઞાને કરીને કહે, મતિયો મત ને મતમાં રહે;
જાવા દો જાણે તેમ થાઓ, આપણુ આપણા અવગુણ ગાઓ. ૬૯૧

અવગુણ મ જોશો પ્રભુ મહારાજ, તમારા બાનાની તમને લાજ;
જેમ કોઈ કેના થઈને ફરે, તે તો તેની પક્ષ જ કરે;
તમે તમારાની પ્રભુ કરો સાર, અખા કરું વિનતિ તજી અહંકાર.

---

૬૮૭. ધનધન=ધન્ય. જ્ઞાનવજ્ર=જ્ઞાનરૂપી વજ્ર, ઇન્દ્રે વજ્ર નામના પોતાના હથિયારથી વૃત્રાસુરને મારી નાખ્યો હતો. તૃણમાત્ર=માત્ર તણખલા જેવું. ૬૮૮. સંગ્રહે=સંઘરે, એકઠો કરે. વાસનાવપુ=વાસનાશરીર. ૬૮૯. તાણ=ખેંચ, ખામી. ઇષ્ટ=ઇષ્ટદેવ. ૬૯૦. વર્ણવિવેક=જુદીજુદી વર્ણ, વર્ણનો ભેદ. ચડભડે=બૂમબરાડા પાડે. ખરડે પડે=યાદીમાં લખાય, મોટો ભા ગણાય. ૬૯૧. મતિયો =મતવાળો, હઠીલો. મત=મમત. ૬૯૨. બાનાની=પ્રતિજ્ઞાની. સાર= સહાય, મદદ.

એમ અનુભવી અનુભવીને લખે, અળગો રે' વીંધાણા પખે. ૭૦૩
વ્રેહે વેધ્યો તે જાણે આપ, સાજાને શો વ્રેહનો સંતાપ?
સાજો તે સાજાને ગાય, વ્રેહની વેદના વેધ્યાને થાય;
સાજા તો શાકટને જાણ, વ્રેહનો વેધ્યો તે જ્ઞાની વખાણ. ૭૦૪
શાકટને તો અનીતિ સાર, જેમ કાગને અશુભનો આહાર;
તે તો તેનું માને સુખ, કાળો કાળનાં ભોગવે દુઃખ;
શાકટને લાગે સુધારસ બાણ, પણ જ્ઞાનીના તો વેધે પ્રાણ;
જ્ઞાની વજ્રને સુધા કરી ગણે. શાકટ તો સુધાને વિષ ભણે. ૭૦૫
શાકટ જ્ઞાની બેઉ જાણવા માંય, અળગા કોઈ ન કે'શો ક્યાંય;
શાકટનો પ્રવૃત્તિ-પરિવાર, જ્ઞાનીનો તો નિવૃત્તિ-કુમાર;
એ બેઉને કરિયે એક, તો ગાદીએ બેસે જ્ઞાનવિવેક. ૭૦૬
જ્ઞાની વિવેકી ઠેરાવ્યા રાય, ત્યારે આસુરીનાં થાણાં ઊઠી જાય;
અદલ થયું ત્યારે સવ્વા શેર, વિષ્ટિ કરતાં ચૂકયું વેર;
આનંદમંગળ ઓચ્છવ થાય, હરિના જન તે હરિજશ ગાય. ૭૦૭

---

૭૦૪. વ્રેહ=વિરહ. વેદના=પીડા. વેધ્યાને=વીંધ્યાને, વીંધાયેલાને. શાકટ=બળદ. જે ભગવાનના વિરહથી વીંધાયેલો છે, તે જ પોતાના આત્માને જાણી શકે છે. જેને એવો વિરહ નથી તે તો બળદ છે. જે હરિથી વીંધાયો છે, તેને જ વિરહની વેદના અનુભવમાં આવે છે. આવી વિરહવેદનાવાળો માણસ જ્ઞાની છે. ૭૦૫. અશુભ=અપવિત્ર, મેલું. સુધારસ=અમૃતરસ. વિરહથી થતો ભક્તિરસ બળદિયાને તો બાણ જેવો અકારો લાગે છે, ત્યારે જ્ઞાની તો એ રસથી પ્રાણેપ્રાણે ભરાઈ રહે છે. વજ્ર=ઇન્દ્રનું હથિયાર. સુધા=અમૃત. વિષ=ઝેર. ૭૦૬. પરિવાર=કબીલો. શાકટનો...વિવેક=હરિરસ વિનાનો બળદિયો પ્રવૃત્તિ પ્રસાર્યા કરે છે. હરિના વિરહથી ભક્તિરસમાં ડૂબેલો જ્ઞાની નિવૃત્તિ સાધે છે. આ પ્રવૃત્તિ અને નિવૃત્તિને એક કરવામાં આવે, તો સાચા જ્ઞાનના વિવેકની આણ વર્તે છે. ૭૦૭. અદલ=બરાબર. વિષ્ટિ=સુલેહના સંદેશા.

હરિજશ ગાય તે શું કહે, આપ ટાળી ભજનમાં રહે;
પછી અખા શે'રની શોભા નવી, જેમ વીતી રજની પ્રગટ્યો રવિ.
હું-હું રૂપી વીતે રાત, તેને ટાળતાં થાય પ્રભાત;
જેને પુરુષોત્તમ થાય પસાય, તેને સર્વે સવળું થાય;
અખા વસ્તુ આફરડી નવ મળે, આરત રાખી ધણીને બળે. ૭૦૯

**આરત** વિના ન ઊપજે હેત, આરત વિના પૂજારો પ્રેત;
પુંછલી ભેંસ ન માંડે પગ, જોર કરીને થાકયા ઠગ;
ઉપાડે ઘણા પણ ઊભી ન થાય, અખા જોર કરનારા પાછા જાય.

**નથી** વાંક વિશ્વંભરતણો, જે કહિયે તે વાંક આપણો;
જેમ કોઈ ભોજન જમાડવા કરે, ત્યાં રિસાણો તે રીસે ફરે;
પૂર્ણાનંદ પીરસનારો રહે, અખા અભાગિયાને કોણ કહે? ૭૧૧

**પૂર્ણાનંદ** તો પૂર્ણ દયાળ, સર્વ જીવની કરે સંભાળ;
દયા સારુ લે દશ અવતાર, અસુરનિકંદન ભક્તઉદ્ધાર;
દયાએ કીધું ગીતા ભાગવત, દયા કરી સરજાવ્યા સંત;
દયા સારુ દાખવ્યા ધર્મ, અખા હરિનો મોટો મર્મ. ૭૧૨

**આત્મ**ઉપકાર કઈ પેરે કરે, કોણ ઉપકારે આત્મા ઠરે?
ભક્ત યથારથ જે કોઈ હોય, આત્માસહિત સમર્પે સોય;

---

૭૦૮. રજની=રાત. રવિ=સૂર્ય. ૭૦૯. પુરુષોત્તમ=પુરુષોમાં ઉત્તમ, ભગવાન, બ્રહ્મ. પસાય=પ્રસાદ, કૃપા. સરખાવો—'**प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते । प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥**' આફરડી=સહજ. આરત=ઉત્કટ ઇચ્છા. ૭૧૦. પૂજારો=પૂજારી. પ્રેત=ભૂત, મડદું. પુંછલી=અશક્તિને લીધે બેસી ગયેલી. ૭૧૧. વિશ્વંભર=વિશ્વનું ભરણપોષણ કરનાર, ભગવાન. રિસાણો=રિસાયેલો. પૂર્ણાનંદ=પૂર્ણ આનંદસ્વરૂપ, પરમાત્મા. ૭૧૨. અસુરનિકંદન=અસુરો—રાક્ષસો—નું નિકંદન—નાશ—કરનાર. ભક્તઉદ્ધાર=ભક્તોનો ઉદ્ધાર કરનાર.

કરી સમરણુ નર્મળો થાય, અખા ધણીના થકો ઠેરાય. ૭૧૩
દેહકાળ દ્વૈતપદને નડે, જેમ સજીવન સાથે સજીવન લડે;
પણુ જીવંન્મૃત જે વિરલા મને, તેને તે સજીવન શું દમે?
જડચેતન તે શબની સમાન, અખા તે જ સજીવન જેને વસ્તુજ્ઞાન.
જગતપ્રપંચ એમ ચાલ્યો જાય, જીવપણે જીવે તે સજીવ કહેવાય;
જડવત્ જીવનો એવો મતો, જીવન્મૃત જ્ઞાની ગણવો અણછતો;
મૃતકજ્ઞાની તે સજીવન સહી, અખા જીવપણે જીવે તે જીવતો નહિ.
મૂળ સ્વરૂપ કહ્યું નવ જાય, એક સ્વરૂપ તે કેમ કહેવાય?
પ્રભુ આકાશથી ઊંચા ઘણા, ઊંડાપણુની નહિ કાંઈ મણા;
દશે દિશામાં વ્યાપક અનુપ; એ હદે થાય કેમ અકળ સ્વરૂપ?
પૂર્ણાનંદ કરી વિચાર, સ્વરૂપ ધારણ કર્યો ઉપકાર. ૭૧૬
જેને જડ્યું તેને સમું ફળ્યું, જેમ બીબે રૂપ ઢળે વણઘડ્યું;
વણઘડ્યો જેમ ઊપજે ઘાટ, અહંકૃતજ્ઞાન એ મોટો ઉચાટ;
નિત્ય અનિત્ય સમજાયું ખરું, અખા પ્રપંચને મેલે પરું. ૭૧૭
સમજુ સાખી અરધ ઓચરે, તેની તરોવડ શું પંડિત કરે?

---

૭૧૩. આત્મઉપકાર=આત્માનો ઉપકાર. ઠરે=સ્થિર થાય, સંતોષ પામે. યથારથ=યોગ્ય. સમર્પે=અર્પણ કરે. સમરણ=સ્મરણ. નર્મળો=નિર્મળ. ૭૧૪. દ્વૈતપદ=બે હોવાપણું. સજીવન=જીવતો. જીવન્મૃત=જીવતો છતાં મરેલો–સંસારમાં જીવતો હોવા છતાં જેનો સંસાર મરી ગયો છે એવો; જીવતાં મુક્તિ પામેલો. મને=મનથી. શબ=મડદું. તેજ... જ્ઞાન=તે જ સાચો સજીવન (જીવનવાળો) છે, જેને બ્રહ્મવસ્તુનું સાચું જ્ઞાન સાંપડ્યું છે. ૭૧૫. સજીવ=જીવવાળો. જડવત્=જડ જેવો. મતો=માન્યતા. મૃતકજ્ઞાની=જેનો સંસાર મૃતક (મડદું) થઈ ગયો છે, એવો જ્ઞાની. જીવપણે...નહિ=જે જીવભાવ રાખે છે, તે જીવતો કહેવાય નહિ; જે આત્મભાવ રાખે છે, તે જ ખરો સજીવન છે. ૭૧૬. મણા=ખામી. અકળ=કળાય નહિ એવું; કલ્પનાથી પર. ૭૧૭. ઉચાટ=ચિન્તા.

પંડિતને પંડિતાઈનું જોર, પણ અંતઃકરણમાં અંધારું ઘોર;
અખા તે થકી પ્રાકૃત ભલા, જો આવે સમજ્યાની કળા. ૭૧૮

શબરી સંસ્કૃત શું ભણી હતી ભાઈ, કયા વેદ વાંચ્યા કરમાબાઈ?
વ્યાધ તે શું ભણ્યો'તો વેદ, ગણુકા શું સમઝતી ભેદ?
વળી શ્વપચની સમઝયો રીત, અખા હરિ તેના જેની સાચી પ્રીત.

ઝીણી માયા તે છાની છરી, મીઠી થઇને મારે ખરી;
વળગી પછી અળગી નવ થાય, જ્ઞાની પંડિતને માંહીથી ખાય;
પણ ઝીણો થઇને ઝીણી હણે, અખો સાચી પ્રીત તેની ગણે. ૭૨૦

નાહ્યા ધોયા ફરે ફૂટડા, ખાઈ પીને થયા ખૂંટડા;
જગતપ્રમોદે જાડા થઈ, પણ ઝીણી માયા તે માંહી રહી;
કાય કરે તે ઝીણીની પક્ષ, તે ઝીણી જાડાને કરશે ભક્ષ. ૭૨૧

છતી આંખ ને જઈ આથડે, જેમ પતંગિયો દીવામાં પડે;
જો કદાપિ ઊપજે વૈરાગ, તો મીઠી માંહીથી ન દિયે માગ;
કોઈ કમાય ને કોઇક ખાય, કહે અખો મૂડી ક્યાંથી થાય? ૭૨૨

મૂડી વણ કંઈ મહીપતિ વહ્યા, મૂડી વણ કંઈ લોક જ રહ્યા;
મૂડી વણ કંઈ કહાવે મહંત, મૂડી વણ કંઈ ભેખ અનંત;

---

૭૧૮. અરધ=અરધી. સરખાવો: '**શ્લોકાર્ધેન પ્રવક્ષ્યામિ.**' ઓચરે=બોલે. તરોવડ=બરાબરી. ૭૧૯. શબરી=રામચંદ્રની એક ભક્ત ભીલડી. કર્માબાઈ=એક વૈષ્ણવ ભક્તસ્ત્રી. જુઓ 'કર્માબાઈની ખીચડી' વાળી કથા—'ભક્તમાળ'માં. વ્યાધ=પારધી. ધર્મવ્યાધની કથા માટે જુઓ મહાભારતનું વનપર્વ ગણુકા—વેશ્યા પિંગલા. જુઓ ભાગવત એકાદશસ્કંધ, ભિક્ષુગીતા. જુઓ સુરદાસનું ભજન: 'દીનન દુઃખહરન દેવ, સંતનહિતકારી; અજામીલ, ગીધ, વ્યાધ, ગણિકા સે તારી.' શ્વપચ=ચંડાળ. ૭૨૦. ઝીણો...હણે=અહંકાર આદિ દૂર કરીને, પોતે ઝીણો—સૂક્ષ્મ—થઇને, નમ્ર થઇને એ ઝીણી—સૂક્ષ્મ—માયાને હણી શકે છે. ૭૨૧. ફૂટડા=ફાંકડા. ખૂંટડા=આખલા. પ્રમોદે=આનંદથી. કાય=કાયા. ૭૨૨. મીઠી=માયા.

મૂડી વણુ કંઈ ધનવંત ઘણા, હીરામાણેકની નહીં કંઈ મણા;
અખા રહેણીઆંક લખ્યો નહિ એક, એમ એકડાવોણાં મીંડાં અનેક.
અનેકરૂપે માયા રમે, ત્યાં તેવી જ્યાં જેવું ગમે;
વળી જો કોઇને જ્ઞાન ઊપજે, તો જ્ઞાની થઇને ભેળી ભજે;
જે કર્મ હોય મૂકવા જોગ, અખા તેનો જ પડાવે ભોગ. ૭૨૪
એવા માયાના ઘણા છે ઘાટ, જ્યાં જોઇએ ત્યાં માયાનાં હાટ;
હાટે હાટે વહોરતાં હોય, કોય ખાટે કોય મૂળગું ખોય;
ધન વો'રતિયા જેણે વસ્તુ જોઈ, અખા પ્રેમના પાત્ર વડા નર સોઈ;
મોહ માયા નરમાઇને શું કરે, બળતી અગ્નિ પણ જળમાં ઠરે.
તૃણ તરુવરને અગ્નિનો ભે, આકાશ દાઝ્યું તે કો નવ કહે;
એમ અલ્પઆનંદી સદા અલ્પાય; અખા પ્રેમાનંદનો પ્રલે ન થાય;
પ્રેમાનંદની ભક્તિ આકરી, વસમી વાટ મહા ખરેખરી. ૭૨૬
કામરહિત તે કામનો વેશ, તેનો જ્ઞાની પંડિતને ન લાધે દેશ;
પ્રેમાનંદી જ્યાં ગાય ને વાય, અલ્પાનંદીને અટપટું જણાય. ૭૨૭
અલ્પાનંદી પોતાને પ્રેમાનંદી ભણે, જેમ વાંઝણી પુત્રખોળામાં ગણે;
વાંઝણી પુત્રશોભા અભિમાન, પણ ઉદરમાં નથી ઊપન્યું ગણે સંતાન;
એમ અલ્પાનંદી પોતાને ગણે ભલ, અખા પ્રેમાનંદ નથી ઊપન્યો પલ.
એમ ગાય વજાડે ગુણીજન ઘણા, રંગે રૂપાળા નહિ કાંઈ મણા;
કંઠે સુર તાળી ને તાન, ગમે ગંધર્વને પાતરનું ગાન;
પણ અખા એ તો કસબણ કહેવાય, પતિવ્રતા પૂરવે તેમ ગાય.

---

૭૨૩. મૂડી=માલ, રહેણી. મહીપતિ=રાજા. ભેખ=બાવા, વેરાગી. ધનવંત=ધનવાન. રહેણીઆંક=આચરણનો આંકડો. ૭૨૫. હાટ=બજાર. ખાટે=કમાય. વો'રતિયા=વહોરનાર, ખરીદનાર. નરમાઇ=નમ્રતા. ૭૨૬. તરુવર=ઝાડ. અલ્પઆનંદી=અલ્પ—નાની—વસ્તુમાં આનંદ લેનારો. અલ્પાય= અલ્પ થાય, નાશ પામે. પ્રેમાનંદ=પ્રેમનો આનંદ, બ્રહ્માનંદ. પ્રલે=પ્રલય. ૭૨૯. ગંધર્વ=સંગીતરસિક, સંગીતકાર. પાતર=વેશ્યા. કસ૦ બણ=વેશ્યા. પૂરવે=પૂરું કરે.

પતિવ્રતા તે જે પિયુને ભજે, અનાયાસે અવરને તજે;
તેનાં વસ્ત્ર સાંધ્યાં જેમતેમ, તેની બરોબરી વેશ્યા કરશે કેમ ?
અખા પતિવ્રતા કરૂપણી હોય, પણ મોટો ગુણ માંહે પતિવ્રત જોય.
પતિવ્રતા તે જે સાચું વદે, સાચું બોલ્યું કેને ન સદે;
સાચું તો લીમડાનું પાન, તેમ કડવું લાગે સર્વે જ્ઞાન;
કડવે રોગ કાયાનો જાય, અખા મીઠાણે રોગ બમણો થાય. ૭૩૧
રોગીને તો કડવું ઘટે, લીમડો પીધે રોગ માંહીથી મટે;
નિર્ગુણ લીમડો જો રોગ નિર્ગમે, તો સગુણ ભોજન સુખે જમે;
નિર્ગુણ થઈને સગુણમાં મળે, તો અખા દૂધમાં સાકર ભળે. ૭૩૨
વિષય સગુણ તે વિષનું રૂપ, હરિલીલા સગુણ તે અમૃતરૂપ;
વિષ અમૃત જો ભેળાં થાય, તો વળતું સર્વે વિષ થઈ જાય;
નિર્વિષપણે કરે પ્રેમ કલ્લોલ, અખા સર્વે મીઠું જેમ ઘી ને ગોળ.
નિર્વિષપણું તે સજીવનદશા, વિકારસહિત તે મુડદા જશા;
મુડદાની આભડછેટ ઘણી, તે આભડછેટ કોઇયે નવ ગણી;
અળગી આભડછેટ જોવા જાય, પોતાની આભડછેટ પ્રલય ન થાય.
પોતાનું કોઈ ન જુવે મૂળ, કોણ છે જીવ ને કોણ છે સ્થૂળ;
કયો જીવનો કહિયે દેશ, ક્યાંથી આવી કર્યો પ્રવેશ ?
જાતો ક્યાં તે સમાશે જઇ ? અખા એ અજાણપ સર્વમાં રહી. ૭૩૫
અજાણી વસ્તુ મહા અનૂપ, ધણીના અંશ ને ધણીનું રૂપ;
જેમ અર્ણવજળ રણમાં પરવરે, જામે ત્યારે નામ તેનું નોખું ઠરે;
તેમ ધણીના અંશમાં પરવર્યા ભાઈ, આસુરી રણમાં રહી સમાઈ.

૭૩૦. અનાયાસે=આપોઆપ, સહેજે. અવરને=બીજાને. પતિવ્રત=સતીપણું. ૭૩૧. મીઠાણે=મીઠાપણે. ૭૩૨. નિર્ગુણ લીંબડો=નિર્ગુણ—ગુણથી પાર એવો લીમડો–બ્રહ્મ. ૭૩૩. નિર્વિષપણે=ઝેરરહિતતાથી. પ્રેમકલ્લોલ=પ્રેમભર્યો આનંદ. ૭૩૪. વિકારસહિત=વિકારરૂપી વિષવાળા. ૭૩૫. અજાણપ=અજ્ઞાન, અણજાણપણું. ૭૩૬. અર્ણવજળ=દરિયાનું પાણી.

**અજ્ઞાની** કહે હરિ એમ કેમ હોય, નોખો નોખો ઘણું વગોય;
સુખિયો દુખિયો થઇને દળાય, એવી ગડબડ કેમ કળાય ?
અખા તેહનો આ જ જવાબ, જે સુખદુઃખથી હરિ અળગા આપ.૭૩૭

**જેમ** લૂણ આવી આંધ્રણમાં ઊકળે, તો અર્ણવ તેથી શેને બળે ?
તેમ સુખદુઃખ સઘળા જીવને, તેમાંથી કાંઈ નથી શિવને;
લૂણ જળ થઈ જળમાં મળે, એમ સુખદુઃખ અખા દાસ થયે ટળે.૭૩૮

**લૂણ** તો જળમાં જઈ જળ થયું, ત્યારે લૂણપણાનું નખોદ ગયું;
ઘણા કહે જ્યોતમાં જ્યોત સમાઈ, એમ દાસનું નખોદ ન હોય ભાઇ;
જળનું લૂણ તે જળમાં ખપે, અખા હરિના દાસ તે હજૂરમાં જપે.૭૩૯

**નકલ** એમ ઉરમાં નહિ આણ, હરિજનરૂપ અસલ કરી જાણ;
એ દીઠે આપણો સરશે અર્થ, જોયા કરે મર જૂજવા ગ્રંથ;
થડથકી તો ડાળે ચડાય, અખા ડાળેથી થડે ઊતરાય. ૭૪૦

**થડને** ગ્રહો એમ સઘળા કહે, પણ ડાળ વિના ફળ ક્યાંથી લહે ?
એકલું થડનું થડ જો હોત, તો કોણ કહેનાર ને કોણ આ જોત ?
અખા ડાળપત્ર પુષ્પફળ થડમાં, તેમ લીલા અવતાર નામ સર્વે અટલમાં.

**ઉપમા**સહિત જે આત્મા કથે, તે મહી વિના જેમ પાણી મથે;
પાણી વિના જે મહી ડોળવું, તે ભાંગે ઘણું પણ થાય ઘોળવું;
જુગતિ જાણ્યા વિના જો એકલું ધ્રાય, તો અખા એકલે નવનીત ન થાય.

**તેમ** આપ ટાળી જો જુગ આચરે, તો ગુણ વડે ગુણાતીતને વરે,

---

૭૩૭. વગોય=વગોવાય; નિંદાય. ૭૩૮. લૂણ=મીઠું. આંધ્રણ=આંધરણ, આધણ. ૭૩૯. લૂણપણાનું નખોદ ગયું=મીઠું મટી ગયું. હજૂરમાં જપે=ભગવાનની સાક્ષાત્ રહી ભજન કરે. ૭૪૦. સરશે અર્થ=કામ સિદ્ધ થશે. ૭૪૧. અટલ=અવિનાશી. ૭૪૨. મહી=દહીં. મથે=વલોવે. તે ભાંગે...ઘોળવું=એ દહીં ઘણું ભાંગે છે, પણ એ તો ઘોળવું—ઘોળ—થાય છે—એમાંથી માખણ નીકળતું નથી. ધ્રાય=અધરકે.

ગોરસ ને જળ ભેળાં મળે, મથે તો રૂપ મહી જળનું ટળે;
મથતાં માખણ થાય પ્રકાશ, અખા પછી રહી તે પરઠી છાશ. ૭૪૩

**નવનીત** કમાયો જુગતે કરી, જેમ દેહ આતમાવડિયે ઓળખ્યા હરિ;
તે વિવેકી સદ્ગુરુએ વલોવ્યું જદા, નવનીત નિરાળું પામ્યો તદા;
અનુભવઅગ્નિએ કીધું તૂપ, અખા ભાળ્ય એ બ્રહ્મસ્વરૂપ. ૭૪૪

**મન** મૂકી જેણે ભક્તિ કરી, તેણે દીઠા નિરંતર હરિ;
પૈની પેરે ઘરમાં વશ્યો, તે શોકે ન રોયો ન હર્ષે હશ્યો;
અખા તેજ નર સુખિયો થયો, દ્વંદ્વાતીત નર સુખમાં રહ્યો. ૭૪૫

**આદિકર્મ** કીધે જીવ થાય, જેને કારણ અહંતા પરઠાય;
પંડિત જાણે કવિનો મર્મ, અખો જાણે જીવ સાધે ધર્મ;
એ વીગત કરે તે વક્તા ખરો, અણજાણે ભૂલા કાં ફરો? ૭૪૬

---

૭૪૪. તૂપ=ઘી. ૭૪૫. પૈ=મહેમાન. પાઇ પરોણાનીજેમ—માયામમતા વિના—ઘરમાં રહ્યો તેથી તેને સુખદુઃખથી હર્ષશોક ન થયાં. દ્વંદ્વાતીત=સુખદુઃખ વગેરે જોડકાંથી પાર. ૭૪૬. આદિકર્મ=પ્રથમ કર્મ. વીગત કરે=વ્યક્ત કરે, સ્પષ્ટ કરે.

# પદો

## રામગ્રી રાગનાં પદ

### પદ-૧ લું

બ્રહ્મરસ તે પિયે રે, જે કોઇ આપત્યાગી હોય;
ભગળવિદ્યા નટખેલ છે, તે ખેલે અખેલા કોય. ધ્રુવ. ૧
કેસરીકૂખથી સંચરે, અને વાંકારે મહાવીર;
તે ગર્જનાએ ગજરાજ નાસે, સીંઘલ છંડે ધીર. ૨
સાત સાયર સહેજે તરે, જેમ એક અંજલિનીર;
બૂડે નહિ કહું બિર્દ ભાખી, ત્રવેણીને તીર. ૩
સંગ્રામે શૂરા લડે, જેના ધડ પર હોય ન શીશ;
ધાર અણી અટકે નહિ, જેને રોમે રોમે જગદીશ. ૪
મહાપરમારથી તેને કહીએ, જે સર્વને કરે સંત;
કહે અખો મહાતેજમાંહે, તે મળી રહ્યા મહંત. ૫

---

પદ ૧ લું: બ્રહ્મરસ=બ્રહ્મરૂપી રસ, બ્રહ્મનો રસ, બ્રહ્માનંદ. આપત્યાગી=પોતાનું સર્વ ત્યજી દેનાર, સર્વસમર્પી. ભગળવિદ્યા=પોકળ વિદ્યા. નટખેલ=નટ–નાચનાર–નો ખેલ–તમાશો. અખેલો=એક,એકાકી, એકલો. સરખાવોઃ નટરાજ, નટવર. 'જ્યાં કેસરી–સિંહની કૂખથી

## પદ ૨ જું

તે ગુરુ સેવીએરે, જેનું મૂલ તોલ ન માપ;
જેને આદ્ય અંત ને મધ્ય નહિ, તેનો થાય ન કેવો થાપ. ધ્રુવ. ૧
પરપંચથકી પરેરડો, ને લોહચુંબકને ન્યાય;
જડ હતો તે ગુરુવડે, સંયોગે ચેતન થાય. ૨
જેને નામ ઠામ ને ગામ નહિ, અને સર્વનો વિશ્રામ;
ઉત્પત્તિ સ્થિતિ લય ગુરુ વિષે, અને કહાવે સદાય અકામ. ૩
ગુરુ મારો નવ અવતરે, અને નવ ધરે ગર્ભવાસ;
ઊપજે તે વણસે ખરો, એ તો માયાનો વિલાસ. ૪
ગુરુમહિમા સદાશિવ લહે, સનકાદિક શેષનાગ;
શુદ્ધ વિચારે સ્વે અખા, જો ગુરુ કહે ગુરુભાગ. ૫

---

જન્મેલો મહાવીર–સિંહ વાંકારે છે–વિકરાળ બને છે, અને ગર્જના કરે છે, ત્યાં ગજરાજ–મોટો હાથી–નાસવા માંડે છે અને સીંઘલ–શૃગાલ–શિયાળ–ધીરજ છોડી દે છે. સાયર=સમુદ્ર. અંજલિનીર=ખોબો પાણી. બિર્દ=બિરુદ, ટેક. ભાખી=કહી. ત્રવેણીને તીર=ઇડા, પિંગલા, અને સુષુમ્ના એ ત્રણ નાડીઓ–ગંગા, યમુના અને સરસ્વતી–જ્યારે સંગમ પામે છે, ત્યારે ત્રિવેણીસંગમ થાય છે. જે એને તીરે હોય છે—એટલે જેની સકલ વૃત્તિઓ ઈશ્વરમય યોગમાં લીન થઈ ગઈ છે, તે સાતે સાગરને સહેજે તરી જાય છે–જાણે કે એ સાગરનાં પાણી તો ખોબામાં રહેલાં પાણી જેટલાં છે. તે એ પાણીમાં કદી પણ ડૂબશે નહિ–ભવસાગરમાં કદી પણ ઝોલાં ખાશે નહિ—આ વાત પ્રતિજ્ઞાપૂર્વક કહું છું. ધડ પર...શીશ=માથું અળગું મૂકીને. ધાર=તલવારની ધાર. અણી=કટારીની અણી. અટકે=અટકાવે

**પદ ૨ જું:** મૂલ=કિંમત. તોલ=વજન. પરેરડો=દૂર. સંયોગે=સંયોગથી–-મેળાપથી. વિશ્રામ=શાંતિનું છેલ્લું સ્થાન. અકામ=નિષ્કામ; કામનારહિત. ગર્ભવાસ=ગર્ભમાં રહેવું તે, જન્મ.

## પદ ૩ જું

ગરવા ગુરુ મળ્યા રે, એવા સંત નિરંજન દેવ;
મિષ્ટ વચન ગુરુદેવનાં, તેનો વિરલા જાણે ભેવ. ધ્રુવ. ૧
જેને જાત વરણ આશ્રમ નહીં, ને સહેજપણે અવધૂત;
ગુણ સાથે નહિ યોજના, સ્પર્શે નહિ પંચભૂત. ૨
અખિલ જગત ગુરુમાં રહે, અને ગુરુ રહે નિરધાર;
અન્ય આશ્રિત નહિ ગુરુ વિષે, તે રહે પરાને પાર. ૩
એ અચરજ ગુરુનું ઘણું, જે અરૂપી ને અણલિંગ;
સ્વભાવે સાક્ષી તે સદા, પ્રતિબિંબે પંચરંગ. ૪
સામર્થ્યે સઘળે રહે, અને સ્વયં રહે સંત પાસ;
ત્યાં મેળાવો અખા માહેરો, એ તો સ્વયં મળે અવિનાશ. ૫

## પદ ૪ થું

વચન વહાલાતણાં રે, એવા જીવતણાં રસરૂપ;
જેણે ભ્રમભોરીંગ ઊતરે, એવા સબીજ સતરૂપ. ધ્રુવ. ૧
જેમ વિદ્યા મરણસંજીવની, તે શબ્દે કરે પ્રવેશ;
તેમ વચનદ્વારે ગુરુ વસ્યા, ત્યાં દ્વૈત નહિ લવલેશ. ૨
બાહ્ય કે અંતરે રહ્યો, એવો જીવે કળ્યો નવ જાય;
ઘટમઠે સભરા ભર્યો, તેને શરીર વિના સર્વ થાય. ૩

---

**પદ ૩ જું:** નિરંજન–અંજન–સંગ–વિનાના. મિષ્ટ=મીઠાં. અવધૂત=વર્ણ અને આશ્રમથી પર વર્તતો ત્યાગી. પરાને પાર=પરા વાણીથી પાર; વચનાતીત, વર્ણનથી પાર. અચરજ=આશ્ચર્ય. મેળાવો=મેળાપ, મિલન. અવિનાશ=પરમાત્મા.

**પદ ૪ થું:** ભ્રમભોરિંગ=ભ્રમરૂપી સાપ. સબીજ=બીજવાળા; ૐકારયુક્ત. મરણસંજીવની=મૃતસંજીવની; મૃત્યુમાંથી જીવન આપ-

ક્યારે બોલે નિજ ઘર રહી, ક્યારે બોલે પ્રપંચ;
પણ વચન સમજે ગુરુતણાં, તેને ન લાગે માયાનો અંચ. ૪
મુજમાં આવીને માનિયો, ગુરુએ કહ્યો ગુરુભાગ;
ત્યારે અક્ષયસાગર ઊલટ્યો, ત્યાં નહિ રાગવૈરાગ. ૫

## પદ ૫ મું

હવે સતગુરુ મળ્યા રે, તેનું મન પામ્યું વિશ્રામ;
જીવ થઇને જીવતો, હવે રમે થઇને રામ. ધ્રુવ. ૧
સ્વપ્નમાં સુખિયો થઇને, ભોગવતો બહુ ભોગ;
ચાર અવસ્થાસહિત છૂટ્યો, આદિઅંતનો રોગ. ૨
આપના અંધકારમાંહી, અજાણ્યો હુતો આપ;
પ્રાણ પ્રભુ કરી જાણતો, ઇચ્છતો પુણ્ય ને પાપ. ૩
સમાગમે સિદ્ધ ગુરુ મળ્યા, અને ટાળ્યા ત્રિવિધ તાપ;
હવે સહેજને સુખે રમે, નહિ થાપ ને ઉથાપ. ૪
સદ્ગુરુની જે કળા સમજે, તે તરીને બેઠા તીર;
સિંધુ માંહે રવિ રમે, તેને નિશ્ચે ન બોળે નીર. ૫
નિઃસ્પૃહી નિર્લેપ નિર્ગુણ, અનુભવના ભંડાર;
કહે અખો પરિબ્રહ્મ પૂરણ, તત્ત્વ તદાકાર. ૬

---

નારી. ઘટમઠ=ઘડા અને ઘરમાં; ઘટાકાશ અને મઠાકાશમાં. સભરા=ભરપૂર. અંચ=આંચ, ઝાળ. અક્ષયસાગર=અક્ષય—ન ખૂટે એવો સાગર—દરિયો; સચ્ચિદાનંદ. ઊલટ્યો=રેલાયો.

**પદ ૫ મું:** ચાર અવસ્થા=સ્વપ્ન, જાગ્રત, સુષુપ્તિ અને તુર્યા. સિંધુ=સમુદ્ર. રવિ=સૂર્ય. નિશ્ચે=નક્કી. સાગરમાં સૂર્ય આથમે છે, પણ એ તો રમતો હોય છે. એ સૂર્યને સમુદ્ર ડુબાવી શકતો નથી, તેમ સૂર્યને કાંઇ પાણી પણ અડતું નથી. નિર્લેપ=લેપ વિનાના. તદાકાર=તેરૂપ, તદ્રૂપ.

## પદ ૬ ઠું

સમસ્યા સંતની રે, પરબ્રહ્મપદનું રે દ્વાર;
સમજતામાં સ્વે જ થઇએ, એવો તે બ્રહ્મવિચાર. ધ્રુવ. ૧
મહારાજ બેઠા માળિયે, તે અધિકારે ઓળખાય;
આંગળીએ ઓળખાવતાં, તે નર અપરાધી થાય. ૨
પ્રતાપ દેખી પરવરો, જો ઓળખવા છે ઇશ;
જ્યાં જેવો ત્યાં તેવો, ચેતન બ્રહ્મ જગદીશ. ૩
જેમ ધેનુ કાળી કાબરી, ધૂંખળી ધોળે વાન;
કપાતે તરણી કાળપૂંછી, રાતડી ચાલી રાન. ૪
તેના ધણીના દરશન વિષે, તે એંધાણે ઓળખાય;
તેના પયતણું પારખું કરતાં, બુધ્ય તે બૂડી જાય. ૫
સ્થાવર જંગમ લક્ષ ચોરાશી, દેવ દાનવ નર નાગ;
*ત્રિગુણકેરા ઘાટ નાના, મહા માયાકેરા ભાગ. ૬
તેની ચેષ્ટા ચપળતા ચરિત્ર નાના, તેને જોતાં ભૂલે જંત;
તે કાર્ય જોતાં કારણ ભૂલે, જેમ માળા વિષે તંત. ૭
નામ રૂપ નરને વિષે, જેમ ધાતુ ઉપર મહોર;
ધાતુઠામે બ્રહ્મ જાણો, માંહે નાના નામ અંકોર. ૮
તેને દૈવદૃષ્ટે નીરખતાં, તે અધિક ન્યૂન ન થાય;
ગુણવાદી ગામ નામઠામે, તે દ્વૈત જોઈ ડેકાય. ૯
તે વિગત નામે વસ્તુમાંહે, કોય જાણે વિરલા સંત;
ભક્તિ વૈરાગ્યને આસને, તે બેઠા શોભે મહંત. ૧૦
જેમ રાજાની આણ સહુને વિષે, પણ રાયને ન આણ;
અખા સમજતાં અર્થ થાય, પહોંચે પદ નિરવાણ. ૧૧

---

પદ ૬ ઠું: સંતનો કોયડો એ પરબ્રહ્મના પદનું દ્વાર છે. એ સમજવામાં આવે, તો પોતે બ્રહ્મરૂપ થાય. ભગવાન માળિયે–ઉચ્ચ આસને–બેઠા છે. તેમની વર્તી રહેલી આણથી તેમને ઓળખી શકાય

## પદ ૭ મું

આપે આપ તું રે, હું જ નબળું શેષ;
તું બોલે ચાલે સાંભળે, તેં માહરો લીધો વેષ. ધ્રુવ. ૧
હું પડછંદો તાહરો, તાહરે તે શ્વાસે શ્વાસ;
મન તું તન તું ત્રિકમા, તુજમાંહે તે માહરો વાસ. ૨
પહેલો પાછલો તું પ્રભુ રે, પદ થતે હું જાણું;
તેજ–પ્રોક્ષણ તાહરું, જેમ કિરણને ભાણ. ૩
મુજ દૃષ્ટાંતે સૃષ્ટિનો, સરવાળો એકમેળ;
ઊંચ નીચ નહિ નીરખતાં, જેમ સાકરનું નારિયેળ. ૪
જેમ અંબુધિ માંહેથી અંબુને, લઇને વરસે છે વાય;
તેનાં નદી નાળાં નામ ધર્યાં, પણ ભર્યામાં ભેળાં થાય. ૫
જ્યારે હું થઇને તાહરું, કાઢવા જાઉં છેક;
ત્યારે વિલય થાઉં વિચારતાં, તો કોણ કહે બે એક? ૬

---

છે. પણ જે માણસ તેમને આંગળી બતાવીને ઓળખાવે છે, તે ગુનેગાર બને છે. કારણ કે, ભગવાન નિરંજન નિરાકાર છે, અને તે અનુભવથી જ પામી શકાય છે. ધેનુ=ગાય. ધૂંખળી=રાખોડી રંગની. વાન=રંગ, શરીર. તરણી=સૂર્ય. રાન=અરણ્ય; વેરાન. કાળપૂંછી=કાળી પૂંછડીવાળી. પયતણું=દૂધનું. બુધ્ય=બુદ્ધિ. કાળી, ધોળી, રાતી ગાય રાતે, સૂર્ય ડૂબતાં, રાનમાં ચાલી જાય, તો તે તે ગાયોનો ધણી તેમનાં એંધાણ—ચિહ્ન—ઉપરથી તેમને ઓળખી શકે છે, પણ તે તે ગાયોનાં દૂધ ઉપરથી જ તેમને ઓળખવાની હોય, તો તે કદી બની શકે એમ નથી. કારણ કે, ગાયના રંગ ભલે જુદા હોય, પણ તેમનું દૂધ તો એક જ રંગનું હોય છે. નાના=જાતજાતના. તંત=તંતુ; દોરો. મહોર=છાપ. ધાતુઠામે=ધાતુને ઠેકાણે. અંકોર=અંકુર, ફણગા. દૈવદૃષ્ટે=દૈવી દૃષ્ટિથી. ડેકાય=દ્વિધામાં પડે, ભ્રમમાં પડે. નિરવાણ=નિર્વાણ, મોક્ષ.

**પદ ૭ મું:** ત્રિકમા–ત્રિકમ, ત્રિવિક્રમ, પરમાત્મા. પ્રોક્ષણ=છંટકાવ. ભાણ=સૂર્ય. અંબુધિ=અંબુ એટલે પાણી, તેને ધારણ કરનાર;

આરોપણુ હું-તુંપણું, એ સમર્થતાની ગુંજ;
હું હુંને પ્રણમી કહું, એ આપે આપની સૂઝ. ૭
આવું આરોપણુ અણછતું, અને વસ્તુગતે તું રામ;
એમ જોતાં હુતું તેમ થયું, સહેજે સાધ્યું કામ. ૮

## પદ ૮ મું

ઉગ્ર બુદ્ધિએ સમજે રે, જે રહે પ્રપંચને પાર;
જેને વિશેષણુ એક ન લાગે, નહિ વિચારાવિચાર. ધ્રુવ. ૧
અલખ અરૂપી નહિ ગ્રાહ્યગ્રાહક, સ્વસંવેદ્ય તે સાર;
તેને જીવબુદ્ધયે જોતે થકે, નવ પામીજે પાર. ૨
તત્પદ ને ત્વંપદ થકી, પણ અતિશય આઘો જેહ;
અસિપદ અવાચ્ય અવ્યય, અંબરવંતતા તેહ. ૩
નિઃસ્પૃહી જે પુરુષ પૂરણુ, જેને વૈકુંઠ સાથે વૈરાગ્ય;
તેને સ્વર્ગભોગ કેમ સંભવે, જે જાણે તત્ત્વના ભાગ? ૪
નિરાધાર નિર્વાણુપદના, ભોગી તે મહાજન;
આપ ઉવેખીને આપ ઓળખે, ટાળે ભિન્નાભિન્ન. ૫
મુક્તાફલના હંસ ભોગી, ત્યાં બગ ન બૂડે ચંચ;
ઊજળા માટે એક ન હોય, એને સંગ ન લાગ્યો રંચ. ૬
બુદ્ધય ન ઊપજે બગ વિષે, જેનું મીન ભોજન સાર;
મરાલ ન ભક્ષે મીનને, એ ન હોય એનો આહાર. ૭
એમ દેહદર્શી ને દેવદર્શી, દેવદર્શી દેહ ન હોય;
કથણી કુસકા કૂટતા, તે ભાત ભરોસો ખોય. ૮

---

સમુદ્ર. વાય=વાયુ, પવન. ભર્યાંમાં=ભરેલા સાગરમાં. વિલય=નાશ. ગુંજ=ગૂંચ, છૂપું રહસ્ય. વસ્તુગતે=વસ્તુરૂપે.

**પદ ૮ મું:** વિચારાવિચાર=વિચાર અને અવિચાર. અલખ=અલક્ષ, લક્ષની પાર. ગ્રાહ્યગ્રાહક=લઇ શકાય એવું અને લેનાર. સ્વસંવેદ્ય=સ્વસંજ્ઞાનરૂપ. તત્પદ=તે (બ્રહ્મ)નું પદ. ત્વંપદ=ત્વં (તું-જીવ)નું પદ.

અણુલિંગી ઉપદેશ કરતાં, કાંઈક હોય ઉગાર;
જે વટકયો તે વંઠ્યો ઘણું, અને સામો થયો નિઃસાર. ૯
બ્રહ્મવિદ્યા તે ભાર મોટો, સાર માંહેનો સાર;
અજરણજરણ તેહને ન હોયે, જે બ્રહ્મનો અવતાર. ૧૦
આકાશવંત અનંત આશે, પૂરણપદ નિર્વાણ;
સદ્ગુરુને નેત્રે જોતાં, નિત ઊપજે અખા જાણ. ૧૧

## પદ ૯ મું

તે હું જાણિયો રે, જે જાણણહારો સ્વે આપ;
પ્રપંચ સઘળા શમી ગયા, જ્યારે આપમાં જાણ્યો વ્યાપ. ધ્રુવ. ૧
સોહંતેજ સનાતન જ્યાં, નિગમ રહ્યા બલિહાર;
તે હું જગત જગત મુજમાંહે, હું નિર્ગુણ ગુણનો ભંડાર. ૨

---

અસિપદ=છે નું પદ. **तत् त्वं असि**—તે તું છે—એ મહાવાક્યને અહીં સમજાવવામાં આવ્યું છે. અવાચ્ય=વચનથી કહી શકાય નહિ તેવું. અવ્યય=અવિનાશી, અખંડ. અંબરવંતતા=આકાશવાળો હોવાપણું. સરખાવો: **खं ब्रह्म**। વૈકુંઠ સાથે વૈરાગ્ય=નિઃસ્પૃહી પુરુષને વૈકુંઠ વિશે પણ રાગ હોતો નથી. મહાજન=મહાપુરુષ. આપ...ભિન્નાભિન્ન =હુંપણું ટાળીને પોતાના સાચા સ્વરૂપને ઓળખે છે, અને એમ ભેદઅભેદને ટાળી નાખે છે. મુક્તાફલ=મોતી. બગ=બગલો. ચંચ=ચાંચ. હંસ અને બગલો બંને ઊજળા છે, તેથી કાંઈ બંને એકસરખી ગુણશક્તિવાળા નથી. રંચ=જરા પણ. મીન=માછલું. બગલો માછલાં જ ખાય છે, હંસ માછલાં લેતો નથી—મોતી ચરે છે. મરાલ=હંસ. દેહદર્શી=દેહને જોનારો. દેવદર્શી=દેવને—આત્માને જોનારો. ઉગાર=બચાવ. વટક્યો=ખસી ગયો. નિઃસાર=માલ વિનાનો. અજરણજરણ=અજીર્ણતા અને જીર્ણતા; જુવાની અને ઘડપણ. નેત્રે=આંખે, દૃષ્ટિએ. જાણ=જ્ઞાન.

**પદ ૯ મું:** વ્યાપ=ફેલાવ. સોહં=તેજ**सः** એટલે તે, **अहम्** એટલે હું; **सोऽहम्** એટલે તે હું છું. આ સોહંનું તેજ સનાતન

અનલ અનિલ ને વળી અવની, આપ આકાશ મુજમાંહે;
સત રજ તમ સત્તા સર્વ મારી, એ તે હું નહિ પ્રાયે. ૩
શબ્દ સ્પર્શ રસ રૂપ ગંધ, પાદ પાણુ ગુદ લિંગ;
ચલનવલન ચેતનતા મારી, હું ન આવું કોઇને અંગ. ૪
નેત્ર શ્રવણુ નાસા ત્વચા જિહ્વા, મન બુદ્ધિ ચિત્ત અહંકાર;
જીવાત્મ પરમાત્મ તે હું, પણુ બંધ નહિ કહેવાય. ૫
ભૂમિ વરુણુ રવિ દિગ મારુત વહ્નિ, ઇંદ્ર વિષ્ણુ મૃત્યુ બ્રહ્માએ;
સંકર્ષણુ વાસુદેવ પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ એવું મુજમાંએ. ૬
ઉત્પત્તિ સ્થિતિ લય પ્રકૃતિ પુરુષનું, તત્ત્વમસિપદ જોતે;
અખાને ઓચરવું, એ સ્વયં પોતાનું પોતે. ૭

## પદ ૧૦ મું

પ્રીછે પાધરું રે, ભાઈ અણુપ્રીછે ઉપાધ;
પરમાત્માની પ્રીછ હવી, ત્યારે ભાંગી ભવની ખાધ. ધ્રુવ. ૧
અણુજાણે સઉ આથડે, અને દેવ દેવી ધ્યાય;
જો પ્રભુ દેખે પંડમાં, તો શીદ બહારે જાય? ૨

---

છે—સદા અણુઆથમ્યું છે. ત્યાં નિગમ એટલે વેદ અથવા પરમાત્મા રહ્યા છે. બલહાર=ધન્ય. નિર્ગુણ=ગુણથી પાર. અનલ=અગ્નિ. અનિલ=પવન. અવની=પૃથ્વી. સત=સત્ત્વગુણ. રજ=રજોગુણ. તમ=તમોગુણ. પાદ=પગ. પાણુ=હાથ. ગુદ=ગુદા. લિંગ=જનનેન્દ્રિય. શ્રવણુ=કાન. નાસા=નાક. ત્વચા=ચામડી. જિહ્વા=જીભ. જીવાત્મ=જીવાત્મા. બંધ=બંધન. ભૂમિ=પૃથ્વી. વરુણ=જલ, સાગર. દિગ=દિશા. મારુત=પવન. વહ્નિ=અગ્નિ. સંકર્ષણ=શેષનાગ, બલદેવ. વાસુદેવ=શ્રીકૃષ્ણ. પ્રદ્યુમ્ન=શ્રીકૃષ્ણનો પુત્ર. અનિરુદ્ધ=પ્રદ્યુમ્નનો પુત્ર.

**પદ ૧૦ મું:** ઉપાધ=ઉપાધિ. પ્રીછ=સમજ. ભાંગી ભવની ખાધ=સંસારની ખોટ ભાંગી ગઈ—સંસાર ટળી ગયો. ધ્યાય=ધ્યાન ધરે. બથોડાં=બાથોડિયાં. પહાણુશું=પથ્થર સાથે. દારિદ્ર=ગરી-

તેને કામના લાગી સ્વર્ગની, માંહે ભ્રમરૂપી ભૂત;
તેણે ખાઇને ખોખું કર્યું, કેમ વાત લહે અદ્ભુત? ૩
તેને શાંતિ સુખ આવે નહિ, મોહ્યો તે અમરની આશ;
તે ભરે બથોડાં પહાણશું, જાણે દારિદ્ર થાશે નાશ. ૪
જેમ મુંડાકેરું માંકડું, તે ઘરઘર માગે ભીખ;
પગે લાગે ને પેટ દેખાડે, તોયે ન પામે શીખ. ૫
તેને નિઃસ્પૃહી નર જો મળે, તો મૂકે મમતા મન;
કર્મ સઘળાં બાળીને, નિજ જ્ઞાન આપે ધન. ૬
સાધન કરી કરી શરણે જાય, તોયે ચડે કાળને હાથ;
કાળ ભવની ઘાણી જોતરે; તેને નાકે ઘાલી નાથ. ૭
વપુ વિદેહી તે કરે, જે જીવન્મુક્તા હોય;
પાધરો માર્ગ મુક્તિનો, અખા આચરીને જોય. ૮

## પદ ૧૧ મું

પ્રાણી પ્રીછજો રે, એવી સંતકેરી સાન;
અન્ય સાધન સાંભળી, તું મેલા કરે કાં કાન? ધ્રુવ. ૧
અક્ષર તો ખરે નહિ, અને ખરે તે અક્ષર ન થાય;
જ્યારે ક્ષરને ખસતો મેલિયે, ત્યારે અક્ષર થઇને રહેવાય. ૨
પ્રીછે પ્રીછવણ પાંગરે, અને અણપ્રીછે અંધાર;
જેમ મહી થતે માખણ પ્રગટ્યો, તેને નાંખી છોડ્યો છાર. ૩

---

બાઈ, દળદર. મુંડો=બાવો, વેરાગી. શીખ=શિખામણ, જ્ઞાન; ભેટ. વપુ=શરીર. વિદેહી=દેહવિનાનું. જીવન્મુક્તા=જીવન્મુક્ત. જે જીવન્મુક્ત પુરુષ હોય છે, તે પોતાના દેહ ઉપરની સઘળી મમતા ખંખેરી નાખીને વર્તે છે. તેથી દેહ હોવા છતાં તેને દેહ જ નથી, તેમ જ બીજો જન્મ પણ નથી.

**પદ ૧૧ મું**: અક્ષર=અવિનાશી. ખરે નહિ=નાશ નહિ પામે. ક્ષર=વિનાશી. જ્યારે વિનાશી—નાશવંત—દેહને ખસતો કરવામાં આવે,

પાંચનાં પંચવીશ જે તે, આત્માને આદ;
શોધીને શુદ્ધ કીજિયે, ત્યારે જાયે જાડ્ય. ૪
તેજે તેજ જ દેખીએ, અને હીરે હીરો વીંધાય;
તેમ તત્ત્વે તત્ત્વ ઓળખે, એ સદ્‌ગુરુકેરો ઉપાય. ૫
વિચારે વસ્તુ પામીએ, કલેશ ન કરીએ કાંય;
સમ્યક્ મુખ તો દેખીએ, જો આરસીમાં જોતો જોય. ૬
મૂકવાને નથી માયા, ગ્રહવાને નથી ઘાટ;
પાર પામે પ્રીછતાં, જો નિઃશંક નાખે નાટ. ૭
શાસ્ત્રનો સિદ્ધાંત એ છે, ઉપનિષદનો અર્થ;
અખો સીધ્યો સાધતાં, જેમ હાથે કાંકણુ તરત. ૮

## પદ ૧૨ મું

પ્રભુ છે પ્રીછમાં રે, કાંઇ ભેદુ જાણે ભેદ;
જે બોલે ચાલે સાંભળે, જેને નિત્ય વખાણે વેદ. ધ્રુવ. ૧
અળગો આત્મા બોલીએ, અને સ્વર્ગ મૃત્ય પાતાળ;
તોય પ્રત્યક્ષ ન પામીએ, જેમ બ્રહ્મા ભમ્યા નાળ. ૨
જેમ હીરો હીંડે ખોળતો, તે જોત જોવા જાય;

એટલે જ્યારે સાચી આત્માકારવૃત્તિ થાય, ત્યારે માણસ અક્ષર–અવિનાશી પદને પામીને રેહે છે. પ્રીછવણ=જ્ઞાન, પ્રકાશ. પાંગરે=મહોરે, ફૂટે. મહી=દહીં. છાર=છારી. પાંચ=પાંચ મહાભૂતો. પંચવીશ=પચીસ (ચોવીસ તત્ત્વો ને પ્રકૃતિ). આદ=આદિ. જાડ્ય=જડતા. સમ્યક્=સાચી અને સરખી રીતે. મૂકવાને...નાટ–જો યુક્તિ મળી આવે, તો માયાને મૂકવાપણું નથી તેમ ઘાટને પકડવાપણું નથી. એ તો સાચી સમજ આવી જાય છે, એટલે પાર કરાય છે. હાથે કાંકણુ=હાથકંકણુ; સરખાવો: 'હાથકંકણુને આરસીની જરૂર નથી.'

**પદ ૧૨ મું**: ભેદુ=જાણકાર. મૃત્ય=મૃત્યુ. નાળ=કમળની દાંડી. ભમ્યા=ગોળગોળ ફર્યા. બ્રહ્માએ જન્મ લીધો. જોત=જ્યોત, પ્રકાશ.

તે જ તારી આંખમાં, જો મેલ પાછો થાય. ૩
જાણપણું જે જીવનું, એ જ અંતને આદ;
સ્વામી સ્વે સળંગ છે, આકાશમાં ન હોય વાડ. ૪
જેમ સૂરજ આગળ રત્નની, કીજે ભૂષણરૂપણી ઓટ;
તોય દેખાડે મલિનતા, નિજ કાંતિમાંહે હોય ખોટ. ૫
હું નહિ, તું નહિ, તે નહિ, એવું તે તેમનું તેમ;
મહાતિમિરમાંહે માનવી, નિજ અંગ ન દેખે એમ. ૬
રામ તારકમંત્ર એહ, તે સૃષ્ટિ અભાવનો લક્ષ;
વસ્તુએ વસ્તુ મળી જવું, જેમ લવણ અંબુમાં અલક્ષ. ૭
સ્વયં રામ તે આતમા, પણ મૃત્યુ કામ ને કાજ;
તેની વસ્તુએ વસ્તુ થઈ જવું, પામવું અવિચળ રાજ. ૮
એ વિદેહનાં વચન અખા, તે વિદેહી ધારણહાર;
પદ જાણીને પ્રીછજો, એ તો વાણીરહિત વિચાર. ૯

## પદ ૧૩ મું

રમત રામની રે, માંહે રમણહારો રામ;
તું જ સ્વામી ને તું જ સેવક, વચે વિશ્વકેરૂં નામ. ધ્રુવ. ૧
મચાણો તું મહારાજજી રે, રચાણો ચારે ખાણે ચાર;
ત્રિલોક નામ તે તાહરું, તું નર નપુંસક નાર. ૨

---

આદ=આદિ, શરૂઆત. વાડ=સીમા. ભૂષણરૂપણી ઓટ=અલંકારરૂપી કાંગરી. મલિનતા=મેલ. કાંતિ=પ્રકાશ. મહાતિમિરમાંહે=મહાન અંધકારમાં. તારકમંત્ર=તારનારો મંત્ર. સૃષ્ટિ...લક્ષ=રામનામનો તારકમંત્ર સૃષ્ટિ છે જ નહિ, માત્ર અખંડ એક રામ જ છે, એવું ધ્યાન આપે છે. લવણ=મીઠું. અંબુ=પાણી. અવિચળ=સનાતન. વાણીરહિત=વચનથી પાર.

**પદ ૧૩ મું:** ખાણ=જરાયુજ આદિ ચાર જીવયોનિ. નપુંસક=ન સ્ત્રી અને ન પુરુષ. નાર=સ્ત્રી. પાંગળો=પગ વિનાનો. પગો=પગવાળો.

બહુપગો ને પાંગળો, બે ચાર છ ને આઠ;
કહીં પગો ને કહીં અણપગો, એવો વાંકો વસમો ઠાઠ. ૩
કહીં અધમુખો આખો સદા, કહીં બેઠો બારે કાળ;
ઊભો ફરતો શ્રીહરિ, કહીં વૃદ્ધ જોબન ને બાળ. ૪
એમ ભર્યો તું ભગવાનજી, અને ઠાલું એવું જાળ;
કહીં વૈરાટ, કહીં વામણો, કહીં ક્રૂર, કહીં કૃપાળ. ૫
દીન દુર્બળ બિહામણો, કહીં અહંકારી આનંદ;
સઘળી પેરે પિયુ તમો, શોધતાં ન મળે ગંધ. ૬
વેદાંત જે વદતું હતું, સૃષ્ટિ અનુભવનું લક્ષ;
બ્રહ્મપદની સાધના, સાધતાં પ્રીછે પક્ષ. ૭
હું નહિ ને તું નહિ, એવું તે સરખું આપ;
જે જેમ હતું તે તેમ થયું, એમ અખો સમજ્યો વ્યાપ. ૮

## પદ ૧૪ મું

પ્રભુ કેમ પૂજીએ રે, તમે જુઓ વિચારીને વાત;
રૂપ અરૂપી રામ છે, તેને ધ્યાવાની કઈ ઘાત? ધ્રુવ. ૧
નિગમે નવ જાણિયું, જ્યાં પામે મનવાણી વિરામ;
પછી ચાર માંડી પ્રતિમા, એ છે ભુલવણીનું નામ. ૨
કાષ્ઠ માટી પાષાણ ને ધાતુ, એ છે મૂરત ચાર;
માંહે મૂકી મનને, પછે માંડી તે ઠારેઠાર. ૩
દેવ દેવી પંચભૂતનાં, પંચભૂત પૂજે સોય;
સામગ્રી પણ પંચભૂતની, પંચભૂત વિના નહિ કોય. ૪

---

અધમુખા=અરધા મોંવાળો. જોબન=જુવાની, અહીં જુવાન. વૈરાટ=વિરાટ; મહાન. વામણો=વામન, વહેંતિયો. પિયુ=સ્વામી. પક્ષ=પડખું.

**પદ ૧૪ મું :** ઘાત=રીત, પ્રથા. મનવાણી... વિરામ=જેનું વર્ણન કરતાં મન અને વાણી પાછાં પડે છે. **यतो वाचा निवर्तन्ते अप्राप्य मनसा सह।** મૂરત=મૂર્તિ. ઠારેઠાર=ઠેરઠેર. પંચાતીત=પાંચ

પંચાતીતને પામીએ, તો પૂજ્યાનું પ્રમાણ;
અજાણે કરે આરાધના, તે કુસકા કૂટે અજાણ. ૫
અજાણે આદર કરો, ધોખો ન ટળે ને ધાય;
દેહના કર્તવ્ય દેહલગે, જાય ધૂમ્યું ધૂપ્યું વાય. ૬
સરવાળો કરો ચૌદનો, એ તો નામરૂપની સૃષ્ટ;
રૂપ અરૂપી સમરસ થાશે, જોતાં સદ્‌ગુરુની દૃષ્ટ. ૭
ઊંઠગીફરે જે રહ્યું, દૈવ દૈવત દેવ;
અખા અર્પે આપને, તો સમરસ સાચી સેવ. ૮

## પદ ૧૫ મું

ભાકસી ભ્રમની રે, ભાઇ પડયો સર્વ સંસાર;
વણગુને વિશ્વ બંધાણું, તે કેમ ઊતરશે પાર? ધ્રુવ. ૧
જોગ લીધો પણ જુક્તિ ન આવી, પડી તે જાણો એ પેડ;
પહેલા ભાકસી ભોગવતો, પછી પડી તે પગમાં હેડ. ૨
અડસઠ તીર્થ નાહે ધૂવે, પ્રાણી સાચવે સર્વે આચાર;
નાહ્યા ધોયાનું ઇષ્ટ ઘણેરું, તેથી નથી નીસરતો બા'ર. ૩
કળા કૂંચી સદ્‌ગુરુતણી, જેને લાગી હોય લગાર;
કમાડ ખોલી ખડકીતણું, એ તો ઠેકીને નીસર્યો બહાર. ૪
બહાર નીસર્યો ત્યારે બુદ્ધિ આવી, ને કાટ્યા કર્મના પાશ;
કહે અખો તેને પાંખો આવી, તે ઊડી ચાલ્યો આકાશ. ૫

---

મહાભૂતથી પાર એવા પરમાત્મા. આરાધના=પૂજા. ધોખો=ચિન્તા. ધૂમ્યું...વાય=અગ્નિના જે ધુમાડા કર્યા, અને ધૂપદીપ કર્યા તે બધું વાયે જાય—પવનમાં નકામું જાય. સૃષ્ટ=સૃષ્ટિ. ઊંઠગીફરે=સાડાત્રણ હાથથી અળગો—પરમાત્મા. સેવ=સેવા, પૂજા.

**પદ ૧૫ મું:** ભાકસી=અંધારી કેદકોટડી. પેડ=ઝાડની ડાળ. હેડ=બેડી. કમાડ=બારણું. ખડકી=બ્રહ્મરંધ્ર, દશમી ખડકી. સરખાવો: 'યહ નગરીમેં નવ દરવાજા, દસમી ખિડકી ન્યારી હે.' કાટ્યા=કાપ્યા.

## પદ ૧૬ મું

સંગત શું કરે રે ભાઇ જો, શઠ ન સમજે સાન;
વાંઝ બાલક પ્રસવે નહિ, તે જાય અનરથ ઋતુદાન. ધ્રુવ. ૧
જેમ પન્નગને પયપાન કરાવે, અમૃતરૂપી આહાર;
તોયે વિખિયો વિષ છાંડે નહિ, સામા કોટિ વાધે વિકાર. ૨
તીખાં રહે કપૂર મધ્યે, સદા ભેળો વાસ;
તોયે તીખાશ ટળે નહિ, એની બુધ્યે ન લાગ્યો બરાસ. ૩
દાદુર રહેતો વારિમધ્યે, પેડ કમળની પાસ;
કલ્લોલ કરતો કીચશું, એને ન આવી કમળની વાસ. ૪
ચંદનનો ગુણ સદા શીતલ, ભેળો રહેતો ભોરંગ;
તોયે શીતલ થયો નહિ, એને નિત્ય અડાડતો અંગ. ૫
રાણી પાસે સદા રહેતી, દાસી પૂરણ પ્રીત;
તોયે ચેરી સમજી નહિ, એ રાજપદની રીત. ૬
શ્રીમંત પાસે સદા રહેતો, અહોનિશ રળતો રાંક;
અપરાધી અમથો રહ્યો, તો શ્રીમંતનો શો વાંક ? ૭
અધિકારીને સદા આવે,આત્મલક્ષ અભંગ;
અખા એ પદ મુમુક્ષુને, સદા ફળે સતસંગ. ૮

---

પાશ=દોરડા. પાંખો આવી=જ્ઞાન આવ્યું.

**પદ ૧૬ મું:** સંગત=સોબત. શઠ=લુચ્ચો. વાંઝ=વાંઝણી. પ્રસવે=જન્મ આપે. અનર્થ=ફોગટ. ઋતુદાન=સ્ત્રીને ઋતુકાળ હોય, ત્યારે તેની સાથે કરેલો સમાગમ. પન્નગ=સાપ. પયપાન=દૂધનું પાન. વિખિયો=ઝેરીલો. વિષ=ઝેર. વાધે=વધે. તીખાં=મરી. બરાસ=કપૂરના મસાલાવાળો એક સુગંધી પદાર્થ. દાદુર=દેડકો. વારિ=પાણી. બુધ્ય=બુદ્ધિ. પેડ કમળની પાસ=કમળની લતા પાસે. દેડકો કમળની વેલી પાસે રહેતો હતો, પણ કીચ-કીચડમાં આનંદ કરતો હતો ! એને પેલી કમળડાળની વાસ જ ન આવી ! ભોરંગ=સાપ. ચેરી=ચેટી, દાસી. અહોનિશ=રાતદિવસ. રાંક=ગરીબ. અભંગ=અખંડ.

## પદ ૧૭ મું

જીવ શિવ એક છે રે, જો જાણે જીવની જાત;
પોતાને રંગપાસ લાગ્યો, બીજે પાડી ભાત. ધ્રુવ. ૧
આપ નહિ, અપવાદ નહિ, નહિ હર્ષ શોક ને કામ;
શહેર નહિ તેને ચોર શાના ? અખંડ બ્રહ્મનું ધામ. ૨
અનેક મુખ છે એક માણ્યને, તેને મુખે મુખે અવિકાશ;
તે મધ્યે દીવો એક છે, તેને રોમરોમ પ્રકાશ. ૩
સ્વપ્નમાંહે જેમ દેહ દશેં, તે જાગ્યા પૂઠે જાય;
નથી તેને શીદ નિંદીએ, રહીએ આપણે અનુભવમાંય. ૪
બીબામાં જેમ બિમ્બ દીસે, તેમ તમારો વ્યાપ;
બોલે તે બીજો નહિ, જે સામો દિયે જવાબ. ૫
હરિ હરિજન એક છે, તેની વેદ પૂરે સાખ;
આપ ટળી કહે અખો, તું નિઃશંક હરિભણી નાખ. ૬

## પદ ૧૮ મું

સહેજે સમી ગયા રે ભાઈ, વિધિનિષેધ વ્યવહાર;
પાંચ ભાગે પદ કીધો, ત્યારે જાણ્યો જાણણહાર. ધ્રુવ. ૧
ભ્રમભય ભાગી ગયો રે, પાપપુણ્યનો નાશ;
આશાતૃષ્ણા આથમી, ત્યારે નહિ સ્વામી નહિ દાસ. ૨
જન્મમરણનાં ઝાંઝવાં રે, જો તે દેખી જાગ;
પવનપાણીનો કોયડો, માંહે સોખે પોખે આગ. ૩
શબ્દકેશ સૂત્રથી રે, ઘૂંચાણું માંહે જાળ;
કળા કાતરણી ગુરુતણી, તેણે કાતર્યાં તત્કાળ. ૪

---

**પદ ૧૭ મું:** અપવાદ=નિન્દા. માણ્ય=માણ, ગાગર. અવિકાશ=અવકાશ. વ્યાપ=ફેલાવ.

**પદ ૧૮ મું:** ભ્રમભય=ભ્રમનો ભય, ભ્રમરૂપી ભય. સોખેપોખે=શોષે અને પોષે. કાતરણી=કાતર. તત્કાળ=તરત જ. તાગ=છેવટ. અર્ક=

વેનઘેયો દેખતો રે, તેણે તાણી કાઢયો તાગ;
અર્ક ઊગ્યો જ્યારે આતમા, ત્યારે નહિ દોરડી નહિ નાગ. ૫
ઉપર ટાળો આ કળા રે, નિરાલંબી વાત;
જીવ ખોઇને જીવવું, એવી નગાત રમવી ઘાત. ૬
આદર તો અક્ષય સદા રે, અધ્યારોપને જાણ;
પરમપદની સાધના, એ તો પરમારથ કરી માન. ૭
અનળપંખીનો ઇંડવો રે, ભૂલ્યો ન આવે ભોમ;
અણછતો અખો ઓચરે, જેને વાસ વસાવો વ્યોમ. ૮

પદ ૧૯ મું

બાવનબાહરો રે, હરિ નાવે વાણીમાંય;
મન જાણે કોઈ કલપિયું, તે ગિરામાંય ગૂંથાય. ધ્રુવ. ૧
પરા પશ્યંતી મધ્યમા, વૈખરી આવે બહાર;
તેના સ્વરસંઘાતે ગૂઝતાં, પણ રહે પરાને પાર. ૨
ભાઈ વીણા વાજે વાણસું, તેને ગમે બેસે ઘાટ;
તે ઠાઠથી ઠાકર પરો, પણ વાજે જંત્રી માટ. ૩
ભાઈ પ્રેમલ માટે પુષ્પ જેમ, અતિ મૂલ્ય પામે માન;
ફૂલ ફરીને વાસ શોધે, એમ સમજવી સાન. ૪
જળ કુસુમ ને ગંધ અરૂપી, તે પ્રત્યક્ષ પામે કેમ?
તેમ અક્ષરમાં લય આત્મા, એ જુક્તિ જાણવી એમ. ૫

---

સૂર્ય. નાગ=સાપ. ટાળો=દૂર કરો. નિરાલંબી=આધારરહિત. જીવ ખોઇને જીવવું=જીવપણું ગાળી નાખીને આત્મારૂપ થઈ અમર થવું. નગાત=અઘાત, ઊંડી. અનલપંખી=એક કાલ્પનિક પંખી. આ પંખી વિષે જુઓ છપ્પાના અર્થમાં. ઇંડવો=ઈંડું, બચ્ચું. ભોમ=ભૂમિ. વ્યોમ=આકાશ.

**પદ ૧૯ મું:** બાવનબાહરો=અક્ષરાતીત, અક્ષરથી પર–વચનાતીત. કલપિયું=કલ્પ્યું. ગિરા=વાણી. પરા, પશ્યંતી, મધ્યમા, અને વૈખરી એ વાણીના ચાર પ્રકાર છે. તે અનુક્રમે નાભિ, હૃદય, કંઠ અને

ફલ ફરીને બીજને, જેમ બહાર જોવા જાય;
બીજ બફાઈ સ્કંદે ચડયું, તે પોતે પ્રસર્યું પ્રાય. ૬
પંચ પંચક પાંગર્યાં, એ તો પ્રકૃતિનો પરિવાર;
પાછો પસારો સંવરે, બાકી શેષ રહે તે સાર. ૭
જેમ અવની લાગે અંકુર ફૂટે, એવું છે બ્રહ્મજ્ઞાન;
મરે જીવ માયા મિથ્યા, પ્રપંચ થાયે જેમ પાન. ૮
દૈવદૃષ્ટે એકો ન દીસે, બે દીસે તે રોગ;
અરવાચી એહના ઉપાસી, જ્યાં કો ભોગી ન મળે ભોગ. ૯
મિથ્યા સ્ફુર્યું આપ જાણો, અનજાયે અભ્યાસ;
અણછતો જ્યારે પ્રગટે, ત્યારે છતો થાય અખા નાશ. ૧૦

## પદ ૨૦ મું

નથી તેને શું નિંદીએ રે, ભાઇ રહે આપણા અનુભવમાંય;
આછાં દોહેલાં ઊંડાં કહ્યાં, મિથ્યા જલ મરીચી દરશાય. ધ્રુવ. ૧
રાય સ્વપ્નમાં રંક થઇને, ભૂખ્યો ધ્રાણો કરી ધાય;
જાગ્યા છે તેને જાણી રહેવું, નથી રંક ને રાજાય. ૨
સીંદરીનો સર્પ ભાસ્યો, અંધારે આંખ અવરાય;
મિથ્યા સર્પ માની રહ્યો, કહે ખીજશે તો ખાય. ૩
આપે તે લહે જ્યારે આપને, ત્યારે અણછતું મન અલ્પાય;
સંશય શમ્યો ને દ્વૈત વામ્યો, નારાયણ નિર્ભય થાય. ૪

---

મુખમાંથી બહાર આવે છે. વાણસું=આણથી; ગંજથી. ઠાકર=ઠાકોરજી, પરમાત્મા. જંત્રી–જંત્ર વગાડનાર. માટ=કારણે. પ્રેમલ=પરિમલ; સુગંધ. કુસુમ=ફૂલ. સ્કંદે=ખાંધે. પંચ પંચક=પચીસ. ચોવીસ તત્ત્વો ને પચીસમી પ્રકૃતિ. પસારો=ફેલાવો. સંવરે=સમેટે. અરવાચી=પેલી પારના ગાળે. એહના=બ્રહ્મના. અનજાયે=વણ જન્મ્યે.

**પદ ૨૦ મું:** દોહેલાં=દુર્લભ. મરીચી=મૃગજળ. ધ્રાણો=ધરાયો. સીંદરી=કાથાની દોરી. અવરાય=ઢંકાય. અલ્પાય=શમી જાય, શાંત થાય. વામ્યો=દૂર થયો.

## પદ ૨૧ મું

પંડિતો પ્રીછજો રે, ભાઈ આપ ટળ્યે ભવ પાર;
ભણ્યે ભટક્યે નહિ ટળે, એ તો વાણીરહિત વિચાર. ધ્રુવ. ૧
ભાઈ યથાર્થ વ્યાકરણ વખાણે, જાણે તે ભવમાં પૂજ;
તેની લજ્જા વાધે લોકમાંહે, પણ અળગી આત્મગુંજ. ૨
જેમ સાવ સુવર્ણ કેરો નાવ કીજે, તરે ન તારે તોય;
પાર ઊતરે કાષ્ઠનું, જેને અંતર ભાર ન હોય. ૩
પોથામાં પ્રપંચ લખ્યા, કર્મધર્મનાં જાળ;
તેમાં પણ હાથે ધરીને, બેઠો બોધે બાળ. ૪
ગરવો થઈ ગોવિંદ સમ રે, પણ માંહે તે ધનની ધાંખ;
કોણ સ્વાદે કરીને પિંજર, ઘાલે કાપી પાંખ? ૫
વિશ્વ વિશ્વને ભોગવે, નિત્ય પંડિત પૂછવા જાય;
તે અર્થ સાધવા આપણો, ભાઈ કરે તે અનેક ઉપાય. ૬
કામી જાણીને કર્મ દેખાડે, પ્રપંચ પોષે પાશ;
અજ્ઞાનઅંધારે બહુ ભમ્યા, કીધો જ્ઞાનકેરો નાશ. ૭
બ્રાહ્મણ તે જે બ્રહ્મ જાણે, અને બ્રહ્મ દેખી બ્રહ્મ ધ્યાય;
આપપણું પેખે નહિ, એવો વસ્તે વસ્તુ સમાય. ૮
નિરાલંબ પ્રપંચવર્જિત, અનાધાર આધાર;
પક્ષ પરાશે પરો સદા, તે અનુભવનો ભંડાર. ૯
આપ થકો ઉપદેશ ન આપે, ન કરે લિંગનો લેખ;
ભવતારક ગુરુ નાવ છે, પ્રપંચ ટાળે શેષ. ૧૦
નાશપણે નિર્મલ મતિ, નિર્વાણ ને નિરાધાર;
પક્ષપાત પ્રીછે નહિ, અનુભવના ભંડાર. ૧૧
એવા નર તેને મળે, જેનાં ભાગ્ય હોય નિદાન;
હરિ હસતા રમતા મળે, કહે અખો જો માંડે કાન. ૧૨

---

પદ ૨૧ મું: આત્મગુંજ=આત્માનું રહસ્ય. તોય=પાણી.

## પદ ૨૨ મું

સોહં મને સાંભર્યો રે, જેને ધ્યાતો હતો કરી ધ્યેય;
પાંચ ભાગે પિંડ કીધા, ત્યારે છતે વહેંચાણો દેહ. સોહં૦ ૧
આપ સંભારે આપણું, જેને ઊર્મિ તે ભાગે અન્ય;
જેમ તૃષા ન વ્યાપે તોયને, અને શીત ન વ્યાપે વહ્નિ. સો૦૨
દિનકરને દીપ જોઇએ નહિ, ભાઈ શૂરાને નહિ સાહ્ય;
સ્વયં પોતે પૂરણ સદા, તે ભ્રાન્તિ પડચે રહી જાય. સોહં૦ ૩
ભાઈ વસ્તુગતે વસ્તુ જ છે, ત્યાંહાં કાયા ન મળે કર્મ;
જ્યારે પાવક પ્રગટે પહાણથી, ત્યારે નહિ ધુમ્રનો ધર્મ. સોહં૦ ૪
તેને કાષ્ઠ મળિયાં કામનાં, ત્યારે ધુમ્ર વાધ્રી જ્વાળ;
ઈંધણાં વળતાં વીસર્યાં, છે અગ્નિ, ગયું નિજ આળ. સોહં૦ ૫
ભાઇ કૈવલ્યમાં કહેવા કંઈ નથી, છે ઈશ્વરપદમાં આપ;
તેથી જીવપદ જાડું ઘણું, જેને ખટઊર્મિ પુણ્યપાપ. સોહં૦ ૬
તત્ત્વમસિપદ વેદનું, તેને વેધ્રી વર્યો તે વીર;
તેણે વૈકુંઠ મૂકયું વાટમાં, નિજ ધામ પામ્યો ધીર. સોહં૦ ૭

---

સોનાનું વહાણ પાણી ઉપર તરી શકે નહિ કે કોઈને તારી શકે નહિ. તે કામ તો લાકડાનું વહાણ જ કરી શકે. માટે અંતરનો ભાર ઉતારી નાંખીને, હળવા થઈને, ભવસાગરને તરી જવું. બોધે=જ્ઞાન દે. બાળ=નાદાન. ધાંખ=ઝંખના. પ્રપંચવર્જિત=સંસારરૂપી પ્રપંચથી મુક્ત. અનાધાર=આધાર વિનાનો, છતાં સૌનો આધાર.. પરાશે=પરનો–પારકાનો આશય. પક્ષ=બાજુ. પરો=વેગળો. લેખ=ગણતરી. ભવતારક=ભવમાંથી તારનાર. નાવ=હોડી. નિદાન=ખરેખર. માંડે કાન=સાંભળે.

**પદ ૨૨ મું:** સોહં=**સઃ અહમ્**—તે હું છું. ધ્યેય=ધ્યાનનો વિષય. પ્રાણાયામની ઉચ્ચ સ્થિતિમાં આત્માને બિન્દુરૂપ બ્રહ્મરન્ધ્રમાં લઈ જવામાં આવે છે. ત્યાં આત્મા શરીરથી સ્વતંત્ર થઈ **સોઽહમ્**-

અણુછતો ઊભો થયો, તે, જનમમરણવશ જીવ;
તે દારિદ્રય દાખતો દૂબળો, એની આદ્ય શૂન્ય સદૈવ. સોહં૦ ૮
તે અટક કરતો એકલો રે, ભમતો તે ભવમાં ભૂર;
તેને અકસ્માત્ ઉદ્યોત હવો, ઊગ્યો અનુભવસૂર. સોહં૦ ૯
જ્યારે શરદ્કાળનો શશી ઊગે, ત્યારે નિર્મળ થાય નભવાસ;
ત્યમ વસ્તુવિચાર વિગતે કરે, તેને આતમતત્ત્વ અવાસ. સોહં. ૧૦
એ આરોપીને બોલિયું, પણ ઊચરવા નહિ એક;
અખો કહે સમજી શમે, રહે નેતિ નેતિ શેષ. સોહં૦ ૧૧

---

નો અનુભવ કરે છે. વધુ માટે જુઓ શિવસંહિતા. પાંચ ભાગે=પાંચ મહાભૂતો પૃથ્વી, જલ, વગેરે. ઊર્મિ=ઇચ્છા. તૃષા=તરસ. તોય=પાણી. વહ્ન્ય=વહ્નિ. દિનકર=સૂર્ય. દીપ=દીવો. સાહ્ય=મદદ. ભ્રાંતિ=ખોટી સમજ. પાવક=અગ્નિ. પહાણથી=પથ્થરથી. જ્યારે ચકમકમાંથી અગ્નિ પ્રકટે છે, ત્યારે તેમાં ધુમ્ર—ધુમાડો—હોતો નથી. પણ જો તેને કામરૂપી કાષ્ઠ (લાકડાં) મળે છે, તો ધુમાડા સાથે જ્વાળ (ઝાળ) નીકળે છે. ઈંધણાં=ઈંધન, બાળવાનાં લાકડાં. આળ=કલંક. વીસમ્યાં= શાંત થયાં. કામરૂપી લાકડાં બળી ગયાં અને ધુમાડો ય શમી ગયો. ખટઊર્મિ=શોક, મોહ વગેરે જાતની છ ઇચ્છાઓ. વેધી=તાકીને વીંધી. વર્યો=પરણ્યો; પરમાત્માને પરણ્યો. મૂક્યું વાટમાં=રસ્તામાં મૂક્યું; તે વૈકુંઠની પણ આગળ ગયો. ધીર=ધીરજ અને વીરતાવાળો પુરુષ. દારિદ્રય=ગરીબાઇ. દૂબળો=દુર્બલ. આદ્ય શૂન્ય=આદિમાં—શરૂમાં શૂન્ય. સદૈવ=હમેશાં. અટક=સંકલ્પ. ભૂર=ભૂરિ; ખૂબ. ઉદ્યોત=પ્રકાશ. અનુભવસૂર=અનુભવરૂપી સૂર્ય. શશી=ચંદ્ર. નભવાસ=આકાશની જગા. અવાસ=આવાસ, ધામ. ઊચરવા=બોલવા. નેતિ નેતિ શેષ=બાકીમાં નેતિ નેતિ જ રહે છે. સરખાવો: '**યન્નેતિનેતિવચનૈર્નિગમા અવોચુસ્તદ્ બ્રહ્મ નિષ્કલમહં ન ચ ભૂતસંઘઃ**' સમજી શમે= એક બ્રહ્મ જ છે, એમ સમજી સચ્ચિદાનંદમાં શમી જાય—લય પામી જાય.

## પદ ૨૩ મું

એહેવું પ્રીછિયા રે, ભાઈ! અનુભવી પુરુષ પ્રજ્ઞાન,
તે તો અકળ દેશે-જઈ વસ્યા, જેનું હાથ ન આવે ચિહ્ન. એહેવું૦
જગત જે જે પરહરે, તેનો તે ન કરે પરિહાર;
જેમ સકળ જીવ વહ્નિ પરહરે, પણ ચકોરને તો આહાર. એહેવું૦
જેમ ઊખરભૂમ્યે ના ઊપજે, દ્રુમ વેલી ફલ ફૂલ;
તેમ કર્મતણાં ફળ ત્યાંહાં નહિ, અનુભવક્ષેત્ર અમૂલ. એહેવું૦
જેમ કેસરી આમિષ ના ભખે, ભાઇ મૃતકનું કોઇ કાળ;
તેમ અનુભવી પુરુષ નવ ઓચરે, ભૂત ભવિષ્યનું જાળ. એહેવું૦
કરડી ચાલ હોય તેહની રે, જેહ વસે તે દેશ;
અંગ દીસે પણ લિંગ નહિ, એનો અખા ન કાચો વેશ. એહેવું૦

## પદ ૨૪ મું

તેમનું તેમ છે રે, ભાઇ વધે ઘટે નહિ શેષ;
મનની મંડ્યો મત કરીને, પ્રેરે નાના વેષ. તેમનું૦ ૧
ખટ્દર્શન રહ્યાં ખટપટે રે, આપાપણો અહંકાર;
સહુ કો પેખે ખૂટમાં પણ, આત્મ નહિ વિચાર. તેમનું૦ ૨
પોથાંની પ્રતીતથી, ધરે આગળ્યો ઉમેદ;
પ્રત્યક્ષ ચૈતન્યને નિન્દે, તેણે થાયે ભેદાભેદ. તેમનું૦ ૩
અજ્ઞાનઅંજન આંખમાં, તે ઊંચે દેખે આપ;
તે નન્દે વન્દે વિશ્વને, એને ત્યમ ત્યમ વાધે તાપ. તેમનું૦ ૪

---

**પદ ૨૩ મું:** પ્રજ્ઞાન=ઊંચું જ્ઞાન, બ્રહ્મ. સરખાવો: **प्रज्ञानं ब्रह्म.** અકળ=કળાય નહિ એવું, કલાતીત. પરહરે=છોડે. પરિહાર=ત્યાગ. વહ્નિ=અગ્નિ. ઊખરભૂમ્ય=ખારપાટની ઊજડ ભૂમિ. દ્રુમ=ઝાડ. અમૂલ= અમૂલ્ય. આમિષ=માંસ. મૃતક=મડદું. કરડી=અક્કડ. લિંગ=ચિહ્ન.

**પદ ૨૪ મું:** મંડ્ય=માંડણી, ગોઠવણ. ખૂંટ=હદ, સીમા. સહુ સીમાવાળા સંસારને જુએ છે, પણ અસીમ આત્માને જોતા નથી.

મન ઘૂંચાણું માંહ્યથી તે, મર્મ ન જાણે મોખ;
મેશ વળગી મુખ આપણે, અને દર્પણને દે દોષ. તેમનું૦ ૫
આપ ઉદે સરખું જ છે, પણ સાધે તો શુદ્ધ થાય;
રૂડું કૂડું કહેવા નથી, એ સદ્ગુરુથી પ્રિછાય. તેમનું૦ ૬
જે સરિતા સાગરને સેવે, તે ના કહે મધુરો ખાર;
અખા જે જગતગુણ જાણે, તે ન કરે અન્ય ઉચ્ચાર. તેમનું૦ ૭

## પદ ૨૫ મું

હુંએ હું જાણિયું રે, જ્યારે હુંની કાઢી ભાળ;
હું વડે હું ટાળિયું, કાપી બેસવાની ડાળ. હુંએ૦ ૧
જીવપણે હું થઈ રહ્યો, તો જેમ ઉદકમાંનો ઇન્દ;
તે લેહેર આવે ને લડથડે, જેમ મળી રહ્યું છે બિમ્બ. હુંએ૦ ૨
તે વારથી વગતો હવો, જ્યારે આપ મળ્યું આકાશ;
ત્યારે સદા સદોદિત સ્વે હવો, જ્યારે નીર પામ્યું નાશ. હુંએ૦ ૩
દેહદર્શી તે દેહ દેખે, આપ ટાળ્યે સમજે આપ;
મૃગજળ પીને માનવી, ટાળવા હીંડે તાપ. હુંએ૦ ૪
ભોમવરતી ભારથી રે, કુબુદ્ધિ માને કર્મ;
અનુભવપાંખ આવી નથી, તે મૂઢ ન સમજે મર્મ. હુંએ૦ ૫

---

પ્રતીત=પ્રતીતિ, ખાતરી. તેણે=તેથી કરીને. ભેદાભેદ=ભેદ અને અભેદ. અજ્ઞાનઅંજન=અજ્ઞાનરૂપી આંજણ—મેશ. આંખમાં અજ્ઞાનરૂપી આંજણ છે, તેથી તે આપને—આત્માને—ઊંચે જોવાનો પ્રયત્ન કરે છે. ખરી રીતે તો આત્મા અંતરમાં ને બહાર સર્વત્ર વિલસી રહ્યો છે. મોખ=મોકો, પ્રસંગ. મર્મ=રહસ્ય. કૂડું=ભૂંડું. સરિતા=નદી.

**પદ ૨૫ મું:** ઉદક=પાણી. ઇન્દ=ઇન્દુ, ચંદ્ર. વાર=પાણી. વગતો હવો=વેગળો થયો, મોકળો થયો. આપ=પાણી. સદોદિત=અનસ્ત; સદા ઉદિત. સ્વે=સ્વયં. નીર=પાણી. અંતઃકરણરૂપી જળમાં જીવરૂપી ચંદ્રનો પડછાયો પડ્યો છે. વૃત્તિની લહેરીઓ સાથ તે ઉપરનીચે

કલા જાણ્યા વિના કીર જ્યમ, પશુ બંધાણો પાશ;
તે પાંખ કાતરી પારધી, ત્યારે જ્ઞાન પામ્યો નાશ. હુંએ૦ ૬
તેના કીધા કાળે કોળિયા રે, પછી હોંશે આવ્યા હાથ;
જેમ મર્કટ માગે માધુકરી, પેલા ભમે ભિખારીની સાથ. હુંએ૦ ૭
એમ સમજીને જે રહે, તેનો મર્મ લહે મહાજન;
તે અવની આવે નહિ, જેને હોયે આતમજ્ઞાન. હુંએ૦ ૮
અણુલિંગી સ્વે આત્મા જ્યારે, આવીને દે હુલ્લાળ;
તેની જ્યોત ઝળહળ પેખીએ, ત્યારે તિમિર નાસે તત્કાળ. હુંએ૦૯
એવું જ પદ જે અનુભવે, તે તો રિઝાણાની ગુંજ;
અખો નહિ તો શું કહે? એ તો આપ આપણી સૂઝ. હુંએ૦ ૧૦

પદ ૨૬ મું

બ્રહ્મરસ તે પિયે રે, જે કોઈ બ્રહ્મઅંશી હોય;
વેદશાસ્ત્ર અધ્યાત્મ સઘળાં, પ્રત્યક્ષ આવે સોય. બ્રહ્મરસ૦ ૧
સિદ્ધાન્ત વેદાન્ત સભર મહીં રે, સમક્ષ પહોંચી સમાય;
ગુરુગમ કલા તે કોટિગણી રે, બીજે કોઇએ નવ થાય. બ્રહ્મરસ૦ ૨
સિંહણીનું દૂધ કોણ જીરવે, જીરવે સિંહનું બાલ;
શમે સોનાના પાત્રમાં, નહિ તો ફાડી નાખે તત્કાલ. બ્રહ્મરસ૦ ૩

---

થયાં કરે છે. પણ જ્યારે એ અંતઃકરણની વૃત્તિઓ ચિદાકાશમાં ભળી જાય છે, ત્યારે જીવ એ પાણીથી વેગળો થાય છે. પોતે આત્મા છે, એવું તેને ભાન થાય છે. આમ નીર નાશ પામે છે, ત્યારે સ્વયંજ્યોત આત્મા ઝગઝગી રહે છે. હીંડે=હચ્છે. ભોમવરતી=ભૂમિ-પૃથ્વી ઉપર વર્તનાર-રહેનાર. કીર=પોપટ. પાશ=દોરડું. પારધીએ પોપટની પાંખ કાતરી નાખી, એટલે તેનું જ્ઞાન સમૂળું ચાલ્યું ગયું. મર્કટ=વાંદરો. માધુકરી=ભીખ. હુલ્લાળ=ઉલાળો. તિમિર=અંધકાર. તત્કાળ=તરત જ. રિઝાણા=પ્રસન્ન થયેલા. ગુંજ=રહસ્ય.

**પદ ૨૬ મું:** બ્રહ્મઅંશી=બ્રહ્મરૂપી અંશવાળો. અધ્યાત્મ=આત્માને લગતું; બ્રહ્મજ્ઞાન. ગુરુગમ=ગુરુથી ગમ્ય—સમજાય એવી.

નામ રૂપમાં લક્ષ રહે, પણ ધાતુમાંથી મહોર;
જીવ બ્રહ્મને એમ જાણો, ઠરી રહો તે ઠોર. બ્રહ્મરસ૦ ૪
સંતસંગતમાં ઝીલતાં રે, સાચો તે ભાસે સિદ્ધાન્ત;
અનુભવી હોય તે ઓળખે, બીજો ન ઘાલે હાથ. બ્રહ્મરસ૦ ૫
ચકોરની પ્રીતિ ચંદ્રશું રે, અગ્નિ પ્રાસે અંગાર;
બ્રહ્મવેત્તા એમ સંભવે, એનો એવો કહ્યો અધિકાર. બ્રહ્મરસ૦ ૬
બોલે તે બીજો નહિ રે, એ જ આતમરામ;
ભજન બાધું ભાગી પડયું, એ કોનું ધરશે ધ્યાન ? બ્રહ્મરસ૦ ૭
પાટવી હોય તે પાટ બેસે, તેની ફરે આણ ને હેન;
વશેકે વસ્તુ થયું, કોને જઈને કહેશે કહેણ ? બ્રહ્મરસ૦ ૮
શીત વ્યાપ્યું શરીરને, ત્યારે ઢાંકયું ઢબૂર્યું જેમ;
એ અમથું ઊભું થયું'તું, અજ્ઞાન આત્માને એમ. બ્રહ્મરસ૦ ૯
મૂળ ટાઢક કોઈને નથી રે, સદાયે સૂરજ હોય;
અખા એવું અનુભવે, તું ગુરુગમ ગોતી જોય. બ્રહ્મરસ૦ ૧૦

## પદ ૨૭ મું

અનુભવી ઓળખે રે, ભાઈ ! પૂરણ પદ નિજ ધામ;
તે એવામાં આવે નહિ, જેનું પડે રૂપ ને નામ. અનુભવી૦ ૧
નામરૂપે સહુ રંજિયા રે, પંડિત મૂરખ જાણ;
વિશ્વ સકલ નામરૂપનું, જેનાં ચરિત્ર ગાય પુરાણ. અનુભવી૦ ૨

---

બાધ્યું=બચ્યું. પાત્ર=વાસણ. ઠોર=ઠામ. અગ્નિ પ્રાસે અંગાર=પ્રાસે અગ્નિ અંગાર; અગ્નિ અને બળતા કોલસા ખાય. બપૈયો આવો આહાર કરે છે, એવી કલ્પના છે. પાટવી=રાજગાદીને લાયક; સૌથી મોટો પુત્ર. હેન=સગડૂર; શક્તિ. વશેકે=વિશેષે. શીત=ટાઢ. ઢબૂર્યું=બરાબર ઓઢાડીને સુવાડયું.

**પદ ૨૭ મું :** રંજિયા=રંગાયા, રાજી થયા. ધ્યાય=ધ્યાન ધરે. ધપે ધસમસે=જોરશોરથી દોડે. સાધે વાધે જોગ=યોગ સિદ્ધ કરવા

ધ્યાય ધપે ધસમસે, વળી સાધે વાધે જોગ;
પણ અળગા નહિ નામરૂપથી એવો એ દીરઘ રોગ. અનુભવી ૦ ૩
નેત્ર જે નીરખી શકે ને, સુણી શકે જે કાન;
નિશ્ચય તે તો નાશ પામે, તમે જોજો ધરીને ધ્યાન. અનુભવી ૦ ૪
એ પંચભૂતનો કોયડો, સ્થૂલ સૂક્ષ્મ પાપ જાય;
તેમાં ડાહ્યા ડહાપણ કરીને, ધ્યે ધ્યાતા કરી ગાય. અનુભવી ૦ ૫
કામી તાકે કામના, તેને સંકલ્પ સોહોણા હોય;
તે સત્ય જાણે સંસારને, અને કર્મકાંડને મોહ્ય. અનુભવી ૦ ૬
જ્યમ માદકભક્ષણે ભરમ વાધે, અણછતું આવે દ્દષ્ટ;
ત્યમ પ્રપંચ પેખ્યો પ્રાણીએ, નિજ જ્ઞાન થયા તે ભ્રષ્ટ. અનુભવી ૦ ૭
જ્ઞાન વિના ઘેર્યો પુરંજન, ભટકે તે ભવમાં ભૂર;
તે બ્રહ્મવિદ્યાના અનુભવે, છે તિમિરત્રાસક સૂર. અનુભવી ૦ ૮
કોરણ ચઢિયું રે કર્મનું, તેણે ઘેર્યું આત્મઆકાશ;
ત્યાંહાં જ્ઞાનઘન જો પ્રગટે, તત્કાલ પામે નાશ. અનુભવી ૦ ૯
બ્રહ્મ અગ્નિ જ્યાં પરજળે રે, અમિત હોય તેની ઝાળ;
ત્રિલોક તરણાં ક્યાં રહે, જો ત્રાસે ત્યાંહાંથી કાળ. અનુભવી ૦ ૧૦
પૂરણપદ તે ત્યાંહાં રહ્યો, જ્યાંહાં બળે બીજો ભાવ;
ત્યારે દ્વૈતાદ્વૈત ગયું સમૂળું, અખા નિરન્તર સાવ. અનુભવી ૦ ૧૧

---

ને વધારવા પ્રયત્ન કરે. દીરઘ રોગ=લાંબા કાળનો રોગ. તાકે=નિશાનમાં રાખે. સોહોણા=શોભીતા, સોહામણા. માદકભક્ષણે=કેફની વસ્તુ ખાવાથી. ભરમ=ભ્રમ. દ્દષ્ટ=દૃષ્ટિ. પુરંજન=જીવ. તે બ્રહ્મવિદ્યા-ના…સૂર=તે બ્રહ્મવિદ્યાનો અનુભવ થતાં તિમિર—અંધકાર—ને ત્રાસક—નસાડનાર—સૂર—સૂર્ય છે. એમ પુરંજન નિરંજન થાય છે. કોરણ=વરસાદ આવતાં પહેલાં ચડતો ધૂળનો વંટોળિયો; ડમરી. જ્ઞાનઘન=જ્ઞાનરૂપી વાદળું. પરજળે=પ્રજળે, બળે. અમિત=પુષ્કળ, અમાપ. ત્રિલોકતરણાં=ત્રિલોકરૂપી તણખલાં. પૂરણપદ=પૂર્ણ બ્રહ્મનું પદ.

## પદ ૨૮ મું

અધર રામ ઓળખો રે, જેનો નહિ કોઈ કાળે નાશ;
ત્યાં દશ ચોવીશ અનન્ત ઊપજે, હેલા સેજ કલાનું હાસ્ય. અધર૦ ૧
બોલ્યા બહુ ઋષિજન રવમાં, પ્રપંચ પ્રમાણ્યો પ્રૌઢ;
ચિત્તનું સ્ફુરણ ચિત્રે લખ્યું માન્યું, ૐકાર રહી ગયું ગૂઢ. અધર૦ ૨
ચિત્તવડે જોતાં ચિત્ર જ દીસે, વિચારી જોતાં વણસાય;
અનુભવે જોતાં ઈશ જ આપે, જગપણું ગરકાવ જાય. અધર૦ ૩
પૂરણ જ્યાં પાછા વળવું છે, ત્યાં આદ્ય આપોપું એન;
અખા આપ સંભારી શમવું, અવર અજાનાં ચેન. અધર૦ ૪

## પદ ૨૯ મું

ચિદ્ઘન માંહેલી ચેતના રે, મનુવા મન વિચારો વાત;
અણુલિંગી અનુભવ કરો આછો, ત્યારે ધામ મળે એ ઘાત. ચિ૦ ૧
ઊગી આથમે જે જે જોતાં, તે તે જાણો આભાસ;
તારું બલ તાંહાં તેને તાકે, વારુ જાણી કરે રે વિલાસ. ચિદ્ઘન૦ ૨
જેના તરંગ ત્રિભુવન જોતાં, તે અર્ણવમાં તું અવધાય;
ત્યારે તું તદ્રૂપ તે માંહે, દીપક-તેજ ના અળગાં થાય. ચિદ્ઘન૦ ૩

---

**પદ ૨૮ મું:** અધર=અધ્ધર, નિરાલંબ. હેલા=રમત; લીલા. સેજ કલા=સહજ કલા. આ જે દશ ઇન્દ્રિયો તથા ચોવીસ તત્ત્વો—અનંત જીવો ઊપજે છે, તે પરબ્રહ્મની સહજ કલાનું લીલાહાસ્ય છે. રવ=અવાજ, નાદ. અહીં પ્રણવનાદનો ઉલ્લેખ છે. પ્રમાણ્યો=જાણ્યો. પ્રૌઢ=મોટો. ચિત્રે લખ્યું માન્યું=જાણે ચિત્રમાં ચીતરેલું હોય, તેવું માન્યું—ગણ્યું. ગૂઢ=અણઊકલ્યું. વણસાય=નાશ પામે. એન=અસલ. અવર=બીજાં. અજા=માયા. ચેન=ચિહ્ન.

**પદ ૨૯ મું:** ચિદ્ઘન=સભર ચૈતન્યસ્વરૂપ બ્રહ્મ. મનુવા=હે મનુષ્ય! વારુ=ઠીક. તરંગ=મોજાં. ત્રિભુવન=ત્રણ ભુવન-સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ. અર્ણવ=સમુદ્ર. અવધાય=અવધિ પામે, લય પામે.

ફ્રામ વિના તું ફળે અફળાતો, દીનપણું ભાખે થઈ દીન;
હામ ખોઈ હડબડવા લાગ્યો, આશાએ કરિયો આધીન.ચિદ્દ્ઘન ૪
રાજપુત્રને રળવું શાનું ? દ્રવ્ય દૂઝે જેની સત્તાય;
અખા એમ જાણીને જોતાં, અલગ સળંગ શું થાય ? ચિદ્દ્ઘન ૦ ૫

## પદ ૩૦ મું

આપ સહેજે સાંભર્યું રે, તેની સાખ નહિ સંસાર;
કૂટકધ્યાને વણુ ઉદયો દેખે, પણુ ઊંધ્યા ને દેખે જાગણુહાર. આપ૦ ૧
રવિને રાત નહિ કોઇ કાળે, અંધારામાં કરે ઉદ્યોત;
ઉલૂકને અજવાળું ના મળે, સૂરજ સંગે સૂઝે નહિ જ્યોત. આપ૦ ૨
આડ અવિદ્યા આવી આવર્યો, આત્મસ્વરૂપી દીપ;
વેધ્યા ત્રણુ સખા ને પસર્યું,ઝળઝળ જ્યોત પસરી પ્રદીપ.આપ૦ ૩
રૂઠયો રામ બકતો જે બાહેર, દેશ કાલ ઘાલ્યા હતા કાન;
ફ્રામ આવે તે ફેર ઊતર્યા, લાભે નહિ ને નહિ જાન. આપ૦ ૪
આવે બાહાર શું પાછું પાંગરે રે, અંતર ઊપજે તે ક્યાં જાય ?
અમલ અખા ! આશય કરવો છે, પૂરા પુરુષ તો એવું ગાય. આપ૦ ૫

## પદ ૩૧ મું

રૂઠયો રામ ક્યાં રહે રે, એનો જપવો જાણીને જાપ;
અક્ષર એ ઊપજે છે ક્યાંથી, તે શોધી સ્વામીને સ્થાપ. રૂઠયો૦ ૧

---

ફ્રામ=સ્મરણ, ધ્યાન. ફળે=ફળમાં. દીનપણું=કંગાળપણું. ભાખે=કહે, બતાવે. હડબડવા=ગભરાવા. અલગ=અળગો. સળંગ=અખંડ.

**પદ ૩૦ મું:** કૂટકધ્યાને=ત્રિકુટીમાં (ભ્રમરની મધ્યમાં) ધ્યાન કરવાથી. ઉલૂક=ઘુવડ. ત્રણુ સખા=જીવ, આત્મા અને અંતર્યામી; અથવા જીવ, અંતર્યામી, અને માયા શબલબ્રહ્મ. વણુઉદયો=સદોદિત. પ્રદીપ=દીવો. જાગણુહાર=સદા જાગ્રત. ફેર ઊતર્યા=ભવના ફેરા ટળ્યા. લાભે=લાભ પામે. જાન=નુકસાન. રૂઠ્યો=રિસાયેલો.

**પદ ૩૧ મું:** પાયે પાંગરતાં=પગે જતાં. શ્રીરંગ=ભગવાન,

પાચે પાંગરતાં પાર ન આવે, ચિત્ત ચેતે તો શ્રીરંગ પાસ;
સુવર્ણ શોધતાં વાન વધે, પણ ધોતાં મેલ ન પામે નાશ. રૂઠ્યો૦ ૨
જપતા જે હલાવે જિહ્વા, પૂજતાં જે પ્રેરે પ્રાણ;
ગુણ ગાતાં ગિરાને પોષે, જોઈ વિચારી તેને જાણ. રૂઠ્યો૦ ૩
લાંબે લેખ ને ઓછું આયખું, ઉધારે કરવો આયાસ;
પ્રગટ પ્રાપ્ત છે આત્મઅનુભવ, સ્વે કરે જે શ્વાસોશ્વાસ. રૂઠ્યો૦ ૪
સાચા સન્ત જાણીને જીવન, આપોપું અર્પે છે એન;
કોઈ ન કરે અખા! પિયુ પાખે, સ્વે સ્વામીનાં દેખે ચેન. રૂઠ્યો૦ ૫

## પદ ૩૨ મું

સદ્‌ગુરુ શું કરે રે, ભાઇ કહ્યું ન માને જંત;
વચન વિડારે રે આવતાં, સામા દેખાડે દંત. સદ્‌ગુરુ૦ ૧
પ્રભુ પુરાતન કહી ગયા, હરજીએ કહ્યું અદ્યાપ;
આદિ મધ્યે અંત હું, એમ સત્ય વચન જ થાપ. સદ્‌ગુરુ૦ ૨
નરમાંહી નારાયણજી, ભાખે બ્રહ્મજ્ઞાન;
ત્યાં દેહનાં કૃત્ય જુવે દુરમતિ, જેમ કરકું કરડે શ્વાન. સદ્‌ગુરુ૦ ૩
સદ્યગતિ સાધની તે, નરખે નરખણહાર,
ચૈતનને ચિત્તમાં ધરે, તે પામે બ્રહ્મવિચાર. સદ્‌ગુરુ૦ ૪
નિસ્પ્રેહી નર નવ કરે, વેશતણો વેહેવાર;
તે સેજ શૂન્યે સમી રહે, લોક જુવે આકાર. સદ્‌ગુરુ૦ ૫
કેસરી તાજું ભખે, જંબૂક જૂનું ખાય;
તેમ બ્રહ્મજ્ઞાની જ્ઞેયમાં રહે, અને જીવ જીરણ થાય. સદ્‌ગુરુ૦ ૬

---

વિષ્ણુ. શોધતાં=શુદ્ધ કરતાં. વાન=રંગ, વર્ણ. ગિરા=વાણી. આયખું=આયુષ્ય, આવરદા. આયાસ=મહેનત. પિયુ=સ્વામી, પરમેશ્વર.

પદ ૩૨ મું: વિડારે=વિદારે, કાપે. દંત=દાંત. પુરાતન=પ્રાચીન. હરજી=મહાદેવ. અદ્યાપ=અદ્યાપિ, હજી પણ. ભાખે=કહે. દુરમતિ=દુર્મતિ; ભૂંડી બુદ્ધિવાળો. કરકું=હાડકું; કરક. સદ્યગતિ=તરત ગતિ.

પ્રત્યક્ષ પ્રભુને જે વદે, તે શું માંડે રાડ્ય ?
તે કહ્યું ન માને ક્યાંહાં થકાં, કરે અનુભવ આગળ વાડ્ય. સદ્‌૦ ૭
જે જેહેવા તે તેહવા અખા, કોઈ હીરા કોઇ પાષાણ;
તે સંગથી સુધરે નહિ, હોયે નીપજ એકે ખાણ. સદ્‌ગુરુ૦ ૮

## પદ ૩૩ મું

આત્મા એક છે રે, ભાઈ એક ઉદક એક ખાણ્ય;
બાહ્યર આવી ઉત્તમ મધ્યમ, થઈ છે ખેંચાતાણ. આત્મા૦ ૧
બ્રાહ્મણ ક્ષત્રિ વૈશ્ય શૂદ્ર, વિધિવિધિના રે વિચાર;
સરે જોતાં સોનું એક છે, એના ઘાટ ઘડ્યા બેચાર. આત્મા૦ ૨
જ્ઞાનદૃષ્ટિ ગોતીને જુવો, તમે પાખંડ મ કરો માંડ;
સરે જોતાં શેરડી, તેનાં ગોળ સાકર ને ખાંડ. આત્મા૦ ૩
હાથે હસ્તીનું હાડ પે'રી, નિત્ય સુહાગણ નહાય;
નવેણ ચોકો નિત્ય કરે, પેખો પ્રગટ એ અન્યાય. આત્મા૦ ૪
અનેક નદીએ જળ વહે, તેને જૂજવું મત જાણ;
સાયર જાતાં સર્વ ભેળી, તેનું નીર થયું નિરવાણ. આત્મા૦ ૫
આચારીને સદા અવગત્ય, મૂલ જોતાં મર્મ,
અખા આત્મ ચિન્યા વિના, એનાં કો દી ન ખૂટે કર્મ. આત્મા૦ ૬

સાધની=સાધુપુરુષની; સિદ્ધની. નરખે=નીરખે, જુએ. નરખણહાર=નીરખનાર. તાજું=તાજું માંસ. ભખે=ભક્ષે, ખાય. જંબૂક=શિયાળ. જ્ઞેય=જ્ઞાનનો વિષય. જીરણ=ઘરડું, વૃદ્ધ. રાડ્ય=રાડ, બૂમ. પાષાણ=પથ્થર.

**પદ ૩૩ મું:** ઉદક=પાણી. એક ખાણ=એક જ મૂળ, એક જ જાત. બાહ્યર=બહાર. સરે=છેવટ, ઠીક. હસ્તીનું હાડ પે'રી=હાથીદાંતની બંગડીઓ પહેરી. સુવાગણ=સૌભાગ્યવતી સ્ત્રી. નવેણ ચોકો=નાહી, અબોટ કરીને સાફ કરેલું રાંધણિયું. મત=રખે. સાયર=સાગર. નિરવાણ=છેવટ. આચારી=શૌચ વગેરે આચાર પાળનાર. અવગત્ય=અવગતિ. ચિન્યા=વિચાર્યાં.

# કેદારા રાગનાં પદ

## પદ ૩૪ મું

જાવું તે સદ્‍ગુરુને શરણે,
જે પ્રત્યક્ષ પ્રમાણે પ્રીછવે, બોલે નહિ આવરણે;
જાવું તે સદ્‍ગુરુને શરણે. ધ્રુવ. ૧

હું-તું જો હમણાં ટળે, તો આગે છે એવું;
જીવને યથારથ ઊપન્યું, કોય નવ હોતું તેવું. જાવું૦ ૨

વસ્તુ વિષે કાંઇએ કહેવા નથી, જોતાં ગુરુની દૃષ્ટે;
નામ રૂપ ગુણ કર્મ જે, તે થયું નથી સૃષ્ટે. જાવું૦ ૩

જાય મિથ્યા ને મિથ્યાપણું, સત ભાસ્યું સર્વે;
જેને ઊપજે કામના, તેહ લાગ્યા કરવે. જાવું૦ ૪

અણુલિંગી ઉપદેશતે, અણુલિંગી આપે;
બીજા તે બીજું વદે, જીવ જાડો રે થાપે. જાવું૦ ૫

એકમેવ અદ્વૈત તે, ત્યાં વચન ન લાગે;
તનમનકૃત્ય ત્યાં નવ ખપે, એક અનુભવ જાગે. જાવું૦ ૬

મહાકલા છે મહાપુરુષની, જો આપોપું ઊગે;
સ્વસંવેદ્ય શ્રીગુરુ કહે, પણ કોઈ એક પૂગે. જાવું૦ ૭

સમજતાં સ્વામી મળે, જો લક્ષ લેવાય;
ઉગ્રબુદ્ધિ જાણે અખા, જો અણચવ્યું ગાયે. જાવું૦ ૮

---

**પદ ૩૪ મું:** આવરણે=પડદો રાખીને; ઢાંકીને. આગે=આગળ. દૃષ્ટે=દૃષ્ટિએ. સૃષ્ટે=સૃષ્ટિએ. એકમેવ અદ્વૈત=એકમાત્ર અદ્વૈત; **एकमेवाद्वितीयम.** વચન ન લાગે=વચન પહોંચી શકે નહિ; વચનથી પાર. તનમનકૃત્ય=શરીર અને મનનાં કર્મ. ખપે=ખપ લાગે, કામ આવે. ઉગ્રબુદ્ધિ=ઊંચી બુદ્ધિવાળો; કુશાગ્ર બુદ્ધિવાળો.

## પદ ૩૫ મું

સંતો રે અચંબ્યો રસ ચાખો,
ચંબ્યો ચિત્તમાંહે નવ ધરો; વિચારીને નાખો;
સંતો રે અચંબ્યો રસ ચાખો. ધ્રુવ. ૧
જે વણસે તે ઊપજે, ઊપજે તે વણસે;
પંચ વિષેથી જે રહે પરો, તેમાં શીદ ભળશે? સંતો રે. ૨
માપ અમાપમાં શાને ગણો, આપ અળગું જાણો;
જેમ દરશનસંપુટ ભીડતાં, જુઓ તન બંધાણો. સંતો રે. ૩
પિંડબ્રહ્માંડ છે જે વડે, નથી તે કોઈ માટે;
એવું ભર્યું ભાણું મૂકીને, જમ્યું ચપણુ કોણ ચાટે? સંતો રે. ૪
લીલાવિગ્રહ વિશ્વનું, તે વિશ્વમાં મૂકો;
અણુઆયાસે પરમાત્મા, જોતાં નવ ચૂકો. સંતો રે. ૫
પહેલો થાપે આપને, સાહામો થપાયે;
થાપે સ્થિર તે નવ રહે, ઘેને ધાતા જાયે. સંતો રે. ૬
તેજે ત્રિલોકી દેખીએ, તેજ તેજને રૂપ;
જેમ ડોળા ચક્ષુ નિરમલા, તેજ સરખું રંક ભૂપ. સંતો રે. ૭
દેવદર્શીનું દેખવું, અખે કહી મેલ્યું;
ખેચરગત ખેચર લહે, ભૂચરને દોહલું. સંતો રે. ૮

## પદ ૩૬ મું

સંતો રે વનસ્પતિ ફૂલી,
માયાકેરા ધામમાં; ઘર ગયા છે ભૂલી,
સંતો રે વનસ્પતિ ફૂલી. ધ્રુવ. ૧

---

પદ ૩૫ મું: પંચ=પાંચ મહાભૂતો. દર્શનસંપુટ=આંખની દાબડી. ચપણુ=શકોરું; ચપણું. લીલાવિગ્રહ=લીલાશરીર. ચક્ષુ=આંખ. નિરમલા=નિર્મળ. ખેચરગત=આકાશમાં ફરનાર પક્ષીની ગતિ. એને ખેચર જ સમજી શકે. ભૂ-પૃથ્વી-ઉપર ચરનારને તે સમજવી મુશ્કેલ છે.

પદ ૩૬ મું: વણ ચીતા=ચૈત્ય-ચબૂતરો-ક્યારો—વિના. વણ

વણુ ચીતા વણુ વરખડો, જઈ ગગનમાંહે મોર્યો;
ફાલ્યો ફૂલ્યો બહુ ફળ્યો, ત્રિલોકમાં ફોર્યો. સંતો રે. ૨

પગવિના પગ કાઢવો, વણુવાટે દીવો ઓવો;
જે ઘર જાવું મૂઆ પછી, તે ઘર જીવતાં જોવો. સંતો રે. ૩

પીપળ થઇને પરવરો, ઘરધન જેમ ફેડે;
જે ફળ છે અગમ અગોચર, તે ફળ વિરલા વેડે. સંતો રે. ૪

ઘટઘૂંઘટ ઘેરી રહ્યો, માયાશું મન બાંધ્યો;
ઘટઘૂંઘટ અળગો કરો, તો સાંઇ આપે લાધ્યો. સંતો રે. ૫

અનેક પદવી ઉપરે, અક્ષર એક સૂઝે;
અક્ષરે અક્ષર ઊતરે, અખો એ અક્ષય બૂઝે. સંતો રે. ૬

## પદ ૩૭ મું

સંતો રે વહેતે નવ વહીએ,
આત્મા શું અવિલંબતાં, લેહમાં લીન થઇએ;
સંતો રે વહેતે નવ વહીએ. ધ્રુવ. ૧

---

વરખડો=વૃક્ષ વિના. ગગન=આકાશ, મોર્યો=મહોર આવ્યા. ફોર્યો=પસર્યો. ઓવો=રોપવો. જે ઘર......જોવો=મૃત્યુ પછી જે ધામમાં જવાનું છે, તે ધામને જીવતાજીવત ઓળખી લેવું—અંતરમાં પામવું. પીપળ=પીપળો. પરવરો=ચાલો, પ્રસરો. સરખાવો: **ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम्** ।' વેડે=ઝાડ ઉપરથી તોડે. અગમ=અગમ્ય. અગોચર= ઇન્દ્રિયની પકડમાં ન આવે તેવો. ઘટઘૂંઘટ=ઘટાકાશને—ઘટઘટને આવરી રહેલો માયારૂપી ઘૂંઘટ. એ માયાનો પડદો દૂર કરો, એટલે સાંઈ—સ્વામી, ભગવાન આપોઆપ મળશે. સરખાવો: 'ઘૂંઘટકા પટ ખોલ, તોહી સાંઈ મીલેંગે.' અક્ષર=અવિનાશી બ્રહ્મ. બૂઝે= સમજણથી.

**પદ ૩૭ મું:** અવિલંબતા=અવલંબન–આધાર લેતા. અધિ-

અધિષ્ઠાન ઓળખ્યા વિના, સહુ પંથે પળાય;
ધાતા-ધસતા દેખીએ, ઘરના ઘરમાંય. સંતો રે૦ ૨
જેમ ધાયો ઘાણીતણો, નિશદિન બહુ હીંડે;
જાણે હું અતિ આઘો ગયો, માયા મીંડની મીંડે. સંતો રે૦ ૩
એ માયાનું મહંતપણું, અટપટું એહવું;
સૂક્ષ્મથી અતિ સાંકડું, સ્થૂળથી સ્થૂળ એહવું; સંતો રે૦ ૪
એ અજા હયો ઓળખી, ધ્યાતાં ધ્યાન આવે;
અંધારું ઉલેચતાં, નવ તિમર ત્રસાવે. સંતો રે૦ ૫
ઊંચો અનુભવ આણીએ, દશા દેવની લીજે,
રાંક રેલાકૃત કામના, મહાજન નવ રીઝે. સંતો રે૦ ૬
વહેતે વહેતું દેખીએ, બેઠા જળકાંઠે;
ઠહેરાણે સર્વ ઠામ છે, મણિ પામ્યો કંઠે. સંતો રે૦ ૭
જે જાણે તે જાણજો, થોડે ઘણું ભાખ્યું;
લઇ શકો તે લિયો અખા, અજમાલ્ય નાખ્યું. સંતો રે૦ ૮

---

ષ્ઠાન=સ્થાન. પળાય=જવાય. રસ્તે ગમે તેટલા દોડે કે ધસે છતાં ઘરના ઘરમાંય—જ્યાં ને ત્યાં—રહ્યા જેવું થાય. ઘાણીનો બળદ નિશદિન–રાતદિવસ ખૂબ ચાલે છે. તે માને છે કે પોતે ખૂબ પંથ કાપ્યા છે. પણ તે તો ત્યાં ને ત્યાં જ છે! એ જ પ્રમાણે માયા મીંડે જ છે. તેમાંથી એકડો ફૂટ્યો જ નથી! મહંતપણું=મોટાઇ, સામર્થ્ય. સૂક્ષ્મ=ઝીણું, સ્થૂળ=જાડું. અજા=માયા. ઉલેચતાં=ખાલવતાં, દૂર કરતાં. તિમિર=અંધકાર. ત્રસાવે=ત્રાસ આપે. રાંક...કામના=કામના–ઇચ્છા તો રાંક અને રેલા–મૂર્ખાએ કરી છે. તેમાં મહાજન–મોટા પુરુષ આનંદ પામતો નથી. જળકાંઠે=પાણીને કિનારે. ઠહેરાણે=સ્થિર થયે. મણિ પામ્યો કંઠે=ગળામાં જ મણિ જડી આવે છે. ભાખ્યું=કહ્યું. અજમાલ્ય=માયાનું ફૂલ.

## પદ ૩૮ મું

સંતો રે સચ્ચિદાનંદ સ્વામી,
પૂરણબ્રહ્મ પૂરી રહ્યો, એકલો બહુનામી;
સંતો રે સચ્ચિદાનંદ સ્વામી. ધ્રુવ. ૧

ગિરિ ગેવર વન વાટિકા, પુરરૂપે પોતે;
સાગર સરિતા શ્રીહરિ, ભાગ્યો ભ્રમ જ જોતે. સંતો રે૦ ૨

દેવ દાનવ માનવ મુનિ, દશો દિશાએ દેખો,
અન્ય નથી કોઇ ઈશથી, એમ દ્વૈત ઉવેખો. સંતો રે૦ ૩

જગત તે જગદીશ છે, આતમ નથી અળગો;
ઊંચ નીચ જે ભાળવું, તે તુને ભ્રમ જ વળગ્યો. સંતો રે૦ ૪

આપે આપ જ ઊલસિયું, બ્રહ્મ પોતે ભાઈ;
વટબીજ જેમ વિલસ્યું, જે રહ્યુંતું સમાઇ. સંતો રે૦ ૫

સગુણદ્વારા શોભવા, નિર્ગુણ છે સમસ્યા;
આદિઅંત વિચારતાં, આવે એ દશા. સંતો રે૦ ૬

તે ભક્ત તે જ્ઞાનવાન, તે પંડિત છે સાચા;
તે છે દેવ ઋષિ મુનિ, જેની બ્રહ્મમય વાચા. સંતો રે૦ ૭

ધ્યેય ધ્યાતા એક ધામમાં, કરે બ્રહ્મ કલોલ;
આત્મસિંધુમાં હે અખા ! કરો ઝાકમઝોલ. સંતો રે૦ ૮

---

**પદ ૩૮ મું :** બહુનામી=અનેક નામવાળો. ગિરિ=પર્વત. ગેવર=ગહ્વર, ગુફા. વાટિકા=વાડી. પુર=નગર, શહેર. દાનવ=દનુના પુત્ર, રાક્ષસ. માનવ=મનુના પુત્ર, મનુષ્ય. ઉવેખો=દૂર કરો. ઊલસિયું=પ્રકટયું. વિલસ્યું=વિકસ્યું. વટબીજ=વડ અને તેનું બી. બીમાં વડ છે, અને વડમાં બી છે, એમ બ્રહ્મનો આ બધો વિલાસ છે. શોભવા=શોભીતા; સોહામણા. સમસ્યા=કોયડો. વાચા=વાણી. કલોલ=કલ્લોલ, આનંદ. આત્મસિન્ધુ=આત્મારૂપી સમુદ્ર.

## પદ ૩૯ મું

સંતો રે સોઽહં બ્રહ્મ સાચું,
સહજ સત્ય સમજ્યા વિના, જાણે સર્વે કાચું;
સંતો રે સોઽહંપદ તે સાચું. ધ્રુવ. ૧
કાચું મન એમ જાણવું, જેમ અધકાચો પારો;
શુદ્ધ નિરાશ થયા વિના, નવ હોયે નિસતારો. સંતો રે૦ ૨
યોગ યજ્ઞ તીર્થ વ્રત, એ કૃત્ય છે મનનું;
મન ઊગે સર્વે ખરાં, મન બીજ છે તનનું. સંતો રે૦ ૩
બીજ બળે નહિ જ્યાં લગે, ત્યાં લગે તે ઊગે;
થયાને સ્થિરતા નહિ, ફરે તે જુગે જુગે. સંતો રે૦ ૪
અનુભવ એવો રે કીજિયે, જેણે મનની જડ જાય;
મન મૂઆ વિના માનવી, વસ્તુરૂપ ન થાય. સંતો રે૦ ૫
સાધન એવું રે સાધિયે, અણલિંગીને આસે;
મહાપુરુષ મુક્તા હુવા, તે તો એ જ અભ્યાસે. સંતો રે૦ ૬
ખગાકાર વિના ખગ વિષે, ભાઇ રે ન રહેવાય;
લિંગ ચતુષ્ટય તો ગળે, જો ખગવત્ થાય. સંતો રે૦ ૭
તત્ત્વજ્ઞાની સ્વે તત્વને, એણીપેરે જાણે;
અખો સમજી ત્યાં શમ્યો, જેને વેદ વખાણે. સંતો રે૦ ૮

---

**પદ ૩૯ મું:** સોઽહં બ્રહ્મ=તે બ્રહ્મ હું છું. સહજ=સ્વાભાવિક. તે સત્યને જાણ્યા વિના બીજું બધું કાચું છે. કાચું મન એ તો અર્ધો શુદ્ધ કરેલા—અર્ધો મારેલા—પારા જેવું છે. મન શુદ્ધ થાય, આશાથી તદ્દન રહિત થાય, તો જ નિસતારો—ઉદ્ધાર—થઈ શકે છે. કૃત=કૃત્ય. મન જ્યાં સુધી બળી જતું નથી, જ્યાં સુધી વાસનાઓ શમી જતી નથી, ત્યાં સુધી નવા નવા જન્મ આવ્યા જ કરે છે. એમ મન જ શરીરનું બી છે. જડ=મૂળ. વસ્તુરૂપ=બીજરૂપ. આસે=આશય. ખગાકાર=આકાશમાં જનાર-પક્ષીનો આકાર, પક્ષીરૂપ. લિંગ ચતુષ્ટય=લિંગ એટલે કર્મ, કલેશ અને જ્ઞાનના સંસ્કારો જેમાં રહે

## પદ ૪૦ મું

ભાઇ રે બ્રહ્મભાવ તે આણો,
સ્થિર પૂરણ એક આત્મા સઘળે પ્રમાણો;
સંતો રે બ્રહ્મભાવ તે આણો. ધ્રુવ. ૧
બ્રહ્મભાવ આણ્યા વિના, અનુભવ નહિ વાધે;
અનુભવ ત્યાં હું-તું ટળે, એમ જ વસ્તુ લાધે. ભાઇ૦ ૨
વસ્તે વસ્તુ જ પામિયે, એ સાધન છે સાચું;
લહે લાગ્યા વિના જાણજો, એ સર્વે કાચું. ભાઇ૦ ૩
શૂન્યમંડળમાં સ્વામીને, જુવોને સબલો;
નાથ નીરખતાં નેત્રથી, જાય દ્વૈતનો કમળો. ભાઇ૦ ૪
દ્વૈતસહિત અદ્વૈતનો, અનુભવ નહિ આવે;
વસ્તુ વિચારી લેતાં, મન સહેજે સમાવે. ભાઇ૦ ૫
જનક સનક શિવ શેષનો, અંતરનો એ આસે;
રામ કૃષ્ણ વસિષ્ઠ જે, તેહમાં રહ્યા વાસે. ભાઇ૦ ૬
તન તપાસી દેખીએ, સદ્ગુરુને નેણે;
જડતા જીવની ત્યારે ટળે, મહાપુરુષને વેણે. ભાઇ૦ ૭
મુક્તિ તે જે માનવી, જે હોય આલોકે;
અખે તે ઉરમાં ગ્રહે, જે કહી ચતુઃશ્લોકે. ભાઇ૦ ૮

---

છે તે. એવાં ચાર લિંગ છે: કૈવલ્યદેહ, કારણદેહ, વાસનાલિંગદેહ અને સ્થૂલ દેહ. ખગવત=પંખી જેવું.

**પદ ૪૦ મું**: વસ્તે=વસ્તુમાં—બ્રહ્મમાં બ્રહ્મને પામીએ. શૂન્યમંડલમાં=શૂન્ય એટલે ૐકારનું અપરબિંદુ. ત્યાં સ્વામીને-બ્રહ્મને સબલો-સબળ-જુઓ. સનક=બ્રહ્માનો એક માનસપુત્ર. એ ચાર માનસપુત્રો—સનત્કુમાર, સનાતન, સનક અને સનંદ—મુનિઓમાં શ્રેષ્ઠ હતા અને યોગશાસ્ત્રના વિચારક હતા. આસે=આશય. નેણ=આંખ. આલોકે=આંખ આગળ, આ ભવમાં. ચતુઃશ્લોકે=ભાગવતના ચાર શ્લોકમાં.

## પદ ૪૧ મું

હવે ડંકા દીધા, સન્તો રે હવે ડંકા દીધા.
મન પવન પહોંચે નહિ, તે ઘર સહેજે લીધાં. સન્તો રે૦ ટેક
ઘેનઘૂંઘટમાં ઘેરી રહ્યો, કાયામાયાને ધાવે;
ઘટ રે ઘૂંઘટ અળગો કરો, સાંયા આપ બોલાવે. સન્તો રે૦ ૧
ચિન્તામણિ એક વૃક્ષ છે, જઈ ગગનમાં મહોર્યો;
ફૂલ લાગ્યાં ફળ વિસ્તર્યાં, ત્રણુ ભુવનમાં ફોર્યો. સન્તો રે૦ ૨
રૂસલ જપવો રામને, ગળવો પાનનો બીડલો;
રંગ સોરંગ જાણ્યા વિના, ખાધો નવ ગણવો. સન્તો રે૦ ૩
પૃથ્વી વિના પગ પરઠવો, વણ વાટે દીવો;
જે ઘર જાવું મૂવા પછી, તે ઘર જીવતાં જુવો. સન્તો રે૦ ૪
કાયા કાષ્ઠ ને હુતાશની, મિથ્યા વિના નવ સૂઝે;
ક્ષર અક્ષરને ઓળખો, અખો એ પદ બૂઝે. સન્તો રે૦ ૫

## પદ ૪૨ મું

વસ્તુ લ્યોને વિચારી, વીરા રે વસ્તુ લ્યોને વિચારી.
આકાશથી આઘેરું ચાલવું, શું બેઠા છો હારી? વીરા રે૦ ટેક
તેજ પવન પૃથ્વી અને આકાશ ને અંબુ;
પાંચેને શમાવતાં, શેષ રહે તે શંભુ. વીરા રે૦ ૧
વાદવિવાદ ના કીજિયે, આદરમાં રહિયે;

---

**પદ ૪૧ લું :** મનપવન=મનનો વાયુ, મનની ગતિ. ઘર=ધામ, બ્રહ્મપદ. ઘેનઘૂંઘટમાં=અહંકારની ઉપાધિના પડદામાં. સાંયા=સ્વામી. ચિન્તામણિ=ધાર્યું આપનાર મણિ અહીં શબલબ્રહ્મ. રૂસલ=રૂડેલ. સોરંગ=સુંદર. કાયા=શરીર. કાષ્ઠ=લાકડાં. હુતાશની=હોળી. ક્ષર અક્ષર=વિનાશી અને અવિનાશી, માયા અને બ્રહ્મ.

**પદ ૪૨ મું :** અંબુ=પાણી, શંભુ=શિવ. જોડો=સાંધણ; યોગ. શેડો=સીમા; હદની પાળ. ગુણાતીત=ગુણથી પાર. શલ્યા સહિત=

ચાકરીએથી ચૂકિયે, તો મૂળગેથા જઇએ. વીરા રે૦ ૨
સૂક્ષ્મથી રે સૂક્ષ્મ થઇયે, જડ વસ્તુનો જોડા;
ગુણવડે ગરવા થઇયે, સમો આવે શેડો. વીરા રે૦ ૩
ગુણાતીત ગોવિન્દ છે, તેને ગુણ કેમ પામે?
શલ્યા સહિત તરી જવું, જ્યમ આરે સામે. વીરા રે૦ ૪
વ્યાપ સમાવો રે આપમાં, આપું આપમાં ગાળો;
અણુલિંગી લિંગ લય કરે, તેણે એનેજ ટાળો. વીરા રે૦ ૫
અણછતું થાયે છતું, છતું તે લીન થાયે;
જડપણ તે સ્વપ્નાતણું જ્યમ જાગે ને જાય. વીરા રે૦ ૬
ભૂતઅધ્યાસે ભવ ભમે, ચૈતન્ય ચિત્ત ધારો;
શબ્દાતીતને ઓળખો, અખા બોલણહારો. વીરા રે૦ ૭

## પદ ૪૩ મું

હુંએ હું કાઢ્યો ખોળી, ભાઈ રે હુંએ હું કાઢયો ખોળી,
અહંતા ઓટ રે મધ્યથી ટાળી, સુષુમણા બોલી. હુંએ૦ ટેક
જ્યારે આપોપું ઊલસે ત્યારે અમૃત વરસે;
પોતે પૂર્ણતા દશો દિશ, એન આપ જ દરસે. હુંએ૦ ૧
હું અંબર અવની નહિ, નહિ તેજ ને તોય;
શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ જે, તે વડે સહુ કોય. હુંએ૦ ૨
મન બુદ્ધિ ચિત્ત અહંકાર ને, દશ ઇન્દ્રી ને માયા;
ત્રણ ગુણ ને ચૌદ દેવતા, એ તો કારણ કાયા. હુંએ૦ ૩

---

પથ્થરની સેલ સાથે. આરે=કિનારે. ભૂતઅધ્યાસે=પંચભૂતમાંના આરોપણને લીધે. ભવ=સંસાર. શબ્દાતીત=શબ્દ–વાણી–થી પાર.

**પદ ૪૩ મું:** અહંતા=હુંપણું. ઓટ=આડ, પડદો. સુષુમ્ણા=ઇડા અને પિંગલા એ બે નાડીઓની વચમાં રહેલી નાડી. આ નાડીદ્વારા યોગીઓ સિદ્ધિ મેળવે છે. જાગ્રત થયેલી કુંડલિની આ સુષુમ્ણાની મદદથી બ્રહ્મરન્ધ્રમાં જાય છે, પછી તે સહસ્રકમલદલમાં

ભૂતકલ્લોલ કંઈ કાળનો, ચાલે ચૈતન્ય માટે;
એ તો નામરૂપે ઊપજે ખપે, વસ્તુ ફૂલે ન ફાલે. હું એ૦ ૪
એવો પ્રપંચ પેખો પેર શું, આપું મૂકે રે માંહી;
વળતું બંધન જન જુવે, નવ દીસે રે કાંઈ. હું એ૦ ૫
ભાઇ એ છે પેર પ્રીછ્યા તણી, હેતે હામ ઘાલો;
સમજ્યો તે તો સત્ય થયો, નહિ તો ગયો ઠાલો. હું એ૦ ૬
ભાઈ આપ સંભાળ્યે આપણું, સામું નથી ગ્રહેવા;
નિસ્પ્રેહી અખો કહે, નહિ તો રહેશો એવા. હું એ૦ ૭

## પદ ૪૪ મું

જ્યમ છે ત્યમ દીઠું, જોતાં રે જ્યમ છે ત્યમ દીઠું.
વાચકજાળ સર્વે ગયું, જે લાગ્યું'તું મીઠું. જોતાં રે ટેક૦
આપ થકી રે અળગા થાતાં, કૃત્ય સઘળાં સૂઝે;
અન્ય આપોપું ઓળખે, એકલા કોઇક બૂઝે. જોતાં રે૦ ૧
મનના તાણ્યા માનવી, હીંડે ભવોભવ ભમતા
વિદ્યા અવિદ્યા તો મન લગી, એ તો મનની રમતા. જોતાં રે૦ ૨
મન ના જાણ્યું રે મૂરખે, એ તો બોલે બંધાણો;
શબ્દકળણમાં તે કળ્યા, કાળ કેડે વેચાણો. જોતાં રે૦ ૩

---

પહોંચે છે, એટલે યોગી મન અને શરીરથી અલગ થાય છે. આમ, આત્મા પૂર્ણ સ્વતંત્ર બને છે. અમૃત વરસે=સહસ્રદળકમળમાં ચંદ્ર છે. તેમાંથી અમૃત વહે છે. એ અમૃતને મૂલાધારચક્રમાંનો સૂર્ય સુકવી નાખે છે; પણ જેઓ યોગીઓ છે, તેઓ આ અમૃતને સુકાવા દેતા નથી. અંબર=આકાશ. તોય=પાણી. આ બધો પંચભૂતોનો કલ્લોલ છે. તે કંઈ કાળથી ચાલે છે, અને તે ચૈતન્યને કારણે જ છે. નામરૂપ ઊભાં થાય છે અને આથમી જાય છે; વસ્તુ—બ્રહ્મ—તો એમ ને એમ રહે છે. પેર=રીત. ગ્રહેવા=લેવા.

**પદ ૪૪ મું :** કળ્યા=ખૂંચ્યા. પામરે=પામર—હલકા મનુષ્યે.

પોત ના પ્રીછ્યું રે પામરે, એ તો ભાતે રે ભૂલ્યો;
વાતે વ્યાજ ચઢી ગયું, મૂળગેથી ડુલ્યો: જોતાં રે૦ ૪
શબ્દે સાચું રે પામીએ, શબ્દે વહી જઇએ;
વિચારીને વખ પ્રાશીએ, અરોગિયા થઈએ. જોતાં રે૦ ૫
ગડબડ બોલા ગ્રંથની, જેવાં ડહોળાં પાણી;
અહંતામળ છેદન કરે, એવી જ્ઞાતાની વાણી. જોતાં રે૦ ૬
જ્ઞાતા તેને રે જાણુંવો, જે અણુલિંગી બોલે;
આપ મૂવે આપ રહે, અખા તેને સહુ તોલે. જોતાં રે૦ ૭

## પદ ૪૫ મું

જેને રે જેવા ગુરુ મળિયા, ભાઇ રે જેને જેવા ગુરુ મળિયા;
તેને તેવી રે ઉપાસના, તે જઈ તેમાં ભળિયા. જેને રે૦ ટેક
ગગનગુફાના ગોખમાં, બાજે અનહદ ડંકા;
સુરતા ના પહોંચે કો તણી, ઐસા હે ગઢ વંકા. જેને રે૦ ૧
દૃષ્ટે તો દીસે નહિ, ને દીઠામાં બહુ રાજી;
સુરતા ના પહોંચે કોએ તણી, કહોને કેવી દિશા સાચી? જેને રે૦ ૨
પાત્ર ઘડ્યો ને નાદ નીપન્યો, નાદ કયહાંથી આવ્યો ?
પાત્રતણા ટુકડા થયા, નાદ કયહાં જઈ સમાયો ? જેને રે૦ ૩
કહે અખો જગ એમ છે, સંતો ! જુવો વિચારી;
તમે તમારાં ઘર ઓળખો, શું બેઠા છો હારી ? જેને રે૦ ૪

---

વખ=ઝેર. પ્રાશિયે=ખાઇએ. અરોગિયા=નીરોગી. અહંતામળ=હુંપણારૂપી મળ. છેદન કરે=દૂર કરે. બોલા=બોલકણાં. જ્ઞાતા=બ્રહ્મને જાણનાર.

**પદ ૪૫ મું :** ગગનગુફા=આકાશની ગુફા—શૂન્યની ગુહા. અનહદ=બેહદ. આ જગત આદિ ગુણપ્રપંચ હદ છે, અને પરમાત્મા બેહદ–અનહદ છે. સરખાવો: ‘શૂન્ય શિખર પર સોહં ગાજે.’ યોગી જ્યારે સમાધિમાં હોય છે, ત્યારે શૂન્ય (બ્રહ્મરન્ધ્રની પાસેના વાતાવરણ)માં એક પ્રકારનું સંગીત અનુભવે છે. તેમાં મસ્ત થઇને તે

## પદ ૪૬ મું

મોહસરપે જુગ ડસિયા, સંતો મોહસરપે જુગ ડસિયા;
જ્ઞાની પંડિતકું પેહેલે રે ખાયા, ઝેરઉતારણ ખસિયા સંતો૦ ૧
ગારડીકું આવે વિષકી લેહેરિયાં, સબ દુનિયાકું રિઝાવે;
ઘેન ભયો નર ભરમે ભૂલ્યો, સબ મિલિ એક અખાડે. સંતો૦ ૨
વ્યાપ્યા ઝેર નખસિખ માંહી, નાડ સબનકી ટૂટી;
ભાવ ભરોસો નહિ સદ્ગુરુકો, પકડી નહિ નિજ બૂટી. સંતો૦ ૩
સોહં બૂટી સકલ શિરોમણ, સબકા ઝેર ઉતારે;
જનક સનક સુખદેવે પાઈ, જગતદૃષ્ટમાં નાવે. સંતો૦ ૪
આતમજ્ઞાન વિના સબ ચોલે, જતી સતી તપસી સંન્યાસી;
અખા સોહં રામકો સમરો, નિજ પદ દેખો તપાસી. સંતો૦ ૫

## પદ ૪૭ મું

ભાઈ રે વેહેતામાં નવ વહિયે,
આતમશું અવલંબીએ, લેહેમાં લીન થઇ. ભાઇ રે૦ ૧
અધિષ્ઠાનને ઓળખ્યા વિના, સહુ પંથે પળાયે,
ધાતા ધસતા દેખિયે, પણ ઘરના ઘરમાંયે. ભાઈ રે૦ ૨
માયાનું મહંતપણું, અટપટું એવું;
સૂક્ષ્મથી અતી સાંકડું, વિસ્તારણ પણ તેવું. ભાઇ રે૦ ૩

---

ઈશ્વરધ્યાનમાં લયલીન રહે છે. આ શબ્દનું શુદ્ધ રૂપ અનાહત છે, અને તે બ્રહ્મરંધ્રમાં નિરંતર ચાલે છે. સુરતા=સ્મૃતિ. ગઢ=કિલ્લો. પાત્ર=કાયારૂપી વાસણ. નાદ=સોહંનો અનાહત નાદ.

**પદ ૪૬ મું :** મોહસરપે=મોહરૂપી સાપે. જુગ=જગત; યુગ. ડસિયા=ડસ્યા, ડંખ દીધો. ગારડી=ગારુડી; મદારી. ઝેરઉતારણ=ઝેર ઉતારનાર. સબનકી=બધાની. બુટી=જડીબૂટી, માત્રા. સકલશિરોમણ=સર્વથી શ્રેષ્ઠ. ચોલ=વેશ.

**પદ ૪૭ મું :** અવલંબિયે=નો આધાર લઇએ. લેહમાં લીન થઇએ=બ્રહ્મની મસ્તીમાં ડૂબીએ. ધાતા=દોડતા. મહંતપણું=મોટાપણું.

જેમ બળદ ઘાણીતણો, નિશદિન બહુ હીંડે;
જાણે હું અતિશે આઘો ગયો, માયા મીંડેની મીંડે. ભાઇ રે૦ ૪
એહ અજાને લ્યો ઓળખી, તો ધ્યેય ધ્યાને આવે;
એમ અંધારું ઉલેચતાં, નવ તિમિર નસાવે. ભાઈ રે૦ ૫
જેમ વેહેતે વહેતું દેખિયે, બેઠાં જળકાંઠે;
ઠેરાણે તે ઠામ છે, મણિ પામ્યો કંઠે. ભાઇ રે૦ ૬
ઊંચો અનુભવ આણિયે, દશા દેવની લીજે;
રાંક રોલાકૃત કામના, મહાજન નવ રીઝે. ભાઇ રે૦ ૭
જો જાણો તો જાણજો, થોડામાં ઘણું ભાખ્યું;
લઈ શકો તો લ્યો અખા, અજમાલ્ય નાખ્યું. ભાઇ રે૦ ૮

## પદ ૪૮ મું

લેજો વસ્તુ વિચારી, સંતો રે લેજો વસ્તુ વિચારી;
આકાશથી આઘેરડું ચાલવું, શું બેઠા છો હારી ? સંતો રે૦ ૧
ડુંગર ઉપર ડુંગરી, તે ઉપર એક દેરી;
તે મધ્યે એક દેવ છે, તેને સંતો લેજો હેરી. સંતો રે૦ ૨
પવન તેજ ને પ્રથવી, અંબર ને અંબુ;
પાંચે શૂન્ય સમાવતાં, શેષ રહે એ તો શંભુ. સંતો રે૦ ૩
ગુણાતીત ગોવિંદ છે, તેને ગુણ કયમ પામે ?
શલ્યા સહિત કયમ તરી જવું, કહો આરે સામે ? સંતો રે૦ ૪

---

વિસ્તારણ=વિસ્તરણ, વિસ્તાર. ધ્યેય ધ્યાને આવે=ચિંતનનો વિષય—બ્રહ્મ—ધ્યાનમાં—ચિન્તનમાં આવે—બ્રહ્મભાવ અનુભવાય. નસાવે=ભગાડે.

**પદ ૪૮ મું :** ડુંગર...હેરી=દ્વૈત—કર્મ—સુરતનુરતની ઉપર દ્વૈતાદ્વૈત—યોગ—ત્રિવેણી છે, તેની ઉપર અદ્વૈત—ભક્તિ—ભંવરગુફા છે, તેના ઉપર કેવલાદ્વૈત—જ્ઞાન—શૂન્યશિખર છે. એ હેરી લેજો—ધ્યાનપૂર્વક સૂક્ષ્મતાથી અનુભવી લેજો; જાતઅનુભવમાં—મહાશૂન્યમાં—પરમાત્મામાં અનંતકાળ માટે ભળી જજો. સ્વાનુભવ અથવા નિર્વાણ

વાદવિવાદ ન કીજિયે, આદરમાં રહીએ;
ચાકરીથી જો ચૂકિયે, તો પદ મૂલગેથી જઇયે. સંતો રે૦ ૫
અણછતું તે છતું થતાં, છતી માયા લય થાશે;
અજ્ઞાન એમ આ જીવનું, જાણ્યા પછી જાશે. સંતો રે૦ ૬
આંપ સમાવો રે વ્યાપમાં, વ્યાપ જાપમાં ગાળો,
શબ્દાતીતને ઓળખો અખા બોલણહારો. સંતો રે૦ ૭

## રાગ બિહાગનાં પદ

### પદ ૪૯ મું

સોઇ પદ કોન બતાવે ગુરુ બિના, સોઇ પદ કોન બતાવે?
પદ પહિચાન મગન ભગે જો નર, સો ફરી ભવજલ નાવે. ગુરુ૦ ૧
ગ્રાહે નહિ જપ તપ તૈસો પદ, તીર્થ બરત નહિ આવે;
શુદ્ધ વિચાર સાન સંતનકી, આપાપર બિસરાવે. ગુરુ૦ ૨
સો પદ ચાહત હરિહર અજ, સો શેષ સદા જસ ગાવે;
સિદ્ધ સાધક સાધે પુનિ કાયા, ગુનકે પાર ન જાવે. ગુરુ૦ ૩
ચિતવત ચિત્ત અચિત્ત હોઇ જાવે, ચર અચર ગરકાવે,
હલા બોલ પદ મધ્ય સોનારા, સ્વસ્વરૂપ દરસાવે. ગુરુ૦ ૪

---

અથવા જીવન્મુક્તિનો આ ક્રમ છે. અંબુ=પાણી. પાંચે શૂન્ય સમાવતાં=પાંચે મૂળભૂતોને શૂન્યમાં–જ્ઞાનમાં—ભંવરગુફામાં સમાવી લઇએ, તો શંભુ—સદાશિવ મહાશૂન્ય જ બાકી રહે છે. જાપમાં='સોહમ્'–ના જાપમાં—આ 'સોહં'નો જાપ સહજ રીતે અખંડ ચાલ્યા કરે છે. શબ્દાતીત=શબ્દ–સોહં, ૐ–થી પાર; નિરંજન, નિરાકાર, નિર્ગુણ બ્રહ્મ.

**પદ ૪૯ મું:** ભવજલ નાવે=સંસારનાં પાણીમાં આવે નહિ. તપથી કે તીર્થવ્રતથી એ પદને પમાતું નથી. સંતોએ આ માટે શુદ્ધ વિચાર જ બતાવ્યો છે. એ શુદ્ધ વિચારથી આપનો—અહંતાનો–

## પદ ૫૦ મું

જ્ઞાનકલા અતિ ન્યારી, સબનતેં જ્ઞાનકલા અતિ ન્યારી;
જાકો નેતિ નેતિ કહત હૈ, સો ઘર લીના બિચારી. સબ૦ ૧
ચાર બેદ ચતુરદશ વિદ્યા, સો સબ રહી હે કુંવારી;
ગુનકી ઓથ રહી ઉરઉરે, અહંતા પરી મધ્ય આરી. સબ૦ ૨
પઢે પઢાવે વેદ વ્યાકરના, ધર્મ કર્મ અધિકારી;
તામે ઉરઝ રહે ઉર અંતર, ના કોઇ તોલ હમારી. સબ૦ ૩
એહી અવાચ્ય અણુલિંગી અનુભવ, જાગ્રત નિદ્રા ટાળી;
સાક્ષી સોનારા પંચ પંચનકો, સર્વાતીત નિરધારી. સબ૦ ૪

## પદ ૫૧ મું

સંતસમાગમ કીજે, સંતો ભાઇ સંતસમાગમ કીજે;
મન ક્રમ વચને શુદ્ધ થઇને, પ્રેમે મહારસ પીજે. સંતો૦ ૧
સંતસમાગમ સંસે ભાગે, જીવપણું ટળી જાય;
મહાસુખ નિર્મળ નિજરૂપ પ્રગટે, હરિ હસ્તામલ થાય. સંતો૦ ૨

---

પરમાત્મામાં સર્વ લય થઇ જવો જોઇએ. અજ=બ્રહ્મા. પુનિ=ફરી ફરી. સાન=સંજ્ઞા. ચિતવત ..ગરકાવે=ચિંતન કર્યા કરતું ચિત્ત જ્યારે શમી જાય—તે અચેત થઇ જાય અને જ્યારે ચરાચર પરમાત્મામાં ગરકી—ડૂબી—જાય, ત્યારે સ્વસ્વરૂપનું દર્શન સાંપડે છે. હલા=હે!

**પદ ૫૦ મું:** ચતુર્દશ વિદ્યા—ચૌદ જાતની વિદ્યા (પુરાણ, ન્યાય, મીમાંસા, ધર્મશાસ્ત્ર, છ વેદાંગો, અને ચાર વેદ). કુંવારી=બ્રહ્મમય થવાયું નથી, તેથી કુંવારી. આત્મા પોતાની સર્વ શક્તિઓને પરમાત્મામાં સોંપી દે છે, ત્યારે આધ્યાત્મિક વિવાહ થાય છે. તે અવસ્થામાં સકલ જીવનમાં માધુર્ય અનુભવાય છે. ઉરઝ—અટક.

**પદ ૫૧ મું:** ક્રમ=કર્મ. સંસે=સંશય. હસ્તામલ=હસ્ત—હાથમાં

સકલ તીર્થ સદ્‌ગુરુને ચરણે, પાપ તાપ ટળી જાય;
ભય ભાગે ભવરોગનો ભારી, જો સંતસાગરમાં નાય. સંતો૦ ૩
જોગ, જજ્ઞ, તપ નહિ આવે, સદ્‌ગુરુ કેરા ચર્ણું;
મોહ મૃગજળમાં ઘણું વહેતો, પામ્યો જનમ ને મર્ણું. સંતો૦ ૪
કહે અખો સદ્‌ગુરુસંગ મોટો, કોઈ અધિકારી પામે;
જીવપણાનું જોખમ ભાગે, લક્ષ ચોરાશી વામે. સંતોભાઈ૦ ૫

## પદ પરમું

રામ રમે જુગ સારા, સંતોભાઈ રામ રમે જુગ સારા;
ગુરુગમ જ્ઞાને સુરતામાં ભારી, સો ઊતર્યાં ભવપારા. સંતો૦ ૧
નાદી વાદી ગુણી ગવૈયા, કવિ કળા રસ કહેતા;
વંચક પૂજક સેવક સાધક, કોઈ નહિ બ્રહ્મવેત્તા. સંતો૦ ૨
જગત, જગતકા કૃત્ય ન દેખે, બ્રહ્મવેત્તા સંત સોઈ;
ઔર સકલ બાતન કે રસિયા, ટળે નહિ દુજા દોઇ. સંતો૦ ૩
પૂરણ બ્રહ્મ સકળ પરિપૂર્ણ, સકલ ભાવ હરિ રાયા;
વેહેતા જુગમાં કોઇ એકાધા, વિરલા જનુનીને જાયા. સંતો૦ ૪
જેસે અગ્નિ કાષ્ટકે સંગે, નિકસત ધુંવા સોઇ;
ફીટયા ધુંવા ફિર અગ્નિ ન પાવે,કથ કથ ગયે સબ કોઇ. સંતો૦ ૫
દેહકે કર્મ કાલજલતીરે, ડૂબ રહ્યા જુગ સારા;
બ્રહ્મદરિયામેં વિરલા ઝીલે, કોઈ અખા રે સોનારા. સંતો૦ ૬

---

રહેલા અમલ—અમલક—આમળાની માફક—સહજસાધ્ય. લક્ષ ચોરાશી વામે—ચોર્યાસી લાખ યોનિમાં જન્મવાનું ટળે.

**પદ પરમું :** સુરતા=લગની, સ્મૃતિ. નાદી=નાદબ્રહ્મની ઉપાસના કરનારા. વાદી=જુદાજુદા વાદ કરનારા, અથવા જાદુગર. ગુણી=ગુણને—સગુણને માનનારા, અથવા ચારણ ગવૈયા. આ બધા માત્ર કાવ્ય-ચાતુરીની વાતો કરે છે. વંચક=લુચ્ચા; છેતરનારા. દૂજા=બીજા. દોઈ=દ્વૈત. એકાધા=એકાદ. જાયા=જન્મ્યા. ધુંવા=ધુમાડો.

## પદ ૫૩ મું

શાં શાં રૂપ વખાણું, સંતો રે શાં શાં રૂપ વખાણું?
ચંદા ને સૂરજ વિના, મારે વાયું છે વહાણું. સંતો૦ ૧
નેજા રોપ્યા નિજધામમાં, વાજાં અનહદ વાજે;
ત્યાં હરિજન બેઠા અમૃત પિયે, માથે છત્ર વિરાજે. સંતો૦ ૨
નૂરતસૂરતની શેરીએ, અનભે ઘર જોયું;
ઝળમળ જ્યોત અપાર છે, ત્યાં મુજ મન મોહ્યું. સંતો૦ ૩
વિના રે વાદળ, વિના વીજળી, જળસાગર ભરિયું;
ત્યાં હંસરાજા ક્રીડા કરે, ચાંચે મોતીડું ધરિયું. સંતો૦ ૪
માનસરોવર ઝીલતાં, તું તો તારું તપાસે;
તેને તીરે વસે નાગણી, જાળવજે નહિ તો ખાશે. સંતો૦ ૫
ઝગમગ જ્યોત અપાર છે, શૂન્યમાં ધૂન લાગી;
અખો આનંદસું ત્યાં મળ્યો, ભવભ્રમણા ભાગી. સંતો૦ ૬

---

પદ ૫૩ મું: નેજા=ધજા. અનહદ વાજાં=અનહદનાં વાજાં, 'સોઽહં' શબ્દનું સંગીત. અમૃત પીએ=ચંદ્રમાંથી નીકળતા અમૃતને મેળવીને અમર થાય. છત્ર=બ્રહ્મનું છત્ર-છત્રી. નૂરતસૂરતની શેરીએ=નૂરત (નિર્ગુણ-નિરંજન બ્રહ્મ) અને સૂરત (સગુણ સાકાર બ્રહ્મ) એ બેની વાટે, અનભે—અભય, નિર્ભય ઘર—ધામ—જોયું. ઝળમળ જ્યોત= અખંડ આત્માનો સ્વયંપ્રકાશ. હંસરાજ=હંસ એટલે જીવ. નવ દ્વાર-વાળા શરીરરૂપી પીંજરામાં તે પુરાયેલો છે. એ જ હંસ ઉપાધિથી મુક્ત થઈને પરમહંસ-પરમાત્મા થાય છે. માનસરોવર=મનરૂપી સરોવર; અથવા શરીરમાં યોગશાસ્ત્રે કલ્પેલું માનસરોવર. નાગણી=મૂલાધાર-ચક્રની યોનિના મધ્યમાં વીજળીની વેલ જેવી એક નાડી છે. તે સાપની જેમ ગૂંચળું વાળીને રહી છે. તેનું મોં દબાયેલું છે, અને તે સાડાત્રણ વાર લાંબી છે. આ નાડીને કુંડલિની અથવા નાગિની કહે છે. એ સુષુમ્ણા નાડીના મુખની બાજુએ છે. આ કુંડલિની સર્જનાત્મક શક્તિ છે, અને જ્યારે એ જાગે છે ત્યારે યોગી સિદ્ધ

# રાગ પ્રભાતનાં પદ

## પદ ૫૪ મું

ઝીલ તું ઝીલ સતસંગરૂપી જાનવી, માનવી મેલ્ય તું માન મનનું;
સંતસંગત વિના નર નથી નીપન્યા,
નીપજે નવખંડે પણ કામ ધનનું. ટેક
બીક જમની ટળે સ્વર્ગ આશા પળે,
સહજ સદા ફૂળે બ્રહ્મ જાણ્યે;
પિંડપુંજ થૈ રહે, શબ્દ તે નવ દહે,
તાપ નવ હોય એ વૃદ્ધિહાણે. ઝીલ તું૦ ૧
સંકલ્પ મનના સમે, મનોરથ નવ દમે,
એક હરિ મુખ ગમે બીજાં કર્મ હેઠાં;
લિંગવાસના ગળે, દ્વૈત હરિ શું ટળે,
સદા સચ્ચિદાનંદ મળે ઘેરબેઠાં. ઝીલ તું૦ ૨
પ્રગટે મોટી દશા, વિષય ન ગમે કશા,
જાય નહિ ધસ્યા ક્યાંય, અધિક દેખી;

---

થાય છે. તે વખતે બ્રહ્મરન્ધ્રના બિન્દુરૂપ છિદ્ર સાથે આ કુંડલિનીનો સંયોગ થાય છે. આ છિદ્ર એ જ શૂન્ય છે. વીજળી ને વાદળ વિના આ શરીરરૂપી ઘાટમાં ચિત્તરૂપી જળનો સાગર ઘૂઘવી રહ્યો છે. એમાં જીવરૂપી હંસ સદ્વૃત્તિનું મોતી ઝડપે છે. ત્યાંથી તે માનસરોવર ઊપડે છે. પણ જો નાગણી જાગ્રત થઈ ન હોય, તો શૂન્યમાં જવાનો આ પ્રયત્ન નકામો જશે. કારણકે એના દરવાજા ખોલવાની શક્તિ એક કુંડલિની પાસે જ છે. એને જગાડવામાં ન આવે, તો મૂલાધારમાંનો સૂર્ય સહસ્રદલકમલમાંની યોનિમાં રહેલા ચંદ્રમાંથી નીકળતા અમૃતને સૂકવી નાખી સાધકને ભરખી જશે. આ આખા પદની સમજૂત માટે હઠયોગનાં પુસ્તક જોવાં.

**પદ ૫૪ મું :** જાનવી=જાહ્નવી; ગંગા. પળે=દૂર થાય. દહે=

તૃણવત્ ગણે, અંતર એકતાપણે;
મધુરી ભાષા ભણે મુખે હરિ પેખી. ઝીલ તું૦ ૩
નિત્ય નિશ્ચલ સદા, ડગમગે નવ કદા,
કારણે મહામુદા દિવ્યદર્શી;
સંતગંગાતણું ફલ છે અતિ ઘણું,
અખો શું ભણું ? જોજો આપ પરશી. ઝીલ તું૦ ૪

## પદ ૫૫ મું

હરિ હરિજન અલગા કરી રખે ગણો, સંત સેવ્યા તેણે સ્વામી સેવ્યા;
નિર્ગુણ બ્રહ્મ ને સગુણ સંત જાણવા, જેમ વહ્નિથી તેજવંત થાય દીવા.
અગ્નિથી દીપ થાય બહુ આદર કર્યે, દીપથી દીપ તે થાય સહેલો;
જ્ઞાનીની મૂર્તિ તે જાણો ગોવિંદની, તહાંથી ભગવાન ભેટે જ વેહેલો. હ૦
દૃષ્ટિઉપદેશ આપે તે મોહોટી કળા, જે થકી જંતનાં કાજ સીઝે;
સેવતાં સુખ હોયે અતિ ઘણું, જો સદ્ગુરુકેરું મન રીઝે. હરિ૦
પ્રત્યક્ષ રામ તે તત્ત્વવેત્તા વિષે, જેમ કુંડલવિષે કનક દીસે;
મનકર્મવચને સંત ભજશે અખા, તેનું દ્વૈત દેખી મન નહિ જ હીસે.

## પદ ૫૬ મું

જગતની જુક્તિ તે જીવ નવ લહી શકે જુક્તિ જાણે તે તો આપ કહાવે;
સૂરજકાન્ત સૂરજે કરી દેખીએ, ત્યમ હરિતણી દૃષ્ટિએ હરિ જ આવે.
જીવ છતે થકે શિવ તે નવ મળે, શિવ તણે પદ જીવ ના દીસે;
ધ્યેયધ્યાતાતણો ખેલ તમે જાણજો, માયાવિલાસ છે વસા રે વીસે. ૧

---

બાજે. દમે=દુઃખ આપે. તૃણવત્=તરણા જેવું. મહામુદા=મહાન આનંદ. દિવ્યદર્શી=દિવ્ય જોનાર. પિંડપુંજ=ગોટામોટા. પરશી=સ્પર્શી.

પદ ૫૫ મું: દૃષ્ટિઉપદેશ=સાચી જ્ઞાન-દૃષ્ટિનો ઉપદેશ. સીઝે=સિદ્ધ થાય. કનક=સોનું. હીસે=ડરખાય.

પદ ૫૬ મું: સૂરજકાન્ત સૂર્યકાન્ત નામનો એક મણિ,

નથી કહીં દેહપ્રપંચનું કામ ત્યાં, નથી સેવક ને કોઈ સ્વામી;
અચિન્ત્યનો ખેલ એ તે શકે અનુભવી, અચિન્ત્ય બેઠો પામી. ૨
હોય તે જીવ તો શિવ ના કહેવાય તે, જીવશિવનું પરમાણુ કરતાં;
જેને આધારે ચોવીસે ચલવલે, ઊગરે શેષ જે સર્વ ખરતાં. ૩
તે એકલો ગુપ્ત રહી પ્રગટ સામર્થ્ય ધરે સર્વ મળી એક જોયે ન જાયે;
આપની વાત આપે જ લેહે અખા, વસ્ત વેપારીને નવ મપાયે. ૪

## પદ ૫૭ મું

અવિદ્યાનું મૂળ તે તંન ત્રિયાતણું, જેના ગુણપ્રપંચનો પાર નાવે;
એની સંગતે વિદ્યા સહુ વીસરે, શુદ્ધ વિચાર ચિત્તમાં ન આવે.
ગુરુગોવિન્દથી એ જ અળગા કરે, મનમથ ગુણનાં બાણુ મારે;
એ અગ્નિ બુઝાય મહાજલના જોગથી, પ્રેમવૈરાગ્યથી શુદ્ધવારે. ૧
તેજ પ્રતાપ ત્રિલોકમાં નવ રહે, રવિ શશિ તેજ જ્યમ રાહુ ગ્રાસે;
કાળનું રૂપ તે કામિની દામિની, મહાશૂરવીરનો નિયમ નાસે. ૨
નાર તલવાર તે નવ ગણે નેહને, પર હાથ ચઢે ત્યારે તંન ટાળે;
આપણું પારકું અગ્નિ ના ઓળખે, બળ વધે ત્યાહરે સઘ બાળે. ૩
શાકણી, સાપણી, વ્રેહવન્તી વાઘણી, ઘૂંઘટમાં કામનાં ઘેન ગાજે;
મધુરીશી વાણી તો મુખ બોલે ઘણી, ભડમેગલતણું જૂથ ભાગે. ૪
સગુણની ચારિણી, કલ્પનાકારિણી, મક્ષિકામારિણી માન મહાલે;
ભક્ષ કરે એમાં ભીતિ આણે નહિ, વિષય વિકટ કરી પ્રેમે પાળે. ૫

---

આગિયો કાચ.વસા રે વીસે=વીસ વસા; ચોકસ, પૂરી. અચિન્ત્ય=ચિન્તવી–વિચારી–ન શકાય એવો પરમાત્મા. ચોવીસ=ચોવીસ તત્ત્વો. ચલવલે=હલનચલન કરે. ઊગરે=બચે. સામર્થ્ય=શક્તિ. વસ્ત=વસ્તુ.

**પદ ૫૭ મું :** તન ત્રિયાતણું=માયારૂપી સ્ત્રીનું શરીર. મનમથ=મન્મથ, કામદેવ. મહાજલના જોગથી=પ્રેમ અને વૈરાગ્યરૂપી શુદ્ધ જળથી—મહાન જળથી એ અગ્નિ શાંત થાય છે. શશી=ચંદ્ર. કામિની=કામી સ્ત્રી. દામિની=વીજળી. તે વીજળી જેવી માયાકામિની કાળનું રૂપ

નષ્ટ નિર્લજ નિજ લાભે કરી, ઘૂંઘટ માંહે ત્રિલોક ઘાલ્યું;
એ અબળા પણ બળ બહુ ભાતનું, નરતણું જોર ત્યાં નવ ચાલ્યું. ૬
અજિતને જીતવા કોઈક સામર્થ્ય છે, ગુણગંભીર મહાબ્રહ્મ કહાવે;
કહે અખો પરમપ્રતીતનું પારખું, ત્રિયાનું તિમિર ત્યાં નિકટ નાવે. ૭

## પદ ૫૮ મું

રામ માયા બલવંત અતિ તાહરી,
પેટમાં પેસીને સર્વ ખાધા;
અધિક થયા તે અતિ ઘણું અકળ્યા,
પંડિતજાણ ગુણ ગળિયા બાધા. રામ૦
વાદ વિદ્યા ભણી વર્ણવે પંડિતા,
ઠામ પ્રભુ તણે થાય પોતે;
વર્ણઆશ્રમ અહમેવ માર્યા મરે,
જેમના તેમ જાય માયા મોતે. રામ૦

---

છે. એની આગળ મહાન શૂરવીરો પણ પ્રતિજ્ઞાથી ચૂકે છે! નાર=નારી. નેહ=સ્નેહ. પર=પારકાને. તન ટાળે=શરીર કાપી નાંખે. સદ્ય=તરત જ. શાકણી=ડાકણી. સાપણી=સાપણ જેવી કુટિલ. વ્રેહવન્તી વાઘણી=ભુખાળવી વાઘણ. આવી એ માયા અંચળો ઓઢીને ઊભી છે, અને એની આંખમાં કામનાં ઘેન ગાજે છે. ભડમેગલ=ભડવીર હાથીઓ. જૂથ=ટોળું. સગુણની ચારિણી=સગુણને ચરાવવાવાળી. કલ્પનાકારિણી=કલ્પના કરાવનારી. મક્ષિકામારિણી=માખીને—નિર્માલ્ય જીવોને મારનારી. માન મહાલે=માનમાં મોજથી ફરે. ભીતિ=બીક. વિકટ=મુશ્કેલ, ભયંકર. નિર્લજ=બેશરમ. આ માયાએ ત્રણે લોકને પોતાના ઘૂંઘટમાં ઘેરી લીધા છે. અબળા=બળ વિનાની સ્ત્રી. નર=પુરુષ. અજિત=જિતાય નહિ એવું. સામર્થ્ય=શક્તિ; અહીં શક્તિમાન. તિમિર=અંધકાર. નિકટ=પાસે,

**પદ ૫૮ મું:** અહમેવ=હુંપણાનું અભિમાન. વિજ્ઞાન=બ્રહ્મ-

કામ ને ધામ ધન તન ત્રિયા ત્યાગિયાં,
વેશ વિજ્ઞાનનો કાઢી બેઠા;
ત્યાગ અહમેવ ગરવા થયા ગુરુપણે,
તોળ્યા માયાએ ગયા જ હેઠાં. શામ૦
સાધન જેહને આપે અધિકું કહે,
તે જ સાધન તેને બંધરૂપા;
આપે ઊંચા ગણે અન્ય નીચા ભણે,
ત્યમ ત્યમ પડે અતિ અંધકૂપા. શામ૦
પોતે પ્રકાશ નવ હોય પ્રભુ જ્યાં લગે,
ત્યાં લગે અજા અલ્પ પીડા;
મુજને જે લહે તેજ ઊગરે અખા;
બીજા નટ થઇ કરે કપીક્રીડા. શામ૦

## પદ ૫૯ મું

આ અવસર ભલો જો તું ચેતે હૃદે,
સંસાર સરખો કદા નહિ જ કેને;
અંત ઊડે એક પલકમાંહીં ખરે,
રખે પતિયાણે સત જાણી એને. આ૦
વણસે જે ક્ષણ ક્ષણે કાળ સેજે હણે,
અલ્પ સુખપણે નિત્ય મારે;
દેવ દાનવ માનવ નાગ નવ ગણે,
કાળને મન સૌ એક આરે. આ૦
શરણ જેનું ગ્રહે કલ્પે તે નવ રહે,
અવ્યક્ત માંહીથી વ્યક્ત થાયે;

---

જ્ઞાન. અંધકૂપા=આંધળા કૂવામાં. કપીક્રીડા=વાંદરાની રમત.

**પદ ૫૯ મું**: હૃદે=હૃદયમાં. કદા=ક્યારે પણ. પતિયાણે=પતિ તરીકે માને. તું એ સંસારને સત્—સાચો—માનીશ મા. એક આરે=એક-

જ્યમ પ્રણવ ભરે ત્યમ ખોખાં કરે,
ખેલ રમતાં રમતાં એ જાયે. આ૦
ખોટેરા વપુ વડે સાચો શિદ રડવડે?
જો તારું મન અડે આવી વસ્તે;
તો લિંગનો ભંગ થઈ લેશ હું નવ રહે,
જાગતાં સ્વપ્નકંકણુ ન હસ્તે. આ૦

## પદ ૬૦ મું

આપે આનંદઘન, અણુછતી શી અજા,
મિથ્યા મળી ને આ ખેલ ચાલે;
સત ચૈતન્ય સદા માયા મિથ્યા વળી,
તેહમાં જીવ તું કોણુ મહાલે? આપે૦
હું ન હતો ત્યારે જગત એમ જ હતું,
પંડ જાતે થકે અંત્ય એવું;
મધ્ય માથે લેવા લગે હું રહ્યો,
નિવેદન નાથ કરે તે જ સહેવું. આપે૦
સરવ સ્વામીતણું અવર કોનું ગણું?
જેટલું હું ભણું તે થાય બીજું;
તું જ સત સર્વથા મિથ્યા મારી કથા,
શ્વાન શકટ યથા રીઝું ખીજું. આપે૦

---

સરખી સ્થિતિમાં. કલ્પ=ચાર યુગનો કાળ. અવ્યક્ત પરમાત્મામાંથી આ વ્યક્ત સંસાર થયો છે. એ તો પ્રણવ–ૐકાર—રૂપી પરમાત્મા જાણે પાત્રો ભરે છે ને ઢાસવે છે! વપુ=શરીર. લિંગ=વાસના આદિ લિંગશરીરો વેરાઈ જાય ત્યારે હુંપણું જરાય રહે નહિ. ત્યારે તો સ્વપ્નાનું કંકણ જાણે હાથમાં જ ન રહ્યું!

**પદ ૬૦ મું:** આનંદઘન=પૂર્ણ આનંદરૂપ પરમાત્મા. પંડ=પિંડ, પોતાપણું. નિવેદન=અરજ. અવર=બીજું. શ્વાન=કૂતરો. શકટ=ગાડું.

જેવો હું છઉં તુજ શક્તિએ કરી,
ન શકું આચરી નાથ નેમે;
દક્ષણ ભૂષણ મુને નિદાન સ્વામી તું'ને,
છાયાપુરુષને શું હાણ ક્ષેમે? આપે૦
દીસું છું હું પણ નિદાન છે સ્વામી તું,
કેને કહું જે કોણ બીજો?
હું જ હું ને છઉં અખા પરણમી,
અંતરજામી તમે એ પતીજો. આપે૦

## પદ ૬૧ મું

આતમા જાણ રે આજ આનંદથી,
અર્થ સઘળો સરે ઈશ જાણ્યો;
જે પ્રભુ વ્યાપી વિલસી રહ્યો જગ વિષે,
કોટી રચનાએ જે છે વખાણ્યો. આતમા૦
સકલ ચરણોથકી ચાલે ચિદાનંદ સદા,
પ્રાણ ત્યાગે ગૃહે પ્રાય પોતે;
સુણે શ્રીનાથજી સકલ કરણે કરી,
ભાવ ધરે બહુ નેત્ર જોતે. આતમા૦
તન મન ધન ત્રિકમ પરિવાર તે,
તેમાં કહે તાહરું શું રે લાગે?

---

નેમે=નિયમપૂર્વક. દક્ષણ ભૂષણ=દાનદક્ષિણા અને અલંકાર. નિદાન=ખરેખર. છાયાપુરુષ=પડછાયામાં પડતી પુરુષઆકૃતિ. ક્ષેમે=ખેમ પણ, કલ્યાણ પણ. પરણમી=પ્રણામ કરી. અંતરજામી=અંતર્યામી; હૃદયમાં રહેલ પરમાત્મા. પતીજો=ખાતરી કરો.

**પદ ૬૧ મું:** ચિદાનંદ=જ્ઞાન અને આનંદસ્વરૂપ પરમાત્મા. એ પરમાત્મા જ સર્વ ચરણોથી ચાલે છે, પ્રાણ છોડે છે ને લે છે; સર્વ કાનોથી તે સાંભળે છે અને સર્વ આંખોથી જુએ છે. સરખાવો:

માલ જેનો ફરી તેહને સોંપ તું,
જન્મના કોટની ઝાંઝ ભાંગે. આતમા૦
જીવ જો નહિ કરે તો અવધે સરવે ખરે,
કાળ ધસે પછી રહીશ રોતો;
પદાર્થ વણસતો જીવ તું અણછતો,
ચેત તું ઊંઘમાં આપું ખોતો. આતમા૦
જંત જાણો હરિ, સંત સેવા કરી,
જ્ઞાની ગુરુનાં ધરી વચન ચિત્તે;
કહે અખો સંત સેવાથી સીઝે નર,
અન્ય ઉપાય નહિ જ અંતે. આતમા૦

## પદ ૬૨ મું

દેહ દેહીતણો પાર જો જીવડા, અંધપરંપરા શું રે ચાલો?
નામ ને રૂપ તે ધુમ્રતણા બાચકા, તેહને સત્ય કરી કાંય ઝાલે. દેહ૦
નૃત્ય કીધા થકી નર એકે નથી, પાર વિના શું પરપંચ પોડો?
આકનાં તૂર જેમ ઊડે દશો દિશા, વિના વિકસે દીસે બાધો ડોડો. દે૦
તત્ત્વ ચોવીશ ઇંદ્રિય ગુણ દેવતા, તે મધ્યે તું કિયો જો વિચારી;
ભૂતકલ્લોલ ભ્રાંતિ પડે તે સમે, સેજ શક્તિ બ્રહ્મ મોરારિ. દેહ૦
અણછતું આપ આપેથી ઊભું થયું, જેમ પુરુષપ્રસંગે પડછાયો થાયે;
કલ્પિત પિંડ બ્રહ્માંડ સઘળાં રહ્યાં, ત્યાં અણછતો તું કોણ આવે?
પ્રીછ જન ચાર છે સાર સંઘાતનો, શીતનું શમન જેમ હોય તેજે;
અન્ય ઉપાય છે આડ સૌને અખા, એહ ઉપદેશ અણલિંગ સહેજે.

---

'विश्वतश्चक्षुः विश्वतोबाहुः संबाहुभ्यां धमति द्यावापृथिवी जनयन् देव एकः' પરિવાર=કબીલો. ઝાંઝ=ખીજ, રીસ. અવધે=મુદતે. વણસતો=વિકાર પામતો, બગડતો.

પદ ૬૨ મું: અંધપરંપરા=આંધળાની રીત; આંધળા પાછળ આંધળાની ચાલ. ધુમ્રતણા=ધુમાડાના. નૃત્ય=નાચ. ભગવાન લીલા

## પદ ૬૩ મું

સંતસું માહરે હેત નારદ બહુ,
સુખ ઊપજે બહુ સંત દેખી;
મારા તે જનને પલક નવ વીસરું,
સ્થિર પ્રીતિ થકો લીન લેખી. સંત૦

કોઇક તીરથ કરે, કોઈક વ્રત આચરે,
કોઇક એકાંત રહી કાય શોધે;
કોઇક પૂજન કરે કોઈક મૌન ધરે,
મારો જન તે મુજને આરાધે. સંત૦

નારદ કહે, પ્રભુ પ્રેમ કૃપા કરી,
ભક્તનાં રૂપ તે પૂજ્ય કહિયે;
બાહ્ય ક્રિયાતણા દીઠા બહુ સાંભળ્યા,
તે થકી અધિક તે કેમ લહિયે? સંત૦

કહે પરબ્રહ્મ, નિદાન નારદ સુણો,
પરમ વલ્લભ મને સંત મુજસું;

---

કરે છે, નૃત્ય કરે છે, તેમ કોઈ નર નૃત્ય કરે તેથી કાંઈ તેનામાં નૃપણું—નરપણું આવી જતું નથી. પાર વિના=સીમા વિના. પ્રપંચ એ પાર વિનાનો કેવો પોડો—પ્રૌઢ—વિશાળ છે! આક=આંકડો. તૂર=તૂલ. ડોડો=ગોટો. ગોટો ફાટ્યો નથી, ત્યાં સુધી પ્રપંચ નથી. ભૂતકલ્લોલ=પંચમહા ભૂતોની રમત. ભ્રાંતિ=ભ્રમ. સમે=વખતે. સેજ=સહજ. મોરારિ=મુરારિ; શ્રીકૃષ્ણ. એ ભૂતકલ્લોલ પણ શ્રીકૃષ્ણ બ્રહ્મની સહજશક્તિનો ખેલ છે. ચાર...સંઘાતનો=પૃથ્વી, જલ ને તેજ એ અચેતન અને આત્મા ચેતન એમ ચારના સંઘાતથી—જમાવથી—માણસ બન્યો છે. શમન=શમી જવું; શાંત થવું.

**પદ ૬૩ મું:** આ પદમાં નારદ અને ભગવાનનો સંવાદ છે. પહેલી બે કડી ભગવાન કહે છે. સ્થિર...લેખી=સ્થિર પ્રેમથી મારા-

નવધા ભક્તિને જેહ નર સાધતા,
તેહનો નિર્દેશ નવ થાય મુજસું. સંત૦
તન મન વચન સોંપી તે મુજને રહ્યા,
તેટલું તે વિષે નહિ જ કહેવા;
ઉત્તમોત્તમ અખા સંત તે જાણવા,
તેહને લહે તેય જાણ તેવા. સંત૦

## પદ ૬૪ મું

સંતનો મહિમા શ્રીમુખ કહે છે હરિ, નારદ ચિત્ત ધરી સત્ય માને;
ભક્તના કોટય અપરાધ વિશ્વ કહે, કૃષ્ણ કહે કાંઇ ધરું ન કાને.
સંત શરીર તે નિજ ઘર માહરું, બાહિરું દાસથી નહિ જ મારે;
સંત ત્યાં સૌ મધ્યે વિશ્વ વિશ્વેશ છઉં, સંત શરીરમાં સર્વ પ્રકારે.
કાષ્ઠમાં અગ્નિ જેમ ચૌદ લોકે છતો, સંતમાં ત્યમ રહું દીપન્યાયે;
સદા સુખાધિપતિ સંત કેરું હૃદે, સત્ય કહું મન વચન કાયે. સંતનો.
અવતાર ધરું તે ભૂભાર ઉતારવા, ચરિત્ર પૂરાં કરી ધામ આવું;
જ્યમ દામની ઝલકે ઝૂએ અવની પરે, અંતે જઈ તેજઘનમાં સમાયું.
નવ રહું સંતપખે સંત મારે વિષે, લોક અલગા લખે ધ્યેય ધ્યાતા;
કહે અખો નારદ પ્રતિ કહે શ્રીહરિ, સંતહૃદયે મુને પરમ શાતા.

---

માં ડૂબી ગયેલો માનીને. નિદાન=છેવટ; સાચું. પરમવલ્લભ=અત્યંત પ્રિય. નવધા ભક્તિ=નવ પ્રકારની ભક્તિ. નિર્દેશ=બતાવવું તે.

**પદ ૬૪ મું:** શ્રીમુખ...હરિ=ભગવાન પોતાને મોંએ કહે છે. બાહિરું=બહારનું. વિશ્વેશ=વિશ્વના સ્વામી. સુખાધિપતિ=સુખપૂર્ણ. ભૂભાર=ભૂમિનો ભાર. ધામ આવું=સ્વધામમાં—પરમપદમાં પાછો આવું. દામની=વીજળી. ઝલકે=ચમકે. ઝૂએ=કમાનની જેમ નમીને દેખાય. અવની પરે=પૃથ્વી ઉપર. તેજઘન=તેજ:પુંજ; તેજનો સમૂહ. સંતપખે=સંત વિના. લખે=માને, જુએ. પરમ શાતા=ઉત્તમ શાંત.

## પદ ૬૫ મું

કહે પરમાત્મા સુણુ તું આત્મા, સમજ તું વાત મહા સંતકેરી;
હરિજન રૂપ તે ઓળખો માહરું, જાતને વર્ણ ન પૂછીશ ફેરી.
જાતને વર્ણ આધીન કુલકર્મ છે, ઉત્તમ મધ્યમપણું કાંઈ ન લાગે;
કૃષ્ણ કહે માહરો જન જ્યારે થયો, કોટિ કિલ્બિષ ભક્ત દેખી ભાગે.
વિશ્વ સકલ રચ્યું ગોત્ર નાના વિષે, દેવતા તેહના ભિન્ન કહાવે;
અચ્યુતગોત્રજન જેહ મારા થયા, જો મનક્રમ વચન મુજ શરણ આવે.
નારદ કહે સ્વામી વેષ વૈષ્ણવ રચી, અન્યં ઉપાસના દીસે કર્તી;
ગોવિંદ કહે તેવા માયા રંગના, સંબંધ નવ મારે જેને અન્ય ભર્તા.
માહરા જનનો લક્ષ તે હું લહું, નિરવહું સર્વ હું કૃત્ય તેનું;
જઠરથી જનુની ગર્ભ જેમ જાળવે, એક થે વરતે સેજ જેનું.
વેષ પરમાણુ તે વિધિ વરતવા લગે, લક્ષપરમાણુ કહે કંથ કમળા;
સત્ય કહું માન એ ભક્ત દુર્લભ અખા, જેહ અંતરથકી હોય અમળા.

## પદ ૬૬ મું

સ્વયં શ્રીનાથજી વ્યાપી વિલસી રહ્યો, તું જ હૃદે બ્રહ્મ તેને ન જાણે;
અખિલ જો રાસ સ્વામીતણો ત્યાં સદા, ભુવનમાં ભુવનેશ્વર માણે.
તેહ પોતે પ્રભુ વ્યાપી રહ્યો વિશ્વમાં, તે હરિ વીસરે સર્વ પ્રકારે;
ચરિત્ર જોઈ વંદવા, રંચ નહિ નિંદવા, ઘાટ નહિ બેસે બીજું વિચારે.

---

**પદ ૬૫ મું :** કિલ્બિષ=પાપ, ડાઘ. ગોત્ર=કુટુંબસમૂહનું કેન્દ્ર. નાના=જાતજાતના. દેવતા=તે તે ગોત્રના અધિષ્ઠાતા દેવ કે ઋષિ. અચ્યુત=કદી ચ્યુત—વિકૃત—ન થાય એવા વિષ્ણુ, બ્રહ્મ. અચ્યુતગોત્રજન=વૈષ્ણવ; હરિજન. ભર્તા=સ્વામી. નિરવહું=નિર્વહું, ઉપાડું. જઠર=પેટ. જનુની=માતા. વરતે=રહે, વર્તન રાખે. કંથ કમળા=શ્રીકમળાના કંથ, લક્ષ્મીપતિ, શ્રીવિષ્ણુ, ભગવાન. અમળા=મળ વિનાના, નિર્મળ.

**પદ ૬૬ મું :** શ્રીનાથજી=શ્રી—લક્ષ્મી—ના નાથ, ભગવાન,

તું કોનો ક્યાં થકે ક્યાં લગે પ્રથમથી, તુજને તું નવ શકે વિચારી;
ચરિત્ર ગોવિંદનાં અદ્ભુત અટપટાં, તેને કયમ કરી કળે બુધ્ય તારી?
સામર્થ્ય જોઇ હરિ આલ નુછાવરી, કરી કરી નહિ તું રીઝ રંગે;
જે જે વ્રત તાહરું નહિ તેથી બાહરું, એમ નિત્ય નાહે તું સેજ ગંગે.
રવે કરણુતા માંહે સરવે મળે અખા, ઉત્તમ મધ્યમ દુખસુખદાતા;
સકલ ભાવે સ્વામી ભાળે અખા, આપ અરપી કરી બેશ શાતા.

## પદ ૬૭ મું

આતમા પામવા કોઇ ઇચ્છા કરે,
સંતને સેવવા મન સૂધે;
ભવરોગ વામવા વેષ ભાવે લહે,
જેમ આવે આરોગ્યતા સાકર દૂધે. આતમા૦
સુલભ માર્ગ તે સંત કેરી કળા,
ઉપર શીદ જાય ઉવાટ વાટે?
પાંખને બળે જેમ પંખીડાં પરવર્યાં,
એમ સમજ આવે જ્ઞાનઘાટે. આતમા૦
જ્ઞાન વૈરાગ ને પ્રેમ આતુરતા,
નવધા કેરી સમજ નિહાળું;
પૂરી સમજ તો પૂરા ગુરુ થકી મળે,
નહિ તો કૂંચી વિના રૂંધ્યું તાળું. આતમા૦

---

પુરુષોત્તમ બ્રહ્મ. ભુવન=સ્વર્ગાદિ લોક. ભુવનેશ્વર=ભુવનોનો સ્વામી. વંદવા=વંદન કરવું. રંચ=જરા પણ. કળે=કલ્પનામાં આવે, સમજે. બુધ્ય=બુદ્ધિ. નુછાવરી=ન્યોછાવરી; સમર્પણની ભેટ. બાહરું=બહાર. ગંગે=ગંગામાં. કરણુતા=કાર્ય કરવાપણું. દાતા=આપનાર. બેશ શાતા= શાંતિ લે.

પદ ૬૭ મું: સૂધે=સારી બુદ્ધિએ, સીધી રીતે. ભવરોગ વામવા= સંસારરૂપી રોગ દૂર કરવા. આરોગ્યતા=અરોગતા; આરોગ્ય. સુલભ=

મોટી દશા વિના મન તે નવ લહે,
ઉગ્રણુધ્યે ફરી જાય આઘો;
તેમ સંતને સેવતાં મહાસુખ પામિયે,
આત્મા ઉદય થાય ને ટળે ધાઘો. આતમા૦
જો તુંને ઉત્કંઠા હોય પરિબ્રહ્મની,
તો પ્રથમ પરવરજે સંતસંગે;
સતસંગ કર તો એવો કરજે અખા,
પ્રગટે પ્રાણનાથ તે ઓપ અંગે. આતમા૦

## પદ ૬૮ મું

આ અવસર તારો નહિ રે આવે ફરી, માનજે મન ખરી સંતસેવા;
સંતસંગત કરે અર્થ સરવે સરે, કોઈ મળી નથી અન્ય દેવા.
જો તું સ્વરગે ધસે વળે તું પાછો પડે, ચરણઅંબુજ ઇચ્છે અચળ આલે;
તેની વાટ સંતજન લહે અનુભવને કહે, જો તું અનેક વચન પાળે.
મનહીં ચિંતન કરી ઓચરે હરિ હરિ, મન વચ કર્મ ને વળી કાયા;
અંતર તે ડસડસે, બાહેર જાણે હશે, કહે અહોનિશે રામરાયા.
તનમન નવ ગણે શરણે હરિતણે, અહં નવ ગણે સ્વપ્ને કહાસે;
આપ અરપે નિશ્વાસ મૂકી ખપે, તેમ તપે જેમ અગ્નિ ભાંડ પાસે.

---

સડેલો. ઉવાટ=અવળો રસ્તો, આડો રસ્તો. પરવર્યાં=ગયાં, ઊપડ્યાં. પ્રેમ આતુરતા=પ્રેમભરી આતુરતા; ભગવાનને મળવાની સાચા દિલની ઝંખના. રૂંધ્યું=રૂંધાઈ ગયું. ધાઘો=સંશય. ઉત્કંઠા=તીવ્ર ઇચ્છા. પરિબ્રહ્મ=પરમાત્મા. ઓપ=ઝળકાટ. તું એવી રીતે સત્સંગ કરજે કે તારામાં પ્રાણનાથ પ્રકટે અને તારાં સકલ અંગમાં એનો ઝળકાટ ઝગઝગી રહે.

પદ ૬૮ મું : સ્વરગે ..આલે=કર્મકાંડાદિ કરીને તું સ્વર્ગે જઈશ, તોપણ તારે ત્યાંથી પાછું આવવું પડશે. એક ભગવાનના ચરણ-અંબુજ—ચરણકમલ—જ તને અચલ—અવિનાશી પદ આપશે.

સંતમહિમા બહુ સુરમુનિ જન કહે, સહુ ઓર ગાયે કરી જોગક્ષેમા;
લાભ અલાભનો અંત આવે નહિ, ભક્ત ભગવંત અખા સેવો પ્રેમા.

## પદ ૬૯ મું

સ્વામીસ્વભાવ તે અભિનવો અટપટો,
કલપ્યો નવ જાય કોણે જ મીઠો;
બ્રહ્માંડ જોતે થકે ભેદ ભાસે ઘણા,
પ્રીતિનો પાલક એ જ દીઠો. સ્વામી૦
સ્વામીની શરણમાં જેહ આવી ગયો,
દૃષ્ટે પડી ગયો નાથ કેરી;
તે પ્રીતિનાં મૂળ પાતાળ સુધી ગયાં,
ઊખડે નહિ કદી પાછાં ફેરી. સ્વામી૦
સ્નેહ તો જાણ શ્રીરંગ સમ કોઇ નહિ,
અવગુણ નવ ગણે ગુણ તે ગાય;
જેમ શોકીક જાણી સૂરને નવ તજે,
અંબુજ ઇચ્છા કરી સામો થાય. સ્વામી૦
કરમનાં ફળ તે ભોગ ભોગવે ખપે,
પ્રીતિ પરિબ્રહ્મની અધિક વાધે;
જેમ સુવર્ણ સદા પરશે એક વાનો વધે,
ધાત બીજી શોધી ન લાધે. સ્વામી૦

---

વાટ=રસ્તો. મનહીં=મનમાં જ. ઓચરે=બોલે. અંતર=હૃદયમાં. ડસડસે=વ્યાકુળ થાય. અહોનિશે=રાતદિવસ. અહં=હું. કદાસે=ક્યારે ય. ખપે=ઇચ્છે, કામમાં આવે. ભાંડ=વાસણ. સુર=દેવ. જોગક્ષેમા=યોગ અને ક્ષેમ; વસ્તુ મળવી અને મળેલી વસ્તુ સાચવવી. અલાભ=ન મળવું તે. પ્રેમા=પ્રેમ.

પદ ૬૯ મું: અભિનવો=તદ્દન નવીન. પાલક=પાળનાર. ફેરી=ફરી. શ્રીરંગ=ભગવાન. સમ=સમાન. શોકીક=શોષક; સૂકવનાર. અંબુજ=

હરિતણા હેતમાં સુખ સરવે મળે,
વૃથા તરંગનો પાર આવે;
કહે અખો નાર જે નાથને ઉર વસી,
તે સુખ તુલ્ય એકે ન આવે. સ્વામી૦

## પદ ૭૦ મું

આજ આનંદ મારા અંગમાં ઊપન્યો, પરિબ્રહ્મની મુંને ભાળ લાધી;
ગૂંગાની સાનમાં સામો સમજે નહિ, અદબદ મૂહડી રહીરે બાંધી.
કોઈ તીરથ અડસઠ કરે દેવદેશં ફરે, ખટ મારગમાં રે જોગ સાધી;
તે રે વહાલો મુજ પાસથી પ્રગટચો, સદ્ગુરુ શબ્દની ચોટ લાગી. ૧
કોઇ કહે જીવ છે, કોઈ કહે શિવ છે, થાપ ઉથાપમાં કોઇ ન સીધ્યો;
આપ તે આપનો અમીરસ ઘૂંટવા, શિવે તે જીવનો વેશ લીધો. ૨
હાથથી નાખીને દૂર લેવા ગયો, જાણે શું વસ્તુ નવ હોય આધી;
આવી અજ્ઞાનની આડ ઊભો રહ્યો, તારે માટે તું તો જોને જાગી. ૩
હું ટળ્યો, તું ઠર્યો કરતાર કરુણા કરી, સુખદુઃખ વૃક્ષની મૂળી દાઝી;
સુપન સમાઈ ગયું, જ્યમ હતું ત્યમ થયું, અખે આ લખી સૂતો સુખની ગાદી. ૪

---

કમળ. સૂર—સૂરજને શોષનારો ગણી કામળ તેને છોડી દેતું નથી. ખપે=જરૂર પ્રમાણે, ઇચ્છાથી. પરશે=સ્પર્શથી. વાનો=રંગ, આંક. ધાત=ધાતુ. વૃથા=મિથ્યા. નાર=સ્ત્રી. જે સ્ત્રીરૂપી જીવ નાથ—ભગવાન—ના ઉરમાં—હૃદયમાં વસે છે, તેને જે અતુલ સુખ સાંપડે છે. અહીં ગોપી અને ભગવાનનો સંબંધ જણાવ્યો છે.

**પદ ૭૦ મું**: ભાળ=તપાસ. સાન=ઇસારો. અદબદ=અદ્‌ભુત. મૂહડી...બાંધી=અદ્‌ભુત બ્રહ્મ બાંધી મૂઠી જ રહે છે, સમજમાં આવતું નથી. ચોટ=નિશાન. અમીરસ=અમૃતરસ. ઘૂંટવા=ફરીફરીને લેવારગડવા. કરતાર=કર્તા, કિરતાર. કરુણા=દયાપ્રાતિ. સુપન=સ્વપ્ન. લખી=લક્ષી.

## પદ ૭૧ મું

દેહના કૃત્યમાં સર્વ ભૂલા પડ્યા, દેહી તે પ્રીછ્યો કેણે ન જાયે;
ઉપાધિની ઓથમાં સર્વ આવી ગયા, વસ્તુસાંનિધ્ય તેણે ન થાયે.
આપે હોય ઈશ ઐશ્વર્ય એવું ધરે, કોટિ બ્રહ્માંડ સરજે ન ભાજે;
વસ્તુ વિચાર વિના તે જ ભૂલા ભમે, સ્વપ્રકાશમાં સર્વ લાજે.
જે જે સામર્થ્ય ધરે આપ અળગું કરે, આપ અળગું થયે કાળ ગ્રાસે;
એણે વળણે માયાએ મરકટ કર્યો, તેને નાગને રૂપ તે સત્ય ભાસે.
મોટા પંડિત નવ પ્રીછે નિજ રૂપને, સર્વનો લક્ષ તે વિષય સુધી;
તેણે કરી દ્વૈતનાં પડળ પ્રૌઢાં ચડ્યાં, નામને રૂપમાં સત્ય બુદ્ધિ.
મૂળગી સિદ્ધિ વ્યાપીને વિલસી રહી, મૂળગે પદે સરજે જે માયા;
મૂળગે પદે અખો રહ્યો ઓચરે, અળગો પડે તો જીવ થાયા.

## પદ ૭૨ મું

વહાણું વાયું નર ત્યારે તું જાણજે, ત્રિગુણરૂપી તારી રાત્ય જાયે;
આત્મા અર્ક ઊગે જ્યારે આપમાં, ત્યારે નિશાચર ઠામ થાયે.
ઊંઘમાં ઊઠી બેઠા થયા બહુવિધ, ઉત્તમ મધ્યમ કર્મ શુણ્યું;
ઊંઘે ઘેર્યા ઘણું મન જાગ્યા તણું, એવું નર ઓચરે પારવાણું.
જાગિયા હોય તે જન્મ કહેનો ગણે, જડ ચેતન વિચાર કરતે;
આપ ઓળખ્યા વિના થામ દેહનો કરે, તે જ રેણી કેરું રૂપ વરતે.

---

**પદ ૭૧ મું :** ક્રત્ય=કૃત્ય. દેહી=દેહમાં રહેલો આત્મા. સાંનિધ્ય=પાસેપણું. ગ્રાસે=કોળિયો કરે. વળણે=વલણે, રીતે. પડળ=પડદા. પ્રૌઢા=વધારે મોટાં. પરબ્રહ્મ મૂળ પદ છે. એ જ પદ પોતાની સહજ સિદ્ધિથી બધે વ્યાપીને વિલાસ કરી રહ્યું છે. એની જ માયાસૃષ્ટિ છે. એ પરબ્રહ્મથી જે અળગો પડે છે, તે જીવ છે. જે એ પરમાત્મામાં શમે છે—ઉપાધિમુક્ત થાય છે, તે આત્મા છે.

**પદ ૭૨ મું :** ત્રિગુણ=સત્ત્વ, રજ અને તમ એ રાત છે. એની પાર જવાશે, ત્યારે વહાણું વાશે—સવાર થશે. આત્મા અર્ક=

પ્રાતનું પારખું ત્યારે તું જાણજે, દ્વૈત અજ્ઞાનની ઊંઘ ઊડે;
સોહં બ્રહ્મ સોહં બ્રહ્મ હૃદયમાં પ્રગટે, મન ન લાગે કાંઈ રૂડે કૂડે.
પિંડ બ્રહ્માંડ દીસે નહિ જે વિષે, દિવ્યદરશીતણી પેર મોટી;
ધ્યેય ને ધ્યાતા વરતે એક ધામમાં, અખા એ સમજ મોટી કસોટી.

## પદ ૭૩ મું

ચેતીને જો ચિદાનંદ વિલસી રહ્યો, ચરમની દૃષ્ટે તે ચરમ દીસે;
સળંગ સૂત્ર વિચારી જો જ્યોતમાં, વસ્તુની વેલી એ છે પચીસે.
વેલી વિશે ફૂલફૂલ તે વસ્તુનાં, ફૂલથકી બહુ ભાત્ય ચાલે;
વેષવ્યવહાર રંગરીતિ ચલણવલણ, અખંડ મંડલ ચારે ખાણ માલે.
જ્યાં જ્યમ ત્યાં ત્યમ આપ વ્યાપી રહ્યા, સમવિષમ સૌ ભાત્ય એની;
નામ ને રૂપ ગુણ કર્મ સૌ એહનાં, અખંડ અભેદ બુદ્ધિ હોય જેની.
એક દૃષ્ટાંત મળતું છે જોજો તમો, જેહતણી બુદ્ધિ ગંભીર હોયે;
સુગંધ જામીને બરાશ વેશે થયો, ગંધ જ છે જો રૂપ છે જ તોયે.
અખિલ બ્રહ્માંડમાં અણુ નથી ટાળવા, દિવ્યદરશી સદા રામ દેખે;
એમ અભેદ વિચારતાં અખો પદ પામિયો, જો હું કરતા ટળ્યો રેખરેખે.

---

આત્મારૂપી સૂર્ય. નિશાચર=રાતમાં ફરવાવાળા; રાક્ષસ. પારવાણું= પાર વિનાનું. રેણી=રાત. પ્રાત=સવાર. દિવ્યદરશીતણી=દિવ્ય દૃષ્ટિ-વાળાની.

**પદ ૭૩ મું:** ચરમની દૃષ્ટે=ચામડાની આંખે. ચરમ=ચામડું. પચીસે=ચોવીસ તત્ત્વો અને પ્રકૃતિ એ બ્રહ્મવસ્તુની વેલ છે. એ વેલને વિશે જે ફૂળફૂલ છે, તે પણ બ્રહ્મવસ્તુનાં જ છે. ભાત્ય= ભાત, જાત. અખંડ મંડલ=પરમાત્મા. ખાણ=યોનિ. સમ=સરખું. વિષમ=અણસરખું. સુગંધ બરાશરૂપ થઈ રહે છે, પણ ખુલ્લામાં મુકાતાં તો તે સુગંધ પવનમાં મળી જાય છે, તેમ બ્રહ્મ વિશે સમજવું. રેખરેખે=રેખાએ રેખાએ, સંપૂર્ણ.

## પદ ૭૪ મું

આપને દીસે પ્રતિબિંબ તે આપનું, રૂપ આ સર્વ ભાસે તે તારું;
આપે આભાસ અનંતરૂપે થયો, મોહવશ કહી રહ્યો તારુંમારું.
વસ્તુ વિચારી જોતે થકે તું નથી, તો તાહરું કલ્પ્યું તે સત્ય નોયે;
રેણુનું ચિત્ર જ્યમ દાન પ્રતિગ્રહ કરે, વાયુ આવેથી વિલાઈ જાયે.
જાગ્રત સ્વપ્ન ઉપાધિ બહુ વિસ્તરી, દૃષ્ટ પદારથ જે રે દીસે;
સુષોપતિ તુરીયાથી વસ્તુ આઘી રહે, તો શાને મરો છો જઈ તેને હીસે.
મંન અમંન હોય જે જનતણું, તુરીયાતીત તેને વેદ ભાખે;
કાળનો કાળ આદિ અંત વરજિત સદા, કૃત્યે વરતે પણ લિંગ પાખે.
દ્વૈતસહિત કોઈ નર નથી નીપજ્યા, ત્રિલોકને ધારે તોય જીવ જાણો;
ચિત્રવિચિત્ર માયાકૃત્ત છે અખા, આપ જાણ્યું તે મહાપદ સમાણો.

## પદ ૭૫ મું

પીયૂષપાન કીજે આવો મહાજનો, જેહ પીધેથી હુંભાવ જાયે;
ગગનગમનતણી ગતિ આવે અતિ ઘણી, આ જ દેહે વસ્તુરૂપ થાયે.
વસ્તુ આધારે હરિહર બ્રહ્મા રહ્યા, ચૌદ લોક આધારે એ વસ્તુ કેરે;
જૂજવા દેહથી નામ તે જૂજવાં, ગીતા વેદાંત જેની શાખ્ય પૂરે.

---

**પદ ૭૪ મું:** રેણું=ધૂળ, રજકણ. દાનપ્રતિગ્રહ=આપ-લે કરે. વિલાઈ જાય=વેરાઈ જાય, શમી જાય. સુષોપતિ...રહે=જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુર્યા એ ચાર અવસ્થાઓથી બ્રહ્મ વસ્તુ પાર છે. મન...ભાખે=જે માણસનું મન અમન થયું છે, એટલે જેના મનનો નાશ થયો છે, તે તુરીયાતીત—તુર્યાવસ્થાની પાર રહેલા બ્રહ્મમાં ભળે છે એમ વેદ કહે છે. કાળનો કાળ=કાળને પણ ભરખી જનાર, કાલથી અતીત, બ્રહ્મ. તે આદિ અને અંતથી વર્જિત—રહિત—છે. માયાકૃત=માયાનું કરેલું કામ. મહાપદ=બ્રહ્મનું મહાન પદ. સમાણો=સમાઈ ગયો.

**પદ ૭૫ મું:** પીયૂષ=અમૃત. મહાજનો=મહાજનો, મોટા

સ્વર્ગવૈકુંઠ તે મનનાં કિંકર સદા, તે મનતણી સુરત્ય પણ ત્યાં ન ચાલે;
વસ્તુ અલિંગ આકાશવત્ નિરમળ, બાહ્ય અંતર સળંગસૂત્ર માલે.
વિમલ બુદ્ધિ ગંભીર જેને ઊપની, તેણે કૃત્ય કિરતારનો ભેદ ભાળ્યો;
વરણ વ્યવહાર તે આપથી રહી ગયો, પીયૂષપાને અખા હું ટાળ્યો.

## પદ ૭૬ મું

આજ આનંદના ઓઘ વરત્યા ખરા, કોટી કલ્યાણ તે આજ મારે;
હરિહર અજ સનકાદિક નારદ, તેહને ધ્યેય તે પ્રાપ્ત મારે. આજ૦
નિગમને અગમ તે સુગમ થયું માયરે,જેને હરનીશ રટે શેષ સરખા;
એવા જે બ્રહ્મ તેશું એકતા ઊપની, અતિ વિલય થઈ ગયું તેજ મુર્ખા.
મિથ્યા આલાપ વિસ્તાર વાધ્યું હતું, શબ્દનું જાળ તે નાશ પામ્યું;
બંધ ને મોક્ષ તે ભ્રમનિદ્રા લગી; જાગ્યે જંજાલ તે સર્વ વામ્યું.
સ્વપ્નમાં કંઈકનું કંઈક થયું હતું, જાગતાં જેમનું તેમ સીધું;
વસ્તુ વિષે વિકાર એકે નહિ, ત્યાં વાયુ વ્યોમ દૃષ્ટાંત દીધું.
પવનને જોગે જયમ અભ્ર જામે ઘણાં, વિલય થાતે થકે રૂપ મૂકે;
આત્મઆકાશમાં પિંડ એમ છે અખા, મર્મનો ભર્મ તે એમ ચૂકે.

---

પુરુષો. ગગનગમન=આકાશમાં જવું—ઊડવું. ગતિ=શક્તિ, રસ્તો. હરિ,હર=વિષ્ણુ, મહાદેવ. કિંકર=નોકર, સેવક. સુરત્ય=સુરતી, ધ્યાન. આકાશવત્=આકાશ જેવું. સળંગસૂત્ર=એક અને અખંડ રીતે. વિમલ=શુદ્ધ. કૃત્ય=કૃત્ય. પીયૂષપાન=અમૃતનું પાન.

**પદ ૭૬ મું :** ઓઘ=સમૂહ. અજ=બ્રહ્મા. સનકાદિક=સનક વગેરે. નિગમને અગમ=વેદને પણ અકળિત. સુગમ=સહેલું. હરનીશ= હમેશ. શેષ=શેષનાગ. મુર્ખા=વૃથા, અસત્ય (મૃષા). વિલય=નાશ. ભ્રમનિદ્રા=ભ્રમરૂપી નિદ્રા. વામ્યું=દૂર થયું. વ્યોમ=આકાશ. અભ્ર=વાદળું, ભર્મ=ભ્રમ, ભરમ,

## પદ ૭૭ મું

આનંદના ઓઘ તે આજ ઉદે થયા, મુજને માયરો પાર લાધ્યો;
પાંચ પચીસમાં એકે નથી ટાળવા, જેમ છે તેમ એ માલ બાધ્યો.
આપ અંબુજ અવની થયો તેજ તું, વાયુવ્યોમે ખેલ્લી ખ્યાલ લાવ્યો;
દ્વિપદ ચતુરપદ અનંત એકે નહિ, વિવિધ પ્રકારનો વેશ કહાવ્યો.
અખિલ બ્રહ્માંડમાં અણુ નથી ટાળવા, સળંગસૂત્ર મેં જોયું વિચારી;
વસ્તુનો પિંડ તે વિશ્વરૂપે રમે, આદ્ય મધ્યઅંત એ વસ્તુ સારી.
ધૃતની પૂતલી નખશિખે ધૃતભરી, ધૃતના સોળ શ્રૃંગાર સાર્યા;
એમ અભેદ વિચારતાં અખો પદ પામિયો, નાંમરૂપે રખે રે'તા ભાર્યા.

## રાગ ભૈરવ કેદારો—પ્રભાતીનાં પદ

## પદ ૭૮ મું

નર નિદ્રાળુ જ્યાં લગી હોય રે, ત્યાં લગી જાણશે સ્વપ્ન સાચો;
જ્યારે પુરુષે ભ્રમનિદ્રા તજી, પરગળો ત્યારે પરાયો પાછો. ધ્રુવ. ૧
ચિદ્‌વિલાસ ચેતન ચિદ્‌રૂપ છે, ભેદ પ્રીછે થકે ભ્રમ ભાગે;
આત્મા એક તો અન્ય કહો કયાં થકી, ચિત્તતણી ચિંતના એમ જાગે.
સહેજ ઇચ્છાએ નરકોઇ ફૂદડી ફરે, આપ ફરતે થકે દેખે સર્વ ફરતું.
મૂઢ થયો તે દેખે નહિ કો દિશા, તેમ જંજાળ લાગ્યું છે ઘરતું. ૩
તેજ વસ્તુમાં ન પડે પૃથ્વી વિષે, નેત્ર મેલી રહે વ્રત મૂકી;
જે જેમ છે તે તેમ ત્યારે લહે, એ તો અણછતું મન માયા મૂક ફૂંકી. ૪

---

**પદ ૭૭ મું :** પાંચ પચીસ=પાંચ મૂળભૂતો અને પચીસ તત્ત્વો. ટાળવા=દૂર કરવા. અંબુજ=કમળ. દ્વિપદ=બેપગવાળો. ચતુર્પદ=ચાર પગવાળો. ધૃત=ઘી. સાર્યા=પાડ્યા. ભાર્યા=ભરેલા.

**પદ ૭૮ મું :** નિદ્રાળુ=ઊંઘવાળો, ઊંઘણશી. ભ્રમનિદ્રા=ભ્રમરૂપી નિદ્રા. પરગળો=પ્રગલ્ભતા. ત્યારે મદ—અમૂંઝણ—પરાયો—પરો—થયો. ચિદ્‌વિલાસ=ચિદ્‌રૂપ પરમાત્મા વિલાસ. ચિન્તના=

જાતાં આવતાં જંજાલ ટળી ગયો, લિંગનો ભંગ થયો જ લહેતે;
ભ્રમનિદ્રા તજવા જે કોઈ હિંડે અખા, તે તો માનશે વાત કહેતે. ૫

## પદ ૭૯ મું

શું રે નિદ્રાળુ થઈ રહ્યા નાથજી, એ રે કુટેવ તુંને કયાંથી લાગી?
જે મુક્તને દૂર દેખે શું દયામણા, તું આંખ મીંચીને શું બેઠો અભાગી?
તેજ તારુણી ત્રિકમ કયાં તમે ત્યાગશો, નાસશો જ્યાંત્યાં નાર સાથે;
બાહ્ય મૂકી અંતર આરાધશો, નેઠ નહિ નીસરો પરોયા નાથે.
મૂક પાખંડ ને ભોગવ ભામની, નહિ તો કામ સર્યું રહેશે જ કાળે;
ધારણા ધ્યાનનું ફલ સુણ શામલા, પાહાણાને જીવતે જન્મ ગાળે.
મુક્ત તે મનતણો ધર્મ છે મહાવજી, ઉત્તમ મધ્યમ બે કર્મ કાયા;
સાધન સર્વે વિચારમાંહે વસે, પણ મંદબુધ્ધ મરમ વણ ન લહે માયા.
સ્વે હોય ત્યાં કર્મ ન હોય કાનજી, ભેદ સમજ્યા વણ સાધે મુદ્રા;
અચળ્યું આપ જે દેખે છે અખા, તે તો માને એને ભ્રમનિદ્રા.

## પદ ૮૦ મું

રામ તું રામ તું નામ જેહનું જપે, ધામ તું ઘરથું શોધ આળે;
જાગ્યા વિના જંજાળ તે તો ગળે પડયું, ત્યારે તે નીકળે જ્યારે હું જ ટાળે.

---

વિચારણા. ફૂદડી=ફૂદરડી, ગોળગોળ ફરવું. મૂઢ=મૂર્ખ, જડ. વ્રત=વૃત્તિ. નેત્ર=આંખ. હિંડે=ચાલે. ઇચ્છે.

**પદ ૭૯ મું:** મુક્ત=મુક્તિ. તારુણી=તરુણી, સ્ત્રી, માયાશક્તિ. ત્રિકમ=ત્રિવિક્રમ; આત્મા. નાર=સ્ત્રી. નેઠ=નક્કી. શામલા=શામળિયા. મહાવજી=માધવ, શ્રીકૃષ્ણ. મંદબુધ=મંદ–ઓછી બુદ્ધિવાળો. મુદ્રા=યોગમાં આંગળીનો વિન્યાસ. ધારણા=કોઈ એક સ્થાન અથવા વસ્તુ ઉપર મનને દૃઢ કરવું ( **देशबन्धश्चित्तस्य धारणा** ). ધ્યાન=કોઈ ખાસ વસ્તુ ઉપર અખંડ ચિન્તન કરવું. ( **तत्र प्रत्ययैकतानता ध्यानम्** )

**પદ ૮૦ મું:** આળે=સહેજે. ગળે પડયું=વળગ્યું. પરઠવે=

છીપને શોધતાં મોતીમાંહે મળે, ઉપર ખોલે તે અજાણે;
જીવને જય કરે એવું મન આચરે, મરમ સમજે નહિ માયા તાણે.
નામ ને ઠામ જેહને ગામઘર નહિ મળે, જે પરઠવે તે પરપંચ માન્યું;
તે વિષે ઊગી ઊગી સહુ આથમે, કોટ બ્રહ્માંડનું મૂલ જ્યાં લાગ્યું.
જાગ્યા જગદીશ તે એણી પેરે ગણે, ઊંઘ ઊરમિતણી વાત અળગી;
પ્રત્યક્ષ પ્રમાણ પ્રભુને એમ ભોગવે, અંધપરંપરા ન રહે વળગી.
વેણું વાયું સત તે નરને ખરું, બીજાને સરવરી વડે સદાયે;
સૂરજ સરખો સહુને માથે તપે, પણ જાગી જુએ અખા તે સહરાયે.

## પદ ૮૧ મું

આપે રમે ને રમાડે આપે હરિ, આપ ધ્યાતા રામ આપે ભોક્તા;
ચલણવલણ કોણ કરે છે એહવી, ગતિ કરી જાણે તે જ વક્તા.
એ તો અણછતાને ભાસ્યો અણછતો, ને બુધ્ય વિષે તેને આવી બેઠો;
દ્વૈતઅધ્યાસ કરી ફરે ભવ વિષે, આપ નવ ઓળખે બુધ્યવણઠો.
રામ ચેતન વિના ચિંતના કેહની, કોણ બીજો ધણી રામ ટળતાં?
સંશે અવિવેકની મૂક મન ચાતુરી, રહે રે પોરા જાણી દૂધ ગળતો.
જો રે પ્રતીત નાવે તુંને સંતની, તો પૂછજે વેદનું કાંડ છેલું;
દેહદરશન તજે ભાળ આતમ બીજો, પારની પ્રીછ તુંને કહી જ મેલું.
કહાં ઊંચ નીચ કહે બુધ ઠામ ન રહે, એ સર્વે જાણ અવેવ હરિના;
આપ સંશે ઊડી ગયો આપથી, ત્યારે અખા દીસે રામ છેક ઘરના.

---

કબૂલવાથી. કોટ=કોટિ; કરોડ. ઊરમિ=ઊર્મિ; ઉમંગ. વેણું=વહાણું, પ્રભાત. સરવરી=શર્વરી, રાત. સહરાયે=ખુશ થાય.

પદ ૮૧ મું: ધ્યાતા=ધ્યાન ધરનાર. ભોક્તા=ભોગવનાર.. વક્તા=કહેનાર. બુધ્યવણઠો=બગડેલી બુદ્ધિવાળો. પોરા=પાણીમાં થતા બારીક જીવ. પ્રતીત=પ્રતીતિ; ખાતરી. કાંડ છેલું=છેલ્લો જ્ઞાનકાંડ—અર્ચિષ્‌માર્ગનો (જુઓ છપ્પામાં). અવેવ=અવયવ,

## પદ ૮૨ મું

શીષ સ્વામીના ઉછરંગ ઉપર ધરી, આપમાં આપ અરપીને સૂતો;
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ એ શમી, તટસ્થ તુર્યાતણે બ્રહ્મ ભૂતો. ધ્રુવ.
અચિંત નિદ્રાતણા સુખકેરા સ્વાદને, સ્વર્ગ સરીખડો તે ન જાણે;
જાગ્રત સ્વપ્ન ઉપાધિના અનુભવી, તેને ભવસાગર મધ્યે ચિત્ત તાણે.
ચિત્ત ચિદાનંદના ચરણમાં ભળ્યું, અળગું ન થાય જો અજ આવે;
તત્ત્વવિચારે શરણ જે પામિયે, જેમ જલ જલીરંગનું રૂપ આવે.
રસબસ વસ્તુમાં અસત સામી રમે, એ મહાકલા કૃષ્ણની તે જ પ્રીછે;
અંગ અધ્યાસ આપાપર હોય ના, ભૂત ભવિષ્ય તે નવ ઇચ્છે.
ભેદ પામેથકે ભજન જે ઊપજે, ભવસાગર તેને સદ્ય શોષે;
સમજે તે સારનું સાર જાણે અખા, કાલની જાલ તેને નવ દોષે.

## પદ ૮૩ મું

સમજી સિદ્ધાંતને સાર ગ્રહી થા સુખી, બેસ પૂરો થઈ નિજ લાભે;
ઉત્તમ ને મધ્યમ વાણી બહુ વિશ્વમાં, તે ભોમિવિકાર નહિ લાગે આભે.
પિંડ ને પિંડનાં કૃત ઊભાં હશે, ત્યાં લગે દેખશે લોક દેહને;
નિંદા ને સ્તુતિ સરખી ચાલે વિશ્વમાં, રખે રે મન તું વળગ તેને.
નિર્ગુણ કથતો કબીર બહુ પરભવ્યો, સગુણ ગાતો નૃસિંહ મેતો;
સત પાળતો રાજા હરિશ્ચંદ્રને દમ્યો, પ્રલ્હાદ પીડ્યો બહુ વૈષ્ણવ કહેતો.

---

**પદ ૮૨ મું :** શીષ=માથું. ઉછરંગ=ખોળો. બ્રહ્મ ભૂતો=બ્રહ્મરૂપ થયો. અચિંત=નિશ્ચિન્ત. અજ=બ્રહ્મા. બ્રહ્મા આવે તોપણ ચિદાનંદ –પરમાત્માના–ચરણમાં ભળી ગયેલું ચિત્ત અળગું–છૂટું થતું નથી. જેમ ‥જલ…આવ. જેમ જળ જળના રૂપમાં મળતાં જળરૂપ થાય છે. અસત સામી=અહંતાદિ–યુક્ત બદ્ધ જીવ, અથવા શબલબ્રહ્મ. જાલ= જાળ. દોષે=દોષરૂપ થાય, પીડા કરે.

**પદ ૮૩ મું :** ભોમિવિકાર=ભૂમિ–પૃથ્વીનો વિકાર. આભે= આકાશમાં. પરભવ્યો=કાયર કર્યો. કબીરે નિર્ગુણ બ્રહ્મની ઉપાસના

ભક્તિ જે આદરે તેની વિશ્વ નિંદા કરે, ભક્તને જગતની રીત અવળી;
પયપાન કરાવતાં જેમ વછ ગૌને દમે, એમ જગતની રીત નહોય સવળી.
એકલો ભક્ત તે જગત નિર્મલ જુએ, ને જગત ભક્તના દોષ થાપે;
એ માયાવિલાસ તું જાણી રહેની અખા, વસ્તુ વિચાર કર નાવે માપે.

## પદ ૮૪ મું

તેજ અવની પર વીર કહીએ ખરા, જે બ્રહ્મઅગ્નિમાં સામા ચાલે;
શૂર સુભટની ચાલ દેખાડવા, થઈ તદ્રૂપ ને મધ્ય માલે. ધ્રુવ. ૧
કેસરીબાલ હોય જન્મથી ધીર જે, જઈ ગજરાજને શીશ લાગે;
ભ્રમમેગળતણા જૂથ દોવટ કરે, ભય નહિ જે કહીં પાછો ભાગે. ૨
વજ્રમણિને જેમ અગ્નિ નવ અડે, પ્રહાર કરતાં લોહ મધ્ય ચાલે;
દરિદ્ર જનનાં હરે તિમિર છેદન કરે, આપ બળે કરી તે ન હાલે. ૩
ગોટીકો શુદ્ધ પારસતણો હોય જે, ધાતુરસ સત થઈ જલને પોખે;
જ્વાળા પ્રભાવ તેને વહ્નિ તણા નવ કરે, તેને પ્રતાપે તે જગત પોખે. ૪
સ્થિતપ્રજ્ઞતણું બિરદ એવું અખા, જેણે શીષ સાટે ગોવિંદ લીધો;
ત્રણ દૃષ્ટાંતે કરી આપ નર નીપના, પછી જ અરથીને ઉપદેશ દીધો. ૫

---

કહી છે અને કરી છે. તેને ખૂબ કાયર કરવામાં આવ્યો હતો. નરસિંહ મહેતાએ સગુણ બ્રહ્મ–શ્રીકૃષ્ણનું કીર્તન કર્યું છે. દમ્યો=દુઃખ આપ્યું. પયપાન=દૂધ પાતાં, ધવરાવતાં. વછ=વાછરડું. ગૌ=ગાય. નાવે માપે=માપમાં ન આવે. વસ્તુ=બ્રહ્મ અમાપ છે, માપથી પાર છે.

**પદ ૮૪ મું :** અવની=પૃથ્વી. તદ્રૂપ=તદાકાર. માલે=મહાલે. કેસરીબાલ=સિંહનું બચ્ચું. ધીર=ધીરજ અને હિંમતવાળું. ગજરાજ =મોટો હાથી. શીષ લાગે=માથે કૂદે. ભ્રમમેગળ=ભ્રમરૂપી હાથી. જૂથ= ટોળું. દોવટ કરે=બે ભાગમાં વહેંચી નાંખે—ભગાડે. વજ્રમણિ=હીરો. પ્રહાર=ઘા. લોહ=લોઢું. દરિદ્ર=ગરીબાઈ. તિમિર=અંધકાર. હરે=હરી લે. છેદન કરે=કાપી નાંખે. ગોટીકો=નાની ગોળી. ધાતુરસ=ધાતુનો રસ. સત=સાત ધાતુરસ. જલ=પાણી. પોખે=પોષે. જ્વાળાપ્રભાવ=ઝાળની અસર. વહ્નિ=અગ્નિ. સ્થિતપ્રજ્ઞ=સ્થિર બુદ્ધિવાળો. જુઓ ગીતા,

## પદ ૮૫ મું

વાતો કરો કિરતારની, બીજી પડતી મેલી;
ભીડ પડયે ભગવાન છે, અંતકાળના બેલી. વાતો૦ ટેક
આવ્યા ત્યારે એકઠા, જૂજવે થઇ જાયે;
સમજાવ્યા સમજે નહિ, ગાફલ ગોથાં ખાયે. વાતો૦ ૧
દરસન પરસન દેહમાં, કોઇ વિરલા જાણે;
ખલક ફૂલે રે ફૂલડે, ભેદુ ભમરા રસ માણે. વાતો૦ ૨
રહીએ ઇશ્વિરને આશરે, સમરી લઇયે સાંઇયા;
બ્રહ્માનંદ ચરણે અખો ભણે, અખે રામ જ કહિયા. વાતો૦ ૩

## પદ ૮૬ મું

રહેવું મેશને ઓરડે, ભાઇ દાગ ન લાગે;
સોહં સોજ્જવલ એ સદા, ચેતન હોઇ જાગે. રહેવું૦ ટેક
તાદૃશ શીતલતા સદા, દ્વંદ્વ રાગ ન રાગે;
કામકાજ, અલોભતા, તૃષ્ણાને ત્યાગે. રહેવું૦ ૧

---

અધ્યાય ૨, સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો. શીષ સાટે=માથાના બદલામાં. અરથી=અર્થી, પ્રયોજનવાળો.

**પદ ૮૫ મું :** ભીડ પડયે=સંકટ આવે ત્યારે. અંતકાળ=છેલ્લો વખત; મરણ. એકઠા=પંચતત્ત્વો એકઠા આવ્યા હતા—એકમાં બંધાઇને આવ્યાં હતાં, પણ મૃત્યુ થતાં તે છૂટાંછૂટાં વેરાઇ જાય છે. ગાફલ=ગફલતમાં રહેનાર. પરસન=પ્રસન્ન. દેહમાં જ ભગવાનનાં પ્રસન્ન દર્શન છે. પણ કોઈ વિરલ પુરુષ જ તે જાણી શકે છે. ખલક=સંસાર, દુનિયા. ભેદુ ભમરા=રસના ભેદને જાણનારો ભમરો, રસવેત્તા જીવ. સાંઇયા=સ્વામી, પરમાત્મા.

**પદ ૮૬ મું :** મેશનો ઓરડો=સંસાર અથવા જીવશરીર. એમાં મેશનો દાગ—ડાઘો—ન લાગે એવી રીતે રહેવું જોઇએ. સોજ્જ્વલ= પ્રકાશિત. સંસાર અથવા ત્રિગુણાત્મક પ્રકૃતિ જડ છે—અને 'સોહં'

શીખ્યું, સાંભળ્યું રહે હદ લગી, બેહદ થકી આઘું;
જ્યારે નિરંજન દેવ છે, ઘડિયાળું વાગ્યું. રહેવું૦ ૨
જેહનો મતો રે અગાધ છે, જહાં ચેન ભાગે;
કહે અખો એ સત્ય છે, ધ્યેય ધ્યાતાને ત્યાગે. રહેવું૦ ૩

## પદ ૮૭ મું

મૂળ વિચારો રે પંડિતો, શાને ભરમમાં ભૂલો?
ભાઈઓ રે! શીદ ફોગટ ફૂલો? મૂળ૦ ટેક
આદિ બ્રહ્મથી ઊપની, ચૌદ લોકની સૃષ્ટિ;
ઊંચનીચ તેમાં નહિ, દેખો આતમદૃષ્ટિ. મૂળ૦ ૧
પાણીકેરા પિંડ બન્યા, જ્યાં જોઈએ ત્યાં તેવા;
ઉત્પત્તિ પ્રલય એક છે, જ્યાં નહિ દેવી ને દેવા. મૂળ૦ ૨
પૂંઠ દેઈને શું ફરો? પિયુ પાસે ભાળો;
પડદો છે આડો કર્મનો, ગુરુગમસેં ટાળો. મૂળ૦ ૩
પાંચ તત્ત્વ થયાં બ્રહ્મથી, બ્રહ્મમાંહે સમાય;
થયાં છે પણ થીર તે નહિ, જેનાં હોય ત્યાં જાય. મૂળ૦ ૪.
બીજ બળે નહિ જ્યાં લગી, ભઈ ત્યાં લગી ઊગે;
બીજ બળ્યા વિના માનવી ફરે જુગો જુગે. મૂળ૦ ૫

---

એ ચેતન છે. એ સદા જાગ્રત છે. તાદશ=ખરેખરી. શીતલતા=ટાઢાશ. અલોભતા=નિર્લોભીપણું. તૃષ્ણા=ઇચ્છા. હદ=ત્રિગુણાત્મક પ્રપંચ. બેહદ=પ્રપચંની પાર. પણ પરબ્રહ્મ તો એ બેહદથીય આઘા છે. એ નિરંજન કોઈ પણ જાતના અંજન–મેશ–વિનાના છે. ઘડિયાળ વાગ્યું=શૂન્ય શિખર ઉપર સોહં શબ્દ ગાજવા લાગ્યો. રોમરોમમાં રામના ઝણકાર વાગી રહ્યા. અગાધ=માપી શકાય નહિ તેવો, ઊંડો. મતો=બુદ્ધિ, માન્યતા. ચેન=ચિહ્ન.

**પદ ૮૭ મું:** દેવા–દેવ. પૂંઠ દઈને=પીઠ બતાવીને. પિયુ=સ્વામી, પરમાત્મા. ગુરુગમસે=ગુરુએ આપેલી સમજથી. બીજ=કર્મનું બીજ,

અનુભવ એવો રે કીજિયે, મનની જડ જાય;
મન મૂવા વિના માનવી, વસ્તુરૂપ ન થાય. મૂળ૦ ૬
કહે અખો નિર્ગુણ ગ્રહી, આ જ્ઞાન છે સાચું;
આતમતત્ત્વ ચીન્યા વિના, સાધન સહુ કાચું. મૂળ૦ ૭

## પદ ૮૮ મું

ધન્ય રે વહાલા તારે ઘૂંઘટે, કોઈ પાર ન પામે;
કઈક જોઈને વિસ્મય હવા, કઈક લાગ્યા છે ભામે. ધન્ય રે૦ ટેક
વહાલા! શા સરખો તુજને કહું? નહિ રૂપ ને રેષા,
તુંને ઉપમા દેવા કંઇ નથી, નહિ વર્ણ ને વેષા. ધન્ય રે૦ ૧
સ્થૂલ કહું તો ક્યાં લગી, મન વાણી ન જાયે;
સૂક્ષ્મથી સૂક્ષ્મ ઘણું પરમાણુ ન થાયે. ધન્ય રે૦ ૨
દીર્ઘ નહિ, લઘુ નહિ, અધ ઊર્ધ્વ ન કહેવાયે;
દેશ કાલ વસ્તુ નહિ, એમ વેદ જ ગાયે. ધન્ય રે૦ ૩
અજરામર અછેદ્ય તું, વહાલા વચને ન આવે;
સદા સદોદિત ઝળહળે, અવિગત જ કહાવે. ધન્ય રે૦ ૪
વહાલા! કહું નિર્મળ તાહરી, કંઈ રમત જ ન્યારી;
વેશે વહેવારે જે વાધશે, તેની બુધ્ધ જાય હારી. ધન્ય રે૦ ૫
હું અકર્તા રે વિલસ્યો, તારું સામર્થ્ય પ્રૌઢું;
જો તે પૂરું તો પડે, જો વસમું હોય થોડું. ધન્ય રે૦ ૬

---

જ્યાં સુધી આ કર્મનું બીજ છે, ત્યાં સુધી જન્મજન્માંતર આવ્યાં જ કરે છે. મન મૂવા વિના=મનનો નાશ થયા વિના; મન વિકલ્પથી સંપૂર્ણ મુક્ત થયા વિના. ચીન્યા=ચિન્તવ્યા, વિચાર્યા.

**પદ ૮૮ મું :** વિસ્મય=આશ્ચર્ય. ભામે=મોહમાં. રેષા=રેખા. વેષા=વેષ. મન...જાયે=મન અને વાણી તારું વર્ણન કરી શકે એમ નથી. તું સ્થૂલ કેટલો છે, અને કેટલો સૂક્ષ્મ છે, તે કહી શકાય એમ નથી. સરખાવો : **अणोरणीयान् महतो महीयान्।**

એમ વિચારી જોયું અખે, આપું હરિમાંહે ખોયું;
સમવિષમતા રહી ગળી, ધામ મૂળનું જોયું. ધન્ય રે૦ ૭

## રાગ કાનડાનાં પદ

### પદ ૮૯ મું

ઊલટ ફીરે સોઇ નિજ ઘર પાવે, નહિ તો મિથ્યા જન્મ ગમાવે. ધ્રુવ.૧
જીહાં રે ઠહેરાવું ત્યાં બીચ આકાશા, અન ઉપાય કરે સર્વે સાંસા;
સંશે મટે તો સહેજ ઘર પાવે, અલખ નિરંજન આપ લિખાવે. ૨
જીહાં રે જોઉં ત્યાં રામ રંગીલા, લોક ન લખે અલૌકિક લીલા;
પલપલમેં પ્રભુ નાના રે રંગા, સોઇ પ્રભુ ખેલે સદા અંગસંગા. ૩
એકકુ ગાય ઓર નહિ વાચે, સમજ લે સાન સદ્ગુરુ સાચે;
રુચિ વિના ભોગ લાગે નહિ મીઠા, સોઈ સરાવે જેણે પિયુ દીઠા. ૪
બહાર સેવત કાચી રે નારી, અંતર ભોગ ભોગે પિયુ પ્યારી;
ઓર ભોગ સર્વે નિંદમેં જાવે, જાગે અખા સોઈ પ્રત્યક્ષ પાવે. ૫

---

દીર્ઘ=લાંબું. લઘુ=નાનું. અધ=નીચે. ઊર્ધ્વ=ઊંચે. અજરામર=અજર અને અમર; જરા (વૃદ્ધાવસ્થા) અને મૃત્યુથી રહિત. અછેદ્ય=છેદાય નહિ એવો. અવિગત=અવ્યક્ત. વસમું=આકરું; કઠણ. હરિમાંહે ખોયું=હરિમાં સર્વસમર્પણ કર્યું. સમવિષમતા=સરખાપણું અને અણ-સરખાપણું.

**પદ ૮૯ મું:** ઊલટ ફીરે=બાહ્ય વસ્તુમાં ફરવાને બદલે અંતર-વસ્તુમાં વળવાથી. સોઇ=તે જ. ગમાવે=ગુમાવે. અન ઉપાય=બીજો ઉપાય. સાંસા=ફાંફાં. સંશે=સંશય. અલખ નિરંજન=અલક્ષ—લક્ષમાં ન આવે એવા નિરંજન કેવલબ્રહ્મ. લિખાવે=લક્ષમાં આવે. અંગસંગા=અંગ સાથે, ભેટીને, ઓતપ્રોત. સરાવે=સ્તુતિ કરે. કાચી નારી=માયા. અંતરભોગ=ભક્તિ. પિયુ=આત્મા, પ્રિયતમ.

## પદ ૯૦ મું

રામરસાયન જન જીનહીં પિયો હે, તાકે નેન ભયે કછુ ઓરા;
જબહી પ્યાલો માનું કાન દિયોહે, રામરસાયન જન જીનહી પિયો હે.
ઊતરત કંઠ કુટિલતા મિટ ગઇ, જબ ઉર અંતર વાસ કિયો હે;
ભિન્ન ભિન્ન ભાવ રહ્યો તોરી ભીતર, સો સબ મહારસ નીર દિયો હે. ૨
પિયો હે પીયૂષ પચ્યો હ્રદામાં, મહા અનુભવ પ્રકાશ કિયો હે;
ઊર્ધ્વ કમળ સુર્ધ ભયે એસે, જીવ ટળી નિજ શિવ ભયો હે. ૩
ઊતરત નાંહીં તાકે બ્રહ્મખુમારી, વાકું કબહું ન કાલ ગ્રહ્યો હે;
જ્યુંકા ત્યુંહી અખા હે નિરંતર, ચિત્ત ચિદ્રૂપ ભયો સો ભયો હે. ૪

## પદ ૯૧ મું

શબ્દાતીત નિગમ મુખ ગાવે, જાકો યોગેશ્વર ધ્યાન લગાવે;
વામેં હમ હમ ભીતર બોલે, શબ્દાતીત નિગમ મુખ ગાવે. ધ્રુવ. ૧
ઉપનિષદ કહત આનંદમય, પ્રકૃતિપાર પંડિત બતાવે;
જાકું રટત હે મહામુનિશ્વર, સો જ્ઞાની ઘરબેઠહીં પાવે. ૨

---

**પદ ૯૦ મું** : રામરસાયન=રામરૂપી રસાયન=અમૃત. નેન=આંખ. એ અમૃતના કટોરાને કાન સુધી લાવ્યા હો, ત્યાં પણ એના અમૃતનું પાન કર્યું એમ માનો. જ્યાં એ અમૃતરસ ગળામાં ઊતરે છે અને અંતરમાં ઠરે છે, ત્યાં સર્વ કુટિલતા—વાંકાપણું—મટી જાય છે. તારી ભીતરમાં જે ભિન્ન ભિન્ન ભાવો છે, તે સઘળા મહારસનીર (અમૃત)ના આપેલા છે. પીયૂષ=અમૃત. હ્રદામાં=હૃદયમાં, ઊર્ધકમળ=ઊર્ધ્વકમળ. સુર્ધ=સુર્ત, સુરતા, ધ્યાન. સુરતાથી કુંડલિની આ ઊર્ધ્વકમલમાં (અષ્ટદલકમલમાં) પ્રવેશે છે, ત્યારે જીવ શિવ થઈ જાય છે—જીવને બ્રહ્મરૂપ મળે છે. બ્રહ્મખુમારી=બ્રહ્માનંદની મસ્તી.

**પદ ૯૧ મું** : શબ્દાતીત=શબ્દથી પાર—ૐકારથી પાર. નિગમમુખ=વેદની વાણી. વામેં=તેમાં. હમહમ=સોહમ્. આનંદમય=આનંદરૂપ. ઉપનિષદ કહે છે : **आनन्दं ब्रह्म** । પંડિતો બ્રહ્મને પ્રકૃતિપાર—પ્રકૃ-

કોઈ તપ તીર્થ વ્રતાદિક ત્યાગી, કો યમુના વૃંદાવન ચાયો;
કોઈ ક્ષીરસાગર બહુવિધ વાદી, સોઈ સિંધુ સર્ગ નાવત નાયો. ૩
જેસેં પારસ સ્પર્શે ધાતનકું, સોઇ સાધનકો સાધ્યો નવ જાયો
કહે અખો યેહી અકથ કહાની, નાહિ કછુ પાયો મેં નાહિ ગમાયો. ૪

## પદ ૯૨ મું

નાવે ગુણે નિરગુનકી બાતેં, આપ બન્યો હે અપની ઇચ્છાતેં;
આપે આપ આનંદ કેવળ રસ, નાવે ગુણે નિરગુનકીં બાતેં. ધ્રુવ. ૧
જ્ઞાન કથી કથી હારે જ્ઞાની, ભક્ત ભજી ભજી હારે ગાતે;
ત્યાગ વૈરાગ્ય કરી કરી થાકે, પ્રગટ ખેલ ન આવત વાતે. ૨
એહી અચરજ બૂઝે કોઈ જ્ઞાની, કયા જાને કોઇ ભેદુકી જાતે;
જેસે વજ્રકોં વેધે વજ્રમણિ, ઓર ન ટકે કોઇ બાત બનાતે. ૩
ક્યારે કહું બનત નાહીં કહતે, અકથ કહાની લખી ન જાય પાતે;
પ્રગટ પ્રમાણુ હજૂર હથોહથ, ઓહી બિરાજે નાહીં અખા તે. ૪

## પદ ૯૩ મું

મહામત્તવાળા શ્રીરામજના, ચઢી ગયો ચિત્ત ચિત્ આપ ન આપો
સો ફરી ન ઊતરત કોઇ દિના, મહામત્તવાળા શ્રીરામજના. ધ્રુવ. ૧

---

પાર રહેલું તત્ત્વ કહે છે. મહામુનીશ્વર=મોટા મુનિવરો. ક્ષીરસાગર=વિષ્ણુને રહેવાનું સ્થાન; દૂધનો દરિયો. બહુવિધ=અનેક રીતનો. કોઈ ક્ષીરસાગરને અનેક રીતે વર્ણવે છે. એ બધા સિન્ધુ સમુદ્રમાં નાહ્યા છતાં સ્વર્ગમાં નાહ્યા નથી—સ્વર્ગને પામ્યા નથી. પાયો=પામ્યો. ગમાયો=ગુમાવ્યો. અકથ=કહી ન શકાય એવું.

**પદ ૯૨ મું :** ઇચ્છાતેં=ઇચ્છાથી. ગુણે=ગુણમાં. બાતેં=વાતો. ઘાતેં=રીતમાં, સમજમાં. અચરજ=આશ્ચર્ય. બૂઝે=સમજે. પાતે=પાનામાં. હથોહથ=હાથોહાથ.

**પદ ૯૩ મું :** મહામત્તવાળા=મહાન ઉન્માદ—મસ્તી—વાળા. રામજના=રામનો ભક્ત, હરિજન. એનું ચિત્ત ચિત્માં મળી ગયું છે.

સાધી સૂરતનૂરતકી નિશ્ચે, આપ ન દેખત ઓર તના;
નિરાધાર ધરની ન ધારે, ચિત્ત ચિદ્રૂપ ભયા અપના. ૨
અજબ કળા અચાનક ઊપની, પાર બ્રહ્મરસરૂપ મના;
પ્રપંચપાર સેવક ન સ્વામી, એક નહિ કોન કહે જો ઘના. ૩
સ્વપ્ન સાખ દેત નહિ કોઈ, જાગ્રતમેં સબ હોત ફના;
અપને બળે ઉડત જ્યું પંખી, અખા આધાર નહિ જ્યું અના. ૪

## પદ ૯૪ મું

નિરગુન રામ ગુનનકે વિખે, હે ન માંહિ માયાની મેખે;
આપે આપ આનંદ અનંત ગત, નિરગુન રામ ગુનનકે વિખે. ધ્રુવ.
ભયા કંચન અનંત આભૂષણ, સું જાને જન મૂલખે લેખે;
ગુણસો ઘાટ માટ અતિ શોભા, રહેણુ રંચ કાહેકું દેખે. ૨
ભાની મુદ્રા ભોગ નિમિત્ત જ્યું, અસન બસન બહુ રિધ વિશેખે;
રૂપક જ્યું કા ત્યું હે જનકું, ન મટે આપ ભોગકું પેખે. ૩
આપ અરૂપ રૂપ રસ નાના, બાના લક્ષ ચોરાસી મેખે;
ઉત્પત્તિ સ્થિતિ સમાવી ચાલે, જ્યું ઘનસાર રહત નહિ રેખે. ૪
એસા આપ વ્યાધિવિધ વિમલી, જમલી નહીં કોઈ દ્વૈત ઉવેખે;
કર આલોચ સોચ અખો કહે, સારા સિંધુ આપલગ સેખે. ૫

---

એનો 'હું' ભગવાનમાં લય પામ્યો છે. સૂરતનૂરત=લક્ષ અલક્ષ, સગુણ-નિર્ગુણ. નિશ્ચે=નિશ્ચય. તના=તરફ. નિરાધાર=આધારરહિત—ભગવાન-મય. ધરની ન ધારે=પૃથ્વીની—સંસારની—ધારણા—વિચાર—ન કરે. મના=મન. પ્રપંચપાર=સંસારપ્રપંચની પાર રહેલું પરબ્રહ્મ. ઘના=ઘન. હોત ફના=નાશ પામે, વિલય પામે. અના=અન, શબ્દાતીત.

પદ ૯૪ મું: વિખે=વિષે. મેખે=ખીલી પણ. કંચન=સોનું. આભૂષણ=ઘરેણાં. મૂલખે=મૂલ્યથી, મૂલથી. રહેણુ=રેણ, ઝારણ. કાહેકું=ક્યાંથી. ભાની=ભેઠી, પ્રકાશી. મુદ્રા=છાપ. નિમિત્ત=કારણ. અસન-બસન=અશનવસન, ખાવુંપહેરવું. રિધ=રિદ્ધિ. વિશેખે=વિશેષે. બાના=પ્રકૃતિ, વેશધારણ. ઘનસાર=કપૂર. વ્યાધિવિધ=વ્યાધિ પ્રમાણે, કલેશ

# પદ ૯૫ મું

**મહાપદમધ્ય મહાજનવાસી, બેહદ વિચાર રહે બુધરાશિ;**
**જાકી ગેલ પડે શુક નારદ, મહાપદમધ્ય મહાજનવાસી. ધ્રુવ. ૧**
**તાંકી લેહરી હે હરિ હર અજ, સુર તેતીશ મુનિ સહસ્ર અઠ્યાશી;**
**સિદ્ધ સાધક સબ ધર્યા ભીતર, સો બ્રહ્મસાગર સત અવિનાશી. ૨**
**મરજીવા વિચરે અંબુમધ્ય, ધરશે બાહેર કરત સુખરાશિ;**
**એસી સાધ આદબિન અંબર, લિંગબિના રહે સબ રસ માસી. ૩**
**એ અકળ કળા કળત નહિ પંડિત, જો શૌચ પાળે સેવે એ કાશી;**
**જ્યું ખેચર ખોજ પડત નહિ બિચરે, ચરણ ચલે સો ભૂઅભ્યાસી.**
**જાતાં આત વિષય ગોડંડા, ત્યું તગના ઘેહેઅઘેહે ગલાસી;**
**એસી ગત મત સમજ અખો કહે, ન્યારા પંથ સહેજે સુચ પાસી.૫**

---

પ્રમાણે. વિમલી=નિર્મળ. જમલી=સાથવાળી. આલોચ=સૂક્ષ્મ તપાસ. સેખે=શેષે; સંપૂર્ણ રીતે.

**પદ ૯૫ મું :** મહાપદ=બ્રહ્મ. મહાજનવાસી=મોટા માણસો બ્રહ્મમાં રહે છે. બુધરાશિ=બુદ્ધિના ભંડાર; અત્યંત બુદ્ધિશાળી. ગેલ= રસ્તો. અજ=બ્રહ્મા. સહસ્ર અઠ્યાશી=અઠ્યાશી હજાર. મરજીવા= મોતી માટે સાગરમાં ડૂબકી મારનાર; મોતને બાથમાં લઇ ફરનાર. અંબુમધ્ય=પાણીમાં. વિચરે=ફરે. ધરશે બાહેર=ધડથી અથવા ધરાથી અળગા રહીને. સુખરાશિ=સુખના ભંડાર. સાધ=અભિલાષ. આદબિન=આદિ વિનાનું; અનાદિ. અંબર=આકાશ. લિંગબિના=સર્વ લિંગો—વાસના વગેરે—શમાવી દઇને, અણલિંગી થઇને તે સર્વ રીતે રસમસ રહે છે. શૌચ=નાવાધોવાનો આચાર. એ=અને. સેવે કાશી=કાશી વગેરેની યાત્રા કરે. ખેચર=પક્ષી. વિચરે=ચાલે, ઊડે. પંખી ઊડે છે, ત્યારે આકાશમાં એનાં પગલાંની ખોજ થઇ શકતી નથી; પણ જે ભૂઅભ્યાસી—પૃથ્વી ઉપર ફરવાના અભ્યાસ- વાળો—છે તે ચરણથી ચાલે છે, તેથી તેનાં પગલાં પારખી શકાય છે. વિષે=વિષય. ગોડંડા=ગાયને પડતાં ડફણાં. ઘેહેઅઘેહે=ઘરમાં ને

# રાગ રવેંણીનાં પદ

## પદ ૯૬ મું

પરમ પીયૂષ જને પાન કરવું;
ક્ષણે ક્ષણે જન્મ ટળે એવું મરવું. ટેક.
પરમ સુધારસ પીધે જનને,
ભવભય ભાર ન લાગે મનને. પરમ૦ ૧
અમૃતપાન વિચારવો સ્વામી,
ચૈતન્ય એક કહાવે બહુનામી. પરમ૦ ૨
સદ્વિચાર કરવો સંત સાથે,
જ્યમ ત્યમ રામ જાણવો આથે. પરમ૦ ૩
હરિ જાણ્યે જન હરિરૂપ થાય,
કૃષ્ણાકાર થઈ મન જાય. પરમ૦ ૪
પરમ લાભ હોયે હરિજન મળતે,
સળંગ દીસે તન રહે તે ટળતે. પરમ૦ ૫
પૂર્ણ બ્રહ્મ વ્યાપી રહ્યો પોતે,
હૃદે ટાઢું થાયે એમ જ જોતે. પરમ૦ ૬
કહે અખો સુખી તે થાશે,
અમળ અમિત થયો જેનો આશે. પરમ૦ ૭

---

ઘરબહાર. તગના=રેસો ખેંચવો. ગન્નાસી=પશુને બાંધવાની રસી. આત=આધ, આધિ, પીડા. સુચ=શુચિ, પવિત્ર.

**પદ ૯૬ મું :** પરમપીયૂષ=શ્રેષ્ઠ અમૃત. એવું મૃત્યુ મેળવવું કે ફરી જન્મવાનો વખત ન આવે. પીધે=પીવાથી. ભવભય=સંસારનો ભય. આથે=પૂંજીમાં. કૃષ્ણાકાર=કૃષ્ણરૂપ. અમળ=મળરહિત. અમિત=માપરહિત. આશે=આશય, પદ.

## પદ ૯૭ મું

અદ્ભુત રસના કોઈ જન રસિયા,
ચક્ષુ અંગ એક શ્વાસે રે શ્વસિયા. ટેક૦
એક સૂરત નર માદા મોતી,
ઊછરે અપત કો રમી રહે જ્યોતિઃ અદ્ભુત૦ ૧
કુંઝીબાલ ઊછરે જ્યમ સૂરતે,
પડે પાર જે બીહે નહિ મરતે. અદ્ભુત૦ ૨
પ્રીત કમલ સરસું ઠીક જોડે,
અર્ક વિના પાછું અંગ સંકોડે. અદ્ભુત૦ ૩
સિન્ધુનાવ જલ મીઠે કોહે,
અંગપટ ખારે જલે હોયે. અદ્ભુત૦ ૪
રત્ન કંબલ અગ્નિ ધોવરાવે,
જળ લાગે તો ફીટી જાયે. અદ્ભુત૦ ૫
ત્યમ મહારસ લાગ્યો જે જનને,
લક્ષ લાગે દેખે નહિ તનને. અદ્ભુત૦ ૬
કહે અખો અચવ્યો રસ એવો,
ભોગી લહે ન કહેવાયે કેવો. અદ્ભુત૦ ૭

---

પદ ૯૭ મું ચક્ષુ=આંખ. અંગ=શરીર. શ્વસિયા=શ્વાસવાળા થયા, જીવતા રહ્યા. સૂરત–સ્મૃતિ, લક્ષ, સગુણબ્રહ્મ એ નર છે. મોતી—સદ્‌વૃત્તિ એ માદા છે. ઈશ્વરસ્મરણ અને સદ્‌વૃત્તિથી જ્ઞાનરૂપી કોઈ અપત—અપત્ય, બાળક ઊછરે છે, અને તે બાળક જ્યોતિમાં—સ્વયંજ્યોત પરમાત્મામાં—રમે છે. કુંઝીબાલ=કુંઝડીનું બચ્ચું. જનમતાની સાથે એ પક્ષી આકાશમાં ઊડવા લાગે છે. સૂરતે=સ્મૃતિથી. પડે... મરતે=જે મરતાં બીતો નથી, તે પાર પડે છે—સફળ થાય છે. પ્રીત=પ્રીતિ. સરસું=સરોવર સાથે. અર્ક=સૂર્ય. સંકોડે=સંકોચે. સિંધુનાવ=ખારા સમુદ્રની હોડી. અંગપટ=અંગ ઉપરનો પટ. એ હોડીને ખારા

## પદ ૯૮ મું

અતિ ઉત્તમ આલય રહે હરિને,
પિંડ બ્રહ્માંડને પાછાં કરીને. ટેક૦
તે પદ વિષે રહ્યા સંત સૂધા,
સ્વપ્નની શ્રેણીને જે નવ વળૂંધ્યા. અતિ૦ ૧
ત્રિગુણ આદ્યે સર્વે તેની રે છાયા,
તે શૂન્ય ભેદી જુવો રામરાયા. અતિ૦ ૨
જીર્ણ મંડપ દીસે સત્ય સરીખો,
ચૌદ લોક એણી પેર પરખો. અતિ૦ ૩
તેથી મહાનિધ છે રે આઘેરી,
જેહની ચાલે શક્તિ પરેરી. અતિ૦ ૪
ગુણવ્યાપારે જેનું મન રે ગૂંચાણું,
વીસર્યું તે નિજ પોત પુરાણું. અતિ૦ ૫
જે વડે ઠાઠ ચલેવલે આખો,
તે જોઈ ગુણ પરેરા રે નાખો. અતિ૦ ૬
ત્યારે તે તદ્રૂપ જ પોતે,
અર્થ થાયે અખા! એમ જોતે. અતિ૦ ૭

---

જલનો પટ લાગ્યો હોય છે. કંબલ=કામળી. રત્ન, કામળી, અને અગ્નિ એમને પાણીથી ધોવા જઇએ, તો તે ત્રણે ફીકી જાય છે—નાશ પામે છે.

**પદ ૯૮ મું:** આલય=ધામ, પદ. સૂધા=સીધા. શ્રેણી=હાર. નવ=નહિ. વળૂંધ્યા=વળગ્યા. જીર્ણ મંડપ=જરીપુરાણો બ્રહ્માંડનો–ત્રિગુણનો માંડવો. એણી પેર=એ રીતે. પરખો=પરીક્ષા કરી જુઓ. મહાનિધ=ઇશ્વર. પરેરી=આઘી. ગુણવ્યાપારે=ગુણની પ્રવૃત્તિમાં. પોત=રૂપ, સ્વરૂપ. ચલેવલે=ચલનવલન કરે. પરેરા=આઘા.

## પદ ૯૯ મું

આ પ્રભુ પૂર્ણ સદોદિત સ્વામી,
ઘટ ઘટ વ્યાપક અંતરજામી. ટેક૦
પક્ષાપક્ષ કરે રે અણુજાણ્યે,
અણુછતો અહંકાર પાસા તાણે. આ૦ ૧
નિર્મલ ભક્તિ ન જાણે રે સેવા,
સકલ ભાવે રમે દેવાધિદેવા. આ૦ ૨
નહિ-પક્ષપાત હરિ તે અમારો,
અંતર જોતાં એક બોલણુહારો. આ૦ ૩
પૂર્ણ સમજ્યા વિના સુખી ન થાયે,
અંતર દ્વેષ બહાર હરિ ગાયે. આ૦ ૪
માંહે અહંકાર રહ્યો વણુસાડે,
તેને શોધીને નવ કાઢે. આ૦ ૫
જ્યમ ચક્ષુને હીરે જડાવે,
ઓપે પણ અંધાપો આવે. આ૦ ૬
કહે અખો જન વિચારીને જોજો,
હરિને ઇચ્છો તો દ્વૈત જ ખોજો. આ૦ ૭

## પદ ૧૦૦ મું

પૂરણબ્રહ્મ પૂરી રહ્યો પોતે,
ભાગ્યો ભર્મ સ્વતન્તર જોતે. ટેક

---

**પદ ૯૯ મું:** વ્યાપક=વ્યાપનાર. પક્ષાપક્ષ=પક્ષાપક્ષી. પાસા તાણે=ડોડ બકે; હોંસાતોંસી કરે. દેવાધિદેવા=દેવના પણ દેવ. નહિ-પક્ષપાત=નિષ્પક્ષ; સૌનો. જ્યમ ચક્ષુને...આવે=ચક્ષુને—આંખને—હીરાથી મઢવામાં આવે, તો એની આંખનો ગોખલો ચળકચળક થાય છે ખરો, પરંતુ તેથી એને ખરેખર અંધાપો જ આવે છે. ખોજો=ખોઈ નાંખો.

**પદ ૧૦૦ મું:** સ્વતંતર જોતે=સ્વતંત્ર જોતાં. ભર્મ=ભ્રમ.

જે પામવા જાયે નર સામો,
તે તો જાણો માયાનો ભામો. પૂરણ૦ ૧
જ્યાંહાં જેવો ત્યાં શ્રીરંગ પોતે,
સંશય જાય વિચારી જોતે. પૂરણ૦ ૨
સ્વામી સેવક બુદ્ધિ પ્રમાણે,
ચિત્ત આગળ હોઈ આવ્યો રે વાણ્યે. પૂરણ૦ ૩
અણછતી મધ્ય માયા રહી માલે,
મિથ્યા જીવને ઘાંઘર ઘાલે. પૂરણ૦ ૪
પ્રકૃતિ જેવી પુરુષ પણ તેવો,
મૃગજલ વંધ્યાપુત્ર જ જેવો. પૂરણ૦ ૫
વસ્તુ વિચાર્યે મિથ્યા સર્વે,
સહુ લાગ્યા મોહજળને તરવે. પૂરણ૦ ૬
કહે અખો રામ જ્યમનો ત્યમ છે,
પૂરા ગુરુ વિના સહુને અગમ છે. પૂરણ૦ ૭

## પદ ૧૦૧ મું

આતમરામ નહિ નર આઘો,
દૂર સુણીને પડે રખે ઘાંઘો. ટેક.
જ્યમ દર્પણ ઝળકે સીસું લાગ્યે,
ભાસકશક્તિ ક્યાં હુતી આગે? આતમ૦ ૧
કાચને પોષણ સીસાકેરું,
કોણ જુવે કે શું છે પાછેરું? આતમ૦ ૨

---

ભાગ્યો=દૂર થયો. ભામો=મોહ. માયાના મોહથી જ માણસ ભગવાનને સામો શોધવા જાય છે—બાકી તે તો સર્વાવાસ છે. વાણ્યે=વાણીમાં. ઘાંઘર ઘાલે=ગભરાટ મોહજળ=મોહરૂપી જળ.

પદ ૧૦૧ મું: ઘાંઘો=સથલપથલ. દર્પણ=આરસી. ભાસકશક્તિ=પ્રકાશ આપવાની શક્તિ. આગે=અગાઉ. પાછેરું=પાછળ.

પિંડ બ્રહ્માંડ તે કાચ જ સ્થાની,
તેનું પોષણ વસ્તુ સદા અમાની. આતમ૦ ૩
તે નહિ ઊંચો કે નીચો પાતાલે,
દશે દિશાસહિત સહુનું આલે. આતમ૦ ૪
દીસે નહિ તે દેહ અહં માને,
અહં ઓળખે તો રહે નિદાને. આતમ૦ ૫
જો પ્રભુ પ્રીત કરીને દીસે,
જગત ન દીસે વસ્તુ જ દીસે. આતમ૦ ૬
આડ નથી અખા કશી બીજી,
વારિધિ મધ્ય અહંતા જે થીજી. આતમ૦ ૭

## પદ ૧૦૨ મું

હરિરસ ભોગી રે સંહેજ ખેલારા, જેસે સ્ફટિક મણિ સંગતિ સારા;
અણુલિંગી આકાશથી આછા, રોધરહિત ન ભાગે રે પાછા. ૧
દશ્ય દષ્ટિ મધ્યકા રે વાસી, ઘટ આકાશ જ્યું સદા રે ઉદાસી. ૨
ઉત્પત્તિ સ્થિતિ લય સ્વપ્ના રે જાંહી, કલ્પિત ભાવ ન લાગે રે ત્યાંહી. ૩
ભાવાભાવરહિત આદ્ય મધ્યે, અખા પૂરણ થયો પૂરણનિધ્યે. ૪

---

અમાની=નિરભિમાની, અથવા ન માનેલી. આલે=આલય, સ્થાન. અહં=હું. નિદાને=સાચેસાચ. વારિધિ=સમુદ્ર. થીજી=ઘટ્ટ થયેલી. એવી અહંતાને વેરી નાખો, એટલે સચ્ચિદાનંદનો મહાસાગર ઊલટતો અનુભવાશે.

પદ ૧૦૨ મું: ખેલનારા=ખેલનારા, આનંદ લેનારા. રોધરહિત=અટકાવ વિનાના. દશ્ય=જોવાની વસ્તુ. દષ્ટિ=જોનાર આંખ. મધ્ય=વચગાળાનું. દ્રષ્ટા, દર્શન, અને દશ્ય આ ત્રિપુટીમાં દર્શન એ મધ્યસંધિ છે. હરિરસનો ભોગી નિત્ય આ દર્શનમાં રહે છે—ભગવાનમય રહે છે. ઉદાસી=તટસ્થ; શોકમોહાદિથી રહિત (ઉદ્=ઊંચે, આસી=બેસનાર). ભાવાભાવરહિત=ભાવ અને અભાવથી પર. આદ્ય=આદિ બ્રહ્મ. પૂરણનિધ્ય=પૂર્ણનિધિ, પરમાત્મા.

## પદ ૧૦૩ મું

અબ ગયા જનમમરનકા સાંસા, રામ એ રામ ભયા રે સમાસા;
જેહી રામ જાને થા દૂરા, સોહી રામ મેં પાયા ઉરા. અબ૦ ૧
બિન જાન્યા મેં બહુત મરે થા, પિંડ બ્રહ્માંડકા ભાર ધરે થા. ૨
સો મેં દેખ્યા સ્વતંતર ધાગા, પિંડ બ્રહ્માંડ કાવે ધાગે રે લાગ્યા. ૩
ના જપ તપ ના સંયમ કીના, અવાચ્ય રસ મુખ બીન પીના. ૪
ગુરુગમ ગ્યાન એસે હી પાયા, અન્તર્દૃષ્ટ કોઇ ગયા ન આયા. ૫
બીન મૂવે મૂવા નર સોહી, જાકું એસી ઊપજ હોઈ. ૬
ત્રિગુણકી નિદ્રા ઘેર ન લાગી, અખે રામ અંતરમતિ જાગી. ૭

## પદ ૧૦૪ મું

તબ વે પદ કૈવલ્યકું રે પાઇએ, કહેણીરહેણીસે પર જાઇયે. ટેક.
જબલગી મનુવા કરે કછુ આસા, તબલગી હે રહેણીકા પાસા.
જબ યે ચિત્ત અચિત્ત ઘર આયા, સિરપર લીન ભયી છાયા. ૨
ફિર મનકે મનરૂપે રે હોવે, કાલકરમ તીસેં કાહે વગોવે? ૩
જ્યું ઢાંકે દર્પન પ્રતિબિમ્બ નાંહી, ત્યું મન અમન તો રહેણી કાંહી.
એસે અબધૂત કિયા બિચારા, તોયે અખાપદ પાવે પારા. ૫

---

પદ ૧૦૩ મું: સાંસા=ફાંફાં. રામ...સમાસા=બધે બસ રામ-રામ જ સમાઈ રહ્યું. ઉરા=ઉરમાં, અંતરમાં. ધાગા=સૂતરનો દોરો, સૂત્ર. ગ્યાન=જ્ઞાન. અંતર્દૃષ્ટિ—અંતરમાં જોયા. ઘેર ન લાગી=ઘેરાઈ નહિ. અંતરમતિ=અંતરમાં રામની સૂઝ જાગી.

પદ ૧૦૪ મું: કહેણીરહેણી=કહેવું અને રહેવું, વચન અને આચાર. આસા=આશા. અચિત્ત ઘર આયા=ચિત્ત જ્યારે શાંત પામ્યું. સિર=માથું, બ્રહ્મરંધ્ર. છાયા=માયા, ચિત્તની ખોટી વાસના. લીન ભયી=ડૂબી ગઈ. જેમ પ્રતિબિંબ દર્પણને ઢાંકી શકતું નથી, તેમ મન અમનને ઢાંકી શકે નહિ એવી રીતે રહેવું; મનોનાશ કરીને રહેવું. પારા=પરબ્રહ્મ; પરથી પર રહેનારું બ્રહ્મપદ.

## પદ ૧૦૫ મું

હાર્યો મન, હાર્યા અહંકારા, ભોગ હારકે ભયા રે તૈયારા. ટેક.
તૃષ્ણા હારી, હારી આશા, હારી ફિરી આવરણકી સાંસા. ૧
હાર્યો વર્ણાશ્રમકા માના, અનભે જાયે પહુંચા નિદાના. ૨
બ્રહ્મઅગ્નિ અન્તરમેં લાગા, જલ ગઈ માયા રહી નહિ જાગા. ૩
રામકે જીવણે જીવણા મેરા, જહાં નહિ કાલકરમકા ઘેરા. ૪
કહેણીરહેણી જાણે રામા, મેં તો ભયા રે પૂરણકામા. ૫
જેસે પારસ પરસા લોહા, સામટા સુવર્ણ પાયા સોહા. ૬
કહત અખા જાનેગા હાર્યા, હાર્યે કો આવે ઇતબારા. ૭

## પદ ૧૦૬ ઠું

ઘર ન ચલે ઘરવાસા ભાગા, અનભે ખોજ લીની નિજ જાગા. ટેક.
મેરી લડકા કોઈ ન મેરા, મોસેં સબ કરે ઘર ઘેરા. ઘર૦ ૧
પાંચે પૂત ઠગારે ઘરમેં, મેરી માયા લગાવે ભરમેં. ઘર૦ ૨
ગુરુજ્ઞાની મોહે મરમ બતાયા, તબ મેં સબકા હીરદ્દા પાયા. ઘર૦ ૩
ગુરુકે હીરદ્દેકા બિચારા, સારા કુટુમ્બ ત્રિગુની બિસ્તારા. ઘર૦ ૪
એસા જાન સબ થાપ થપેડયા, દ્વૈત લક્ષ ભાગા ઘટ ઘેરા. ઘર૦ ૫
અસલ એનઅસમાનીઆપા, જાકા મોલતોલ નહિ માપા. ઘર૦ ૬
નાહીં ભીતર, નાહીં બહારા, જ્યું કા ત્યું હી અખા હે સારા. ઘર૦ ૭

---

**પદ ૧૦૫ મું :** હાર્યા...તૈયારા=મન હાર્યું, અહંકાર હાર્યો; ભોગ હાર્યા, અને બ્રહ્મપદની પ્રાપ્તિને માટે બધી તૈયારીઓ થઈ ગઈ. માના=માન્યતાઓ. અનભે=નિર્ભય રીતે બ્રહ્મપદમાં ચોક્કસ પહોંચાશે. જાગા=જગ્યા. જીવણે=જીવતે રહેતે. ઘેરા=ઘેરો. પૂરણકામ=પૂર્ણકામ, સકલ ઇચ્છાઓ પુરાઈ છે એવો; કૃતાર્થ. પરસા=સ્પર્શ્યા, અડયા. લોહા=લોઢું. ઇતબારા=ઇતબાર; વિશ્વાસ.

**પદ ૧૦૬ ઠું :** ઘરવાસા=ઘરનો વાસ, ઘરવખરી. જાગા=જગ્યા. મેરી=સ્ત્રી. પૂત=પુત્ર. કામ, ક્રોધ, વગેરે. ઠગારે=ઠગ. હીરદા=હાર્દ, રહસ્ય.

## પદ ૧૦૭ મું

ના મેં ઘટ, બીના ઘટ નાહીં, જૈસે દેહ સંગ હોત ઉછાંહી. ટેક.
જૈસે મુકુરમેં પડત ઝાંહી, કહી ન જાત ન્યારી કે માંહી. ના૦ ૧
પાનીમેં નભ દેખિયત નીકે, જલકા મલ નહીં ઉનહીકે. ના૦ ૨
બિન અકાસ સ્થલ નહિ રહેવેકું, ભીતર બહાર બચન કહેવેકું. ના૦ ૩
મત અમત બિનમત હે એસા, ગુરુગ્યાનીકી એસી લેસા. ના૦ ૪
કહા કહે સમુઝાવે કોઇ, જહાં જેસા તરાં તેસા હોઈ. ના૦ ૫
મરણ જીવણ સો દેહકા ધરમા, મૈં તો નાહીં ઇન્દ્રી અરુ ચર્મા. ના૦ ૬
નામધરનકું અખા સોનારા, સદા નિરન્તર રામ હે સારા. ના૦ ૭

## પદ ૧૦૮ મું

ઓપે અનુભવ એવો રે જગમાં, જો હરિરસ ચાલે રગરગમાં. ટેક.
જ્યમ શૂરો રણમાં દેહ ન દાખે, તો ધડ ઝૂઝે શિર જ પાખે. ઓ૦ ૧
તો હરિ પ્રીત પડે છે પૂરી, જેની સૂરત ચાલે અતિ શૂરી. ઓ૦ ૨
રામ આવે તો જાજો રે સર્વે, જે જન નિશ્ચે રાખ્યો રે મરવે. ઓ૦ ૩
રામ આવે તો શું છે પિંડ પડતે, ક્યાં તે રામ નિર્બલ છે રે ઘડતે? ઓ૦ ૪
રામતણો જન શેને રે ઇચ્છે, રામતણે ઘેર ન્યૂનતા શી છે? ઓ૦ ૫
ક્ષુદ્રભોગ જન હરિના ન માગે, જેની સૂરત સ્વામીશું લાગે. ઓ૦ ૬
રસબસ રહે અખા રામ સંગાથે, તોઅળગા ક્યમ રહેવાયેરે નાથે? ૭

---

ત્રિગુની બિસ્તરા=ત્રિગુણનો વિસ્તાર. એન અસમાની=આકાશરૂપ મૂળ સ્વરૂપ. મોલ=મૂલ્ય.

પદ ૧૦૭ મું: ઉછાંહી=હર્ષ. મુકુર=આરસી. ઝાંહી=ઓળો. ન્યારી=જુદી. નભ=આકાશ. નીકે=સુંદર રીતે, સ્વચ્છ લેસા=માત્રા. અરુ=અને. તરાં=ભાત. ચર્મા=ચામડું.

પદ ૧૦૮ મું: દાખે=જુએ. પખિ=વિના. ક્ષુદ્ર ભોગ=હલકા ભોગ. ન્યૂનતા=ઓછાપણું.

## રાગ મલ્હારનાં પદ

### પદ ૧૦૯ મું

જ્ઞાનઘટા ચઢ આઈ, અચાનક જ્ઞાનઘટા ચઢ આઇ ! ટેક.
અનુભવજલ બરખા બડી બુંદન, કર્મકી કીચ રેલાઇ ! અચાનક૦ ૧
દાદુર મોર શબદ સંતનકે, તાકી શૂન્ય મીઠાઈ. અચાનક૦
ચહુદશ ચિત્ત ચમકત આપનપોં, દામિનીસી દમકાઈ. અચાનક૦
ઘોર ઘોર ગરજત ઘન ઘેહેરા, સતગુરુ સેન બતાઇ. અચાનક૦
ઊમગી ઊમગી આવત હે નિશદિન, પૂરવ દિશા જનાઇ. અચાનક૦
ગયો ગ્રીષ્મ અંકુર ઊગી આયે, હરિહરકી હરિયાઇ. અચાનક૦
શુક સનકાદિક શેષ સહરાયે, સોઇ અખાપદ પાઇ ! અચાનક૦

### પદ ૧૧૦ મું

બ્રહ્મમહેલ સુખ કીનો, અબ તો બ્રહ્મમહેલ સુખ કીનો. ટેક
ચતુરાતીત ત્રિગુણપર પાવન, ઐસો નિજ પદ ચીન્યો. અબ તો૦
જહાં નહિ ધ્યેય, જહાં નહિ ધ્યાતા, ધોખા લીન સબ કીનો,
વિધિનિષેધ દોઉ ભયે બરાબર, ના કોઇ અધિક અધીનો. અબ તો.
જ્યું મોરસલાખા મધ્ય પરઠત, પ્રતિબિમ્બ સો તનમેં કર લીનો.
ભેદાભેદ જહાં નહિ વાચા, આકાશતેં અતિ ઝીનો. અબ તો૦
જીવન્મુક્ત સકલ ઘટવાસી, સબ રસ ભોગી ભીનો;
અજબ કલા અખા સોનારા, ઐસો અનુભવ ચીન્યો. અબ તો૦

---

**પદ ૧૦૯ મું :** અનુભવજલ બરખા બડી=અનુભવરૂપી જલની મોટી વૃષ્ટિ. કીચ=કાદવ. દાદુર=દેડકો. દામિની=વીજળી. દમકાઈ=ચમકી. ઘન=વાદળ. સેન=સંજ્ઞા. ઊમગી ઊમગી=ઉલટી ઉલટી. નિશદિન=રાત-દિવસ. પૂર્વદિશા=ઉદયકાળ. હરિયાઈ=હરિયાળી. સહરાયે=સ્તુતિ કરે.

**પદ ૧૧૦ મું:** ચતુરાતીત=ચતુરા—માયા—થી અતીત—દૂર. ત્રિગુણપર=ત્રિગુણથી પાર. પીવન=પવિત્ર. અધિક=વધુ. અધીનો=તાબે. સલાખા=પીંછી.

## પદ ૧૧૧ મું

આનંદ અદ્‌ભુત આયા, અબ મોહે આનંદ અદ્‌ભુત આયા.
કિયા કરાયા કછુભી નાંહીં, સેજે પિયાજીકું પાયા. ટેક
દેશ ન છોડ્યા બેશ ન છોડ્યા. નહીં છોડ્યા સંસારા;
સૂતા નર નિદ્રાસે જાગ્યા, ફીટ ગયા સ્વપ્ના સારા. અબ૦ ૧
કૃપાનાળ અંતરસે છૂટી, ગોળા જ્ઞાન મિલાયા;
આળ અટક ફેલ સબ નીકળ્યા, જડસે અજ્ઞાન ઉડાયા. અબ૦ ૨
ભલા કહે કોઇ બૂરા કહે કોઈ, અપની મતિ અનુસારા;
ખરા મોળા લોહ પારસ પરસે, સોન ભયા અખા સોનારા. અબ૦ ૩

## પદ ૧૧૨ મું

તુજ મરતે બની આવે, મનુવા ! તુજ મરતે બની આવે. ટેક
તેરે ચાહિયે ચીકના, મીઠા, પંચવિષય સંગ લીના;
મિજલસ તેરી પંચકી સંગે, ચાહિયે રામ રંગીલા. મનુવા ! ૧
સુખકો સાજ મિલાવે મન તું, દુઃખ ચલે દસ ડગ આગે;
જ્યું ગલની ગલ મચ્છી રસબસ, તુરંત તનકું ત્યાગે. મનુવા ! ૨
એક મંન અરુ દૂજા પારા, મરે સો મૂલ અમૂલે;
કચ્ચા અપના અરથ બગાડે, પક્કા નર યૂં બોલે. મનુવા ! ૩
યોગી હો કે હો તું તપિયા, જીત્યા જુગ સંસારા;
મરતકકી ગત મરતક જાને, કહે ગયા અખા સોનારા. મનુવા ! ૪

---

**પદ ૧૧૧ મું:** કૃપાનાળ=ઈશ્વરકૃપારૂપી નાળ–તોપ. જ્ઞાનરૂપી ગોળો તેમાં મેળવ્યો એટલે આળ–કલંક તથા અટક—મર્યાદા, બંધન એ બધા ફેલ—પ્રપંચ નીકળી ગયા અને અજ્ઞાન મૂળથી ઊડી ગયું. સોન=સોનું.

**પદ ૧૧૨ મું:** મરતે=મૃત્યુ. મિજલસ=આનંદની સભા. પંચ=પાંચ વિષયો. સાજ=સરંજામ. ડગ=ડગલાં. તું મનમાં સુખના સાજ ગોઠવે છે, પણ એ તો દુઃખ દશ ડગલાં આગળનું આગળ છે. જેમ

# સરવડાંનાં પદ

## પદ ૧૧૩ મું

સદ્ગુરુસંગે લ્હાવો રે લીજે, તન મન ધન ત્યાં તત્ક્ષણ દીજે;
મહાજનસંગે કારજ સીજે, તો મોટો મહિમા ગુરુદેવનો રે. ૧
સદ્ગુરુસંગે સંશય ભાગે, અંતરમાંહી અનુભવ જાગે;
અસિપદમાં જઈને વાગે, તો શુદ્ધ સહેજાનંદ સંભવે રે. ૨
અહંતા આડી સરવે જાય, સત ચિત આનંદ જ ગાય;
બ્રહ્માકારવૃત્તિએ થાય, તો જાગ્રત સુપન સુષુપ્તિમાં રે. ૩
ભડ પંડિત એ કોય ન જાણે, સ્વર્ગાદિકના ભોગ વખાણે;
તુચ્છ સુખના કર્મને તાણે, તો જગદાકારની જાડમાં રે. ૪
અનુભવી નર જો સામું ભાળે, રૂદે સંશેની ગ્રંથિ ગાળે;
શુદ્ધ સેહેજાનંદ સઘળે ભાળે, તો સદ્ગુરુ સંતે દયા કરી રે. ૫
અખેપણામાં આનંદ એવો, ભાસે જ્યાં જેહેવો ત્યાં તેહેવો;
વરતનહારો વરતી લેવો, તો સચરાચર શોભી રહ્યો રે. ૬

---

માછલી રસબસ થઈને ગલને–માંસ વગેરે લટકાવેલા આંકડાને–ગળી જાય છે એટલે તરત જ મરી જાય છે, તેના જેવું છે. દૂજા=બીજા. મન અને પારો એ બેને મારવામાં આવે, તો તે બંને અમૂલ્ય થઈ પડે છે. પણ એમને કાચા જ રાખવામાં આવે તો આપણાં કામ બગાડે છે. મરતક=મડદું. જેઓ જીવતા મરણને પામ્યા છે, તેઓ જીવન્મુક્ત છે. તેમની ગતિને જીવન્મુક્તો જ સમજી શકે છે.

**પદ ૧૧૩ મું:** લાવો=લહાવો. તત્ક્ષણ=તરત જ. અસિપદ= 'છે'નું પદ. '**तत्त्वमसि**' પદ બરાબર અનુભવમાં આવે, તો સહેજાનંદ જાગે. અહંતા આડી=અહંતાની આડ. સુપન=સ્વપ્ન. ભડ પંડિતો આ સહજાનંદને જાણતા નથી. તેઓ તો અમુક અવધિ પછી નાશ પામનારા સ્વર્ગાદિ ભોગના આનંદને જ મહલાવે છે! તુચ્છ= ક્ષુદ્ર, હલકા. જગદાકાર=જગતરૂપી. જાડ=જડતા. વરતનહારો=વર્ત-

## પદ ૧૧૪ મું

સદ્દગુરુજીની સંગત કરિયે, મન ક્રમ વચને તનમન ધરિયે;
બ્રહ્માનંદ નિજ સુખ અનુસરિયે, તો મોટો મહિમા ગુરુદેવનોરે. ૧
સદ્દગુરુજીને શરણે રહિયે. નિત્ય નિજાનંદ નિજ સુખ લહિયે;
જીવપણું ટાળી શિવ થઈ જઈએ, તો ભય ભાગે ભવરોગનો રે. ૨
સદ્દગુરુશરણે આપું દીજે, બ્રહ્માનંદ મહારસ પીજે;
મહાજનસંગે કારજ સીજે, તો આતમદષ્ટે અવિલોકતાં રે. ૩
તત્પદ ત્વંપદ અસિપદ જેવો, જાગ્રત સુપ્ન સુષોપતિ તેવો;
અંતર અનુભવ પ્રગટે એવો, તો મહાજનસંગે મળતાં રે. ૪
વિષયી પામરને એ સુખ નવ જામે, પ્રતક્ષ પરોક્ષને પડિયાં છે ધામે;
છે છતી વસ્તુ ઉધારે વામે, જેમ મૃગ કસ્તૂરીને ભૂલિયો રે. ૫
અધિકારીને એ સુખ ભાવે, કર્મ ઉપાસના જ્ઞાનને દાવે;
એ સુખ અખેપણામાંહ્ય ફાવે, તો નિરંકુશ પદ નિહાળતાં રે. ૬

## પદ ૧૧૫ મું

વિષયોમાં મન જાતું રે વારો, કામ ક્રોધ મદ લોભ નિવારો;
મહાપુન્યે આવ્યો અવસર સારો, તો સેવી લ્યો સદ્દગુરુદેવને રે. ૧
સંકલ્પ વિકલ્પ રોગ નિવારો, શુદ્ધ નિરંતર મૂળ વિચારો;
ભવસાગરનો આવ્યો આરો, તો જોખમ ભાગે જીવનું રે. ૨

---

નારો. વરતી=ઓળખી. સચરાચર=સર્વ સ્થળે.

**પદ ૧૧૪ મું :** ક્રમ=કર્મ. નિજાનંદ=નિજ–આત્માનો આનંદ. આત્મદષ્ટે=આત્મદષ્ટિથી. અવિલોકતાં=જોતાં. તત્પદ, ત્વંપદ, અસિપદ =તે, તું, છે નાં પદ–**તત્ત્વમસિ**. સુપ્ન=સ્વપ્ન. પ્રતક્ષ=પ્રત્યક્ષ, આંખ આગળ. પરોક્ષ=આંખ પાછળ. જે પ્રત્યક્ષ છે, તે પરોક્ષને ધામે પડ્યા છે. વામે=દૂર કરે. મૃગ પોતામાં રહેલી કસ્તૂરીને ભૂલીને બીજે તેની શોધ કરવા નીકળે છે, તેના જેવું આ છે.

**પદ ૧૧૫ મું :** વારો=રોકો. નિવારો=દૂર કરો. આરો=કિનારો.

વ્હેતી વૃત્તિને સ્થિર કરી રાખો, અનુભવ ઈશ અનુપમ ચાખો;
અહોનિશ સદ્‌ગુરુ શબ્દને ભાખો, તો આપણપું અવલોકતાં રે. ૩
ઉત્તમ અવસર આવ્યો રે એવો, બ્રહ્માદિક ઇચ્છે છે જેવો;
શુદ્ધ સેહેજાનંદ સમરસ મેવો, તો લીજે ગુરુગમ જ્ઞાનમાં રે. ૪
આપોપું અંતરથી રે ટાળી, શુદ્ધ નિજાનંદ સ્વયમેવ ભાળી;
શું સુખ કહું વળી વળી, તો વરણ્યું ન જાય વેદ વાણીએ રે. ૫
પામર પશુ આપે નવ જાણે, અણછતા આરોપને રે વખાણે;
મહાસુખ અધિકારી કોઈક માણે, તો પોતાપણાને પ્રીછતાં રે. ૬
અખેપણામાંહે આનંદ વાધ્યો, જનમમરણની ભાગી ખાંધ્યો;
નિરંકુશ સુખ નિજ પંથે વાધ્યો, તો નિરાભાસરૂપ નીરખતાં રે. ૭

## પદ ૧૧૬ મું

આશા મૂકી હેને અહંમમ કેરી, અહંમમે આવરણ થાય અંધેરી;
પરમાત્મપદ શક્યો નવ હેરી, તો ઘેર્યો માયાના ઘેનમાં રે. ૧
સદ્‌ગુરુ સંતને શરણે ઠરિયે, અંતર બાહ્ય વિષય પરહરિયે;
પરમાત્મા પુરુષોત્તમ વરિયે, તો હરિયે સંશય શોકને રે. ૨
અહંવૃત્તિ અંતરથી ટાળો, નિરાભાસ નિરંકુશ નિહાળો;
દુરખ શોકની ટળી જાયે જાળો, તો બાળો વહેતી વાસના રે. ૩
મનુષ્યદેહ ફરી નહિ આવે, મોટા મુનિજન મોંઘી રે કહાવે;
સંતસંગે સ્વયં નિજરૂપ ફાવે, તો ભાવે વર્તે માલમાં રે. ૪

---

વહેતી વૃત્તિ=ગમે તેમ પ્રસર્યા કરતી ચંચળ વૃત્તિ. અનુપમ=ઉત્તમ. અવલોકતાં=જોતાં. વરણ્યું ન જાય=વર્ણવી ન શકાય. ખાંધ્યો=ગરદન, જન્મમરણ ટળી ગયાં. નિરંકુશ=અમર્યાદ, અસીમ. પંથે=માર્ગે. નિરાભાસરૂપ=આભાસ વિનાનું—સાચું સ્વયંજ્યોતરૂપ.

પદ ૧૧૬ મું: અહંમમ=હું–મારું. અંધેરી=ઘોર અંધકારભરી આંધી. હેરી=સૂક્ષ્મતાથી જોઈને. પરહરિયે=છોડીએ. વરિયે=પુરુષોત્તમ શ્રીકૃષ્ણ પરમાત્મા સાથે લગ્ન કરીએ. હરિયે=ત્યજીએ, દૂર કરીએ.

માલે વર્તે મરજીવા રે જોગી, અજરામર મહાપદના રે ભોગી;
તત્પદ ત્વંપદના હોય સંગી, તો અસિપદના અનુભવી રે. ૫
અખેપણું લેઇ બોલે જેવું, વેદે વર્ણવ્યું, નેતિએ તેવું;
પરમાનંદરૂપ પ્રગટયું એવું, તો જે મહાપદ કેરું માલવું રે. ૬

## સામેરી રાગનાં પદ

### પદ ૧૧૭ મું

હરિ ભજ હેતે રે અંધ અભાગિયા રે,
શું રે મોહ્યો અણછતા ભવને રે નાટ;
દિન અમૂલખ રે એળે વહી જાય છે રે,
મનુષ્યદેહમાં શાને ઉઠાડે વાટ. હરિ૦ ૧
મોટપણું માન્યું રે ક્ષણભંગુર દેહનું રે,
એ તો કાંઇ પલકમાં થાશે ભંગ;
સંસાર એવો રે રંગ પતંગનો રે,
એળે શીદ ખુવો ઉત્તમ અંગ? હરિ૦ ૨
સ્વપ્નાની સંપત્તિ રે જોતાંમાં સમાઈ જશે રે;
દાર સુત બંધવ ઊંચાં ધામ;
અંતની વેળાએ રે કોઈ નહિ કામનું રે,
ભવમાં નવ જડે કોઈ ઠામ. હરિ૦ ૩
નાત્ય જાત્ય મેલીને રે મન મહાલે ઘણું રે,
ચડી ગયું અહંમમતાનું માન,

---

અહંવૃત્તિ=હુંપણાની વૃત્તિ. ભાવે=ભાવથી, આનંદથી. માલ=મહાલ; શૂન્ય મહેલ; સોહંના સંગીતમાં. નેતિએ=નેતિ નેતિ કહીને. માલવું=મહાલવું.

**પદ ૧૧૭ મું:** નાટ=ખેલ. દિન=દિવસ. અમૂલખ=અમૂલ્ય. એળે=નકામા. ઉઠાડે વાટ=રંજાડ ઊભી કરે. ક્ષણભંગુર=ક્ષણમાં ભાંગી

સંતની સેવાને રે જંતે જાણી નહિ રે,
કેમ જાય આતમકેરું અજ્ઞાન ?, હરિ૦ ૪
મારું મારું કરીને રે મનખો હારિયો રે,
ચડી ગયું સંચત ક્રિયમાણ વ્યાજ;
હટવાડામાં રે સર્વે વસ્તુ હારિયો રે,
જ્ઞાન વિના એકે ન સરિયું કાજ. હરિ૦ ૫
કહે અખો પ્રાણી રે હરિ ભજો પ્રીતશું રે,
કરિયે સદ્ગુરુકેરો સંગ;
આનંદસાગર રે, અંતર પ્રગટે રે,
થાયે અવિદ્યાકેરો ભંગ. હરિ૦ ૬

## પદ ૧૧૮ મું

આવો રૂડો અવસર રે પ્રાણી તુંને નહિ મળે રે,
પામ્યો મનષાજનમ અમૂલ્ય;
આતમજ્ઞાન વિના રે એળે આયુષ ગયું રે,
મૂઢમતિ શી કરે ફૂલા રે ફૂલ ? આવો૦ ૧
બાળ્ય તારું ડા'પણ રે બૂડ્યો ભવકૂપમાં રે,
કરી ઘણો અન્યાય અધર્મ અપાર;

---

જનારું. રંગ પતંગ=પતંગિયાના રંગ જેવું ક્ષણિક. ઊંચાં ધામ=હવેલીઓ, મહેલો. દાર=પત્ની. સુત=છોકરો. બંધવ=ભાઈભાંડુ. મનખો=મનુષ્યત્વ, માણસપણું. સંચત=સંચિત. ક્રિયમાણ=થતાં કર્મ. સંચિત, ક્રિયમાણ અને પ્રારબ્ધ, એ ત્રણ પ્રકારનાં કર્મ છે. હટવાડામાં=બજારની જગામાં.

**પદ ૧૧૮ મું :** મનષાજનમ=મનુષ્યજન્મ. ભવકૂપ=સંસારરૂપી કૂવો. સૂધો=સીધો. વોર્યો=વહોર્યો, લીધો. પ્રોક્ષ=પરોક્ષ. પ્રત્યક્ષ

મુક્તિનો મારગ રે સૂધો સમજ્યો નહિ રે,
મંદમતિ ઘણો થયો રે ખુવાર. આવો૦ ૨
અમૂલખ હીરો રે મૂકી વોર્યો કાચને રે,
ચડી બેસો પ્રોક્ષ સ્વભાવની આડય;
નીચપણું માની રે પડ્યો નરકખાણમાં રે,
જડઈ ગયો જીવપણાની જાડ્ય. આવો૦ ૩
સંતની સંગત રે ઘડીએ કરી નહિ રે,
ચડી ગયો દેહાભિમાનનો ગર્વ;
હરિ હસ્તામલ રે પાસે પ્રીછ્યા નહિ રે,
હાર્યો કાંઈ મનખો મહા ધન્ય સર્વ. આવો૦ ૪
મારું મારું કરી રે મૂવો ઘણું મોહમાં રે,
અંતે રે કોઈ ન આવે કામ;
મર્ણની વેળાએ રે કોઈ કોનું નથી રે,
ન ભજ્યા હેતે આતમરામ. આવો૦ ૫
કહું છું પોકારી રે સેંજે સાનમાં રે,
એ છે મહાપદ મોટી વાટ;
કહે અખો હરિ રે અંતર પ્રગટે રે,
ટળી જાયે દુર્ઘટ માયા નાટ. આવો૦ ૬

## દેશીફેર

## પદ ૧૧૯ મું

સાંભળ શીખ પ્રાણી જો, શું વળગ્યો મિથ્યા વાણી જો?
શું હીંડે છે ફોગટ ફૂલ્યો જો? ઘરધંધામાં ભૂલ્યો જો. ૧

---

પરમાત્માને મૂકીને પરોક્ષની આડે ચડી ગયો. નરકખાણ=નરકની ખાણ. હસ્તામલ=હાથમાં; હસ્તામલકવત્. દુર્ઘટ=મહામુશ્કેલ. નાટ=નક્કી.

પદ ૧૧૯ મું : દારા=સ્ત્રી. બૂડ્યો આરે=કાંઠે આવી બૂડ્યો.

મારું મારું કરી માણું જો, ફરવી નરકની ખાણું જો;
દારા સુતને દેખી જો, નવ જોયું રૂદિયે પેખી જો. ૨
કર્મ કર્યાં દેહભાવે જો, બૂડ્યો આરે આવી જો;
રાત્ય દિવસ ઘણું રળતો જો, ત્રિવિધિ તાપમાં બળતો જો. ૩
કામક્રોધ અહંકારે જો, ભવ ફરતો વારે વારે જો;
તું સંતનનિંદા કરતો જો, પાપે પેટ જ ભરતો જો. ૪
સંતની સેવા સુધા જો, શું ઊંઘે અકરમી ઊંધા જો;
તેં બ્રહ્મને ભજ્યા સાક્ષાત્ જો, બેઠી આતમઘાત જો. ૫
અખો કહે બ્રહ્મને ભજિયે જો, જનમનાં બંધન તજિયે જો. ૬

## પદ ૧૨૦ મું

મનુષાદેહનો આરો જો, કેવલ બ્રહ્મ સંભારો જો;
સંસાર ભવજલ ખારો જો, રહે માયાથી ન્યારો જો. ૧
હેતે હરિગુણ ગાને જો, સંતસંગતમાં નાહાને જો;
તારું જમનું બંધન ટળશે જો, મહાપદ મોંઘું મળશે જો. ૨
દેવ ઇચ્છે મનુષ્યના દેહને જો, છે પામ્યો તું તેને જો.
તતબર થઈ હરિ ભજજો જો, જમનાં બંધન તજજો જો. ૩
કીજે સતસંગ ભારી જો, દીજે તનમન વારી જો;
સતસંગે મહાપદ કા'વે જો, આત્મઅનુભવ આવે જો. ૪
અંતરમાં નિજરૂપ દરસે જો, સદ્‌ગુરુ પારસ પરસે જો;
કહે અખો બ્રહ્મરસ પામો જો, રહે સદ્‌ગુરુના સામો જો. ૫

---

ત્રિવિધિ=ત્રણ જાતના. સંતન=સંત. સુધા=અમૃત. અકરમી=ભૂંડા કરમનો; કમનસીબ.

**પદ ૧૨૦ મું:** ભવજલ=સંસારરૂપી પાણીનો સમુદ્ર. જમનું બંધન=મૃત્યુ. તતબર=તત્પર. વારી=ઓવારી. પરસે=અડે.

## રાગ પ્રભાત

## પદ ૧૨૧ મું

અવતાર દશ કે ચોવીશ સ્વામીતણા, પરઠતાં પૂર્ણપદ તે જ ભાગે;
કાર્ય કારણમાં આવી જે ઉચ્ચરે, તેહને દ્વૈતપદ રૂડું લાગે.
સૂર્યને ધામે અંધકાર અંશે નથી, શીત નવ સંભવે અગ્નિઆથ્યે;
ત્યમ વસ્તુ વિષે નથી દ્વૈતપદ સાધવા, સાધે તો અંગુલિ જેમ હાથે.
ભુજ વિષે જ્યમ અંગુલિ પંચ છે, નામ રૂપ ક્રમ અળગે અળગે;
હસ્ત ત્યમ વસ્ત પ્રાયે જ પરમાત્મા, અવતાર અનંત પણ સૂત્ર સળંગે.
ચરિત્ર ચેતનતણાં અંગ અંગે ઘણાં, જેણે જે કીધું તે તેણે જ કીધું;
ચોવીસેમાંહી એકતા નથી ચરિત્રની, અનંત સામર્થ્યમાં સહુ જ સીધું.
વિશ્વરૂપ દાખવ્યું પાર્થને અચ્યુતે, અનંત અવયેવ પણ અંગ એક;
એ જ પામે તે ચોવીસ કહો ક્યમ ગણે? માને મહારાજને એકમેક.
કહીંચરિત્ર મોટાંકરે, કનિષ્ઠ કહી આચરે, બહુનામીતણી બહુજ શક્તિ;
માપેલાની મતિ મર્મ તે નવ લહે, આધાર અનંત પણ ન રહે ડગની.
વેદ મુખ્ય કર્મ કહે મધ્યે ઈશ્વર લહે, અંતે અવાચ્ય કહી મૌન રાખે;
શ્રુતિ ને સ્મૃતિ કાલક્રમ ઈશ્વર વદે, બહુબહુ ભાતના ભેદ દાખે.
અનુમાન સહુ કો કળે, એકતા નવ મળે, જેણે જે ચિંતવી ઘાટ ઘાલ્યું;
દર્શનમત નાનાવિધિ ચાલિયા, પણ જોતાં જનુનીતણે ઉદરે માલ્યું.

---

પદ ૧૨૧ મું: ભગવાનના દશ અને ચોવીસ અવતાર ગણીએ, તો પૂર્ણપદના તેજને ભાગવા જેવું થાય. અંશે નથી=અંશ પણ નથી. શીત=ઠંડી. આથે=થાપણમાં, મૂડીમાં. અંગુલિ=આંગળી. ભુજ=હાથ. હસ્ત=હાથ. અવતાર સળંગે=અવતાર અનેક છે, પણ પૂર્ણ બ્રહ્મ તો સૂત્રરૂપે સળંગ જ છે. પાર્થને=પૃથાપુત્ર અર્જુનને. દાખવ્યું=બતાવ્યું. અચ્યુત=વિષ્ણુ. ગીતાનો 'વિશ્વરૂપદર્શન'નો અધ્યાય જુઓ. એમાં અવયવ અનંત છે, પણ અંગ તો એક જ છે. તો પછી એ એક જ પરમાત્મા ચોવીસ ક્યાંથી થયા? કનિષ્ઠ=નાનામાં નાના.

અવતાર પરઠે તો સર્વે જ સ્વામીતણા, સહજસાગરતણી લોઢલહેરી;
અન્ય સિદ્ધાંત જોતાં તે છે મનતણા, પણ મનાતીતને ન શકે હેરી.
સર્વાતીતમાં સૂરત જેહની મળી, ભ્રમનિદ્રાથકો તે જ જાગ્યો;
તે નર દેખે જવ બહુ વિરલા, ના કો આરાધ્યો ના કો ત્યાગ્યો.
પહેલે અવતાર પરઠે જો પોતા વિષે, કર્મના મર્મનું જાળ જાણી;
પછે અવતાર ઈશ્વર વિષે દાખવે, આપ અજ્ઞાનતા સામી આણી.
જેમ છે તેમ પરબ્રહ્મ તો ઓળખે, જો પિંડ બ્રહ્માંડનાં પડ ફાડે;
સર્વાતીતમાં આશમ મળે અખા, બાકી સર્વે જ માયા અખાડે.

## રાગ સામેરી

## પદ ૧૨૨ મું

સમજણ વિના રે સુખ નહિ જંતને રે;
વસ્તુગતિ કેમ કરી ઓળખાય?

---

બહુનામી=અનેક નામવાળા. માપેલાની મતિ=જે માપમાં—સીમામાં—બંધાયેલ છે, હદમાં છે, તે અસીમ—અનહદ—રહસ્યને ક્યાંથી માપી શકે? વેદ...રાખે=વેદો શરૂઆતમાં કર્મ બતાવે છે, પછી ઈશ્વર બતાવી ઉપાસના કહે છે, અને છેવટે જ્ઞાન સમજાવી બ્રહ્મને 'નેતિ નેતિ' કહી પોતાની વાણીની સીમા બતાવે છે. એ મૌન જ બ્રહ્મ છે; કારણ કે બ્રહ્મ વચનાતીત છે. શ્રુતિ=વેદ અને ઉપનિષદ. સ્મૃતિ=મનુસ્મૃતિ વગેરે. શ્રુતિ અને સ્મૃતિ કાળ, કર્મ અને ઈશ્વર વિશે કહે છે અને એમ જાતજાતના ભેદ બતાવે છે. પણ આ બધાં અનુમાનો—અટકળો છે. દર્શનમત=અઢારે દર્શનના મત નાનાવિધ—જાતજાતનાં છે. જનુની=માતા. ઉદરે=ઉદરમાં, ગર્ભમાં. લોઢ=મોજું. લહેરી=લહેર, સુસવાટી. મનાતીત=મનથી પાર રહેલા પરબ્રહ્મ. સર્વાતીત—સર્વથી પાર, પરબ્રહ્મ. સૂરત=લગની, સ્મૃતિ. આરાધ્યો=પૂજ્યો. ત્યાગ્યો=તજ્યો.

**પદ ૧૨૨ મું:** રવિ=સૂર્ય. રજની=રાત. ઊગ્યા પૂંઠે=ઊગ્યા

આપમાં વસે છે રે આપનો આતમા રે,
તેણે કાંઈ જીવપણું નવ જાય. સમજણ॰ ૧
રવિ રવિ કરતાં રે રજની નહિ મટે રે,
અંધારું તો ઊગ્યા પૂંઠે જાય;
રુદે રવિ ઊગે રે નિજ ગુરુજ્ઞાનનો રે,
થનાર હોય તે સહેજે થાય. સમજણ॰ ૨
જળ જળ કરતાં રે તૃષ્ણા નવ ટળે રે,
ભોજન કહેતાં ન ભાગે ભૂખ;
પ્રેમરસ પીતાં રે તૃષ્ણા તુરત ટળે રે;
એમ મહાજ્ઞાનીઓ બોલે છે મુખ. સમજણ॰ ૩
પારસમણિ વિના રે જે પથરા મળે રે,
તેણે કાંઈ કાંચન લોહ ન થાય;
સમજણ વિના રે જે સાધન કરે રે,
તેણે કાંઈ જીવપણું નવ જાય. સમજણ॰
દશ મણ અગ્નિ રે લખિયે કાગળે રે,
એને લઈ રૂમાં જો અલપાય;
એની અગ્નિથી રે રૂ નથી દાઝતું રે,
રતી એક સાચે પ્રલય જ થાય. સમજણ॰ ૫
જીવપણું મટે રે અનહદ ચિંતવ્યે રે,
એ તો વાણીરહિત છે રે વિચાર;
જે જે નર સમજ્યા રે તે તો ત્યાં સમ્યા રે,
કહે અખો ઊતર્યા પેલે પાર. સમજણ॰ ૬

---

પછી—પાછળ. પારસમણિ=સ્પર્શમણિ, પારસ. કાંચન=સોનું. લોહ=લોઢું. કાગળ ઉપર દશ મણ અગ્નિ લખીએ, અને તે અગ્નિનાં લખાણવાળા કાગળને રૂમાં ઢાંકીએ, તો કાંઈ તે અગ્નિથી કોઈને કશુંય દાઝતું નથી. પણ સાચા અગ્નિની એક રતી પણ હોય, તો તે ખરેખર પ્રલય આણી મૂકે છે. અનહદ=હદની પારનો પરમાત્મા.

## રાગ કાફી

### પદ ૧૨૩ મું

સંતો રે પ્રેમભલકે લડિયે રે,
હું-મમતાને મેલી કરી, સંતો સાથે ભળિયે. સંતો રે૦ ટેક
સત્યની સમશેર બાંધિયે, ખાંડું ક્ષમાનું ધરિયે રે,
શૂરાપૂરાના ક્ષેત્રમાં, કેસરિયાં કરિયે રે—સંતો રે૦ ૧
દળ સામાં પગલાં ભરી, નિશાને ચડિયે રે;
બ્રહ્મા વિષ્ણુના ભેદમાં, ભાથાથી ભળિયે રે—સંતો રે૦ ૨
ઘીનો ઘડો અગ્નિ ધરી, પ્રજળવા ન દઈયે રે;
જે થકી વ્યાપે કામના, તેવી ક્રિયા ન કરિયે રે—સંતો રે૦ ૩
પચવીશનો પિયુ આવશે, સોળ શણગાર ધરિયે રે;
પાંચે ઈન્દ્રીને વશ કરી, છોગાં મેલીને ફરિયે રે—સંતો૦ ૪
સ્વરગનાં સામૈયાં આવશે, વૈમાને ચડિયે રે;
કર જોડીને અખો કહે, સાચા શામને મળિયે રે—સંતો રે૦ ૫

---

**પદ ૧૨૩ મું:** ભલકે=ભાલાથી. મેલી પરી=આઘી મૂકી. સમશેર=તલવાર. ખાંડું=બેધારી તલવાર. શરાપૂરાના=પૂરા શૂરવીરના. કેસરિયાં=કેસરી રંગના વાઘા પહેરી મરણિયા થઈ ઝૂઝવું. દળ=દુશ્મન. નિશાને=નોબત સાથે, નોબતને ટકોરે. ભાથાથી=બાણ રાખવાની કોથળીઓ સાથે. બ્રહ્મા વિષ્ણુના ભેદને બાણોથી પાર કરીને સંતોમાં મળીએ. ઘીના ઘડાને અગ્નિ આગળ રાખીને પ્રજળવા-બળવા ન દેવો. જેથી કામનાઓ—વાસનાઓ—જાગેપ્રસરે તેવી કોઈ ક્રિયા ન કરવી. પચવીશનો પિયુ=પચીસ તત્ત્વનો સ્વામી—પરમાત્મા. સોળ શણગાર ધરીએ=સર્વ રીતે સુંદર બનીએ; આનંદભેર સ્વામીને સત્કારીએ. છોગાં=કલગી. સામૈયાં=સત્કાર માટે સામેથી આવતું સરઘસ. સાચા શામને=સાચા શ્યામસુંદર બ્રહ્મને.

## પદ ૧૨૪ મું

સંતો સમજીને રહિયે જી;
મનવાણી રે પોંચે નહિ, અજરામર રહિયે. ટેક.
પૃથ્વી વિના પગ માંડવો, વિણુવાટે દીવો જી;
જે ઘર જાવું મૂવા પછી, તે ઘર જીવતાં જુવો જી. સંતો૦ ૧
ચંદ્રા નહિ, સૂરજ નહિ, નહિ કોઈ નવલખ તારા જી;
દિન ઊગે ને દીસે નહિ, વાકા તેજ અંપારા જી. સંતો૦ ૨
પવન નહિ, પુરુષ નહિ, નહિ કોઈ જ્યોત અંજવારાજી;
હું નહિ, તું નહિ, તે નહિ, એસા અપરંપારા જી. સંતો૦ ૩
કહે અખો ગુરુગમસેં, સંતો જુવો વિચારી જી;
અન્ય પદ ઇચ્છે નહિ, જેણે મમતાને મારી જી. સંતો૦ ૪

## પદ ૧૨૫ મું

નૂરતસૂરત ચાલી શૂન્યમાં, મહાધૂનમાં મોઇ જી;
દેવચક્ષુ થઈ દોજણી, કળા કારમી જોઈ જી. નૂરત૦ ટેક.
નૂરીજન આગે નટડી, નિરાધારે ખેલે જી;
સૂરત ન ચૂકે સુંદરી, ધરણી પાવ ન મેલે જી. નૂરત૦ ૧

---

**પદ ૧૨૪ મું :** પૃથ્વી...દીવોજી=જમીન નથી, છતાં પગ ઠરાવવાનો છે; દિવેટ નથી છતાં દીવો પેટાવવાનો છે. નિરાધારમાં સ્થિતિ છે, નિરાલંબમાં પ્રકાશ છે. ચંદ્રા નહિ...દીસે નહિ=એ બ્રહ્મધામમાં ચાંદાનો પ્રકાશ નથી, સૂરજનો પ્રકાશ નથી, નવલખ તારાનો પ્રકાશ નથી. ત્યાં દિવસ નથી, અને રાત નથી. ત્યાં તો અંપાર—અપરંપાર સ્વયંજ્યોત છે. સરખાવો **'न तत्र सूर्यो भाति, न चन्द्रतारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः। तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति ॥'**

**પદ ૧૨૫ મું :** નૂરતસૂરત=લક્ષ—અલક્ષ, સગુણ—નિર્ગુણ. શૂન્ય=અક્ષર-બ્રહ્મનું વાતાવરણ. મહાધૂન=સોહંની મહાન ધૂન. મોઇ=

તખ્ત ત્રિવેણી ત્યાગી કરી, ગુરુગમ પર આઈ જી,
નાથજી આગે નૃત્ય કરી, પટ્ટા અમર લખાઈ જી. નૂરત૦ ૨
ગગનમંડલના ગોખમાં, અનહદ નાદ ઘુરાયા જી;
માવો વગાડે મીઠી મોરલી, અનભે ઘર પાયા જી. નૂરત૦ ૩
ઓહં સોહંની સીડીએ, સન્મુખ ઊભા સ્વામી જી;
કહે અખો ગુરુના દેશમાં, આપે આપ અનામી જી. નૂરત૦ ૪

## રાગ ધોળનાં પદ

### પદ ૧૨૬ મું

કાગળ સદ્ગુરુ લખે, જેના વિરલા છે વાંચણહાર; કાગળ૦
જ્ઞાનવૈરાગનો દેહ ધર્યો, માંહી જોગપણાનો જીવ;
ભક્તિ આભૂષણ મહેરિયારે, એવા કોઈ એક સેવક શિવ. કાગળ૦ ૧
શીલરૂપી ખડિયો કર્યો, માંઇ પ્રેમતણી રુસનાઇ;
કલમ બુદ્ધિ સંતની રે, ત્યાં તો અદ્વૈત આંક ભરાઈ; કાગળ૦ ૨
સૂરતનૂરતની દોરી લીટી, માંહી વિવેકતણી ઓળ;
વિચારી અક્ષર ત્યાં લખ્યા રે, તેમાં ઉતારી પાટણપોળ. કા૦ ૩

---

મોહી. દેવચક્ષુ=દિવ્યચક્ષુ, જ્ઞાનનેત્ર. દોજણી=દૂઝતી, જોતી, પ્રકાશ આપતી. નૂરીજન=ઈશ્વરનો પ્રકાશ પામેલા મનુષ્ય. નટડી=વૃત્તિરૂપી નટડી. નિરાધારે=આધાર વિના. સૂરત=ધ્યાન, સ્મૃતિ. ધરણી=ધરતી. પાવ=પગ. તખ્તત્રિવેણી=ઇડા, પિંગલા અને સુષુમ્ણાનું સંગમરૂપી સિંહાસન. જીવવૃત્તિ એને પણ પાર કરીને ગુરુએ બતાવેલા પર સ્થાનમાં આવે છે—ત્રિકૂટમાં ધ્યાન સાધે છે. નૃત્ય=નાચ. પટ્ટા અમર લખાઇ=અમરપદ મેળવે છે. કુંડલિની જાગ્રત થતાં, યોગીને બ્રહ્મરન્ધ્રના વાતાવરણમાં અમૃત મળે છે. ઘુરાયા=ઘોર ગાજ્યો. માવો=માધવ, શ્રીકૃષ્ણ, ભગવાન. અનભે ઘર=અભયધામ. અનામી=નામ વિનાનો.

પદ ૧૨૬ મું: આભૂષણ=ઘરેણાં. શીલ=ચારિત્ર્ય. લીટી=અથાળાની રેખ. રુશનાઈ=શાહી. ઓળ=પંક્તિ, હાર. પાટણપોળ=શહેરની શેરીની

સમજણુ કાનો માતરા રે, માયા ઉપર શૂન્ય;
તેમાં પરિપૂરણુ બ્રહ્મ છે રે, ત્યાંહાં નહિ પાપ ને પુન્ય. કાગળ૦ ૪
કોટિ કોટિ પંડિત પચી મૂવા રે, પઢી પઢી વેદ પુરાણુ;
તોયે અક્ષર એકે ન ઊકલ્યો રે, સરવે થાકયા છે જાણુસુજાણુ. કા૦ ૫
અંધે તે અક્ષર વાંચિયા રે, બહેરે સુણી વાત;
મૂંગે ચરચા બહુ કરી રે, તેની વેદ પૂરે છે સાખ. કાગળ૦ ૬
જોગપણું જુગતે લહ્યું રે, મન મળી મંગળ ગાય;
વિચારી અક્ષર સૌ લખે રે, તોયે કાગળ કોરો કે'વાય. કાગળ૦ ૭
અમરાપુરી નિજ ઘાટમાં રે, ત્યાંહાં છે તેહનો વાસ;
કર જોડીને અખો કહે રે, એવા નિરમળ હરિના દાસ. કાગળ૦ ૮

## પદ ૧૨૭ મું

જીરે આજ આનંદ મારે અતિઘણો, મળ્યો સંત સગાંનો સાથ;
મુને દીન જાણીને દયા કરી, મારે મુસ્તક મૂકયો છે હાથ.
આપ્યું નિરગુણ નામ નારાયણનું, જે છે વેદમાં પ્રસિદ્ધ વિખ્યાત.
હું તો ભૂલી પડીતી રે ભાતમાં, મુને ઓળખાવી જીવની જાત;
સાચા સદ્ગુરુજીને રે સેવતાં, હરિ હીરો તે આવ્યો છે હાથ.
સુખ સાંમનું સૈયર જોઇને, ભાંગી ગઇ તે સઘળી ભ્રાંત.

---

રચના. ઉતારી=ચીતરી. પરિપૂરણ=પરિપૂર્ણ, પૂરા પૂર્ણ. જાણુસુજાણુ=સારા સારા જાણનારાઓ. અંધ=જગત તરફથી જેણે દૃષ્ટિ ખેંચી લીધી છે, અને જેનાં અંતશ્ચક્ષુ ઊઘડ્યાં છે તે. બહેરો=પ્રપંચને ન સાંભળતો પણ સોહંના નાદને જ સાંભળતો. મૂંગો=જેની વાણી વિરમી ગઇ છે, જે વચનાતીતને લહી શકયો છે, તે. જુગતે=યુક્તિથી. અમરાપુરી=ઇન્દ્રની નગરી.

પદ ૧૨૭ મું : મુસ્તક મૂકયો હાથ=માથે આશીર્વાદ આપ્યા. સાંમનું=શ્યામનું, ભગવાનનું. સૈયર=હે સહિયર! હે સખી! ભ્રાંત=ભ્રાંતિ, ભ્રમ. પ્રાણજીવન=પ્રાણના જીવન, ભગવાન. સમૈ ગઇ=સમી ગઈ, એકરૂપ થઇ ગઇ. જેમ પાણી અને તેની લહેરી એકરૂપ થઇ રહે

હું તો રસબસ થૈ રસ રૂપમાં, મારા પ્રાણજીવનની સાથ.
સ્વામીના તે રૂપમાં સમૈ ગઇ, જળ-લહેરી તે વાત વિખ્યાત.
બ્રહ્માનંદ સાગરમાં ઝીલતાં, નવ જાણ્યું તે દિન ને રાત.
એવું અખંડ એવાતણ લે અખા, રંગ લાગ્યો છે હરિઆકાર.

## પદ ૧૨૮ મું

જી રે આજ આતમ ઓળખાવિયો, સદ્ગુરુજીએ કીધી સાર;
પરવરતિ મુકાવી રે પરહરી, નિવૃત્તિ ઠેરાવી ઠાર. આતમ૦ ૨
સદ્ગુરુજીએ મંત્ર સાધિયો, મારા કરણદ્વાર મોઝાર. આતમ૦ ૩
ગુરુ જ્ઞાનદીપક કર્યો ગોખમાં, મારા રુદિયાકમળની માંય. ૪
ઊગ્યો અનુભવઅરક રે આતમા, દીઠો ઝળહળ રૂપ. આતમ૦ ૫
કામ ક્રોધ કલપના સકળ ટળી, છૂટચા વિષયતણા વિકાર. ૬
મોહ મૃગજળ માયા ને મમતા, છૂટ્યા સ્વપ્નાંતણા રે આચાર. ૭
દિલદરસી દયા ને દીનતા, જ્ઞાન ભક્તિ વિવેક વિચાર. આ૦ ૮
સતસંગ સંતોષ ને શીલતા, દૃઢ દયા ધીરજ ઘણી ધાર, આ૦ ૯
રાખ્ય આશરો અક્ષરનો અખા, જે છે બાવનથી વળી બા'ર. ૧૦

## પદ ૧૨૯ મું

હું તો લળી લળી લાગું રે પાય, અખંડપદરાય;
નિગમ નેતિ ગાય, વારી જાઉં વારણે. ટેક

---

છે, તેમ પરમાત્મા અને હું એકરૂપ થયાં છીએ. એવાતણ=હેવાતન, સૌભાગ્ય. હરિઆકાર=હરિનો આકાર, હરિરૂપ.

**પદ ૧૨૮ મું :** સાર=મદદ. પરવરતિ=પ્રવૃત્તિ. પરહરી=ત્યજી. કરણદ્વાર=કાનને બારણે. મોઝાર=માંહી, મધ્યમાં. રુદિયાકમળ=હૃદય-કમળ. દીપક=દીવો. ગુરુએ મારા હૃદયકમળના ગોખમાં જ્ઞાનનો દીવો પ્રકટાવ્યો. અરક=અર્ક, સૂર્ય. કલપના=કલ્પના, વિચાર. દિલદરસી=અંતરને જોનારી.

**પદ ૧૨૯ મું :** નિગમ=વેદ. વારી જાઉં વારણે=હરખભેર ઓવા-

પુરુષોત્તમ પરબ્રહ્મ પૂરણ, પ્રગટિયા જુગમાંય;
સદ્ગુરુરૂપે શોભતા રે, જિજ્ઞાસુની ગ્રેહવા બાંય. વારી૦ ૧
અધમ જનને ઓધારવા, પાવન પગલાં સાર;
ભવસિંધુથકી તારતાં રે, તમને ક્ષણ નવ લાગી વાર. વારી૦ ૨
દરશનથી દુક્રિત ટળે, પરસંતાં પાવન થાય;
નિજાનંદ સુખ ઊપજે રે, આવ્રણ અવિદ્યાનાં જાય. વારી૦ ૩
પૂરણ પુણ્ય હોય પાછલાં, નિત્ય નિમિત્ત હરિધ્યાન;
અનેક જન્મને આદરે રે, તેને પ્રગટ મળે ભગવાન. વારી૦ ૪
સકળ તીરથનું તીરથ એ, સદ્ગુરુ દેવના દેવ;
ધન્ય ધન્ય એ નરનારને રે, કરે મનકર્મ વચને સેવ. વારી૦ ૫
બ્રહ્મા લિયે અતિ ભામણાં, શિવ સનકાદિક ગાય;
વિષ્ણુને વલ્લભ ઘણા રે, મહિમા મુખે કહ્યો નવ જાય. વારી૦ ૬
મંદજન નવ મર્મ સમજે, વરણાશ્રમની આડ્ય;
ત્રિગુણમાં તાણ્યો ફરે રે, બાંધી જીવપણાની જાળ. વારી૦ ૭
કહે અખો એ અવિચળ પદના, સદ્ગુરુ દાતા સોય;
કાળજાળમાં આવે નહિ રે, ફરી જન્મમરણ નવ હોય; વારી૦ ૮

## હરિગુરુ સંતની આરતી

## પદ ૧૩૦ મું

આરતી કરું મારા હરિગુરુ સંત, ટાળ્યા સર્વે ફંદ;
ચોરાસીના બંધ, હરિગુરુ દેવની આરતી. ધ્રુવ૦

---

રણાં લઉં. જુગમાં=જગતમાં. જિજ્ઞાસુ=જ્ઞાનની ઇચ્છાવાળો. ગ્રેહવા બાંય=હાથ પકડવા, હાથ આપી ઉદ્ધાર કરવા. ઓધારવા=ઉદ્ધારવા, તારવા. પાવન=પવિત્ર. સાર=ઉત્તમ. ભવસિન્ધુ=સંસારરૂપી સમુદ્ર. દુક્રિત =દુષ્કૃત, પાપ. પરસંતાં=સ્પર્શ કરતાં. અવિદ્યા=માયા. આદરે=પ્રયત્ને. ભામણાં=ઓવારણાં. વલ્લભ=પ્રિય. મંદજન=મૂર્ખ. કાળજાળ= કાળની જાળ.

**પદ ૧૩૦ મું :** ફંદ=ફેલ, જાળ. બંધ=બંધન. સાનમાં=ઇશા-

આરતી કરી લઉં ઓવારણાં, ધરું શ્રવણ મનન નિજ ધ્યાન;
સદ્‌ગુરુજીને શિર સોંપતાં રે, મારું ટળી ગયું દેહાભિમાન. ૧
સદ્‌ગુરુજીએ સાનમાં, સમજાવ્યું સુખ અપાર;
બ્રહ્માનંદ સ્વામી અનુભવ્યો રે, જગ ભાસ્યો છે બ્રહ્માકાર. ૨
મહાનુભાવે મહેર કરી, સમજાવી સર્વે રીત;
જાગ્રત સ્વપ્ન સુષુપતિ રે, મુંને ભાસ્યો છે તુરીયાતીત. ૩
સદ્‌ગુરુ શોભા શી કહું, મુખે વર્ણવી નવ જાય;
હરિહર બ્રહ્મા સ્તુતિ કરે રે, તોય સર્વાતીત સોહાય. ૪
અક્ષયપણું અવલોકિયું, સદ્‌ગુરુ કેરી ચોજ;
અંતર્યામી એક આત્મા રે, હરિ વિલસ્યા પોતાની મોજ. ૫

## પદ ૧૩૧ મું

વારી જાઉં રંગ બજાણિયા, તેં તો ભલો ભજાવ્યો ભેખ;
સ્થાવર જંગમ જોતાં જૂજવો, અંતર વસ્તુ એકની એક. વારી૦ ૧
પ્રથમ પડદો માયાનો રચ્યો, માંહે પ્રગટાવ્યાં પંચે ભૂત;
આડે આવરણ છાયો અંગમાં, લાવ્યો લખચોરાશી રૂપ. વારી૦ ૨
ગગનઘર રચ્યું વણથંભનું, માંહે ચીતર્યા ચૌદ માળ;
વિશ્વરૂપે વસ્યો વીઠલા, તેની ભણ્યા ભૂલી ગયા ભાળ. વારી૦ ૩
ચાર જુગની રૂડી રજની, ધર્યા દીપક બે શશી સૂર્ય;
ષટદર્શને ખેલ મચાવિયો, જોતાં જુગતું ભરપૂર. વારી૦ ૪
બ્રહ્માને મોટા ઠરાવિયા, શ્રુતિસ્મૃતિ પૂરે શાખ;
બાળને બીક બાઉની, તેમ જીવ પડ્યા વાક્યજાળ. વારી૦ ૫

---

રામાં. અપાર=પારવિનાનું. મહાનુભાવ=મહાન આશયવાળા, અત્યંત ઉદાર એવા ગુરુ. મહેર=કૃપા. સુષુપતિ=સુષુપ્તિ. તુરીયાતીત=તુર્યાવસ્થાથી પાર રહેલું બ્રહ્મ. અવલોકિયું=જોયું. ચોજ=સૂક્ષ્મ સમજ.

**પદ ૧૩૧ મું:** બજાણિયો=દોરડા ઉપર નાચનાર; અહીં લીલાનૃત્ય કરનાર પરમાત્મા. વણથંભનું=થાંભલા વિનાનું. ચૌદ માળ=

સાત સાયર ભર્યો નીરના, રેંટચક્ર ફરે વાયુવેગ;
નવસેં નવ્વાણું નદીની નીકમાં, ઉપર સીંચતો આળી મેઘ. વારી૦ ૬
રંગઢંગ ત્દારા શું કહું ? નહિ નંદવા ઠાણું ઠામ;
એવું લહી અખો લવતો રહ્યો, જોતાં સઘળે સરખો રામ. વારી૦ ૭

## પદ ૧૩૨ મું

ભૂલ્યો ભમે તું તો રામ જ પાખે, જોને વિચારી અંતરની આંખે;
અજ્ઞાને તુંને અવળું ભાસે, તો જ્ઞાન વિના ઘેલો થયો રે. ૧
ઘેલો થયો ને ગાંઠ જ બેઠી, જનમમરણની ખટપટ પેઠી;
એ ક્યમ જાય ભાવઠ વેઠી, તો બુદ્ધિએ ભટકાવિયો રે. ૨
સંશયરૂપી સ્વપ્ન જ માટે, એણે આવીને રોક્યો રે ઘાટે;
ચાલ્યું જાય સરવ ઉવાટે, તો પાધરું કોઈ પ્રીછે નહિ રે. ૩
સ્વપ્નામાં શું રહ્યો છે રે મોહી ? મૂરખ બાજી તેં હાથથી ખોઈ;
નવ બેઠો તું લલાટ જ લોહી, તો હીરો છે તારા હાથમાં રે. ૪
ઉપાધિને તેં તો આગળ કીધી, જપતપ વ્રત કરી માગી રે સિદ્ધિ;
નાખી રત્ન ને કોડી જ લીધી, તો ભેદુ વિના ભટક્યો ઘણું રે. ૫
પિંડ બ્રહ્માંડનો મર્મ ના જાણ્યો, માયા મોહે રહ્યો છે તાણ્યો;
કર્મ બીજનાં વાવ્યાં છે થાણાં, તો વાસનામાં વળગી રહ્યો રે. ૬
થા ચેતન શું બેઠો છે હારી, સળંગસૂત્ર તું જોને વિચારી;
આપે કર્તા દેવમોરારિ, તો મિથ્યા મનની કલપના રે. ૭
સદ્‌ગુરુજીના સંગમાં રહિયે, વચન કહે તેનો અનુભવ કરિયે;
જ્યમનું તેમ જથારથ લહિયે, તો જનમમરણ ભય વામિયે રે. ૮

---

ચૌદ લોક. રજની=રાત. દીપક=દીવા. શશી=ચંદ્ર. જુગતું=યોગ્ય. સાયર=સાગર. રેંટચક્ર=કાળચક્ર. વાયુવેગ=પવનને વેગે. નવસે નવાણું નદી=શરીરમાંની એ નાડીઓ. સીંચતો=રેડતો. મેઘ=જળ, વરસાદ. લવતો રહ્યો=બડબડ કરતો બંધ રહ્યો.

પદ ૧૩૨ મું: ગાંઠ બેઠી=ગાંઠ બંધાઈ. ભાવઠ=જંજાળ.

કારજકારણ જાળ બનાવી, તે જોઈને તું ભૂલ્યો રે ભાઈ!
કહે અખો હ્યો ગોવિંદ ગાઈ, તો મુક્ત થઈને મહાલીએ રે. ૯

## પદ ૧૩૩ મું

અવસર જાય છે રે મનુષાદેહનો મોંઘો,
આળસ કરીને રે શું અજ્ઞાની ઊંઘો? ટેક૦
મિથ્યા બાજી રે માયા કેરી જૂઠી,
મોટા મોટા વાયા રે અધવચ લીધા લૂંટી. અવ૦ ૧
કોયે નવ્ય ઠરિયા રે માયાસુખના મોહમાં,
થઈ ગયા દુખિયા રે ઘણું રડવડતા રોહમાં. અવ૦ ૨
વેદ પોકારે રે દુર્લભ સંતની સેવા,
જેણે સંત સેવ્યા રે મહા બડભાગી તેવા. અવ૦ ૩
ધિક જીવ્યું તેનું રે હરિનું સુખ નવ્ય જાણ્યું,
મળમાં મચિયો રે કુલનું નાતું તાણ્યું. અવ૦ ૪
ભારે મારી રે જનુની જે જન જેની,
વાટ ઉઠાડી રે મુંઘી મનુષાદેહની. અવ૦ ૫
થયો હત્યારો રે અનેક જનમનો રણિયો,
જેમ સિંહ કૂપમાં રે પોતે પોતાશું પડિયો. અવ૦ ૬
કહે અખો જાગી રે સંતની સેવા કરજો,
સદ્‌ગુરુને મળીને રે આવાગમનથી ટળજો. અવ૦ ૭

---

લલાટ=કપાળ. લોહી=લૂંછી. કારજકારણ=કાર્યકારણ.

**પદ ૧૩૩ મું :** મનુષાદેહ=મનુષ્યદેહ. વાયા=વહાયા, છેતરાયા. રોહ=શ્વાસ. બડભાગી=મહાભાગ્યશાળી. નાતું=સગપણ, સંબંધ. ભારે... દેહની=જે માણસે મનુષ્યજન્મની મોંઘી વાટને ઉજ્જડ કરી છે, જેણે મનુષ્યજન્મને એળે ગુમાવ્યો છે, તેણે જનુનીને—માતાને—ભારે મારી છે—તેનો જન્મ નકામો છે. રણિયો=દેવાદાર. જેમ સિંહ...પડિયો=જેમ સિંહ કૂવામાં પોતાનો ઓળો જોઇને તેને મારવા કૂવામાં પડ્યો! આવાગમનથી=આવવાથી, જન્મના ફેરાથી.

## પદ ૧૩૪ મું

સખી કહું સાંભળ મારી વાત રે, મળિયા મને ચૌદ ભુવનનો નાથ રે.
સતગુરુએ ઝાલ્યો મારો હાથ રે, સખી મુજને કીધી સહુમાં સનાથ રે.
સખી મુને આનંદ વાધ્યો અંગ રે, સખી હું તો વિલસી ચિદાનંદસંગ રે.
થયો મારી દેહબુદ્ધિ કેરો ભંગ રે, ગયું સખી કુવાસનાનું કલંક રે.
સતગુરુએ મારા સામું ભાળ્યું રે, સખી મારા ભવનું પાતક ટાળ્યું રે.
નિજરૂપ સ્વયંપ્રકાશ નિહાળું રે, સખી મારે અંતર થયું અજવાળું રે.
સહિયર સાંભળને કહું મારી રે, હરિવરની શોભા શી કહું સારી રે.
હેતે વરને હરિવરને પ્યારી રે, ભાગ્યદશા જો પ્રગટે તારી રે.
શિવ બ્રહ્માદિક જેવા ઇચ્છે રે, એ સુખ અધિકારી કોઈક પ્રીછે રે.
પામર પશુ આ પેર ન જાણે રે, અણછતા ભવના ક્રમને તાણે રે.
ભમે બહુ ચોરાસીની ખાણે રે, પડિયા સર્વે વૈખરી કેરી વાણે રે.
અખો નિજ આનંદરૂપે મહાલે રે, લોકમાં લોકપણે થૈ ચાલે રે.

## પદ ૧૩૫ મું

આનંદ વાધ્યો ને રંગ ઊલટ્યો રે, પ્રગટ્યા છે કાંઈ પૂરણબ્રહ્મ રે,
સતગુરુને ચરણે આવતાં રે. ટેક.
તિમિર હતાં તે મારાં ટળી ગયાં રે, ઉદિયો છે કાંઈ જ્ઞાન કેરો ભાણુ રે.
અખંડસ્વરૂપે હરિને ઓળખ્યા રે, સરિયાં મારાં સઘળાં કામ ને કાજ રે.
ભવ રે સાગરનો મારો ભય ટળ્યો રે, વાગ્યાં છે કાંઈ નિરભેનિશાન રે.
અખંડસ્વરૂપ બહેની માહરું રે, ટળિયા મારા દશ્ય ને વિકાર રે.

---

પદ ૧૩૪ મું: ચોદ ભુવન=ચોદ લોક. સનાથ=સ્વામીવાળી; સૌભાગ્યવાળી. કુવાસના=ખરાબ વાસના. ભવનું પાતક=સંસારનું પાપ. હરિવર=હરિ—ભગવાન—રૂપી વર. વરને=પરણને. ભાગ્યદશા=નસીબ. ક્રમ=કર્મ. વૈખરી=મોંની વાણી. વાણે=વાણીમાં; વચનમાં.

પદ ૧૩૫ મું: તિમિર=અંધકાર. ભાણુ=સૂર્ય. સરિયાં=સર્યાં, સિદ્ધ થયાં. નિરભેનિશાન=અભયપદના નિશાનડંકા. દશ્ય=દેખાતો

પીયરપનોતી બહેની હું થઈ રે, સાસરિયું છે શીલ ને સંતોષ રે.
જે રે માગ્યું તે ગુરુવે આપિયું રે, પૂરી મારા મનડાની આશ રે.
અખાની ઉપર દયા ઊપની રે, રાખ્યાં હરિએ ચરણુની પાસ રે.

## પદ ૧૩૬ મું

સતગુરુ સંતે લીધી મારી સાર રે, ઓળખાવ્યો નિજ આતમા રે,
ધીરપ દઈને બતાવ્યું છે ધામ, હરિ હીરો દીધો હાથમાં રે. ૧
ગુરુવે મુને બતાવ્યું છે જ્ઞાન રે, સમજાવ્યાં રૂડી સાનમાં રે;
મંત્ર ભણંતી મારા મંદિરમાંય, કીધું ગુરુવે મુને કાનમાં રે. ૨
દયા કરીને ડગતું રાખ્યું દિલ રે, અસ્થિર મનને સ્થિર કર્યું રે;
હું તો મારું ભૂલીતી ભુવન રે, જાગું ત્યાં મારું ઘર જડયું રે. ૩
અંબુમધ્યે દીસે છે આકાશ રે, વૈરાટ મારી દૃષ્ટે પડયું રે;
નૂરતેસૂરતે નીરખ્યા છે નારાણુ રે, એક ધ્યાન હરિસેં ધરું રે. ૪
કીધો કીધો વેરીનો સંહાર રે, અદ્વૈત પ્રગટ્યા આપમાં રે;
વરતિ મારી પોંચી-બ્રહ્માંડને પાર, નાવે માયા કેરા માપમાં રે. ૫
બ્રહ્મઅગ્નિમાં બાળ્યાં જેણે બીજ રે, ઊગવાની તેને આશ ટળી રે;
નિરગુણ પદને પામી થઈ નિશ્ચિંત રે, જ્ઞાનગંગામાં હું જઇને ભળી રે. ૬
ત્રિગુણ ટાળી ખોયો જેણે આપ રે, બ્રહ્મ સઘળે તેણે ભાળિયો રે;
કહે અખો તું કર તેનું ભજન રે, જેને વેદાન્તે વખાણિયો રે. ૭

## પદ ૧૩૭ મું

સંત સેવો રે, ભાઇઓ સન્ત સેવો !
જો ઇચ્છો રામ હૃદયમાં રહેવો. ટેક

---

પ્રપંચ. પીયરપનોતી=પિયરમાં ભાઈભાંડુવાળી; પિયરમાં સુખ આપનારી. સાસરિયું=સાસરું. ગુરુવે=ગુરુએ.

**પદ ૧૩૬ મું:** સાર=તપાસ, કાળજી. ધીરપ=ધીરજ; ધીરપણું. ભુવન=ભવન, ઘર. અંબુ=પાણી. વૈરાટ=વિરાટ પરમાત્મા. દૃષ્ટે પડયું=દૃષ્ટિમાં આવ્યું. વરતિ=વૃત્તિ. જ્ઞાનગંગા=જ્ઞાનરૂપી ગંગા.

**પદ ૧૩૭ મું:** મહારત્ન=મોટું રતન. સેવે જ=સેવવાથી જ.

નીપજ ન હોય કશી એના પાખે,
સન્ત સેવે રામ પોતાના કરી રાખે. સન્ત૦
મહારત્ન મળે સેવે જ સાગર;
સન્તસમાગમ એવો રે આગર. સન્ત૦
જ્યમ અભ્રની ઓથ્યે વિદ્યુત ચમકે;
ત્યમ એ રામ મળે સંત ગુરુ કહે. સન્ત૦
જે જનને મહા ભવસાગર તરવો,
દૃઢ નૌકા સંતસમાગમ કરવો. સન્ત૦
જ્યમ ગભરુ દેખી ગૌરી દૂઝે,
ત્યમ હરિ ઇચ્છે તે તો હરિજન પૂજે. સન્ત૦
સોય પૂંઠે જ્યમ ચાલે દોરો;
ત્યમ હું ફરું જ્યાં સંત ફરે મોરો. સન્ત૦
સર્વોત્તમ મારા જન જ્ઞાની,
કહે હરિ ગીતા વાત નહિ છાની. સન્ત૦
કહે અખો શ્રીમુખ વાચક ગ્રહેશે,
તે સ્વામીને તત્ક્ષણ લહેશે. સન્ત૦

## પદ ૧૩૮ મું

સંત વહાલા રે મુને સન્ત વહાલા;
સન્ત સેવ્યા રે વિના જીવ ઠાલા. ટેક
રમણજમણ મારે સન્ત સાથે,
સન્ત સેવ્યા તેણે હું સહ્યો રે હાથે. સંત૦ ૧

---

આગર=આકર, ધામ. અભ્ર=વાદળું. વિદ્યુત=વીજળી. જ્યમ ગભરુ... પૂજે=જ્યમ કુમળી બાળકી (ગભરુ)ને જોઇને ગૌરી—ગોરમા દૂઝે છે—પ્રસન્ન થાય છે, તેમ હરિની ઇચ્છા કરતો હોય તેણે હરિજનની પૂજા કરવી. સોય...મોરો=જેમ સોયની પાછળ દોરો પરોવાઈને ચાલે છે, તેમ હું મારા સંતની સાથે ફરું છું.

**પદ ૧૩૮ મું**: રમણ=રમવું. હારદ=હાર્દ, મર્મ. સન્ત

સ્વજન કુટુંબ પરિવાર જન મારા;
હૃદે તણી વાત કહે નિરધારા. સંત૦ ૨
બ્રહ્મા આદે તેત્રીસ અઠ્યાસી,
તે ગુણવ્યાપાર જાણે રે ઉપાસી. સંત૦ ૩
હારદ મારું સન્ત જાણણહારા,
હું રહું નારદ સન્ત આધારા. સંત૦ ૪
ન કરે આશ કદાચ મુજની,
હું તે રાખું છાયા ભુજની. સંત૦ ૫
પરમવલ્લભ નહિ કો સન્ત સરખો,
સન્ત વડે રહું સદા હરખ્યો. સંત૦ ૬
ધર્મ, અર્થ, કામ, મોક્ષ ન ઇચ્છે,
ચિત્તરંજનની પેર અતિ પ્રીછે. સંત૦ ૭
વળી વળી નારદ શા ગુણ ગાઉં ?
જાણે અખો હું સમજી સરાઉં. સંત૦ ૮

## પદ ૧૩૯ મું

તું તારી જાત જાણે તો વારુ;
જાત જાણ્યા વિના જે જે કરવું, નહિ ઊગરે તે સારું. તું તારી૦ ૧
ધ્રુવતારાથી નવ ગ્રહે નીચા, નક્ષત્રમાળ સર્વે હેઠાં;
ફરે શિશુમાર ચક્ર પાંખડિયો, તે પદ દીસે ઘર બેઠાં. તું તારી૦ ૨
જોગ જગન જપ તપ તીર્થ કરતાં, ભલો ભાવીશ આ ભવમાં;
પૂર્ણપદની પ્રાપ્તિ પાખે, વહ્યો પંદર ને નવમાં. તું તારી૦ ૩

---

આધારા=સંતને આધારે. છાયા ભુજની=હાથની છાયા; આશીર્વાદ. ચિત્તરંજન=ચિત્તને પ્રસન્ન કરવું તે. સરાઉં=સ્તુતિ કરું.

પદ ૧૩૯ મું: વારુ=ઉત્તમ. નક્ષત્રમાળ=નક્ષત્રો—તારાઓ—ની માળા. શિશુમાર=એક તારાચક્ર. એ માટે જુઓ ભાગવત, પાંચમો સ્કંધ. પાંખડિયો=પાંખડીવાળો. જેની આગળ ધ્રુવ, નક્ષત્રમંડળ, અને શિશુમાર-ચક્ર પણ હેઠાં છે, તે પદ તને ઘેરબેઠાં મળશે. પંદર ને નવમાં=

રાજભ્રષ્ટ થયેલ કોય રાજા, પારકી વરતે વર્તે;
કુળક્રિયાથી પાખો પડિયો, અણુપદને આચરતે. તું તારી૦ ૪
જો જાણું તો જાણે મનવા, સકલ અર્થનો છેડો;
અખા અંત એણી પેરે આવે, ક્રાલજાલ નિવેડા. તું તારી૦ ૫

## પદ ૧૪૦ મું

હરિકું હેરતાં રે, સખી મેં રે હેરાણી;
સરિતા લીન ભઇ રે, સિન્ધુકુ વા હુલર પાણી. હરિકું૦ ૧
જયું ઘનસાર પવનકો પાવત, તાકી સૂરત સમાણી;
એસો મગન ભયો મન મેરો, કોઇ બુઝે ગુરુગમ ગ્યાની. હરિકું૦ ૨
જયું અંધેરો અર્ક દેખતાં, ગઇ નિજ દેહ બિલાની;
પ્રાપ્ત વસ્તુ અખા કહે એસી, સંગત ભયી હે પ્રાની. હરિકું૦ ૩

## સાંતીડાનું ભજન

## પદ ૧૪૧ મું

સાંતીડું જોડીને સમજાવિયે, રુડાં રામનાં બીજ લઈ વાવ.
દયા મયાના ડોળિયા પ્રાણી, પ્રેમનાં જોતર વાળ, પ્રાણી પ્રેમનાં૦
રાશ લેજે ગુરુજ્ઞાનની તારે, સંત પરોણો હાથ. સાંતીડું૦ ૧

---

ચોવીશ તત્ત્વોમાં, સંસારમાં. પાખે=વિના, સિવાય. રાજભ્રષ્ટ=રાજ્યથી ભ્રષ્ટ થયેલો. વરતે=વૃત્તિથી. વર્તે=આચરણ કરે. અનપદ=અન્ય—બીજું પદ; રાજપદને ન છાજે એવું પદ. અર્થ=પ્રયોજન, કામ.

પદ ૧૪૦ મું : હેરતાં=સૂક્ષ્મતાથી જોતાં. હેરાણી=સૂક્ષ્મતાથી જોવાઈ ગઈ. સરિતા=નદી. હુલર=ઊછળતાં, લહેરવાળાં. નદી સમુદ્રમાં ભળી ગઈ, અને સમુદ્રના જળની લહરી થઈ ગઈ. ઘનસાર=કપૂર. પાવત=પામે; પવનમાં ભળી જાય. અર્ક=સૂર્ય. બિલાની=વિલય પામી. પ્રાપ્ત વસ્તુ=બ્રહ્મ. સંગત=સાથે.

પદ ૧૪૧ મું : સાંતીડું=હળ. ડોળિયા=બળદ. જોતર=ધૂંસરી

પહેલી ગણુ પધોરની પ્રાણી, કાળનાં ગૂંડાં કાઢ, પ્રાણી કાળ૦
બીજી ગણુ બહુનામીની તારાં, પાપ સમૂળાં જાય. સાંતીડું૦
ત્રીજી ગણુ ત્રિભોવનની પ્રાણી, તૃષ્ણાબેડી ટાળ, પ્રાણી તૃષ્ણા૦
ચોથી ગણુ ચત્રભુજની તારાં, ખેતર આવ્યાં તાર. સાંતીડું૦
ત્રાટકની આવી વાવણી ભાઈ, સત્યની ઓરણી બાંધ, પ્રાણી સત્ય૦
પાંચ આંગળીએ પૂરજે તારે, લાખે લેખાં થાય. સાંતીડું૦
ઊગીને જ્યારે ઓળે ચઢયું પ્રાણી, વાડની મ કર ફેલ, પ્રાણી વાડ૦
ચારે દિશાએ રાખ સુરતા, એથી પાકશે રૂપારેલ. સાંતીડું૦
પોંક આવ્યો હવે પાકશે પ્રાણી, મનને મેડો નાખ, પ્રાણી મન૦
ગોફણ લેજે જ્ઞાનની ભાઈ, પ્રેમના ગોળા ફેંક. સાંતીડું૦
ઢાળિયો આવ્યો ઢાળવા પ્રાણી, ઢાળ ભરેલી થાપ, પ્રાણી ઢા૦
ખાઓ પીઓ ધન વાવરો, એનો ભોગ ભગવાનને જાય. સાંતીડું૦
ગાણું ગાજે હવે જ્ઞાનનું ભાઈ, હૈયાની હુંપદ હાર, પ્રાણી હૈયા૦
અખો ભગત કહે પ્રભુ ભજ્યા વિના, નહિ ઊતરો ભવપાર. સાં૦

## જીવન્મુક્તિ હુલાસ

### પદ ૧૪૨ મું

સતગુરુ ચરણે જઇ નમું, કહું જીવનમુક્તિ હુલાસ;
સ્થૂળ સૂક્ષ્મ કારણ નહિ, નહિ મહાકારણમાં વાસ.

---

સાથે જોડવાનો પટો. રાશ=દોર. પરોણો=બળદને ચલાવવા માટે આરવાળી લાકડી. ગણ=ગણતી. પધોરની=પ્રધોરણી, ચાસ. કાળનાં ગૂંડાં કાઢ=કાળનાં થડિયાં ભાંગ. ચત્રભુજ=ચતુર્ભુજ, ચાર હાથવાળા ભગવાન. આવ્યાં તાર=શુદ્ધ—ચોખ્ખાં થયાં. ત્રાટકની વાવણી=એક બિન્દુએ ચિત્તને સ્થિર કરવારૂપી વાવવાની ક્રિયા. ઓરણી=ઓરવાની ક્રિયા. પૂરજે=પૂરણી કરજે. ઓળે=આવલિ, હાર. મેડો=માળો. ફેલ=ફિતૂર. ઢાળિયો=મોલ ઢાળનાર, કાપનાર. વાવરો=વાપરો.

**પદ ૧૪૨ મું:** હુલ્લાસ=ઉલ્લાસ, ભાગ, પ્રકરણ. જીવન્મુક્તિ

પંચ કોશપર જાણ છઉં, ત્રણ અવસ્થાતીત;
સાક્ષીરૂપે દ્રષ્ટા થઈ રહ્યો, એવું સુખ સ્વરૂપ છે નિત. ૨
રવિ શશિ તારાને ગમ નહિ, નહિ કાળ કરમને પ્રમાણ;
સોહંપદ પોતે સહી, સેવે નારદ સનક સુજાણ. ૩
સુખસ્વરૂપમાં મહાલતાં, થયું સ્વરૂપ સાક્ષાત્કાર;
વિધિનિષેધનો સંશય ટળ્યો, મન વિલસ્યું બ્રહ્માકાર. ૪
બ્રહ્માકાર વિચારતાં, સરવે દ્વૈતભાવના જાય;
સોહં બ્રહ્માનંદ અનુભવે, તો વસ્તુ યથારથ થાય. ૫
તત્પદ ત્વંપદ અસિપદ આવે, મલિન માયા જાય;
જીવને શિવ વિચારતાં, પોતે પોતામાંહી સમાય. ૬
પોતામાં પોતે થિયા, એવા અદ્વૈત આતમરામ;
કલ્પના કોઈ લાગે નહિ, પોતે પોતાને નિજધામ. ૭
વાણી ન પોંચે વૈખરી, જ્યાં વેદ ન પોંચે ચાર;
ગુરુગમે એ પદ પામિયે, જો અનુભવ હોય લગાર. ૮
અનુભવે જે પદ પામિયે, તે પદ છે તુરીયાતીત;
પોતે કહ્યું પોતે સાંભળ્યું, એવી દૃઢ અનુભવની રીત. ૯
આકાશથી આઘેરડું, વળી પાતાળમાં ભરપૂર;
પિંડ બ્રહ્માંડે વ્યાપક સદા, નહિ નિકટ ને નહિ દૂર. ૧૦
જીવન્મુક્તિ હુલાસને, કોઈ ધારે રુદિયા માંય;
કહે અખો અવિગત કથા, તેને જીવન્મુક્તિ થાય.* ૧૧

---

જીવતાં મુક્તિ. પંચકોશ=અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય એ પાંચકોશ. એ કોશોથી પર–ઊંચા–તે બ્રહ્મ. મલિન=મેલી. વૈખરી=મુખની વાણી. તુરીયાતીત=તુર્યા અવસ્થાથી પર. નિકટ=પાસે. અવિગત=અવ્યક્ત બ્રહ્મ.

# સોરઠા

## રાગ હાલારી દૂહા

અખા આશ્ચર્ય એ જ, આપે ન લહે આપને;
છે ત્યાં તેહનો તે જ, જાણીને જૂજવો રમે. ૧
જો દીસે જગનાથ, તો જક્ત ન દીસે જંત અખા;
લક્ષ લાગ્યો સૂર સાથે, ધૂમ ન દીસે ધામ રવે. ૨
સાધ્યા વિના શર જાય, સો વાટે શોધતો ફરે;
વેણે એક વેધાય, અનેક લાગે એકે અખા. ૩
પ્રીછ્યા વિના પીડાય, મનનાં માર્યાં માનવી;
ધામ મૂકીને ધાય, અખેપદ ઓળખ્યા વિના. ૪
લેહે લહીજે લાભ, અણલહે અવળું અખા;
અંબુમાંહે આભ, ભાસે પણ ભરમે કરી. ૫
અખા અણમળતી વાત, મેળવી લ્યો રે માનવી;
ઘેલા ચૂકો ઘાત, તો પસ્તાશો પાછળ થકી. ૬
મન મૂકે આધાર, વળગ્યું પામે વેદના;
આકારનો આધાર, સાર સરવનું તે અખા. ૭

---

(આ અર્થમાં જે આંકડા છે, તે સોરઠાના અંક છે.)

૨. જક્તનાથ=જગતનો નાથ. જંત=જંતુ, માણુસ. સૂર=સૂર્ય. ધૂમ=ધુમાડો. ૩. શર=બાણ. ૪. ધાય=દોડે. ૫. અંબુ=પાણી. આભ=આકાશ. ૬. ઘાત=રીત. ૭. આધાર=ટેકો–સર્વ આકારનો આધાર, પરમાત્મા. વેદના=દુઃખ, પીડા.

મનનું મૂકે માન, અજાણ ચાહે જાણવા;
સદ્‌ગુરુકેરી સાન, મરજીવા મહાપદ વસે. ૮
મનડા! મોટી વાત, આકાશ આઘેરું ચાલવું;
ગુણશું રમવી ઘાત, અલગ આપોપું ઓધરે. ૯
ત્રિગુણ પેલે તીર, મહાજનનો મેળો તિહાં;
વિધિનિષેધે વીર, ભરાણે ભૂલો પડે. ૧૦
આધારે આધાર, વળગ્યો પામે વેદના;
અહંતા થાય અપાર, એકાતીત અનુભવ ખરો. ૧૧
જુએ વિચારી જાણ, મૂરખ મર્મ લહે નહિ;
મહાપદમાં મેલાણ, કરી જાણે કોઈક અખા. ૧૨
સૂધું જાણે સંત, જયમ છે દૈવત દેહમાં;
અહંતા કેરો અંત, આણી જાણે કોઈક અખા. ૧૩
રાજસ કેરી રીત, પ્રીછે નહિ પરિગ્રહને;
નમવા કેરી નીત, સેવે નહિ તે સંતને. ૧૪
અજ્ઞાને અહમેવ, ચડ્યું મન ચીને નહિ;
દિલમાંહીંનો દેવ, રહ્યો અજાણ્યો અંધને. ૧૫

---

૮. માન=અભિમાન. અજાણ=જાણમાં ન આવેલું પરબ્રહ્મ. સાન=ઇશારત; સંજ્ઞા. મહાપદ=બ્રહ્મનું મહાન પદ. ૯. ગુણશું=ગુણ સાથે. ઓધરે=ઊગરે, ઉદ્ધરે. ૧૦. ત્રિગુણ=ત્રણ ગુણ—તેમને પેલે તીરે મહાજનોનો મેળાપ થયો છે. મહાજનો—મોટા પુરુષો ત્રિગુણથી પાર ગયા હોય છે. વિધિનિષેધમાં જે વીર ભરાઈ પડે છે, તે ત્યાં ભૂલો પડે છે. ૧૧. જે આધારનો આધાર લે છે, તે વેદના પામે છે. પણ જે નિરાધાર–નિરાલંબ પરમાત્માનો આધાર સેવે છે, તેઓ સુખિયા થાય છે. અહંતા=અભિમાન, હુંપણું. એકાતીત=એકથી પાર, બ્રહ્મ. ૧૨. જાણ=જાણકાર. મર્મ=રહસ્ય. મેલાણ=મુકામ. ૧૩. સૂધું=સીધું. દૈવત=દેવપણું, શક્તિ. ૧૪. રાજસ=રજોગુણ. નીત=નીતિ. ૧૫. અહમેવ=હુંપણું. ચીને=ચિંતવે, વિચારે. અંધને=આંધળાને.

રાજસતાની રજ, આવી પેઠી આંખમાં;
તેણે થયો અકજ, શુદ્ધ વસ્તુ અવિલોકવા. ૧૬
શીશ નમે નહિ નેટ, હરિ જાણી હરિજનને;
તો વિધિસંઘાતે વાત, કોણ દેખાડે દેહપર? ૧૭
અહંકારે થઈ આડ, પ્રભુ ન પેખ્યો પાસથો;
જન્મ ન ભાગી જાડ, અખા આયુષ એળે ગયું. ૧૮
નર ન લહે નિર્વાણ, સંતસંગ કીધા વિના;
વસુધાની વિધ્ય જાણ, નીર વિના નીપજ નહિ. ૧૯
ધન જોબન અધિકાર, વર્ણાશ્રમ એ આડ છે;
શઠ જાણે શણગાર, કંઠે શલ્ય સોનાતણી. ૨૦
જાણ ન થાઇશ જંત, નાનો થઈ નરને નમે;
તો તુજ મળશે તંત, અખા આતમ પામવા. ૨૧
નર નારાયણ એક, અનુભવતાં દીસે અશું;
ગુરુમુખ જ્ઞાન વિવેક, કરી જાણે કોઈક અખા. ૨૨
મોટી કળ મહારાજ, જીવરૂપે જગદીશ તું;

---

૧૬. રાજસતા=રજોગુણ. રજ=કચ્ચર, ધૂળ. અકજ=અકાર્ય, નકામો. અવિલોકવા=જોવા. ૧૭. નેટ=નક્કી. વિધિસંઘાતે=વિધિપૂર્વક. દેહપર=દેહની પાર રહેલા પરમાત્મા; અથવા દેહથી ઉપર. ૧૮. આડ=અટકાયત. જાડ=જડતા. ૧૯. નિર્વાણ=મોક્ષ, ઉદ્ધાર. વસુધા=વસુ–દૈવત–ને ધારણ કરનારી પૃથ્વી. વિધ્ય=રીત, વિધિ. નીર=પાણી. નીપજ=ખેતી. ૨૦. શઠ=લુચ્ચો. કંઠે શલ્ય=ગળામાં પાણાની સેલ. ૨૧. જાણ=જાણકાર. જંત=હે જંતુ! હે મનુષ્ય! નર=હરિજન, પુરુષ. તંત=તંતુ, સૂત્ર. ૨૨. નરનારાયણ એક=નર (આત્મા) અને નારાયણ (પરમાત્મા) એ બંને એક જ છે. નરઋષિ એ નારાયણના સખા છે. સરખાવો=**नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।**' અશું=એવું. ગુરુમુખ=ગુરુની વાણીથી.

તું કરે તારાં કાજ, આપે ન લહે આપને. ૨૩
એ ઠગ તોરી ત્રિકમ, તું જીવ થઈ પડ્યો જાળમાં;
હું કોને કહું કચમ, જો પોતાથી કોઈ પર નહિ. ૨૪
સહેજે થિયો આ દેહ, તહાં સહેજે અહંતા ઊપની;
તેનાં કલ્પ્યાં એહ, આતમા પરમાત્મા. ૨૫
અવળું છે નિજ આપ, જો સેહેજે પાછો ફરે;
તેહેનો ન થાયે થાપ, પ્રીછતણી પરતીત છે. ૨૬
આપ વડે જો આપ, ચિત્તે ઘડ્યું ચળે અખા;
માપ માંહી અમાપ, આણ્યે તાં આવે નહિ. ૨૭
ઘટમાં નાવે ગંગ, આવે તો જળજાહ્નવી;
તો હોય સાંગોપાંગ, જો ઘટ સમાયે ગંગમાં. ૨૮
શાસ્ત્રતણો કહું સાર, તે સદ્‌ગુરુબાલ શ્રવણે ધરે;
કેસરી કેરો આહાર, જંબૂકને જરે નહિ. ૨૯

---

૨૩. કળ=કળા. કાજ=કાર્ય, કામ. જગદીશ—જગતના ઈશ્વર—પરમાત્મા જ જીવરૂપે થયા છે. જીવ ઉપાધિમુક્ત થાય છે, એટલે તે આત્મા છે; અને એ આત્મા તો પરમાત્મા છે. લહે=ઓળખે. ૨૪. ઠગ=છેતરામણી. જાળમાં=ઉપાધિયુક્ત પ્રપંચમાં. હે ત્રિકમ! તું જીવરૂપે થયો છે. બાકી, તું પરમાત્મા જ આત્મા છે. આ તો તારો લીલાખેલ છે. પર=બીજો. ૨૫. સહેજે=આપોઆપ. ઊપની=ઉત્પન્ન થઈ. આત્મા ને પરમાત્મા એવા ભેદ તો આ દેહમાં જે અહંતા ઊપજી છે તેને લીધે છે. ૨૬. પરતીત=પ્રતીતિ. ૨૭. ચળે=ખસે, ચાલે. માપ...નહિ=અમાપ એવા પરમાત્મામાં કોઈ રીતેય માપ આવી શકે એમ નથી. એમાં કોઈ સીમા કે પાળ બાંધી શકાય નહિ. ૨૮. જળજાહ્નવી=ગંગાનાં જલ. જો ઘડો ગંગામાં સમાઈ જાય, તો તે ગંગાજલથી પૂરો ભરાઈ જાય. ૨૯. શ્રવણે ધરે=કાને લે, હૃદયમાં ઉતારે. કેસરી=સિંહ. જંબુક=શિયાળ. જરે=પચે.

વહેતે વહે સઉ લોક, કરતાં દેખી સઉ કરે;
પણ સલિલ તણો સંતોષ, અખા ના હોય ઓસથી. ૩૦
શુક સનકાદિક સંત, જે જાણી શીતળ થયા;
તે જાણો રે જંત, અણપૂછ્યું અખો કહે. ૩૧
આકાશ આઘેરો રામ, કોઈ એક વિરલો જઈ શકે;
બીજા સર્વ હિયે નામ, સૂધું મન સમજે નહિ. ૩૨
આપે આપ અનંત, અરૂપી રૂપે રમે;
કો સૂધું સમજે સંત, જે આપોપું ટાળે અખા. ૩૩
સમજવોહોણું સહાય, મનગમતું એ માનવી;
અખા અંતર થાય, અહંતાનો આપા મધ્યે. ૩૪
અલવેશું ઓળખાય, કાયાકલેશ કીધા વિના;
નહિ તો જુગજુગ જાય, અથડાતાં પાછો અખા. ૩૫
જ્યાં પોતે કરે પ્રકાશ, ત્યાં ઉદ્યોત આફણિયે હોય અખા;
નહિ તો બારે માસ, કાયાકલેશ કરતો રહે. ૩૬
પોતે પરબ્રહ્મ રાય, ઊગી નીકળે આપશું;
ત્યાં અજવાળું થાય, કહે અખો કોય શું કરે? ૩૭
હું વાર્યો હરિરાય, તું ત્રિકમ તે સ્થિર રહ્યો.
જ્યમ ઝલકે કંચન થાય, લિંગ જાયે લોઢાતણું. ૩૮

---

૩૦. સલિલ=પાણી. ઓસ=ઝાકળ. ૩૧. શીતળ=ટાઢા, તૃપ્ત. ૩૨. કોઈ વિરલો જ આકાશથી પાર રહેલા રામને પહોંચી શકે છે. બીજા તો માત્ર નામ જ લે છે, તેમનું મન સીધું સમજતું નથી. ૩૩. અરૂપી...રમે=અરૂપી—રૂપરહિત, રૂપથી પાર એવા પરમાત્મા રૂપમય પ્રપંચમાં રમે છે. ૩૪. સહાયે=પકડે. માનવી=માણસ. ૩૫. અલવેશું=સહેલાઇથી, સહજ. ૩૬. ઉદ્યોત=પ્રકાશ. આફણિયે=આપોઆપ. જ્યાં સ્વયંજ્યોત અનુભવાય છે, ત્યાં આપોઆપ પ્રકાશ રહે છે. કાયાકલેશ=કાયાને કષ્ટ. ૩૮. વાર્યો=ટાળ્યો. કંચન=સોનું. લિંગ=ચિહ્ન.

સ્વામી સર્વાવાસ, સભર ભર્યો સઘળે મળે;
દોહેલો મળવો દાસ, ભલભેદુ ભગવંતનો. ૩૯
પ્રગટ મળે પ્રભુ રાય, છપી છાનો ક્યાં રહે?
સહુ અજ્ઞાને અથડાય, આપે આપ ના ઓળખે. ૪૦
વેત્તા વડે સંસાર, જે સમ્યક્ સ્વામીને લહે;
નર ન મળે ઠારોઠાર, અભોગના ભોક્તા અખા. ૪૧
કહેતા કવતા ક્રોડ, સેવંતા શુચિ રહે ઘણા;
પણ આપા કેરી ઓટ, અંતરથી ન ટળે અખા. ૪૨
મન જાણે નિર્વાણ, પદ પહોંચ્યો પાધરો;
જગત કેરી જાણ, અંતરમાં આમય અખા. ૪૩
અતિ આછી અજા ય, સુભાવ સરખી થઇ રહી;
પુરુષે નવ પ્રિછાય, અખા અંતર રહી આવરી. ૪૪
જતને જાડો થાય, વણજતને વણસે અખા;
બેહુથો અળગો ઉપાય, જો આપોપું ઓળખે. ૪૫
જતને ન ટળે જીવ, મન થાયે માતું અખા;
સમ્યા વિના સદૈવ, ભોગી ભોજ ટાળે નહિ. ૪૬
દેહ દમતે દૈવાત્, કદાચ પડે જો પાધરું;
તો પહોંચે પંચરાત્ય, સબળ સુખ શૂર લોકનું. ૪૭
કર્મી કર્માધીન, વિધિ શંકરે ટળે નહિ;
અખા અમલ અક્ષીણ, એ ભખે કરે એને ભખે. ૪૮

---

૩૯. સર્વાવાસ=સર્વ સ્થળે રહેનારો. દોહેલો=દુર્લભ. ભલભેદુ=સારો જાણનારો. ૪૦. છપી=છુપાઈ. ૪૧. વેત્તા=જાણકાર, બ્રહ્મને જાણનાર. સમ્યક્=સારી રીતે. લહે=ઓળખે. અભોગ=છેક છેલ્લો આંક. ભોક્તા=ભોગવનાર. ૪૨. ક્રોડ=કરોડ. શુચિ=પવિત્ર. ઓટ=ખામી, આડ. ૪૩. આમય=દુઃખ, રોગ. ૪૪. અજા ય=માયા પણ. સુભાવ=સ્વભાવ. આવરી=ઢાંકી. ૪૭. દમતે=દમન કરતાં. દૈવાત્=કદાચ, દૈવયોગે. ૪૮. વિધિ=બ્રહ્મા. ભખે=ભક્ષે.

સઘું સાંગ ન થાય, વિધિમાંહે વિઘન પડે ખરાં;
ધમ્યું ધૂપ્યું વાય, અખા અંતે જાયે સહી. ૪૯
આશાએ કરે ઉત્તમ, પણ મધ્યમ નીપજે માંહેથી;
લૂખસ મીઠી જેમ, ઘરડે તેમ ઘારાં પડે. ૫૦
વસને વંઠયો જંત, કરમ હીંચોળે હીંચતો;
સતકરમે સ્વર્ગ પામંત, પણ પડે પાતાળે પાછુએ. ૫૧
અજ્ઞાને અથડાય, જેવા જીવ વૈકુંઠ લગે;
પાછા પ્રથવીમાંય, જેમ આવ્યા તાજે વિજે. ૫૨
કર્મ વિન કેશવરાય, આવી અવનિ અવતરે;
તો કર્મે કરી જે જંત જાય, તે આવે આશ્ચય કશું ? ૫૩
જ્યાં છે જાત્ય અજાત્ય, પંથ તાંહાં પંથી ખરો;
એ ગુણગોલકની વાત, પણ મહાનિધનું માહાતમ પરું. ૫૪
ઇચ્છા અમર છે લિંગ, મરી ન જાણે રસભરી;
છે ઇશ્વરનું અંગ, જ્યમ મરતક નખ જીવતા વડે. ૫૫
જે મહાનિધ હવો મગંન, તેને પંથ પાંગરવું નહિ અખા;
ભ્રમઘટ થયો ભગંન, મહા આકાશે મળી ગયો. ૫૬
મહાનિધ્ય મોટી વસ્ત, કૈવલ્ય કારણ કહે અખો;
તેને નહિ ઉદય ને અસ્ત, સ્વે સહોદિત શિવ સદા. ૫૭

---

૪૯. ધમ્યું...સહી=અગ્નિ પ્રકટાવ્યા અને ધૂપ કર્યા, તે આખરે ચોકસ વાયરે તણાઈ જાય છે, નકામાં જાય છે. ૫૦. ઘરડે=ઘવડે. ઘારાં=છાલાં, ચકામાં. ૫૧. વસને=વ્યસનથી. પાછુએ=પાછો. ૫૩. અવનિ=પૃથ્વી. કેશવરાય=ભગવાન. ૫૪. જાત્ય અજાત્ય=જાતિ અને અજાતિ. પંથ=માર્ગ. પંથી=વટેમાર્ગુ. ગોલક=ગોળ ફરવાની જગ્યા. મહાનિધ=મહાનિધિ, ભગવાન. પરું=આઘું. ૫૫. મરતક=મડદું. ૫૬. મગંન=મગ્ન. પાંગરવું=જવું, ફેલાવું. ભગંન=ભગ્ન. ભ્રમરૂપી ઘડો ભાંગી ગયો; ઘટાકાશ મહાકાશમાં મળી ગયું.

ઇશ્વર તેનું અંગ, ચૌદ લોકે છે ચેતના;
ઇચ્છા લહીજે લિંગ, મધ્યે મિથ્યા જીવ હું. હું કરે. ૫૮
જ્યમ દહતો જાયે દાર, કાષ્ઠભાગ ઊડે અખા;
ધૂમ કરે અંધકાર, એવો સો જંતુ જાણવો. ૫૯
જીવ નથી નિર્વાણ, ઇશ્વરતા વ્યાપી અખા;
ચાલે ચારે ખાણ, પણ ચેતનતા ચેતનતણી. ૬૦
અહર્નિશ ચાલે ચાલ, ઉડુગણ ઉડુપતિ અર્ક જ્યમ;
તે ખ્યાલીનો ખ્યાલ, ચક્રભેદ શિશુમારનો. ૬૧
જીરણ જંત્ર કો કાલ, કહી ન જાયે કલપના;
કો ભેદુ કહે ભાલ, તો સમ્યક્ સમજે અખા. ૬૨
સમજ્યે સર્વ અંધેર, જાય અખો કહે મૂળથી;
માયા મોટો મેર, ખોદંતો ખૂટે નહિ. ૬૩
અજા મ મૂકીશ મન, લેઈશ મા લાલચ કરી;
તું તારું ન ગણીશ તન, ત્યારે ગોફણ સહિત ગોળો ગયો. ૬૪
ભાઇઓ ભવસંતાપ, ભાત્ય દેખી જે ભૂલવું;
અક્ષર અમાણું આપ, આઠે પહોર અખો કહે. ૬૫
ભાતે ભૂલી રહ્યા, બ્રહ્માદિક ભવ ભૂપતિ;
અનંત ઊગરિયા, જે પોત જાણી પોતે રહ્યા. ૬૬
પ્રપંચ તણો પરમાદ, પંડિત પાખી નવ શકે;
છે સદ્‌ગુરુને સાધ, નહિ તો શલ્ય શોધ્યું બેસે નહિ. ૬૭

---

૫૯. દહતો=બાળતો. દાર=દારુ, લાકડું. કાષ્ઠભાગ=કાઠીનો કકડો. ધૂમ=ધુમાડો. ૬૦. ચારે ખાણ=ચારે યોનિ. ૬૧. અહર્નિશ=હમેશ. ઉડુગણ=તારાનો સમૂહ. ઉડુપતિ=નક્ષત્રનાથ ચંદ્ર. અર્ક=સૂર્ય. ચક્રભેદ શિશુમારનો=શિશુમાર નામના તારાચક્રનો. ૬૨. ભાલ=ભાળ, તપાસ. ૬૩. મેર=મેરુ. ૬૫. ભવસંતાપ=સંસારનું દુઃખ. અમાણું=ઊણું, ઓછું. ૬૬. ભૂપતિ=રાજા. ભવ=સંસાર. ૬૭. પરમાદ=પ્રમાદ. પાખી=પરખી. શલ્ય=સળ.

ગ્રંથિ ગાંઠ સહેજ, માંહે ધાંધા થાતે ગળે પડી;
તે સાધને શિથલ ન થાય, ને ઘટ થઇને નરને નડે. ૬૮
પાણીએ પેચ બંધાય, પાંચે મળી જે પરઠિયો;
છે છઠાની છાય, પણ તું છપી છતો થયો. ૬૯
જીવ તણી જંજાળ, જીરણ થાતાં ઝાઝી વધે;
તે ગુરુ ટાળે તતકાળ, શેષ ન મળે શોધતાં. ૭૦
માયાએ ગરસ્યું મંન, તે મૂળ થકી મૂકે નહિ;
જ્યાં જેવું થાયે મંન, ત્યાં તેવી થઇ પરભવે. ૭૧
નિગમ કહી ગયા નેત, તેણે ઘણા પશુ ધાંધલ પડ્યા;
પણ હાથ ન આવે હેત, વહ્યાં વચન વાડવતણે. ૭૨
વાડવતણે વચંન, ભ્રમ્યા તે ભવ નવ તરે;
જે ડહેકાણા દંન, તે ઠરી ઠામ બેસે નહિ. ૭૩
શૂન્યતણું જે સાર, તે સંતે સમજ્યું સાનમાં;
ત્યારે અંગતણું અતિબલ, અલપાણું અખો કહે. ૭૪
મંન તણું મેલાણ, મહાપદમાંહે જે હવું;
તેને જીવ ન જાણે જાણ, જેમ પંખી પદ લાધે નહિ. ૭૫
કળ રાખી કિરતાર, હાથ પોતાને હેતની;
કોઈ ભેદુને કહી ભાળ, ખટદરશન રહ્યાં ખોળતાં. ૭૬

---

૬૮. ધાંધા થાતે=ગભરાતા. ગળે પડી=વળગી. શિથલ=ઢીલી. ૬૯. પેચ=આંટો, પ્રપંચ. છઠ્ઠો=પાંચ તત્ત્વોથી અળગો પરમાત્મા. ૭૦. જીરણ=ઘરડી, જૂની. ૭૧. ગરસ્યું=ગ્રસ્યું. પરભવે=કાયર કરે. ૭૨. નિગમ=વેદ. નેત=નેતિ. ધાંધલ=ગભરાટમાં, ભ્રમમાં. વાડવ=બ્રાહ્મણ. હેત=સહજ. ૭૩. ભવ=સંસાર. ડહેકાણા=દ્વિધામાં પડી ભટક્યા; દિશા ભૂલ્યા. દંન=દિવસ. ૭૪. અલપાણું=અલપાઈ ગયું, નાશ પામ્યું. ૭૫. મેલાણ=મુકામ, છેલ્લું મૂકવાનું સ્થાન. મહાપદ=બ્રહ્મ. જાણ=જ્ઞાન. ૭૬. કિરતાર=કર્તા, પરમેશ્વર. ભાળ=તપાસ, ખબર.

આપાપણું અહમેવ, આઠે પહોર અટકી રહ્યા;
એ જ અજાનો ભેવ, જે કાળે સાહ્યા કલ્પે કરી. ૭૭

ન લહી આતમરીત, ઉપરછલે વળગી રહ્યા;
તેને પોતે નહિ પરતીત, ભાતે ભૂલ્યા ભવ ભમે. ૭૮

જાણપણે ન હોયે પાર, પણ વધતામાં વાધ્યું મને;
મૃગતૃષ્ણાનું વાર, તરવા તાં શાં તૂમડાં. ૭૯

ક્યાં બંધાણો કીર, જે કાયાકલેશને ભોગવે;
વિધિ ન સમજ્યો વીર, ચૂડ ભવ સાથે ભરી રહ્યો. ૮૦

ઊલટ પડચે આકાશ, અવળું લાગ્યો દેખવા;
જ્યારે પડ્યો ફરતે ને પાસ, ત્યારે સ્થળને જાણ્યું જળ હશે. ૮૧

પોત પિયારું ન હોય, ભાત તો પાડી પડે;
કાળતણું ક્રત્ય જોય, અખો તેણે અટકે નહિ. ૮૨

જે થાયે તે જાય, વણુથયું વણુસે નહિ;
જેમ ઘાટ ગળ્યે ઘડાય, પણ સોનું તે સરખું સદા. ૮૩

હેમતણું જે હીર, ઘાટ ઘણેરું જાણવું;
છે શોભાકેરી સીર, નહિ તો માટી કરી માને સહુ. ૮૪

---

૭૭. અહમેવ=હું જ, અવશ્ય, હુંપણું. આઠે પહોર=સદા. અજા=માયા. ભેવ=ભેદ, રહસ્ય. કલ્પે=વિચારે, સંકલ્પે. ૭૮. પોતે=પોતમાં, આત્મામાં. પરતીત=પ્રતીતિ. ભાતે=ભાતમાં. પોતને નહિ ઓળખે, ભાતમાં ભટક્યા કરે છે. ૭૯. મૃગતૃષ્ણાનું વાર=ઝાંઝવાનું જળ. ૮૦. કીર=પોપટ. વિધ્ય=વિધિ, રીત. ચૂડ=પકડ, બાથ. ૮૧. ઊલટ પડચે=ઊલટો પડવાથી. ચિદાકાશને બદલે ઘટાકાશમાં પડવાથી તું ઊંધું જોવા લાગ્યો છે. આમ તું ફરતા પાશમાં પડયો, તો જ્યાં પરમાત્મારૂપી સ્થળ હતું, ત્યાં તને અંતઃકરણરૂપી જળ દેખાયું! ૮૨. પિયારું=પારકું. ક્રત્ય=કૃત્ય; કામ. ૮૪. હેમ=સોનું. હીર=સત્ત્વ. સીર=માથું, શ્રેષ્ઠ.

નિરગુણનો ગુણ જીવ, જેમ ચેતન્ય જીવન જીવનું;
દ્વૈત વિના કુણ કહે શિવ, વિમળી એક અખો કહે. ૮૫

સદ્‌વિચારે સાર, વણવિચારે વણસતું;
શ્રીફળ કેરો આહાર, બાધુ કરડે કાચલાં. ૮૬

પરમાણ્યે પરપંચ, રજ માત્ર રહે નહિ;
સાધે આણે અંત, અહકું વધે અખો કહે. ૮૭

અરથતણું અંધેર, અને ધામારાં સહુકો ધમે;
છઠ્ઠીને ચડિયા ફેર, પડવીને કોઇ પ્રીછે નહિ. ૮૮

જગતનું જંજાળ, સાચું કહેતાં સઉ વઢે;
સરપ સ્વભાવે કાળ, દૂધ પાય તેને ડસે. ૮૯

શું કહું શ્રીધર આજ, જાણીને જ્યમ ત્યમ થયો;
મધ્યમ તું મહારાજ, ઉત્તમ તું જ અખો કહે. ૯૦

થડનો થાપ ન થાય, શાખા પાંચે પાંગર્યો;
સીંચાયે ન સીંચ્યો જાય, અવિગત વૃક્ષ અખો કહે. ૯૧

અહંકારી નો—ચે હેજ, જે નામ રૂપે રંજના;
પાર ન પામે તેજ, પ્રજ્ઞારહિત પામર મતિ. ૯૨

---

૮૫. વિમળી=નિર્મળ. ૮૬. શ્રીફળ=નાળિયેર. ૮૭. પરમાણ્યે=નક્કી કરવાથી. રજમાત્ર=જરા પણ. ૮૮. ધામારાં...ધમે=છાજિયાં લે. છઠ્ઠી...ફેર=છઠ્ઠી—ભાગ્યદેવીના ફેરમાં ચડ્યા. છઠ્ઠીના લેખ પ્રમાણે થવા માંડયું. બધા 'છઠ્ઠી'ના ફેરામાં પડ્યા છે, પણ 'પડવી'—કાલનો પણ કાલ એવી આદ્યશક્તિ—ને કોઇ પ્રીછતું નથી! ૮૯. કાળ=કાળ જેવો ભયંકર, મૃત્યુરૂપ. ડસે=ડંખ દે. ૯૦. શ્રીધર=શ્રી–લક્ષ્મી–ને ધારણ કરનારા, ભગવાન. ૯૧. શાખા પાંચે=પાંચ-તત્ત્વરૂપી ડાળીઓથી. પાંગર્યો=ફેલાયો, વિસ્તાર પામ્યો. સીંચાયે ન સીંચ્યો જાય=એને સીંચવામાં આવે, તોપણ એ સીંચાતો—પોષાતો નથી. અવિગત=અવ્યક્ત બ્રહ્મ. ૯૨. હેજ=હેત. રંજના=પ્રીતિ. પ્રજ્ઞારહિત=જ્ઞાન વિનાનો. પામરમતિ=ક્ષુદ્ર બુદ્ધિવાળો.

જો સાચું તો શું જાય, જો જૂઠું તો શું ટળે?
અખા એ સર્વ માય, ચિત્રચળક ચૈતન તણી. ૯૩
દીઠે જે ડહેકાય, સુણે સાધે સાધના;
તેને ક્લેશ ન ટળે કાય, ભવન ભોગ ભૂરનો. ૯૪
તિમિર તણો ન હોયે ત્યાગ, આપ ઉદ્યોત થયા વિના;
પ્રકૃતિ પુરુષ વિભાગ, જાણે અરથ અખો કહે. ૯૫
નયણે જે નિરખાય, શ્રવણે જે સુણી શકે;
તે માયાનો મહિમાય, ચૈતન પુરુષ તું જાણજે. ૯૬
સેજે મળે સંજોગ, જીવ નામ તેનું ધરે;
ભાત પડયે થાય ભોગ, ભાત ભોગ બેઉ અણછતાં. ૯૭
છતું અણછતું થાય, અણછતું આગળ કરે;
છતું અણછતાને ગાય, લહે અર્થ અખો કહે. ૯૮
અરથે થાય અનર્થ, પણ માનવ કો માને નહિ;
સઘળું થાયે વ્યર્થ, મને માન્યું બુધ્યે ઘડયું. ૯૯
સૂક્ષ્મ કારણ સ્થૂળ, અનુક્રમે પાંચે ખરાં;
રહ્યાં છે નિર્મૂળ, ચૈતન વિષે તત્ત્વને. ૧૦૦
સ્થૂળ ને વળી સૂક્ષ્મ, કારણ મહાકારણ ભૂત છે;
જ્યાં અધિકાર છે જ્યમ, ત્યાં તેહ વિષે રહે. ૧૦૧
અખા અનેરી વાત, માનવ કો માને નહિ;
ધર્યે ન મળે ઘાત, પડે પિંડ બહુ પૂછશે. ૧૦૨

---

૯૩. માય=માયા. ચિત્રચળક=ચિત્રના જેવી ચળક—ઝળકાટ. ૯૪. ડહેકાય=દ્વિધામાં પડે. ભવન...ભૂરનો=ભવન—સ્વર્ગાદિ સ્થાનોનો ભોગ ભોગવતો. ૯૫. તિમિર=અંધકાર. ઉદ્યોત=પ્રકાશ. અરથ=પ્રયોજન. ૯૬. નયણે=આંખથી. નિરખાય=જોવાય. ચૈતન્ય પુરુષ=પરમાત્મા. ૯૯. અનર્થ=ખોટો અર્થ, નુકસાન. વ્યર્થ=નકામું. ૧૦૦. નિર્મૂળ=મૂળ વિનાના.

તાજી તીક્ષણુ ધાર, અડતામાં અળગું કરે;
તેમ શેષ ન રહે સંસાર, જો વજા વાગે કો વીરનું. १०३

મુક્તિ માની થયો બંધ, પછી બંધે મુક્તિ મોંઘી કરી;
ધારી ચાલ્યો ધંધ, ધા છૂટે સ્વેધામ છે. १०४

બંધૂકે બહુ જાત, અવાજે ઊડે ઘણા;
પણ સિંહ ન મેલે નાત, શબ્દ સુણી સામો ધસે. १०५

અનુભવ કેરો અર્થ, કો ધીરજવાન ધરી શકે;
પણ, મૂઢને આવે મર્ત્ય, ભટકયા ભય પામે ઘણું. १०६

જે બોલું તે જાણ્ય, શૂન્યમાંહે સરવે શમે;
ધ્યે ધ્યાતા વિના વાણ્ય, લક્ષ લાગી લાખે લહે. १०७

સમજવા નહિ કોય, શું સમજે સાનું નહિ;
સદ્ય સમાણ્યાં હોય, ત્યાંહાં બોલે બીજું પડે. १०८

જો કહે પરપંચપાર, તો સંસે સૂધો થયો;
જો કહેશો હંકાર, તો એ જગત ઊભું અખા. १०९

ફીટે ફારકત થાય, થિયાને સ્થિરતા નહિ;
સહુકો ધ્યાવા જાય, વક્ત વિગૂચણ જીવને. ११०

---

१०३. તીક્ષણુ=તીણી. १०४. બંધે=બંધને. ધંધ=ધખન્યા. ધા=હાય. સ્વેધામ=સ્વયંધામ, પોતાનું આત્મરૂપ ધામ. १०५. બંદૂકના જાતજાતના અવાજથી ઘણાં પંખીઓ ઊડી જાય છે. પણ સિંહ પોતાની જાતને મૂકતો નથી, અને બંદૂકના શબ્દની સામે સામો ધસારો કરે છે. १०६. મૂઢ=મૂરખ. મર્ત્ય=મૃત્યુ. १०७. શમે=શાંત થાય. ધ્યે ધ્યાતા=ધ્યાનનો વિષય અને ધ્યાન કરનાર. વાણ્ય=વાણી. લાખે=અસંખ્ય. લહે=પામે. १०८. સદ્ય=તરત જ. સમાણ્યાં=સમાઇ ગયાં. १०९. સંશે=સંશય. સૂધો=સીધો. ११०. ફીટે=દૂર થવાથી. ફારકત=મુક્ત, છૂટો. વક્ત=વ્યક્ત, સ્પષ્ટ. વિગૂચણ=ગૂંચવાડો; પીડા.

બોલ્યું બાવન માંહે, એ બુધ્ધ્યવિલાસ બુધ્ધે કર્યો;
પોત લખ્યું નહિ પ્રાય, ભાતે ભેદાભેદની. ૧૧૧

કોઈ વેચણુ માંહે વિજ્ઞાન, પરપંચ પરમારથ પ્રીછ મા;
કેહેવું પોહોંચે જ્ઞાન, સૂઝ ભલી છે સંતને. ૧૧૨

તું પોતે પરમેશ, હું હું નહિ છતો થકો;
સદા તું સરવેશ, તું લોહો ને હું લીહી અખા. ૧૧૩

સુતર આવ્યું સાર, કાયાક્લેશ કીધા વિના;
ગયો ભવનો ભાર, અખો આપોપુ ઓળખી. ૧૧૪

બોલે આવી વાત, ચિદાનંદ તે ચિત્ત ધર;
ઘણા ચૂકે ઘાત, ઘમ્યું ધૂપ્યું વાએ વટે. ૧૧૫

જ્યારે ઉલ્લસે આપ, ત્યારે સૂઝ અનુપમ ઊપજે;
માપ માંહી અમાપ, અખા આશય એકમતે. ૧૧૬

કરે જળધર જેમ, આવી આપ આગર વિષે;
તજજ્ઞ જાણવો તેમ, અંબુ અવની અટકે નહિ. ૧૧૭

સમજે થાય સિદ્ધાંત, અલગ આવેવા નહિ અખા;
નીર નિતાર પામંત, શરદૃઋતુ સામર્થ્ય થકે. ૧૧૮

---

૧૧૧. ભેદાભેદની=ભેદ અને અભેદની. ૧૧૨. બુધ્ધ્યવિલાસ=બુદ્ધિનો વિલાસ. વેચેણુ=વચન. વિજ્ઞાન=જ્ઞાન. પરમારથ=સાચું. ૧૧૩. પરમેશ=પરમેશ્વર. સરવેશ=સર્વનો ઈશ. લોહો=રોહ, વૃક્ષ. લીહી=રેસો. ૧૧૪. સુતર=સહેલું, સહજ. ભવનો ભાર=સંસારનો બોજો. ૧૧૫. વટે=જાય. ૧૧૬. ઉલ્લસે=ઉપર આવે, પ્રકાશિત થાય. અનુપમ=ઉત્તમ. આશય=અભિપ્રાય. એકમતિ=સર્વ વિચારે. ૧૧૭. જળધર=વાદળું. આગર=ધામ, દરિયો. તજ્જ્ઞ=તે જાણનારો, બ્રહ્મવેત્તા. અંબુ=પાણી. અવની=પૃથ્વી. ૧૧૮. સિદ્ધાંત=સિદ્ધ અંત; ચોક્કસ વાત. આવેવા=અવયવ. નીર નિતાર=નિર્મળ—નીતરાં પાણી. સામર્થ્ય=શક્તિ. શરદૃઋતુના બળથી પાણી નીતરાં થઇ જાય છે.

પરબ્રહ્મ ઊભર્યો આપ, સગુણ થકો સંસાર તે;
તો કેનું ક્યમ કહું કાજ, કાર્ય કારણ કિરતાર તું. ૧૧૯

તું બહુવિધ્ય બોલે બોલ, પિંડ પિંડ પ્રકૃતિ જૂજવી;
જોતાં ચૈતન તોલ, જવ ઘટે નહિ તલ વધે. ૧૨૦

હોય નાનું મોટું માપ, સરસો ભાસે સૂર્ય જ્યમ;
ત્યમ એ આતમ આપ, દેહઉપાધ તે દેહ લગ. ૧૨૧

દિલમાં ન આણીશ દેહ, કીટ કે કુંજર અખા;
ખ્યાલે ઉડાડે ખેહ, મર્મ મારુત પોતે સદા. ૧૨૨

તોલે જ્યમ વંતોલ, અવની જ્યમ અંતરિક્ષ રહે,
ત્યમ એ ગોલક ગોલ, ચાળો ચેતનનો અખા. ૧૨૩

આપે ઊંબર વૃક્ષ, પરબ્રહ્મ પોતે અખા;
ફળ લેખું નહિ લક્ષ, લાગ્યાં છે બ્રહ્માંડ ભિન્ન. ૧૨૪

ફળે ફળે જૂજવા જંત, લોક ચૌદ ચળવળે;
અંતર ચૈતન તંત, સ્વતંતર વ્યાપી રહ્યો. ૧૨૫

---

૧૧૯. ઊભર્યો=ઊભરાયો. કાજ=કાર્ય. ૧૨૦. જૂજવી=જુદી. ૧૨૧. દેહઉપાધ=દેહની ઉપાધિ. લગ=સુધી. ૧૨૨. કુંજર=હાથી. કીટ=કીડો. ખેહ=ધૂળ. મારુત=પવન. ૧૨૩. તોલે...અખા=તોલ—માપ—માં જેમ વંતોલ—અમાપ રહે છે, અને જેમ અવનિ—પૃથ્વી—માં અંતરિક્ષ—આકાશ રહે છે, તેમ ગોલક—અધિષ્ઠાન—માં ગોલ—વસ્તુ—રહે છે. આ બધો ચાળો—ફેલાવ, ચૈતન્યનો જ છે. ૧૨૪. ઊંબર વૃક્ષ=ઊંબરડાનું ઝાડ. લેખું=ગણું. ભિન્ન=જુદા. ૧૨૫. ફળેફળે=જુદાંજુદાં ફળોમાં. ઊંબરાનાં ફળમાં અસંખ્ય જીવડાં હોય છે. તેમ આ ચૌદે લોકમાં પણ જીવો ચળવળ્યા કરે છે. પણ એ બધાંમાં ચૈતન્યનો તંત—તાંતણો એક જ છે, અને તે સ્વતંત્ર રીતે વ્યાપી રહ્યા છે.

વિચાર વડો છે સાર, કર્મ વડાં લૌકિકમાં,
હસતાં રમતાં પાર, પમાડે નૌકા યથા. ૧૨૬
ઊંઘ્યો ઊંઘ્યો આહાર, કરે સુપનમાં સામટો;
લહે નહિ તૃપતિ લગાર, તેમ વિચાર વિના વલખાં કરે. ૧૨૭
અહં ઓળખિયે આપ, સદ્‌વિચાર સદ્‌ગુરુ વડે;
અન્ય મિથ્યા આલાપ, દ્વૈતઅધ્યાસ આમે અખા. ૧૨૮
સાધ્યું નહિ સધાય, વણુસાધ્યું વણુસે ખરું;
તે પ્રીછો માયા પ્રાય, અવાચ્ય તે અદ્દભદ્દ અખા. ૧૨૯
અન્ય કર્મ અંતરાલ, સાધન સરતે યોગ છે;
પણુ ભેદુ પામે ભાળ, જ્યાં જ્ઞાતાનું ઘર સદા. ૧૩૦
જ્યાં કર્મ ન પહોંચે કાળ, વૃદ્ધ થઇ વાટે મરે;
એવી વસ્તુ વિશાળ, ધર્યો પિંડ ત્યાં શું ધસે ? ૧૩૧
જાણ્યા સરખી જાગ, નહિ જોવા કે ઝાલવા;
લેહેતે આવે લાગ, અખેપદ આશે મળે. ૧૩૨
મત વિના મત અતિ સાર, જાણુનહાર વિના જાણવું;
પંથ વિના છે પાર, નિજ આલે એવું અખા. ૧૩૩
કહિયે ન બોલે બોલ, અણુબોલ્યો ન રહે અખા;
મહા આશ્ચર્ય અમોલ, જોતાં તેમનું તેમ રહે. ૧૩૪

---

૧૨૬. લોકિકમાં=લૌકિકમાં, લોકસંબંધી. નૌકા=હોડી, ૧૨૭. સુપન=સ્વપ્નું. તૃપતિ=તૃપ્તિ, સંતોષ. ૧૨૮. અહં=હું. આલાપ=બોલવું, બડબડવું. મિથ્યા=ફોગટ. દ્વૈતઅધ્યાસ=બેપણાનો આરોપ. આમે=આમય, રોગ. ૧૨૯. અવાચ્ય=કહી ન શકાય એવું, વચનથી પાર. અદ્દભદ્દ=આશ્ચર્ય. ૧૩૦. અંતરાલ=અધ્ધર. જ્ઞાતા=જાણુનાર. ૧૩૧. વાટે=રસ્તે. ૧૩૨. જાગ=જગ્યા. અખેપદ=અક્ષય પદ; બ્રહ્મનું અવિનાશી પદ. આશે=આશય. ૧૩૩. અતિસાર=ઉત્તમ, આલે=આલય, ધામ. ૧૩૪. અમોલ=અમૂલ્ય.

જ્યમ અર્ણવ ઊઠે લોઢ, ઊંચો થાયે અંબુ થકો;
માંહે ન ભાગે મોડ, આરપાર વિના અખા. ૧૩૫

તેમ મહાનિધ્ય માંહીથું મંન, ઊઠીને અદબદ કહે;
એમ પૂરણ માંહે પતંન, આઠે પોહોર ઊમગે અખા. ૧૩૬

એકથકી ઓછું ન હોય, ગણુતરમાંહે ઘટે નહિ;
કોટાકોટ્ય બહુ હોય, અખા અંત્યે એક એ. ૧૩૭

એક ઘટે નહિ અંત, ઘટાડચે ઘણું વધે;
કોયક સમજે સંત, તે ગણુતર ત્યમ જ્ઞે અખા. ૧૩૮

સમજ સમૂંધો રામ, દ્દષ્ટિ પદારથ તેહને;
લિંગન્યારા જે રૂપ નામ, બીજ જોતાં બીજું નહિ. ૧૩૯

જો થાય આરૂઢ યોગ, સાધનને સરે ચઢે;
કટા ભેદે હોય ભોગ, ત્યાંહાં તજ્જ્ઞ રહે સદા. ૧૪૦

સાધન સાધન રાજ, જો યોગ જુક્તેશું હોય ખરો;
પણ માનો મોહોર તે વ્યાજ, અદબદને આશે અખા. ૧૪૧

---

૧૩૫. અર્ણવ=સમુદ્ર. લોઢ=મોજું. ભાજે=ભાંગે. મોડ=ઘાટ. આરપાર=આર એટલે કિનારો. એક કિનારેથી બીજે કિનારે ગયા વિના મોજાનો ઘાટ ભાંગી જતો નથી. ૧૩૬. મહાનિધ્ય=મહાન નિધિ, ઇશ્વર. પૂરણમાંહે પતંન=પૂર્ણમાં જ પડે છે. ઊમગે=ઊલટે. ૧૩૭. કોટાકોટ્ય=કરોડો. અંત્યે=છેવટે. ૧૩૮. જ્ઞે=જ્ઞેય, જાણવાયોગ્ય પરમાત્મા. ૧૩૯. સમૂંધો=સમોતો, સામટો; સઘળે. લિંગન્યારો=ચિહ્નથી પર. ૧૪૦. આરૂઢયોગ=યોગારૂઢ, યોગયુક્ત. સરે=માર્ગે. કટા ભેદે=કટાહ—બ્રહ્માંડ—ને ભેદવાથી, પ્રપંચને પાર કરી વૃત્તિને બ્રહ્મરન્ધ્રમાં સ્થિર કરવાથી. ૧૪૧. સાધન...ખરો=જો યોગ યુક્તિપૂર્વક સાધવામાં આવે, તો તે સાધન સર્વ સાધનોમાં રાજારૂપ છે–શ્રેષ્ઠ છે. મોહોર=છાપ. પણ અદબદ–આશ્ચર્યરૂપ બ્રહ્મના આશ્રમ આગળ એ વ્યાજ–નકામું—છે.

મહાનિધ્ય તોરી મોજ, વિદ્યા–અવિદ્યા આપથી;
કોઈ કયમ કરી કહો જ, જોતાં એ એવું અખા. ૧૪૨

બીજું સરખું એક, વેષે વચન પોહોંચતું;
જોતાં નાવે છેક, પાછાં વળ્યે પૂરું પડે. ૧૪૩

ઘણું ન બેસે ઘાટ, વિચરણમાં વાંકું પડે;
સરવ થાકયાં તે માટ, અનંત શક્તિ સમજ્યા નહિ. ૧૪૪

ધુમ્ર ધુંધુકાર, નભ ભરી પૂરી રહ્યો;
દૃષ્ટિ ન સમજે સાર, અખા અવિદ્યા આંખમાં. ૧૪૫

અનુભવ વાધે ઉર, નાનાત્વ ત્યાંહાં નવ રહે;
પૂરણ આવે પૂર, ત્યારે ત્રણ તાહી ઊમડી જહે. ૧૪૬

વિચાર્યો સરખી વાત, આવરણ અનેરું જાણવું;
સમજે થાય સાક્ષાત, કેવળ છે કરતો થકો. ૧૪૭

મેરુ માથે કરે વાસ, તોહે ભૂચર ભાળે અખા;
ગજ ઊંચો આકાશ, ઊડે તોહે ખેચર ખરો. ૧૪૮

ત્યમ એ ચેતન ચોજ, પ્રીછે તો પરિબ્રહ્મ અખા;
પણ કૃત્ય ન પોંચે કોજ, જયમ સ્વપને જમ્યે ધ્રાયે નહિ. ૧૪૯

---

૧૪૨. તોરી=તારી. વિદ્યા અને અવિદ્યા આપથી—આત્માથી—છે. એ મહાનિધિ–ઈશ્વરનો લીલાવિલાસ છે. વિદ્યા અને અવિદ્યા એ બંને કેવલાદ્વૈતની દષ્ટિમાં મિથ્યા છે. ૧૪૪. વિચરણ=જવું તે, વિચારતાં. ૧૪૫. ધુમ્ર ધુંધુકાર=અંધકારભર્યો ધુમાડો. નભ=આકાશ. ૧૪૬. ઉર=હૃદય. નાનાત્વ=જુદાપણું. સરખાવો: '**नेह नानास्ति किंचन।**' પૂર=ભરતી. ત્રણ=ત્રણ ગુણ. તાહી=તેમાંથી. ઊમડી=ઊલટી. ૧૪૭. આવરણ અનેરું=વિલક્ષણ પડદો. ૧૪૮. ભૂચર=પૃથ્વી ઉપર ચાલનાર. ખેચર=પંખી. આકાશમાં એક ગજ જેટલો ઊડે, તોય તે આકાશમાં ફરનારો–પંખી–કહેવાય. ૧૪૯. ચોજ=સૂક્ષ્મ સમજ. કૃત્ય=કૃત્ય. ધ્રાયે=ધરાય.

અખા અચાનક ભોગ, આવી ઊમટે ગેબથે;
જીવ ગણે તે યોગ, દેવ ગ્રહે તપ દત્ત ક્રિયા. ૧૫૦
જેમ નીર મળે નવાણ, વાપી કૂપ સરિતા સરે;
વૃષ્ટિ વરખાની જાણુ, નહિ તો ભૂભૂતા ભય કરે. ૧૫૧
જે ઘટ ઇચ્છે જેમ, ત્યમ કરે કિરતાર એ;
કરતા માને કર્મ, તે માટે જંત રહે અખા. ૧૫૨
આદ્ય ન જાણે અંત, કશો કેહેનો કો કાળનો;
છતે શો છે સંચ, અખા અંધેર ઊપડી નહિ. ૧૫૩
મૂળગે વળગ્યાં મૂળ, જીવનાં જોતાં અખા;
માંહે સંશેનું શૂળ, તેણે સીંચાતું સમજે નહિ. ૧૫૪
અજ ભવ સરખા ભલ્લ, જે અવની માંહે ઊગિયા;
દેખે વિચારી દિલ, તો કીટ પતંગો તે વિખે. ૧૫૫
ભલી પામુરી ભાત, વસનમાંહે વણી અખા;
આદ્ય જ અંત્ય જ જાત, સૂતરથી અન્ય નહિ સરે. ૧૫૬
આઠોડ્યા વિના આડ, સ્વસ્વરૂપમાં શલ્ય અખા;
જીવપણાની જાડ, અણુહુંતી અરણ્યે કરે. ૧૫૭

---

૧૫૦. ગેબથે=અદશ્યમાંથી. દેવ... ક્રિયા=તપ અને દાનની ક્રિયાને દેવો લે છે. ૧૫૧. નવાણ=નાહવાનું જળાશય. વાપી=વાવ. કૂપ=કૂવો. સરિતા=નદી. સર=સરોવર. વૃષ્ટિ=વરસાદ. વરખાની=વર્ષાની, ચોમાસાની. ભૂભૂતા=પૃથ્વીના જીવો. ૧૫૨. ઘટ=ઘડો; શરીર. જંત=જંતુ, જીવ. ૧૫૩. આદ્ય=આદિ, શરૂઆત. કશો=કેવો. સંચ=ગુપ્ત યોજના. ૧૫૪. શૂળ=કાંટો. સીંચાતું=પાણીથી પોષાતું. અંધેર=અંધારી. ૧૫૫. અજ ભવ=બ્રહ્મા અને શિવ. ભલ્લ=મોટા પુરુષો. ૧૫૬. પામુરી=પાંગરી. વસન=કપડું. આદ્ય=પહેલાંની. અંત્યજ=છેવટની. અન્ય=બીજી. સરે=ચોકસ. ૧૫૭. આઠોડ્યા વિના=ગોઠવ્યા વિના. અણુહુંતી=વગર બને. અરણ્ય=જગતરૂપી જંગલ, વગડો.

વેલ વિચારી જોય, અટપટી શી છે અખા;
પાછળ પરલે હોય, આગળ આઠોડચે નવ મળે. ૧૫૮
આદ્ય કોણુ કહે અંત, મધ્યે ઊપજી સહુ શમે;
જેણીવેલે જંત, વળગ્યા તે વેચું નહિ. ૧૫૯
આચારય અનંત, ખટપટ કરતા તે ખપ્યા;
મને કહાવ્યા માહંત, પણ પોતાના પંથ વિષે. ૧૬૦
બાંધ્યું રૂંધ્યું બાથ, પૂગે નહિ પરપંચ પણ;
હારદ ન આવે હાથ, અલગ અલગ ઊપજ અખા. ૧૬૧
પોષણ પરાપાર, સૌને તે સરખું અખા;
આવે અવિરલ ધાર, વહતા કો વિરામ નહિ. ૧૬૨
સૂરત સહુની બાહાર, પોષણુને પોષે નહિ;
હેત ન પામે હાર, અધિક ઊપજ ઊપજે અખા. ૧૬૩
સ્વામી સર્વાવાસ, પોતે છે પરબ્રહ્મ એ;
આકાશનો ઉકાશ, સમજાયે જો સાનમાં. ૧૬૪
સમજ પડે તો સાર, અણસમજે ઉલઝણ અખા;
વાર વિષે વિહાર, મીન મહાલે મુગતો થકો. ૧૬૫
આતમભોગ અમોઘ, ઊપજે તો અળપે અખા;
ઘણું વિદ્યાનો ઓઘ, ચતુરાઇએ ન હોય ચેતના. ૧૬૬

---

૧૫૮. પરલે=પ્રલય. ૧૫૯. વેચું=વેઝું. ૧૬૦. આચારય= આચાર્ય. ૧૬૧. હાર્દ=રહસ્ય. ૧૬૨. પરાપાર=પરાથી પાર એવા બ્રહ્મ. અવિરલ=અખંડ. વિરામ=અટક, થોભ. ૧૬૩. સૂરત=વૃત્તિ, સ્મરણ. ૧૬૪. સર્વાવાસ=સર્વ સ્થળે રહેનાર. ઉકાશ=અવકાશ. ૧૬૫. ઉલઝણ= ગૂંચ, ચિન્તા. વાર=પાણી. મીન=માછલું. મુગતો=સ્વતંત્ર, મુક્ત. ૧૬૬. અમોઘ=સદા સફળ; મહત્ત્વનો. અળપે=નાશ પામે. ઓઘ= સમૂહ. ચેતના=સમજ, જાગૃતિ.

વ્યાસે વહેંચ્યા વેદ, બહુ વિદ્યાનો વિવેક કર્યો;
ભલી પેરે કીધા ભેદ, નિધિ પામ્યા નારદથકી. ૧૬૭
સંત વિના સાંગઉપાંગ, પ્રીછ નં આવે પરથકી;
ગિરિ અરણુવ ને ગંગ, વિના નીર વહે નહિ. ૧૬૮
અંતરમાં અણુલિંગ, પૂરણુ છે પરિણામ તે;
ચસમો જેમ સુચંગ, અતિ પોખે આપા આંખને. ૧૬૯
ધીરજ આવ્યું ધાત્ય, વણુ ધીરજ ધાતે નહિ;
તો મેલ્યા વિના તાત, ક્યમ મળે પરપંચપર ? ૧૭૦
એકલમલ અબીહ, મહાપંથે કોએ પાંગરે;
એક સંત બીજો સિંહ, મન મારે મેગળ હણે. ૧૭૧
વસ્તી મૂકે વિશ્વ, શૂન્ય મધ્યે જે સંચરે;
હૃદયાકેરું હ્રસ્વ, સરવાતીત સ્વામી તણું. ૧૭૨
ધીરજ વિના કુણુ ધાય, શૂન્યને મૂકે સેજમાં;
રવિ ચડ્યો રેલાય, મહાપદમાંહી માલે અખા. ૧૭૩

---

૧૬૭. વહેંચ્યા=વિભાગ કર્યા. નિધિ=ભંડાર, ભગવાન. નારદ પાસેથી જ્ઞાનધન પામ્યા. ૧૬૮. સાંગઉપાંગ=સાંગોપાંગ, પૂરી રીતે. પરતણી=બીજા પરમાત્માની. ગિરિ=પર્વત. અર્ણવ=સમુદ્ર. ગંગ=ગંગા. નીર=પાણી. ૧૬૯. સુચંગ=સુંદર ને સારી રીતે. ચશ્મા પોતાને પોષ્યા વિના આંખને પોષણ કરે છે, તેમ અંતરમાં રહેલો અણુલિંગી પરમાત્મા છે. ૧૭૦. પરપંચપર=પ્રપંચથી પર, પરમાત્મા. ૧૭૧. એકલમલ=એકલો મહાશૂરવીર. અબીહ=અબીડ, મહાન અને ઉજ્જડ. મહાપંથે=મોટે મારગે. પાંગરે=જાય. સંત અને સિંહ એ એકલમલ છે. સંત મન મારીને મહાપંથે ચાલે છે, અને સિંહ મેગળ—હાથીને—મારીને સંચરે છે. ૧૭૨. હૃદયાકેરું હ્રસ્વ=હૃદયનું સત્ત્વ, હૃદયપણું. સરવાતીત=સર્વથી અતીત—પર એવા પરમાત્મા. ૧૭૩. રવિ=સૂર્ય.

ત્રિગુણ વસ્તી તાક, શૂન્ય ગુણનું આલે અખા;
વદતો ત્યાંહાંથી વાક, પાર રહ્યો પ્રેરે સદા. ૧૭૪
વસ્તી લગે વૈકુંઠ, શૂન્ય ગુણનું આલે અખા;
ધીરજ ધરે ઉતકંઠ, તો પેખે તે પારથી. ૧૭૫
મન તણી એ મૂઠ, જે ગુણના ઉદરમાં ગમે;
પણ પાછળ ન જુએ પૂંઠ, જે હું કેનો એ ક્યાં લગી. ૧૭૬
આતમને ઉછરંગ, જીવ બેઠો જાણે અખા;
સમજ્યા વિના શ્રીરંગ, પોષંતો પેખે નહિ. ૧૭૭
સર્વ સાધનનું સાર, ફળ ઊમટે આશે અહીં;
શૂન્યને પેહેલે પાર, જ્યારે અખા ધીરજ ધર્યું. ૧૭૮
વરણાશ્રમ વેહેવાર, એ ભલા વરતણ વિષે;
સિદ્ધાંત કેરું સાર, ત્યાંહાં અખા સરખું સહુ. ૧૭૯
જેમ ઝીલંતાં વાર, અસ્પર્શ કોય અંગે અડે;
દૂષણદોષ લગાર, અખા ન લાગે નીરમાં. ૧૮૦
જે જલમાં જનકાદ, રંગે બહુ રમતા હવા;
તે વિના વંઠ્યા વાદ, અન્ય અભ્યાસ કરતે અખા. ૧૮૧

---

૧૭૪. ત્રિગુણ વસ્તી=ત્રિગુણાત્મક પ્રપંચ એ વસ્તી છે, તેને મૂકીને તું શૂન્ય ગુણનું આલે (આલય–ધામ) તાક. વદતો=કહેતો વાક=વાણી. પાર–શૂન્યથી પણ પાર રહેલો પરમાત્મા આ પ્રાણીપ્રપંચને પ્રેરે છે. ૧૭૫. લગે=લાગે. વૈકુંઠ સુધી ગુણની વસ્તી છે, પણ શૂન્ય તો એ ગુણનું પણ ધામ છે. ઉતકંઠ=ઊંચે કંઠે, આતુરતાપૂર્વક. ૧૭૬. મનની મૂઠ છે તે ગુણના પેટમાં ગમે છે. ગુણ છે તો મન છે. ૧૭૭. ઉછરંગ=ખોળો. શ્રીરંગ=માયાપતિ. ૧૭૮. આશે=આશય. ૧૭૯. વરતણ=વર્તન. ૧૮૦. વાર=પાણી. અસ્પર્શ=સ્પર્શને અયોગ્ય. અંગ=શરીર. દૂષણદોષ=ભૂંડાપણું અને દોષ. ૧૮૧. જનકાદ=જનક વગેરે. વંઠ્યા વાદ=વિકાર પામેલા–બગડેલા વાદવિવાદ વિના તેઓ રમે છે. તેઓ બીજો સ્વાનુભવનો અભ્યાસ કરીને જ એ પામ્યા છે.

સમજ ભલું છે સાર, વણસમજે જ્યમ ત્યમ અખા;
આડા અધોપચાર, મરમ ન સમજે મંદધી. ૧૮૨
આળે આયુ ગમાય જાતુ કોય જાણે નહિ;
કલપે કરી કાળ ખાય, ભરમે માયા ભોળવે. ૧૮૩
કાળશ મૂકી કેશ, પણ મન કાળશ મૂકે નહિ;
રસે રંગ રંગેશ, વણયૌવન વલખાં અખા. ૧૮૪
પ્રીતમ કેરો પાણ, છે કામનીના કંઠ વિષે;
અસન અતિ અજાણ, ભોગ ન સમજે ભામિની. ૧૮૫
કોવિદ કંથ ખરાર, વણ સમજી વામા ખરી;
સુરત સદા રહે બહાર, મહારસમાં માલે નહિ અખા. ૧૮૬
કાંકર બાંધે કંઠ, પથ્થરશું પ્રેમે રહે;
જે શું જૂની ગાંઠ, તે પ્રિછાય નહિ પાસથો. ૧૮૭
એકે શ્વાસે શ્વાસ, પ્રાણતણો છે પ્રાણ જે;
લેહ નહિ લીલવિલાસ, બાલક માંહી બાહિર ફરે. ૧૮૮
સાજન સુખ ભંડાર, નેત્ર ન ફેરવે નારથી;
તુજ મન કઠણ આગાર, ચૂંથંતાં ચેતે નહિ. ૧૮૯

---

૧૮૨. આડા અધોપચાર=આડા અને નીચેના ઉપચાર. મરમ=રહસ્ય. મંદધી=મૂઢમતિ. ૧૮૩. આળે=વ્યર્થ; કલંકમાં. આયુ=આવરદા. ગમાય=વહી જાય. કલપે=કલ્પવાથી. ૧૮૪. કેશ=વાળ. વાળ કાળા મટી ધોળા થાય છે, પણ મન મેલ તજી ઉજળું થતું નથી. યૌવન=જુવાની. ૧૮૫. પાણ=હાથ. કામની=કામિની. અસન=અજ્ઞાન. ભામિની=સ્ત્રી. ૧૮૬. કોવિદ=ચતુર, નિષ્ણાત. કંથ=સ્વામી. ખરાર=ખરેખર. વામા=સ્ત્રી. સુરત=વૃત્તિ, સ્મૃતિ. મહારસ=મહાન રસરૂપ સ્વામી, પરમાત્મા. ૧૮૭. કાંકર=કાંકરો. ૧૮૮. લીલવિલાસ=લીલા-વિલાસ; રમતનો આનંદ. ૧૮૯. સાજન=સજ્જન પુરુપ. નેત્ર=આંખ. નાર=સ્ત્રી. આગાર=ઘર. તારું મનરૂપી કઠણ ઘર, ચૂંથાયા છતાં ચેતતું નથી.

અસનપણું અપાર, પાકી તહાં પ્રૌઢું વધે;
સંનિધિ સજી શણુગાર, પણ પડે પાછેરી પિયુથી. ૧૯૦
સદા નિરંતર સાવ, રસબસ થઈ રંગે રમે;
તે ભામનીનો ભાવ, ભિન્ન ન પડે ભરથારથી. ૧૯૧
જે જે કરતવ્ય કાય, મનસા કે વાચા વદે;
અણુએ અલગ ન થાય, નર માદા મોતી અખા. ૧૯૨
ભરતાર સાથે ભોગ, એકપણે ઊપજ્યો અખા;
જ્યાં જેમ જેવો યોગ, અલગ નહિ આપા થકો. ૧૯૩
અણુનામી અનંત, ઘણુનામી ઘરઘર વસ્યો;
જ્યાં જેવો ત્યાં તંત, પણ અખા પદારથ પ્રીછવો. ૧૯૪
લેહે લહીજે લાભ, અણુલેહે તે આમય અખા;
જો હેતે જાણ્યો ગાભ, પવન વિટંબે પ્રેમદા. ૧૯૫
અખા અણમળતી વાત, મેળવી લિયો માનવી;
ઘેલો ચૂકો ઘાત, પસ્તાશો પાછળ થકી. ૧૯૬
કરતાં કાયા ક્લેશ, કર ગ્રહી શકીએ ન કિમે;
છે અંતર આવેશ, સમજતાં સમું પડે. ૧૯૭
આતમશક્તિ અનંત નાગાદિક સુર નર સહુ;
સ્થાવર જંગમ જંત, અણુનામી આપે અખા. ૧૯૮

૧૯૦. અસનપણું=અજ્ઞાન. અપાર=પાર વિનાનું. પ્રૌઢું=પ્રૌઢ, પુષ્કળ. સંનિધિ=પાસે. ૧૯૧. ભામની=ભામિની, સ્ત્રી. ભરથાર=પતિ. ૧૯૨. કરતવ્ય=કરવા યોગ્ય. કાય=કાયાથી. મનસા=મનથી. વાચા=વાણીથી. વદે=કહે. નરમાદા=પુરુષ અને સ્ત્રી. ૧૯૩. ભરતાર=સ્વામી. ૧૯૪. ઘણુનામી=ઘણા નામવાળા. ૧૯૫. લહીજે=સમજીને લેજે. અણુલેહે=વગર સમજે. આમય=દુઃખ, રોગ. ગાભ=ગર્ભ. વિટંબે=મુશ્કેલીમાં મૂકે. પ્રેમદા=સ્ત્રી. ૧૯૭. કર=હાથ. ગ્રહી=પકડી. કિમે=કેમે પણ. આવેશ=જુસ્સો. સમું=સરખું. ૧૯૮. નાગાદિક=નાગ વગેરે. સુર=દેવ.

અટપટો આતમખેલ, કોય અણુલિંગી ઓળખે;
સમજે સહેજ ઉકેલ, જ્યમ મીન કળા મહાજળ વિષે ૧૯૯
નહિ ગ્રહનારો કોય, ગ્રહવા પદારથ નહિ કશો;
સંધ્યે સામર્થ જોય, અખા એ સ્થળ અટપટું. ૨૦૦
આભા જે અનંત, એ સ્થળનું ઉદ્યોત છે;
તે ઝલકણના જંત, માન ધરે મૂળગાવડે. ૨૦૧
જ્યમ છે તેમ જણાય, તો જાણણહારો નવ રહે;
અખા એ જ ઉપાય, ચિદાનંદ ચિહ્ન્યા તણો. ૨૦૨
આદિત્ય તહાં ઉદ્યોત, વણ આદિત્ય અંધકાર છે;
પણ બે માંહે ઓતપ્રોત, તહાં અખા સરખું સદા. ૨૦૩
ઉદર તણો અંધકાર, આદિત્ય આવૃત્ત તહાં કરે;
તિમિરને પેલે પાર, તહાં અખા સામર્થ્ય સકળ. ૨૦૪
સુરત સમાણી જ્યાંહ, અધૂવારું રાખ્યું અહીં;
તેણે બાહેર માંહ, અખાને કેહવા નથી. ૨૦૫
ગતિ કરતે ગમ્ય થાય, ગમ્ય થાતે ગતિ બહુ વધે;
ત્યાહરે મૂલમહિમાય, અખા તે સમજે સમે. ૨૦૬
જો ધાલે મન હામ, હદ વોલી આઘો વટે;
તો પામે ઠેઠ ઠામ, અવિગતમાં આશે અખા. ૨૦૭

---

૧૯૯. મીન=માછલું. મહાજલ=મોટાં જલ, સાગર. ૨૦૦. સંધ્યે=સંધિમાં–દર્શનમાં. સામર્થ=સામર્થ્ય, શક્તિ. ૨૦૧. આભા=પ્રકાશની ઝલક. ઉદ્યોત=પ્રકાશ. ઝલકણ=ઝલક. ૨૦૨. ચિદાનંદ=ચિત્સ્વરૂપ પરમાત્માનો આનંદ. ચિહ્ન્યા=ચિન્તવ્યા, ઓળખ્યા. ૨૦૩. આદિત્ય=સૂર્ય. ૨૦૪. ઉદર=પેટ, અંદરનો. આવૃત્ત=ઢાંકી દે. તિમિર=અંધકાર. સકળ=સઘળું. ૨૦૫. અધૂવારું=અધવારું; બે ભાગમાં રાખવું તે. ૨૦૬. ગમ્ય=સમજાય એવું. મૂલમહિમા=મૂળ બ્રહ્મનો જ મહિમા. ૨૦૭. હામ=હિમ્મત. હદ=ત્રિગુણાત્મક પ્રપંચ. વોલી=છોડી. વટે=આગળ જાય. અવિગત=અવ્યક્ત બ્રહ્મ. આશે=આશય.

પૂરણુપદ ત્યાં તેજ, નિગમ નેતિ કહી રહ્યા;
શ્રુતિકેરું સહેજ, જે લહે તેહ જ તે અખા. ૨૦૮
એ પ્રોઢી બુધ્ધ્યની પેર, માયાની મતિ નવ લહે;
જે વરતે તે ઘેર, તે કેહેને તે લહે અખા. ૨૦૯
અતિશે આઘો એ જ, આકાશાતીત એ અખા;
સાવ સ્વતંતર તેજ, મનોવાચા અગોચર. ૨૧૦
ગોચર ગુણાતીત, અગોચર કો કહે થકું;
અદ્વૈત માંહેનું દ્વૈત. તેને અન્ય કેમ કહે અખો.? ૨૧૧
મોટી કળ માહારાજ, હું વાચેાૈ હારદ લહે;
તું કર તારાં કાજ, મેષાંતરો માહરો મધે. ૨૧૨
કોણુ કહેથું દૂર, નિકટ કોણુ કહું કહે થકું;
લોઢલહેર જેમ પૂર, તેમ સ્વામી તું તુંજ વિષે. ૨૧૩
અનંત આતમરાય, બહુહાથે બહુવિધ રમે;
તું ખેડે તું ખાય, અનંતરૂપ એક આતમા. ૨૧૪
કોશ ગણુંતા કોટ, જાતાં જાતાં જીવ ખપે;
વછપદ કેરી મોટ, તુજ જોતાં નહિ ત્રિકમા. ૨૧૫

---

૨૦૮. નિગમ=વેદ. શ્રુતિ=વેદ તથા ઉપનિષદ. **૨૦૯.** પ્રોઢી=પ્રૌઢી. પેર=રીત. મતિ=બુદ્ધિ. વરતે=ઓળખે. **૨૧૦.** અતિશે=અતિશય. આકાશાતીત=આકાશથી દૂર. મનોવાચા અગોચર=મન અને વાણીથી પમાય નહિ તેવો ( **अवाङ्मनसगोचरः** ). **૨૧૧.** ગોચર=પમાય એવું, ઇન્દ્રિયગમ્ય. તે ઇન્દ્રિયથી અગમ્ય—અગોચર—અને ગુણાતીત—ગુણથી પાર—એવા બ્રહ્મને વિશે કહે છે. પણ એ તો એક અદ્વૈતમાં—એકપણામાં—રહેલું—દ્વૈત—બેપણું છે. તેને કોણ કહી શકે એમ છે? **૨૧૨.** કળ=કળા. હારદ=રહસ્ય. મેષાંતરો=નિમિત્તરૂપ આંતરો. **૨૧૩.** લોઢલહેર...પૂર=મોજાં અને લહેરીનું પૂર. **૨૧૪.** બહુહાથે=અનેક હાથે. બહુવિધ=અનેક રીતે. **૨૧૫.** કોશ=ગાઉ. કોટ=કરોડ. વછપદ=વાછરડાનું પગલું. મોટ=વિસાત, પોટલી.

કલ્પ્યું કોટિ બ્રહ્માંડ, પણ તુજ જોતાં તિલ્લે નહિ;
તે મધ્ય માંડી મંડ, અનંત શક્તિ અખો કહે. ૨૧૬
મોટમ જોતાં જંત, હડબડીને હારી રહ્યો;
પૂર આગાર અનંત, ઉંબરફળ તું આતમા. ૨૧૭
સૈયલ સાગર સોય, વન વનરાયે અતિ વડા;
દિલથી દૂર ન કોય, આપ વિષે વરતે અખા. ૨૧૮
કરે વક્ત કો દેશ, ભિન્ન ભિન્ન ભૂમ્યે ભોગવે;
ઉરમાંહે જે ઉદ્દેશ, તે કરે કિરતાર તું. ૨૧૯
તુજ મોટમ મહારાજ, ચિત્ત ન શકતું ચિંતવી;
સહુ એ તારો સાજ, તું સ્વામી સરવે તણો. ૨૨૦
બહુપગ ને બહુપાણ, બહુનેત્ર ને નાસા બહુ;
કરતા ન કરે કાણ, આંગવિચરણ અળગાં અખા. ૨૨૧
નીચથી અતિશે નીચ, આચરતું નવ ઓસરે;
ક્રમ અસંખ્યનો કીચ, તુંને ન લાગે ત્રિકમા. ૨૨૨
સહેજ વડો છે સાર, કહી કહીને શું કહે અખો?
અવિરલ ભલ ભંડાર, નાવે જંતની જાણમાં. ૨૨૩
થયું ફરી નવ થાય, થઇ આવ્યું સ્થિર નવ રહે;
નાટકે ટળી નવ જાય, સહજ ખેલ સ્વામીતણો. ૨૨૪

---

૨૧૬. તિલ્લે નહિ=તલ જેટલુંય નહિ. મંડ=ગોઠવણ, રચના. ૨૧૭. આગાર=ધામ. ૨૧૮. સૈયલ=શૈલ, પર્વત. વનરાય=સિંહ. ૨૧૯. વક્ત=વ્યક્ત. ભિન્નભિન્ન=જુદીજુદી. ભૂમ્યે=ભૂમિમાં. ઉર=હૃદય. ૨૨૦. સાજ=ગોઠવણ; ઠઠારો. ૨૨૧. બહુપગ...બહુ=અનેક પગવાળો, અનેક હાથવાળો, અનેક આંખવાળો અને અનેક નાકવાળો. કાણ=કથન. આંગવિચરણ=અંગોનું ફરવુંહરવું. ૨૨૨. ઓસરે=ઓછું થાય. ક્રમ=કર્મ, કીચ=કાદવ. ૨૨૩. અવિરલ=અખંડ. ભલ=સુંદર. ૨૨૪. નાટકે...તણો=સ્વામી–પરમાત્માની લીલા એક નાચમાં પૂરી થઇ જતી નથી.

ભવમાં અનંત બ્રહ્માય, વિષ્ણુ અનંત વસી વળ્યા;
ઓછું અધિકું ન થાય, એવું ને એવું અખા. ૨૨૫

સહુનું સહેજ નિધાન, કીટ પતંગ બ્રહ્મા લગે;
અખા ન આણીશ કાન, જે એ મૂકી અન્યથા વહે. ૨૨૬

બુંદબુંદ સહેજ બંધાય, સહેજસાગરમાં સહેજના;
સહેજે સહજ રહેવાય, મહાનિધ્યનું માતમ લહે. ૨૨૭

અનંત શક્તિ અપાર, જે કોટિ બ્રહ્માંડ ક્ષણમાં કરે;
અંડે અંડ એક વેહેવાર, ભવ બ્રહ્મા ભુવનપતિ. ૨૨૮

અતિશે જાણે અપાર, ત્રિકાલદર્શી દિવ્ય હવા;
વર્ત્યે ચવ્યો વેહેવાર, પણ અણચવ્યો અદબદ અખા. ૨૨૯

સહેજે ઊપજ સોય, આકસ્માત અદબદ થકું;
ચવ્યા પછી ચિત્ત જોય, પણ અવ્યક્ત તે અમથું અખા. ૨૩૦

ચવ્યા પાર ચિત્ત જાય, એ અનુભવ આઘો અખા;
ભૂત ભવિષ્યે લહેવાય, પણ ઓહરેરું એ નથી. ૨૩૧

જિહ્વા જપે નહિ જાય, ના લોચન લખી શકે;
સુરત સંભાળે આપ, તો ભરમાં ભેળાં અખા. ૨૩૨

સુરત સહરાણી સોય, સર્વાતીત ભોગે ભળી;
વક્તે વિધિ નહિ હોય, જ્યમ અગ્નિને ઉષ્ણતા. ૨૩૩

---

૨૨૫. ભવ=સંસાર. અધિકું=વધારે. ૨૨૬. નિધાન=ધામ. આણીશ કાન=સાંભળીશ. અન્યથા=જુદું, મિથ્યા. ૨૨૭. બુંદબુંદ=ટીપેટીપું. મહાનિધ્ય=મહાનિધિ–મહાન ભંડારરૂપ ઈશ્વર. માતમ=માહાત્મ્ય, મોટાઈ. ૨૨૮. અંડે અંડ=જીવેજીવમાં. ભવ=શંકર. ભુવનપતિ=ભુવનના સ્વામી, વિષ્ણુ. ૨૨૯. વર્ત્યે=વૃત્તિથી. ચવ્યો=ચાખ્યો. ૨૩૦. આકસ્માત=અકસ્માત્, એકાએક. ૨૩૧. ઓહરેરું=આઘું. ૨૩૨. જિહ્વા=જીભ. લોચન=આંખ. લખી=જોઈ. ૨૩૩. સહરાણી=વખણાઈ. ઉષ્ણતા=ગરમી.

દયેય, ધ્યાતા ભક્ત ભાવ્ય, એ સરવે ઓ હોરું અખા;
જોતાં સુરત જાત, રુચિર મનોહર રંગ છે. ૨૩૪
સહુ વરતે છે સહેજ, પણ ભોગ નહિ ભેદ્યા વિના;
નેત્રે નીરખણુ છે જ, જો પડળ પાછાં કરે. ૨૩૫
દરિદ્ર ગયું દૈવાત્, ચટપટ ઊપની ચેતના;
ગુણશું આવી ઘાત, અકસ્માત્ આતમા લહ્યો. ૨૩૬
શિવને સદા ઉપાસ, અજ ઇચ્છા રાખે સદા;
વિષ્ણુ ધરે વિશ્વાસ, સરવાતીત સ્વામી ખરો. ૨૩૭
વેદ વખાણે વાત, ઉપનિષદ અંતે સદા;
તે સ્વામી સાક્ષાત્, લખ્યો અખાના ભાગ્યમાં. ૨૩૮
આલે જાતો આય, તે લેખે લાગ્યો સહી;
જેમ લોહતણું લિંગ જાય, પારસને પરસે અખા. ૨૩૯
અનંત હાથનો ઈશ, આપે ત્યાં ઓહણું કશું;
જાણી વળ્યો જગદીશ, ત્યાં દરિદ્ર કુણ દાખવે. ૨૪૦
સહેજે ઊઘડી સેર, ખૂટ ફાટ્યું બુધ્યમાં અખા;
રહ્યો ઘેરનો ઘેર ન્યાલ થિયો નિધિ ઊઘડી. ૨૪૧

---

૨૩૪. ઓહોરું=આધું. રુચિર=મનપસંદ. મનોહર=મનને હરે એવું, સુંદર. ૨૩૫. ભેદ્યા વિના=ત્રિકુટિને પાર કર્યા વિના, બ્રહ્મરન્ધ્રમાં પહોંચ્યા વિના. નીરખણ=નિરીક્ષણ, જોવું. પાછાં કરે=દૂર કરે. ૨૩૬. દરિદ્ર=ગરીબાઈ. દૈવાત્=દૈવજોગે. ૨૩૭. ઉપાસ=ઉપાસ્ય, ઉપાસવાયોગ્ય. અજ=બ્રહ્મા. ઉપનિષદ અંતે=બૃહદારણ્યક ઉપનિષદમાં —વેદના અંતના કાંડમાં, વેદ એ જ્ઞાનરૂપ બ્રહ્મને જ વખાણે છે. ૨૩૯. આલે=આલયમાં, ધામમાં. લેખે લાગ્યું=ખપ લાગ્યું, ખરું ગણતરીમાં આવ્યું. લિંગ=ચિહ્ન. પરસે=સ્પર્શથી. ૨૪૦. ઓહણું=ઊણું, ઓછું. દાખવે=બતાવે. ૨૪૧. ખૂટ=કૂવામાંનું ઝરણ. બુધ્ય=બુદ્ધિ, નિધિ=ભંડાર.

આપે આપ અનંત, એ એંધાણુ તેનું અખા;
આદ્ય ન દાખે અનંત, સ્વે સ્વામી સભરા ભર્યો. ૨૪૨

સ્વેની સબળ ક્રિયાય, જો જીવ ઝાલી શકે;
જંતપણું સદ્ય જાય, અનંતપણું ઓળખે અખા. ૨૪૩

એકે શ્વાસે શ્વાસ એક વરતે વરતી અખા;
અંગતણો આભાસ, અલવેસું અટકે નહિ. ૨૪૪

મોટી ક્રિયા મહારાજ, એકપણું જ્યાં ઊલસે;
અધર ધરાયે આજ, પૂરણુતા પ્રીછે અખા. ૨૪૫

તું છે રાજ્ય ત્રૈલોક્ય, વૈકુંઠનું વસવું ઓહરું;
રસભર્યું રોકારોક, આપ ઉજાળ્યો આતમા. ૨૪૬

બાકી ન રહી બાપ, અદ્ભુતતા ઓળખ્યે અખા;
અહબદ લેખ અમાપ, સ્વયંભૂ તું શિવ સદા. ૨૪૭

ક્રિયા આવી આજ, પરાપારથી પ્રેમસે;
જોત્ય હતી મણિમાં જ, ઝળકતે જાણી અખા. ૨૪૮

જ્યાં ઊમગે આકાશ, ત્યાં અવિરલ ધારા ઊઝરે;
તેનો હોય ન નાશ, મહાનિધ્યનું મહાતમ અખા. ૨૪૯

પેંડારી કરે વાટ, મીન જ્યમ જ્યમ અખા;
એમ અનુભવનો ઘાટ, અળગો ન પડે આતમા. ૨૫૦

---

૨૪૨. આદ્ય=આદિનું. સભરા=ભર્યોભરપૂર. ૨૪૩. જંતપણું=જીવપણું. સદ્ય=તરત જ. ૨૪૪. એકવરતે=એક વૃત્તિમાં, એક રીતે. વરતી=વૃત્તિ. અલવેસું=રમતમાત્રમાં. ૨૪૫. અધર=અધ્ધર. ધરાયે=ધારણ કરાય એવું. ૨૪૬. રોકારોક=રોકડું. ૨૪૭. લેખ=લક્ષ્ય. અમાપ=માપથી પાર. સ્વયંભૂ=આપોઆપ પ્રગટ થનાર. ૨૪૮. પરાપારથી=બ્રહ્મથી. જોત્ય=જ્યોતિ. ૨૪૯. ઊમગે=ઊલટે. અવિરલ=અખંડ, અવિરત. ઊઝરે=ઝરે; નીચે ઝરે. ૨૫૦. પેંડારી=પ્રવેશ કરીને. વાટ=રસ્તો.

પાછળ ન પડે પગ, અવિકાશ ન દીસે આગલે;
જુએ વિચરતું જગ, રોધાય નહિ તે રવભર્યું. ૨૫૧

અદ્‌ભુત અનુભવ એહ, વિચરણ જેનું વસ્તુ વિષે;
સૌને દરશે દેહ, મહાજલ માંહે મ્હાલે સદા. ૨૫૨

કૃત્ય ન જોઈશ વીર, ધીર થઈને મૂકજે;
તો જ પામીશ તીર, અખા બ્રહ્મસાગર તણું. ૨૫૩

---

૨૫૧. અવિકાસ=અવકાશ. આગલે=આગળ. વિચરતું=જતું. જગ=જગત. રોધાય=અટકાવાય. રવભર્યું=ઝડપભેર. ૨૫૨. વિચરણ=વિચરવું તે. દરશે=દેખાય. ૨૫૩. કૃત્ય=કૃત્ય. તીર=કાંઠો.

# કૈવલ્યગીતા

## રાગ આશાવરી

આ તું પૂરણ પુરુષોત્તમ પરબ્રહ્મ, દેખું છું હાજરાહજૂર રે;
પરાપારથો બોલે પ્રાણપતિ, કેમ કહું નેણથી દૂર રે? તું પૂ૦ ૧
આ ઉપમા દીજે તે આરોપણ, દૃષ્ટાંત દીજે તે દ્વૈત રે;
આપે આપમાં આડચજ શેની? દ્વૈતસહિત અદ્વૈતરે. તું પૂ૦ ૨
આ શ્વાસ ઉસાસ સરે ત્યાં તું છે, કળ ભારે તુજમાંય રે;
હું તું કરું પણ છે પ્રાયે તું, તું જોતાં હું કયાંય રે તું. પૂ૦ ૩
આ નખશિખ જોતાં તું જ નર્યો હરિ, અન્ય તે કોણ ને કયાંથું રે?
ઇચ્છાબીજ વાવ્યું તું જ માંહે, ઊગી આવ્યું તું જ માંથું. તું પૂ૦
આ મૂળ સ્કંધ શાખા પ્રતિશાખા, પલ્લવ પત્ર ફળ ફૂલ રે,
સ્વાદ રંગ ગુણ નામ રૂપ બહુ, બીજ જોતાં નહિ ભૂલ રે. તું પૂ૦
આ નિરંજન નિરાકાર નિરામય, એવું સરખું છે આપ રે;
અંજન આકાર કયાંથી આવ્યા, આપમાંહેથી સર્વ વ્યાપ રે. તું પૂ૦

---

૧. પરાપારથો=પરાપારથી. શૂન્યથી પણ દૂર એવા મહાશૂન્યના પદથી. પ્રાણપતિ=પ્રાણનો સ્વામી, પરમાત્મા. નેણ=આંખ. ૨. દ્વૈત સહિત અદ્વૈત=બેપણું છે છતાં છેવટે એક જ છે. ૩. ઉસાસ=ઉચ્છ્વાસ. શ્વાસ ઉસાસ=શ્વાસ લેવો ને છોડવો. ૪. નખશિખ=સાદ્યંત, રગરગ. ઇચ્છાબીજ=ઇચ્છારૂપી બી. પરમાત્મામાં ઇચ્છારૂપી બી સહજ છે, અને તે સહજ રીતે વિશાળ વિસ્તાર લે છે. ૫. સ્કંધ=થડિયું. પ્રતિશાખા=નાની ડાળી. પલ્લવ=કુમળું પાંદડું. પત્ર=પાંદડું. ૬. નિરંજન=અંજન વિનાના—નિર્લેપ. નિરાકાર=આકાર વિનાના. નિરામય=આમય—દુઃખ—વિનાના—સુખરૂપ.

આ વસ્તુ નિરંતર કહું હું ધ્યાતા, ધ્યાતા વિના ધ્યેય ક્યાંય રે?
હું-તું તું-હું વસ્તુ વિચારે, અંકુરબીજ જ પ્રાય રે. તું પૂ૦ ૭
આ પરાપારમાં પેસીને જોયું, હુંપણું ન મળે રંચ રે;
પોષણ ત્યાં તું તેમનો તેમ છે, સર્વે તારો સંચ રે. તું પૂ૦ ૮
આ તું ચેતન તુજમાંહે જાગ્યો, જોયો ત્યાં તું જીવ રે;
સ્થળ નામ ધર્યાં જીવેશ્વરનાં, તેમનું તેમ સદૈવ રે. તું પૂ૦ ૯
આ હું નહીં તું નહીં તે નહીં, તેહ જ ફાલ્યું ફળ્યું ઝાતકાર રે;
અવ્યક્તમાંહી વ્યક્ત સર્વ દીસો, આપ તે જાણણહાર રે. તું પૂ૦ ૧૦
આ ઊપના કેરી આદ્ય કહે કોય, અંત નહીં કોય કાળ રે;
મધ્યમાંહેથી નામ જ નીસરે, એવું ધામ વિશાળ રે. તું પૂ૦ ૧૧
આ ગાઉ છું હું ને ગાતો જા તું, અંતર ઊતરીને જોતે રે;
હુંનો હું અને તુંનો તું અજ, એમ પોતાનો પોતે રે. તું પૂ૦ ૧૨
આ પિંડ જોતાં બ્રહ્માંડ જોવાયું, થાવર જંગમ દેહ રે;
સ્વર્ગ મૃત્યુ પાતાળ દશે દિશ, આપ તું સ્વામી એહ રે. તું પૂ૦ ૧૩
આ કાયા ચલણવલણ કરે નરની, ગમનધાવન બહુ ભાવે રે;
પુરુષવિના પ્રતિબિંબ ન હોયે, ચેતન સહેજ સ્વભાવ રે. તું પૂ૦ ૧૪
આ સ્વે ચેતન જડ સરખું ભાસે, આપે તે ભૂત આકાર રે;
નૃત્ય નિધાન કરતાં કૈવલ્ય, ભાસે ચૈતન્ય સાર રે તું પૂ૦ ૧૫

---

૭. ધ્યાતા=ધ્યાન કરનાર. ધ્યેય=ધ્યાનની વસ્તુ અથવા વિષય; અંકુર=ફણગો. ૮. રંચ=રજ, જરા પણ. ૯. જીવેશ્વર=જીવના ઇશ્વર, ભગવાન. ૧૦. ઝાતકાર=ઝગઝગ રીતે. અવ્યક્તમાં વ્યક્ત=અરૂપમાં રૂપ; અસ્પષ્ટમાં સ્પષ્ટ, બ્રહ્મમાં માયા. ૧૨. અજ=અજન્મા, બ્રહ્મ. ૧૩. થાવર=સ્થાવર, જંગમ=ચાલતો; અચર અને ચર. ૧૪. ગમનધાવન=જવું અને દોડવું. પ્રતિબિમ્બ=પડછાયો. ૧૫. ભૂતઆકાર=ભૂતરૂપ. નિધાન=નિદાન, ચોકસ. કૈવલ્ય=કેવળસ્વરૂપ પરબ્રહ્મ. ભાસે=દેખાય.

આ તું તારી ઇચ્છાએ પ્રાણપતિ,' અક્ષર તણી લે ઓટ રે;
દર્શનમત નાનાવિધ ચાલે, ભેખ ટેક કોટે કોટ રે. તું પૂ૦ ૧૬

આ દેશ દેશ ભાષા ભિન્ન ભિન્ન બોલે, ચાલ ચરિત્ર આચર્ણ રે;
રૂપ રમણ આકાર અનેરાં, પવન તેજ નિર ધર્ણ રે. તું પૂ૦ ૧૭

આ જળચર થળચર ખેચર તું હરિ, ક્યાંક મિશ્રિત તું હોય રે;
ક્યાંક પંડિત મૂરખ સાધારણ, આપથી અળગો ન કોય રે. તું પૂ૦

આ જીવ ઈશ્વર તું તુજને ઠરાવે, અળગો કલ્પે આકાર રે;
કલ્પિત પરમેશ્વર નાવે, અકળિત આપ અપાર રે. તું પૂ૦ ૧૯

આ દીસે તેવો તું ત્યાં ન હોયે, છે તે સર્વે ઈશ રે;
તું તુજને જાણે નવ જાણે, દેવ દૈત્ય જગદીશ રે. તું પૂ૦ ૨૦

આ બોલતાં બીજું થૈને ભાસે, કહેતાં કવતાં ને ગાતે રે;
પોતાના પરાક્રમ હોતામાં દીસે, તેટલે નહિ સ્થલ જોતે રે. તું પૂ૦

આ વણસતું દીસે પણ નહિ વણસે, રેચ દીસે ન રેવાય રે;
અટપટું દીસે સત્ય સર્વથા, કે'તું દીસે ન કેવાય રે. તું પૂ૦ ૨૨

આ નિત્ય અનિત્ય મિત અમિત ન થાય, શબ્દાતીત ચૈતન્ય રે;
અન્ય અભ્યાસે ખાંતે ગાયો, વરણવતે નહિ અન્ય રે. તું પૂ૦ ૨૩

આ કૈવલ્યગીતા નામ સંજ્ઞાએ, આપે તે નિજ આનંદ રે;
સમજતાં શ્રીપતિ સ્વે થાયે અખા એ કૈવલ્યકંદ રે તું. પૂ૦ ૨૪

---

૧૬. ઓટ=ગૂંથણી. દર્શનમત નાનાવિધ=જાતજાતના દર્શનના મત. ટેક=ટીલું, આગ્રહ. કોટેકોટ=કરોડો. ૧૭. રમણ=રમવું. ધર્ણ=ધરતી. નીર=પાણી. ૧૮. જળચર=પાણીમાં ફરતા. થળચર=જમીન ઉપર ફરતા. ખેચર=આકાશમાં ફરતા. મિશ્રિત=ભેળા થયેલા. ૧૯. કલ્પિત=કલ્પેલ; મિથ્યા. અકળિત=કલ્પનાથી પાર. ૨૩. મિત=માપ. અમિત=અમાપ. શબ્દાતીત=શબ્દથી પાર એવા બ્રહ્મ. ખાંતે=લાલસામાં. ૨૪. કૈવલ્યકંદ=કેવળ કૈવલ્યસ્વરૂપ પરબ્રહ્મ.

# સંતપ્રિયા

## દોહરા

ઓંકારથી આદ્ય હો, અકળરૂપ અનંત;
કલ્પિતતા મધ્ય શૂન્યસી, માનિનતા માનંત. ૧
આદ્યનિરંજન આપ અજ, ત્યાં કીનો અધ્યારોપ;
અર્ધમાત્રા અખો કહે, કીનો પ્રગટ ગોપ. ૨
તાહીકો વિસ્તાર સદ્ય, ભાષાકવિત કરકે કહું;
હે ચિદ્દઅરણુવ અગાધ, હું ચીડી ચંચ ભરીકે કહું. ૩
સંતપ્રિયા સુખવર્ધની, જાકે હૃદે હેત;
અખા કરત આલોચના, તહાં ધર આપ લે હેત. ૪
સંતપ્રિયા સંતકું રુચે, બડ આસે શિવરૂપ;
રૂપ અરૂપી જે નરા, અનુભવ અકળ અનુપ. ૫

---

(આમાં આંકડા દોહરા તથા કવિત વગેરેના અંકના છે.)

૧. કલ્પિતતા=કલ્પેલું હોવું. માનિનતા=માનવાપણું. ૨. આદ્ય-નિરંજન=આદિમાં અને કોઈ પણ જાતના અંજન વિનાના–નિર્ગુણ ને નિરાકાર. અજ=અજન્મા. અર્ધમાત્રા=ૐકારની અર્ધમાત્રા–બિન્દુ. ગોપ=ગુપ્ત. ૩. સદ્ય=તરત. ચિદ્દઅર્ણવ=ચિતરૂપી સમુદ્ર. ચીડી=ચકલી. ચંચ=ચાંચ. ચકલીની ચાંચમાં કેટલું આવે? ૪. સુખવર્ધની=સુખ વધારનારી. આલોચના=તપાસ નિરીક્ષણ. ૫. આસે=આશય, અભિપ્રાય.

પરબ્રહ્મ કહત પરોક્ષ હે, બિન પ્રત્યક્ષ પ્રમાન;
જાકું પિંડ પરચા નહી, સો કોટિ કરે અયાન. ૬

## કવિત

પ્રત્યક્ષ કે પ્રમાનબિના નર, ધાવત ધૂપત તોરત પાતી
પ્રત્યક્ષ કે પ્રમાનબિના, નર નાચત ગાવત હોય હે યાતી.
પ્રત્યક્ષ કે પ્રમાનબિના, નર ખાવત પીવત શ્યામા સરાતી.
ન પ્રત્યક્ષ પ્રમાન સોનારા, બિન ભરતાર સોહે જ્યું બરાતી. ૭
પરબ્રહ્મ રામ નારાયણ નરહર, જાકે હે નામ અનંત અપારા;
સો હરિ હાજહજૂર હથોહથ, સ્વે નર પાવે જો આવે વિચારા;
ગુરુ ગોવિંદ ગોવિંદ સોહી ગુરુ, ગુરુ ગોવિંદ ગને નહિ ન્યારા;
વૈકુંઠતે શુકદેવ ગુરુ બિન આયો, ફરી ભૂ ભાખે સોનારા. ૮
સદ્ગુરુચરન સરન ગ્રહે બિન, ભવજલઆએ સો બહોત વિરાસે;
સદ્ગુરુચરન સરન ગ્રહે બિન, વેદ પઢંતે બંભ નિરાસે;
સદ્ગુરુચરન સરન ગ્રહે બિન, દાની કરન સંસે પરે સાંસે;
સદ્ગુરુચરન સરન સોનારા, સ્વે હરિરૂપ કરે મન આસે. ૯

---

૬. પરચા=જાણ્યો; પરિચય લીધો. અયાન=મૂર્ખતા. ૭. ધાવત=દોડતા, ધૂપત=ધૂપ કરતા. તોડત પાતી=પાતરાં તોડતા. યાતિ=યતિ, સંન્યાસી. શ્યામા સરાતી=વખણાતી–પ્રસિદ્ધ સ્ત્રી માયા–માણસને ખાય છે, પીએ છે. સોનારા=અખો સોની. ભરતાર=સ્વામી, અહીં વર. બરાતી=જાન. (વર વિનાની જાન.) ૮. હાજહજૂર=હાજરાહજૂર. હથોહથ=હાથોહાથ, પાસે. ગુરુ વિના શુકદેવને વૈકુંઠથી ફરી ભૂ–પૃથ્વી–ઉપર આવવું પડ્યું હતું. ભાખે=કહે. ૯. સદ્ગુરુચરન સરન=સદ્ગુરુના ચરણનું શરણ. ભવજલઆએ=સંસારરૂપી સાગરમાં આવે તે. વિરાસે=પસ્તાય. બંભ=બ્રાહ્મણ. નિરાસે=આશય વિના, વ્યર્થ. કરન=કર્ણ. સંસે=સંશય. સાંસે=શ્વાસ. દાની કર્ણને શ્વાસમાં સંશય પડ્યો–એણે જીવ ખોયો. (કવચકુંડલનું ઇન્દ્રને દાન કરવાથી કર્ણને મોત આવ્યું, એ કથા જુઓ.)

## દોહરા

મનસા વાચા કરમના, હરિ ન ભજયો પ્રિય જાન;
અનંત વિષે રસસેં પચ્યો, પુની ગયો પસારે પાન ૧૦

## કવિત

કહા ભયો કંચન કુંદસો અંગ, રંગ સુગંધ શોભા અતિ ઓપે;
કહા ભયો તાન તુરંગ તૂરી ચઢે, ધ્રૂજે ધરા જાકે નેક કોપે;
ધનદ સો ધન કરન સો દાની, તો કહા કામ સર્યો હરિ તોપેં;
એતે ગુન અવગુન ભએ સોનારા, જો ગુરુજ્ઞાન ન પાયો ગુરુપેં. ૧૧
મન રિઝાવન વેદવિદ્યા સબ, મન રિઝાવન ચૌદ વિદ્યારી,
મન રિઝાવન પાટપટંબર, મન રિઝાવન મહોલ અટારી;
મન રિઝાવન તાપ તપે સબ, મન રિઝાવન હોય બ્રહ્મચારી,
મનકું મેટ મનાતીત પાવે, સો તો અખા હે ગુરુકલ ન્યારી.૧૨
રામરસાયન પી ન શકે જન, બહોત જીએતેં કહા કીનો ભગો રે;
રામકી ઠોર ચામરંગ રાચ્યો જ્યું, સ્વાન સુની કીરેહી લગ્યો રે.
ગુરુ ગોવિંદ પહેચાન ન પાયો, રિપુસોં હેત તો સોહી ડગ્યો રે;
એ ડહકયો ડગે ડગ માયા સોનારા, જો ગુરુબેન સુની ન જગ્યો રે.

---

૧૦. મનસા વાચા કરમના=મન, વચન અને કર્મથી. વિષે=વિષય. પુની=ફરી. ગયો...પાન=હાથ પ્રસારીને પાછો ગયો. ૧૧. કંચન=સોનું. કુંદ=મોગરો. તાન=મનનો તુક્કો. તુરંગ=ઘોડાના જેમ જલદી ચાલતું મન. તૂરી=ઘોડો. ધરા=પૃથ્વી. નેક=જરાક. ઘોડો જરાક ખિજાય છે, ત્યાં ધરતી ધણધણે છે. ધનદ=ધન આપનાર, કુબેર. ૧૨. પાટપટંબર=જાતજાતનાં વસ્ત્ર; પાટ અને પીતાંબર. તાપ તપે=તપસ્યા કરે, અથવા પંચાગ્નિ સેવે. મેટ=નાશ. મનાતીત=મનથી પાર ગયેલો. ગુરુકલ=ગુરુની કળ, અથવા ગુરુની કળા. ૧૩. ભગો=માહાત્મ્ય; કીર્તિ. ઠોર=જગ્યા; સ્થાન. ચામરંગ=વિષયરસ. સ્વાન=શ્વાન, કૂતરો. સૂની=શ્વની, કૂતરી. કીરે=કીડામાં. પહેચાન=પરિચય. ડહકયો=લથડ્યો, દ્વિધામાં પડ્યો. ગુરુબેન=ગુરુવાક્ય. જગ્યો=જાગ્યો.

ધન–તન–ત્રિયાસું એસે જડ્યો મન, જેસેં પડ્યો મીનકે મન પાની;
ધન–તન–ત્રિયા સો છાંડ જાત હે, મનકી પ્રીત ન હોય પુરાની.
એહી અવિદ્યા ઘેર્યો દશોદશ, જ્યું જલ ડૂબત નાવ ભરાની;
અબ કર કરતાર શબ્દકો ખેવા, જોં લોં સોનારા ભીનેકી ભાન ન જાની.
રે મન! રામભજનકી ઠોરતેં, ભઈ હે રંગરંગીલીસી રામા;
સુંદર શ્યામ સુનાયો સુન્યો હે, સ્વે સત્ય રૂપ સરાવે તું શ્યામા.
અંબુજસી અંગના અતિ આછી, મન મધૂપ પાયે વિરામા;
ભાવ ભગતિ ભરેંસો સોનારસ, ભૂધરકી ઠોર ભઈ હે જ્યું ભામા.
રે મન! રામ રહે ન પહેચાન્યો, તું ક્વન નિંદ સોયોરે ગુમાની;
ઓસકો નીર યહ તન ધન જોબન, જ્યું ઘન મેં બીજલી મુસકાની;
તાહીમેં મોતી તું પોઈ લે પ્યારે, સઈ લે સદ્ગુરુ સંત જ્ઞાની;
હંસકલા ગુરુ દેવે સોનારા, ન્યારા રહે દૂધ પાનીકા પાની.૧૬
સદ્ગુરુ સાન સંભાલે સો સંતજન, અન્યતેં મન કછુ ઠોર ન આવે;
મંજન સો મલ ટારે ઉપરકે, ભવભંજન ગુરુ જ્ઞાન બતાવે;
ખંજનસી મતિ છાંડ સદ્ગુરુ, અંજન દે નેન ઘેહેન ગમાવે;
ગુરુ ગોવિંદ નહિ નર ન્યારા, સોનારા સેવે સો સબે સૂઝ પાવે.

---

૧૪. ત્રિયા=સ્ત્રી. મીન=માછલું. પુરાની=પહેલાંની, પ્રાચીન. ભરાની=ભરાઈ ગયેલી. નાવ=હોડી. કરતાર=કિરતાર. ખેવા=કેવટ, વહાણ હાંકનાર. જોંલો=જ્યાં સુધી. ૧૫. રામા=સ્ત્રી, માયા. શ્યામા=સુંદર યુવાન સ્ત્રી; માયા. અંબુજશી=કમળ જેવી. અંગના=સ્ત્રી. મધૂપ=ભમરો. વિરામા=વિરામ, શાંતિ. ભૂધર=પૃથ્વીને ધારણ કરનાર ભગવાન. ભામા=સ્ત્રી. ૧૬. કવન=કેમ. ઓસ=ઝાકળ. નીર=પાણી. ઘન=વાદળ. બીજલી=વીજળી. મુસકાની=મંદમંદ હસી; ઝબકી. પોઈ=પરોવી. સઈ લે=ગ્રઈ લે. હંસકલા=હંસના જેવી દૂધપાણીને ન્યારા કરનારી કળા. ૧૭. મંજન=સાફ કરવું તે. મલ=મળ, મેલ. ટારે=ટાળે. ભવભંજન=સંસારને ભાંગનારું. ખંજન=દિવાળીઘોડો. અંજન=આંજણ, સુરમો. નેન=આંખ. ઘેહેન=ઘેન.

સદ્ગુરુ માન સબે વહે સંપન; ખંપન ચેહી કે બ્રહ્મ ન જાને;
બ્રહ્મજ્ઞાનબિના ભટકે નર ભૂલે, અટુલે આપા પરહાથ બિકાને;
આપકોઈઓર ઉપાસન ઔર જ્યું, નીલકા નીર મસી મધ્ય સાને;
એસેં અખો કહે ભયે ભવમેં ગુરુ, સો ગોવિંદ કહા શીષપેં ઉર આને.
એસે નરકું ગુરુ કીજે સોનારા, જ્યું ન્યારા જમે સિંધુમેં જલમોતી;
જ્યું કિંમત કોઇ કલા ન પહેચાને, જલમેં પહાડ છિપે મધ્યજોતી;
જલે જુપરી ઓર સૂન્ય જરે નહિ, જો ભરપૂર ભરી મધ્ય હોતી;
એસા ગુરુ રામ રામ કર છોડે, ટાલે સો શ્વાનશૃગાલકે ગોતી. ૧૯

## દોહરા

અચ્યુતગોત્ર જન રામકા, હંસબરન હરિરૂપ;
ગુરુગોવિંદકું જબહી મિલ્યા, તબહી ભયા તદરૂપ. ૨૦

## કવિત

નીચથેં નીચ કેસા કુલ હોતા, જાત બરન ખપે ચતુરાઈ;
પંડિત જાણુ બડે ભટ બૈકુંઠ, ન ચલે જ્યું નિસાન બજાઈ;
ચમાર જુલાહા નાઈ ધુનિયા, દાદુ રૈદાસ સેના કબિરાઈ;
રામ સોનારા અગ્નિકીસી જ્વાલા, મધ્ય પડ્યો સો કીનો અપનાઈ. ૨૧
નાંહીં કરમકી કીચ હરિજનકું, મક્ષિકા ન છુએ જેસે ચંદનકું;
જ્ઞાનગગનમેં જાત સબે ગેબ, એબ નહિ મેઘબુંદનકું;

---

૧૮. સંપન=સંપત, સંપત્તિ. ખંપન=ખામી, ખાંપણ. પરહાથ=પારકે હાથ. બિકાને=વેચાય, ખપે. નીલ=ગળી. નીર=પાણી. મસી=મેશ અથવા શાહી. સાને=ભળે, મળે. શીષ=માથું. ઉર=હૃદય. ૧૯. જમે=જામે. સિન્ધુ=સમુદ્ર. જોતી=જ્યોત, રસી. જુપરી=ઝૂંપડી. જરે=જડે. શૃગાલ=શિયાળ. ગોતી=શોધી કાઢી. ૨૦. બરણ=વર્ણ. તદરૂપ=તે હરિના રૂપ—હરિરૂપ. ૨૧. નિસાન=ડંકો. જુલાહા=સાળવી. કબીર સાળવી હતા. નાઇ=હજામ. સેનો નાઈ હતો. રહીદાસ ચમાર હતા. ધુનિયા=પીંજારો. દાદુ પીંજારો હતો. અગ્નિની કોઈ પણ જ્વાળામાં પડ્યા, તો અગ્નિએ તેને અપનાવ્યો—પોતાનો કર્યો.

ભીલીકે બોર જૂઠે ભક્ષે ભાવ સોં; તો કહાં લાજ લાગી રઘુનંદનકું;
એ જેસો તેસો હે હરિજન સોનારા, કિયો હે જ્યું નીર બંધનકું. ૨૨

જોપેં રામ રહ્યો રહિયા, ઉદયા હે દિનકર કહાં શસી;
વિધિનિષેધ બપુરાકો કહાં બલ, જહાં ગુરુકી કરુના વિલસી;
સ્વે શુકદેવ પાયો ગુરુભેવ, કહાં ચંદન ચરચ્યો તુલસી;
અખા જેસેહેં મૂકકી સાકર, ઘટ ઘૂંટે સો જાને સીરી ભિ લસી. ૨૩

બ્રહ્મજ્ઞાન બિના સુખકી સીહીર ન પાવે, જ્ઞાન બિના સંસે નહી છૂટે;
જ્ઞાનબિના દેહકો અપરાધી, જ્ઞાનબિના નિત્યથે સબ લૂટે;
જ્ઞાનબિના શ્વાનશુકર જેસો, જ્ઞાન આયો ભ્રમકો ભાંડ ફૂટે;
જ્ઞાન સો ગોવિંદ ગોવિંદ સો હી જ્ઞાન, ઐસેં અખો કહે માયાસેં ટૂટે.

જ્ઞાનબિના ઢૂંઢે ગિરિગહવર, જ્ઞાનબિના પરાધીન સો નંચે;
જ્ઞાનબિના મંજન મલધારી, જ્ઞાનબિના કાયકે કેશ ખંચે;
જ્ઞાનબિના જુવતી જન મોહ્યો, જ્ઞાનબિના કરમ કોટ્ય ન વંચે;
જબ જ્ઞાનગજયોં સંગસોનારા, ભાગે ભ્રમમેગલ મદ મંચે. ૨૫

---

૨૨. કીચ=કાદવ. મક્ષિકા=માખી. છુએ=અડે, અપવિત્ર કરે. જ્ઞાન-ગગન=જ્ઞાનરૂપી આકાશ. ગેબ=અલોપ. એબ=દોષ, કલંક. મેઘબુંદન=મેઘનું બિન્દુ; વરસાદનું ટીપું. ભીલી=શબરી ભીલડી. જૂઠે=એઠાં. ભક્ષે=ખાય. રઘુનંદન=રામચંદ્ર. ૨૩. રહિયા=હૃદયમાં. ઉદયા=ઉદય પામ્યા. દિનકર=સૂર્ય. શસી=શશી, ચંદ્ર. બપુરાકો=બાપડાનો. બાપડા વિધિનિષેધનું શું બળ? કરુના=કરુણા, કૃપા. ગુરુભેવ=ગુરુનું રહસ્ય. તેમણે ચંદન લગાડવાના ક્યાં બાહ્ય ઉપચારો કર્યા હતા? મૂકકી સાકર=મૂંગાનો ગોળ. ઘટ...ભિલસી જે ઘટઘટમાં રામને ઘૂંટે છે, તે જાણે છે કે આ સીરીભિ—સુરભિ—તેની જ લસી રહી છે—લખ લખી રહી છે. ૨૪. સીહીર=સેર, ઝરણ. શ્વાનશુકર=કૂતરો અને ડુક્કર. ભ્રમકો ભાંડ=ભ્રમનું વાસણ. ૨૫. ગહવર=ગુફા. નંચે=નાચે. મંજન=પાણીમાં ડૂબવું, સ્નાન. મલધારી=મેલવાળું. કાયકે કેશ ખંચે=કાયાના વાળ ખેંચે. જુવતી=યુવતી, જુવાન સ્ત્રી. વંચે=દૂર

## દોહરા

સર્વાંતીત સબ જા વિષે, સબસમેત અબ શૂન્ય;
સ્વે સ્વરૂપ સ્ફુરન ભયો, નાંહીં જ્ઞાન નહિ નૂન્ય. ૨૬

## કવિત

જ્યું જન સોયો એક સેજાપર, સો સ્વપ્ને સત કોટ ભયો હે;
હય હસ્તી નર વાહન નરપતિ, સેન સુંદર જોષિતા નચ્ચો હે;
આઈ ગુરુ જગ્ગો જન સોવત, તાકત અંત હી એક રહ્યો હે;
તેસેં અખા સોયા સ્વપ્ન સબ, દેખત સો ગુરુ જ્ઞાન દિયો હે. ૨૭
જ્ઞાનીહીં જ્ઞાન પુકારે સબેકું, જ્ઞાનકો રૂપ અનંત અપારા;
કોઉ હે કર્મ ધર્મ કે જ્ઞાની, કોઉ હે મંત્ર–ઉપાસનહારા;
કોઉ હે જોગપવનકે જ્ઞાની, કોઉ કરે પંચભૂત વિચારા;
જાકું સોનારા આપાપર છૂટા સો, જ્ઞાનવિજ્ઞાન જ્યું કા ત્યું સારા. ૨૮
સોહાગનકી સીર જાને સોહાગન, ન જાને દોહાગન કંથવિછોઇ;
નવ નવ નેહ નવપલ્લવ નારી, ઉર આતુર રહેત હે જ્યું અછોઈ.
પ્રત્યક્ષ રામ પલોપલ પૂરન, જાનત નાંહીં મેં કોન હોં ઓઈ;
આપા ગયો ગુરુભેવ સોનારા, સારથે સાર લીનો હે જ્યું દોહી. ૨૯

---

થાય. સંગ=સિંહ. ભ્રમમેંગલ=ભ્રમરૂપી હાથી. જ્યારે જ્ઞાનરૂપી સિંહ ઊંચે આસનેથી ગાજે છે, ત્યારે ભ્રમરૂપી હાથીનો મદ ભાગી જાય છે. ૨૬. સબ જા વિષે=સહુ જગ્યા વિશે. સમેત=સાથે. અબ=હવે. સ્ફુરન ભયો=સ્ફૂર્યો. નૂન્ય=ન્યૂન; ઓછો. ૨૭. સેજા=શય્યા, પથારી. સતકોટ=શતકોટિ, સો કરોડ. હય=ઘોડો હસ્તી=હાથી. નર=માણસ. નરપતિ=રાજા. સેન=સેના. જોષિતા=યુવતી, સ્ત્રી. નચ્ચો=નાચ્યો. આઈ=આવી. જગ્યો=જાગ્યો. સોવત જન–ઊંઘતા માણસને. તાકત= ત્યારથી. ૨૮. મંત્ર–ઉપાસનહારા=મંત્રની ઉપાસના કરનારા. જોગ-પવન=યોગ અને પ્રાણાયામ. જ્યું કા ત્યું=જેમનું તેમ. ૨૯. સોહા-ગન=સોહાગણ. સીર=રગ. દોહાગન=વિધવા. કંથવિછોઈ=ધણીથી છૂટી પડેલી. નવ નવ=નવો નવો. નેહ=સ્નેહ. નવપલ્લવ=નવા કુમળાં

ઈતિ ઉત મન ફીરે ક્હા તેરા, તામેં રહત સા આધાર ધરાધરકા;
તેરા સમાસ હોવે મન તામે, જબ જાને તું ભેવ ગિરિધરકા;
શબ્દમેં શબ્દાતીત બોલત, પાયા પરછંદા પરાધરકા;
જાને કા સંત સોનારા સીધી કળ, પ્રત્યક્ષ પહુંચે પરાધરકા. ૩૦
પૂરન બ્રહ્મ ઠહરે સો પૂરન, પૂછયો ગિરિજા ગિરિજાપતિસાં;
પૂરન બ્રહ્મ ઠેહરાવ સુન્યા જબ, કહ્યો આદ્ય પુરુષ પ્રજાપતિસાં;
પૂરન બ્રહ્મ ઠેહેરાવ કીનો હે, ગુરુ વસિષ્ઠ હર જાપત સો;
મહાજન બ્રહ્મ ઠેહેરાવ સોનારા, સત્ય માન શબ્દ પ્રજાપતિસો. ૩૧
સોહંપ્રકાશ સ્વરૂપકો પુની, તહાં પહોંચત નહિ બતિયાં દંતકી;
આપાનંદ અનોપમ આસે, તહાં લાગત નહિ સત્તા જંતકી;
આપાપર ભંગ અધ્યાસ નહિ અંગ, સૂત્ર નહિ તહાં કહાં મંત કી;
સદ્‌ગુરુકે બિન બગસે નિજ નેન, સમજ સોનારા સરે સંત કી. ૩૨
જેસો હે બ્રહ્મ એનેએન પૂરન, એસો ન જાની શકત હે જિયરા;
કોટ કાલકી કલા મન જાનત, તેસો તો કહે ન શકે એ ગિયરા;
જેસી રસના ભાષા કર ભાખે, એસો તો લે ન શકે અગરા;
સેન ગુરુકી સમજ સોનારા, લક્ષ પાયા નિબયાૈ ઝગરા. ૩૩

પાંદડાં જેવી, સુકુમાર. ઉર આતુર=અંતરમાં ઉત્સુક. અછોઈ=પવિત્ર. પલોપલ=પૂરેપૂરો. પૂરન=પૂર્ણ. ઓઈ=તે. સારથેં=સારમાંથી. ૩૦. ઇતઉત=અહીંતહીં. ધરાધર=ધરાને ધારણ કરનાર, પરમાત્મા. સમાસ=સમાવેશ. પરછંદા=છાયા. પરાધર=પરાવાણીને ધારણ કરનાર, પરમાત્મા. ૩૧. ગિરિજા=પાર્વતી, ઉમા. ગિરિજાપતિ=ઉમાપતિ શંકર. આદ્યપુરુષ=આદિપુરુષ, બ્રહ્મા. પ્રજાપતિ=સર્વ પ્રજાઓના પિતા. જાપત=જપે. ૩૨. પુની=પૂર્ણ. બતિયાં દંતકી=મોઢાની વાત. આપાપર-ભંગ=હું અને પારકો ભાંગી ગયો છે, અંગ ઉપરનો મિથ્યા આરોપ ટળી ગયો છે. સૂત્ર=દોરો. મંત કી=શી મંત્રણા. બગસે=બગદે, ભૂલે. નેન=આંખ. ૩૩. એનેએન=જેમનું તેમ, અસલ. જિયરા=જીવ, ગિયરા=ગિરા, વાણી. રસના=જીભ. ભાખે=કહે. અગરા=આગળ.

જહાં કછુ નાંહીં કહાં કછુ થાપત, શુદ્ધ નિરંજનકે મધ્ય ઓટે;
જયુંકા ત્યું સોહી સહજ સ્વતંત્ર, કલ્પના નેક સો ભ્રમકી કોટે;
જહાં પરપંચ તહાં પુરુષોત્તમ, જહાં મધ્યભાગ તહાં ક્ષેતી કરોટે;
કહત અખો યહાં નહિ ચિતવન, ચિત્ત ઉઠા વિના જયું કોઈ અઠોટે;

દોહરા

એસો લક્ષ હે જ્ઞાનકો, ઔર સબે મનકીન;
અખા સબે મનકો રચ્યો, મનુઆ અધિક આધીન. ૩૫
દેહ અભિમાની જબ ભયો, ઇત ઉત ફેલ્યો આપ;
કહત અખો મન તાહીં સબ, લોક ચૌદકો વ્યાપ. ૩૬

કવિત

જાવત હે સબ લોક યહાંથે, આવત નાંહ જન કોઇ ફરી;
રાય રાનાસે બડે ભટ પંડિત, કોઈ ન દે પઠયો પતરી;
ધન દારા સુત રહત પરે, માનિનતા દેહસંગ વરી;
ઇતની તો અપને નેનું દેખો, ઔર અખા મનને પકરી. ૩૭
દેહધારી કહત અલૌકિક, પરલોકકી દેહ કરત બતિયાં;
સાધન સંગ કરત દેહધારી, દેહ લિખત પુસ્તક પતિયાં;
સ્વર્ગ વૈકુંઠ બતાવે દેહધારી, કહત બનાઇ ઘર છતિયાં;
દેખિયત હે સોનારા સબે ઇત, ઉતકી કોઈ કહે નહિ રતિયાં. ૩૮

---

નિબર્યો=નીવડયો, પતી ગયો. ઝગરા=ઝગડો. ૩૪. નેક=ભલી, સરસ. કોટે=કોટિએ, જેવી. પુરુષોત્તમ=પુરુષોમાં ઉત્તમ, બ્રહ્મ. ક્ષેતી=ખેતી. કરોટ=ખપ્પર; ખોપરી. અઠોટે=ગોઠવે. ૩૫. મનકીન=મનન કરેલું. મનુઆ=માનવ. ૩૬. વ્યાપ=ફેલાવો. ૩૭. રાના=રાણા. પઠ્યો પતરી=ભણીને કોઈ અમરલેખ અપાતો નથી. દારા=સ્ત્રી. પરે=વેગળા, આઘા. માનિનતા=હુંપણું. દેહસંગ=દેહની સાથે. વરી=પરણી. પકરી=પકડી. ૩૮. દેહધારી=દેહને ધારણ કરનારો જીવ. બતિયાં=વાતો. પતિયાં=પાનાં. ઘર છતિયાં=મહેલઝરૂખો. બનાઈ=બનાવીને. ઇત=અહીં. દેખિયત=દશ્ય, દેખાવ. ઉત=તહીં. રતિયાં=થોડી પણ.

ઇત ઉત મન ફુરયો હે જ્યું તેરો, મન ખડા હે તો સબે સચ્ચો;
કારન કરજ સબે મન હીકો, મન ભયો હે પવન રચયો;
મનપવનકી લે શૂન્યસાગરમેં, એસેંહી ખેલ મચ્ચો;
એહી અનુક્રમ અખા ભયો ગોચર, અચયો રસ ઉનકું જ્યું અચ્ચો;
હે કછુ ઓર ભઈ કછુ ઓર, અટપટી આદ્ય અનાદ્ય ચલી;
લૌકિક ઓટ અલૌકિક ઉરે, લૌકિક લૌકિક માંહીં જ્યું ભલી;
સદ્‌ગુરુસેન સોનારા સીધી કલ, જેસેં ઉઘડત હે કદલી;
શેષે રહ્યો સો રહ્યો બરાબર, બિન સમજયો શુક બંદયો નલી. ૪૦

## દોહરા

છૂટ કથીર કંચન ભયા, ગુરુકલ વસ્તુ વિચાર;
આપા મેટ્યા આપ રહે, કહેતા હવા સોનાર. ૪૧

## કવિત

મેં નહિ મેં નહિ પ્યારે, તુંહી હે તુંહી હે તુંહી હે સહી;
કંચુકીકો બલ હે જ્યું કહા, હરે ફરે જ્યું આપે હી અહિ;
અંગ ભુજંગ ગયો જબ નિકસી, તબ જડ જરા જિતહી તિતહી;
નેન શ્રવન નાસા અંગ મેરો. રામ સોનારા ફરે હે જ્યું બહી. ૪૨
જ્યું અંગ ! અહિકે અંગ હોત જરા, સો તો અંગહીતે આહી ઊપજી
અન્ય ઉપાય કારન નહિ ઉરે, સહજ સમારી સો સેજ સજી;

---

૩૯. ફુર્યો=સ્ફુર્યો. સચ્યો=ભેગો થયો. કારનકરન=કાર્યકારણ. શૂન્યસાગર=શૂન્યરૂપી સાગર. શૂન્ય એવા બ્રહ્મસાગરમાં મનરૂપી પવનની લહરી આવી છે. ગોચર=ગમ્ય; સમજાય એવો. અચયો=અચવ્યો; વણચાખ્યો. ૪૦. કલ=કલા. કદલી=કેળ. શુક=પોપટ. નલી=ડોક. ૪૧. મેટયા=મટ્યા. ૪૨. કંચુકી=કાંચળી. અહિ=સાપ. ભુજંગ=સાપ. અંગ=શરીર. જરા=વૃદ્ધાવસ્થા. જિતહી તિતહી=જ્યાંત્યાં. શ્રવન=કાન.

તેસે નર નારાયણ નિરગુન, સગુનતા એસેહીં ભજી;
ગુન નિરગુન અખા નહિ ઉરે ભેવ પાયો ભવભ્રાંત તજી. ૪૩
જો મન માન્યો તો બ્રહ્મ સબે કો, જો મન માન્યો તો જીવ સબે;
જીવ હી જીવ ટરત નહિ કો જુગ, અબ જેસો હે તેસો તબે;
દેહદરસી દિનોદિન દારુન, દેહકે દોષતેં રહે જ્યું દડે;
જો દિવ્યદૃષ્ટિ દીની ગુરુદેવને, તો બ્રહ્મ સોનારા સબેહીં ફબે. ૪૪
મનકો લક્ષ પલટેતેં પૂરન, બ્રહ્મ જેસો કો તેસો હે સદા;
જ્ઞાનબિના ભટકે હે જુગોજુગ, જ્ઞાન આયો ભયો બ્રહ્મ તદા;
અક્ષરતેં ઉલઝણ નહિ ભાગત, કહા ભયો પુસ્તક પોઠ લદા;
કહે સુને સિધ નાંહી સોનારા, સ્વયં હરિરૂપ ભયો હે ન જ્યું રદા

## દોહરા

ચિદ ચરાચર ચિહ્નિનબિન, ચિતવતહીં ચિત્ત કહેન;
પૂરન લક્ષબિન પામરા, આયુ ઘટત દિનરહેન.
પૂરનતા જાનત નહિ, લેત ગુનનકી ઓટ;
સો ભવમેં ભટકે અખા, શીસ તિમિરકી મોટ. ૪૬

---

૪૩. અંગ=હે પ્રિય જન! અંગહીતે=અંગમાંથી જ. આહી=છે. સેજ=શય્યા. ભવ=સંસાર. ભ્રાંત=ભ્રાંતિ, ભ્રમ. ૪૪. દેહદરસી=દેહદર્શી, દેહને જોનારો. દારુન=દારુણ, ભયંકર. દડે=પડે, દોડે. દીની=આપી. ફબે=શોભે, સોહે. ૪૫. તદા=ત્યારે. ઉલઝણ=ફાંસ, આંટી. પુસ્તક... લદા=પુસ્તકના ગંજના ગંજ લાદવાથી શું વળવાનું છે? સિધ=સિદ્ધિ. રદા=હૃદયમાં. ૪૬. ચરાચર=ચર અને અચર. ચિહ્નિનબિન=ચિહ્નરહિત, અણુલિંગી. જ્યારે અણુલિંગી છે ત્યારે ચિત્ કહેવાય છે, પણ જ્યારે ચિન્તવન કરવા લાગે છે ત્યારે તે ચિત્ત કહેવાય છે. દિનરહેન=દિનરેન; દિવસરાત. શીસ=માથું. તિમિર=અંધકાર. મોટ=બોજો; ભાર.

## કવિત

જ્ઞાનકી ગત બૂઝત નાંહી બાવરે, જ્ઞાનબિના જ્યું અજ્ઞાન ટટોરે;
દેહ વિદેહ કીની ચાહે મૂરખ, ઉદ્યોત કેસે હોય ગુંજા બટોરે;
ભિંન સુભાવ ઇંદ્રી ગુન ઉરે, તાં કરી સુદાસુદ ચાહેતોરે;
દેહાતીત અધ્યાસ અનોપમ, સો તો અખા હે ગુરુકલ ઓરે. ૪૭
સૂઝ ન બૂઝ ન ગૂઝ ગોવિંદકી, લૂઝ પરે દેખી લોક અડંબર;
આછો સોઅંગ ઉર તાન તરંગ, શોભા સુગંધ રંગ પાટ પટંબર;
તનસુખ મનસુખ લાલચ કે લિયે, ચિત્રવિચિત્ર દેખી ભયો ગુંબર;
રામબિના રીત્ય માની સોનારા, જેસેહી અંક ભરે કોઈ અંબર.
ધન–તન–મન ઉપાસે સબે કો, જાનત હે જગદીશ આરાધે;
એઠાસો ચાલ,એઠાસો આરાધન, એઠાસો બોલે બોલ જ્યું આલાધે;
આત્મજ્ઞાન નહિ ગુરુકી ગમ, ભ્રાંતહી છોત સારે દિન સાધે;
ઠાકરકો ઠેહેરાવ ન પાયો, માયાતેં સોનારા ખેલાવત ખાંધે. ૪૯
માયાકે રંગ દેખી જ્યું મનોહર, માનત હે જગદીશ ગુસાંઈ;
ધન તન હય હસ્તી શિષ્ય સેવક, જાન સબે ગેબ જેસે ઘનછાંઈ;
પંચભૂતકો ઠાઠ ઠર્યો ચૌદલોકમેં, કીટ પતંગ સ્વામી સેવકતાઈ;
નાંહીં કો અધિક નૂન્ય સોનારા, સબ ચિત્ર ચિતેરા હે સાંઇ. ૫૦

---

૪૭. ગત=ગતિ. બાવરે=બાઉર, પાગલ. ટટોરે=ફંફોસે. ગુંજા=ચણોઠી. બટોરે=એકઠી કર્યે. સુદાસુદ=લાભગેરલાભ. દેહાતીત=દેહથી પર. અનોપમ=ઉત્તમ. ઓરે=પાસે. ૪૮. ગૂઝ=ગૂંજ, ગુંજારવ. લૂઝ પરે=લચી પડે. અડંબર=આડંબર. સોઅંગ=સુઅંગ, સુંદર શરીર. પાટ=શણનું વસ્ત્ર. પટંબર=રેશમી વસ્ત્ર. તનસુખ=શરીરનું સુખ. મનસુખ=મનનું સુખ. ગુંબર=ગોળો. રીત્ય=રીત. અંબર=આકાશ. આકાશને બાથમાં લેવાનો પ્રયત્ન કરવા જેવી એ રીત છે. ૪૯. એઠાસો=ગાંઠ સાથે; ગ્રંથિયુક્ત. આલાધે=મેળવે. છોત=છૂત. સારે દિન=આખો દિવસ. ઠાકર=ઠાકુર. પરમેશ્વર. ઠેહેરાવ=ઠેરાવ, સ્થિરતા, વિશ્રામ. ૫૦. ગુંસાંઈ=ગોસ્વામી. ઘનછાંઇ=વાદળાંની છાયા. નૂન્ય=ન્યૂન. ઓછું. ચિતેરા=ચિત્રકાર. સાંઇ=સ્વામી, પ્રભુ.

દેહદરશી દેહ દેખી જુગ મોહે, ભંગુરકુ માનત અવિનાશી;
ઉપજ્યા સો અલપાય નિશ્ચે કર, કોઇ રહંત નહિ ભૂતલવાસી;
પંચભૂતકોં પરમેશ્વર માનત, આઇ લગી કોઇ ગેબ બિલાસી;
પંચાતીત અલક્ષ સોનારા, જાનત હે કોઈ પંથ નિરાશી. ૫૧
અન્ય ઉપાસન પેઠા રહામેં, જા તન હે હમ હે જ્યું અછોહે;
અન્યહી અન્ય દેખે સબનીકો, પલભર રહત જ્યું નાંહી વિછોહે;
અનીનકો ઉપદેશ સુને કહાં, જ્યુંલોં ના અનર્થ ગછોહે;
નરનરમધ્ય નારાયન નિરગુન, સગુન સોનારા ભેખ કછોહે. ૫૨
મનકે પીછે ફરે ખટ દરશન, રામ પહેચાનત નાંહીં મના;
યાંહી લગા બિલગ્યો હે અચાનક, તહાં તદરૂપ હોવે જ્યું ઘના;
પાનીકીસી બાન પરી મનહીકી, રંગરંગમેં રૂપ ધરે અપના;
મનાતીત અગોચર આસે, તહાં તો અખા મન હોત ફના. ૫૩
અપરસ અંગ રહત નાંહીં બાવરે, રાખ શકે જોપેં મન અછૂતા;
તન તપાસ કરત નાંહીં તાથેં, કુંજર શૌચ કીનેથેં પશુતા;
જાવત ચિહીનત નહિ પરમાતમ, તાવત દેહકૃતમેં સબ ગૂતા;
આપાપર છાંડ ભયો વસ્તુરૂપી, તબે સોનારા સબે બ્રહ્મભૂતા. ૫૪

---

૫૧. ભંગુર=ભાંગી જનારું, ક્ષણિક. અવિનાશી=વિનાશ ન પામે એવું. ભૂતલવાસી=પૃથ્વી ઉપર રહેનાર. આઇ=અવસ્થા. બિલાસી=ભોગી. ગેબી=અદૃશ્ય. અલક્ષ=લક્ષમાં ન આવે એવો પરમાત્મા. પંથ=માર્ગ. નિરાશી=આશાથી મુક્ત થયેલો. ૫૨. અછોહે=અછૂતો; અસ્પર્શ્ય. વિછોહે=વિયોગમાં. અનીન=અનન્ય, પરમાત્મા. અનર્થ=જંજાળ; ખોટી વસ્તુ. ગછોહે=છોડે. કછોહે=કષાય; ભગવાં. ૫૩. બિલગ્યો=જુદો પડયો. યાંહી=એમાંથી. ઘના=સઘન. પાનીકીસી=પાણી જેવી. બાન=સ્વભાવ. હોત ફના=લય પામે; નાશ પામે. ૫૪. અપરસ=અસ્પૃશ્ય. અછૂતા=અછૂત, અસ્પૃશ્ય. જોપેં=જોકે. તાથે=તેથી. કુંજર=હાથી. શૌચ કીનેથે=શૌચ કરવાથી, મલમૂત્ર કરવાથી. પશુતા=પશુપણું. જાવત=જ્યાં સુધી. ચિહીનત=વિચારે. તાવત=ત્યાં સુધી. દેહકૃતમેં=દેહનાં કૃત્યોમાં. ગૂતા=ગૂંચાયા.

ભંડુ ન જાને ભલાસા અનુભવ, જેસી તેસી અપની કરે આગે;
નેહેચા નાંહીં નાંહીં ગુરુકી ગમ, સ્વાન ભૂકે જેસે જાગકુજાગે;
કર્મ ન ધર્મ ન જ્ઞાન ન બૂઝત, જાનત નાહીં ચંચલ ભક્તિવેરાગે;
જ્ઞાન અખા હે હંસકો ખાવનો, મુક્તાફલ ચૂગ્યા જાય કેસેં કાગે. ૫૫
સંગતે રંગ ફરે ન કુબુદ્ધિકો, બક મિલ્યો જેસે હંસકી ટોરી;
મરાલ મિલે મુક્તાફલ ચૂગે, બગ બૂરી બૂરી મછી ઢંઢોરી;
ત્યું જ્ઞાનમતામેં મિલ ખલજ્ઞાની, મનકો મોડ જેસેકો તેસો રી;
એસે નરકોં નેક મત માનો સોનારા, કહાભયો દૂધજેસી છાછકી ગોરી.
વર્ષકી કોટિ પચ્યો પથરા, નીરમધ્ય સોતો રહત પર્યો;
નીરકો નેક સમજ ન લાગત, ટાંકી લાગી તબ વહ્નિ જર્યો;
ત્યોં ખલજ્ઞાની અહંકાર ન છાંડત, અંતર ભિન્ન ભંગાર ભર્યો;
એસે નરકું ફિટકાર સોનારા, કર્મ અરુ બ્રહ્મ દોનોતેં જ્યું ટર્યો. ૫૭
જ્ઞાનીસું જ્ઞાન કથીજે સયાને, અજ્ઞાનીસું વાદ વદે કોન ભોરે;
અજ્ઞાની અંકાર આને ઉર અંતર, સત્ય શબ્દકો દેત મરો રે;
ભીતર ભિન્ન ભંગાર ભરે હે, બાહેર બાત બનાવે ઓરે;
સંતસમાજ સોનારા સો ન્યારા, સતભાવ વિના ભવભૂત પછોરે. ૫૮

---

૫૫. ભંડુ=ભૂંડો, ભ્રષ્ટ ભલાસા=સદ્‌ગુણીનો; ઉત્તમનો. આગે=આગળ. નેહેચા=નાળચું. ગમ=સમજ. સ્વાન==શ્વાન, કૂતરો, જાગકુજાગે=સારીમાઠી જગાએ. ખાવનો=ખોરાક. મુક્તાફલ=મોતી. કાગે=કાગડાથી. ચૂગ્યા જાય=ચાંચમાં લેવાય, ખવાય. ૫૬. સંગતે=સંગતથી. કુબુદ્ધિકો=ખરાબ બુદ્ધિવાળાનો. બક=બગલો. ટોરી=ટોળી. મરાલ=હંસ. મછી=માછલી. ઢંઢોરી=હલાવી હલાવીને પકડે. બૂરી=ખરાબ. જ્ઞાનમતા=જ્ઞાનવાનો. ખલજ્ઞાની=શઠજ્ઞાની. મોડ=આમળો. છાછ=છાશ. ગોરી=ગોળી. ૫૭. વર્ષકી કોટિ=કરોડો વર્ષ. નીર=પાણી. પર્યો=પડ્યો. નેક=ખરેખર. ટાંકી=પથ્થર ટાંકવાનું ઓજાર. વહ્નિ જર્યો=અગ્નિનો તણખો ઝર્યો. ભંગાર=ધાતુનો કચરો. અરુ=અને. ટર્યો=ટળ્યો. ૫૮. કથીજે=કહેવું. સયાને=શાણા. વાદ વદે=વાદવિવાદ કરે,

અજ્ઞાનકું જ્ઞાન માને મન મૂરખ, જ્ઞાન પર્યો કંહી દુરીદરાજે;
સીખી સુની ગલ મારે ગુંસાંઈ, જ્યું જોગપવન કુંભ ખાલી સો ગાજે;
જીવજંજાલ બલા ભરી ભીતર, ઉપર આછીસી બાત બિરાજે;
સો નરકું મત માનો સોનારા, કહા કુલટા ટલે જો નવસત સાજે.
કહા જ્ઞાન કથ્યો મમતા નહિ છૂટી, કહા જ્ઞાન કથ્યો નિંદા મુખ બાઢી;
કહા જ્ઞાન કથ્યો લક્ષ્મી લક્ષ લાગી, કહા જ્ઞાન કથ્યો મનછા ભઇ ગાઢી;
કહા જ્ઞાન કથ્યો પીછો ફર્યો પામર, જ્યુંપા કો ઇંદ્રાનીફલ–
કટુકત્તા બઉ કાઢી;
જ્ઞાન ઓટે અજ્ઞાન સોનારા, ભાવ ગયો ભયો ભૂત ભરાડી. ૬૦
ટૂટો તન ગાત મમતા મટી નહિ, ફૂટ ફજીત પુરાનોસો પિંજર;
જરજર અંગ ઝૂકયો તન નીચો, જેસેહીં વૃદ્ધ ભયો ચલે કુંજર;
ફૂટેસે નેન દસન બિન બેન, એસો ફબે જેસો ઊજર ખંજર;
અજહો સોનારા રામભજનકી બાત નાંહી, જોપેં આઇ પહોંચ્યો
હે મંજર.
એસે નરતેં ખર ખરો ભલો, જો ક્ષામ ભયો ખરતા ન ટરી;
જરજર અંગ જરત નેન નાસા, જેસેં ગ્રીષ્મ ચલ્યો પગરી;

---

અથવા શરત કરે. ભોરે=મૂર્ખ. અંકાર=અહંકાર. સતભાવ=સદ્ભાવ. મરો=માર. ભવભૂત પછોરે=ભવ–સંસારરૂપી ભૂતને ઝાપટ લગાવે! ૫૯. દુરીદરાજે=ગુપ્ત કાટમાં, ખૂણેખાંચરે. ગલ મારે=બડાશ મારે, અભિમાન કરે. જોગપવન=પવનના યોગે. કુંભ=ઘડો. આછીસી=સુંદર. કહા...સાજે=શું સોળ (નવસત) શણગાર (સાજ) સજવાથી કુલટા ટળી જવાની હતી? ૬૦. બાઢી=વકાસી, વધારી. મનછા=ઇચ્છા. ઇન્દ્રાનીફલ=ઇન્દ્રવરણું. કટુકતા=કડવાશ. ઓટે=ઓથે. ભરાડી=ચોર, ઉઠાઉગીર. ૬૧. ગાત=ગાત્ર. પુરોનો=જૂનો. જૂનું શરીરરૂપી પાંજરું ફૂટી ફજેત થયું. જરજર=જર્જર, જાજરો, વૃદ્ધ. ફટેસે=ફાટેલ. દસન= દાંત. બેન=વાણી, અહીં મુખ. ફબે=શોભા. ઊજર=ઉજ્જવલ, સાફ. અજહો=હજુ સુધી. જોપેં=એટલામાં. મંજર=મંજાર, કાળરૂપી બિલાડો.

જરાકો જોર બઢચો જિનકે અંગ, જોબનતા ડસસું ડગરી;
અજહું સોનારા ટેડો ન ટર્યો નર, જોપેં આય મિલ્યો મૃત્યુલગ જગરી.
યૌવન ગયો જરા ઠન્યો, સિર સેત ભયો બુધ કારેકી કારી;
સબ આપન્ય વટી તનનિરત ઘટી, મનસા જ્યું રટી કુલટા જેસી નારી;
જ્ઞાન કથ્યો સો તો નીર મથ્યો, આઇ અખા શૂન્યવાદીકી ગારી;
રામ ન જાને કલિમલ સાને, ભયે જ્યું પુરાને અવિદ્યા કુમારી. ૬૩

## દોહરા

કહેત અખો કેતી કહું, જીવ કુબુધકી બાત;
કોટ કલ્પ સુધી જીએ, તોહુ ન વિષયે અઘાત. ૬૪

તાકો આતમ ઊલસે, પરાપારથેં બ્રહ્મ;
કોટ કર્મ છિનમેં બરે, યેહી પ્રભુકો ધર્મ. ૬૫

જીવ ન કરે અઘ ઇતનો, જે એક રામ જરાય;
બારો મેઘ વરષે અખા, તહાં લાગી શકે ક્યું લાય? ૬૬

---

૬૨. ખર=ગધેડો. ક્ષામ=ક્ષીણ. ખરતા=મૂર્ખતા. જરત=ગળતાં થયાં, ઘરડાં થયાં. ચલ્યો=ચળ્યો, ગયો. પગરી=પગથી. જરા=વૃદ્ધાવસ્થા. બઢ્યો=વધ્યો. જોબનતા=જુવાની. ડસસું ડગરી=ત્રાજવાની દોરી ઉપરથી સરકી ગઈ. જગરી=ઝઘડી. ૬૩. ઠન્યો=પરખાયો; ઘડપણ વર્તાયું. સેત=શ્વેત, સફેદ. બુધ=બુદ્ધિ. કારેકી કાળી=કાળી ને કાળી. આપન્ય=આપત્તિ. વટી=વધી. તનનિરત=તનનિરતિ, શરીરની અપ્રીતિ. મનસા=ઇચ્છા. નીર મથ્યો=પાણી વલોવ્યું. ગારી=ગાળ. કલિમલ=કળિયુગનો મેલ. અવિદ્યા=માયા. ૬૪. કેતી=કહેતી, કહેવત. કુબુધ=ભૂંડી બુદ્ધિવાળો. કોટ=કોટિ, કરોડ. કલ્પ=ચાર યુગનો કાળ. જીએ=જીવે. અઘાત=અમાપ, ઊંડા. ૬૫. ઊલસે=ઉલ્લસિત થાય, પ્રકટે. પરાપાર=વાણીની પાર. છિન=ક્ષણ. બરે=બળે. ૬૬. અઘ=પાપ. બારો...લાય?=જ્યાં બારે મેઘ વરસી રહ્યા છે, ત્યાં ક્યાંથી આગ લાગી શકે?

## કવિત

ભાવના ફિર પરત જિયા જાન લે, ભાવ જેસો તેસો રૂપ તેરો હે;
જો તુજ ભાવ હોઇ શિવરૂપા, તો તુંહી ચરાચર જોપેં ભાવ કુયો હે;
જ્યુંલોં માનત હે આપા સાચા, ભૂત ભવિષ્ય સત્ય તો તું ચેહેરો હે;
કહત અખા સતભાવ નિશ્ચે કર, ચિત્ત ફર્યો તો ચિદ્દ નેરો હે. ૬૭
સુધીસી ચિહીન ન આવે સબનકું, તાથે રહે પરપંચ ઉપાસે;
તા ઘરકો પહેચાન ન આવત, જામેં સમાત હે સાસઉસાસે;
કાગદ ઓટ નહિ જીવશિવબીચ, ભ્રમ પર્યો લાગો માયા તમાસે;
કહત અખો ગુરુગમ બિના નર, કાલકે હાથ બિકાનો નિકાસે. ૬૮
ધોખેકે ધંધ પરે જ્યું સયાને, અયાને વહે તાકી કોન ચલાવે,
ધોખે પરે પરલોકકું તાકે, ધોખે પરે ધ્યાની ધ્યાન લગાવે.
ધોખે પરે જ્ઞાની આપકોં થાપત, ધોખે પરે દેહી દૂર બતાવે;
ગામ નહિ કહા સીમ સોનારા, સહજ કથી કથી દ્વૈત બઢાવે. ૬૯
સંસે સંસાર સાચા કર લીના, સંસા મટે સોઈ સાન બિચારો;
નાદ ન બિંદ, વિસતાર ન વાચા, તા દિન કોન કહાંથે જ્યું ન્યારો;
આપ હુએ તેં ઠાઠ ઠઠયો હે, આપ મટે તેં મટ્યો જ્યું પસારો;
શૂન્ય સોનારા વિચાર સો સુન્યા, શૂન્ય લખે સો લખનહારો.૭૦
પિંડબ્રહ્માંડકા ભેદકો ભેદે, તો વેદ વદન સબે બિલાવે,
દેહદરશન દીઓ મુખ આગે, પ્રતિબિંબ બ્રહ્માંડ તબે સત્ય કહાવે;

---

૬૭. નેરો=નિકટ, પાસે. ૬૮. સુધી=જ્ઞાની. કાગદઓટ=કાગળનો પડદો. બિકાનો=વેચાયો. નિકાસે=છેલ્લે. ૬૯. ધોખેકે ધંધ=ભ્રમપ્રપંચની ધખન્યા. સયાને=ચતુર. અયાને અજ્ઞાન. પરે=પડે. દેહી=દેહમાં રહેલો આત્મા. ૭૦. સંસે=સંશય. સાન=સંજ્ઞા, ઇશારો. નાદ=અવાજ, પ્રણવનો નાદ, બિન્દ=બિન્દુ, ૐકારની અર્ધમાત્રા. વિસતાર=વિસ્તાર, ફેલાવ. વાચા=વાણી. પસારો=પથારો, ફેલાવો. લખે=લક્ષે. લખનહારો=લક્ષનારો.

જબ આ દશ્યઅંગઅલપાનોઆગેથેં, તબજગતજંજાલકી કોનચલાવે;
સદ્ય સોનારા સમાયા તાહીમેં, જા ઘરકું નિગમ નેતિ નેતિ ગાવે.૭૧

નાહમ્ જ્ઞાની અજ્ઞાની સયાને, માની ન ધ્યાની કબ હમ હુએ;
પાની પવન અગની ઔર અવની, અંબરથેં નાંહીં કો દિન જુએ;
જયોં ગેબ ઘટા ઘન ગરજત ઘેરા, વરસે વિલાવે તો કહા કછુ મૂએ;
અખા આનંદ આપે આપ કરતા, દેહ દેખે સો દેવકું ખૂએ.૭૨

મંદિરકી મનસા નહિ જાકોં, કંદરસેવા તો તાહી ભલી હે;
મંદિર કંદર દોઉ નહિ જહાં, બૂઝકી સૂઝ તો તાહુ ચલી હે;
પંથ ચલે સો તો પંથ સમારે, પંછીકું તોસો અટક ટરી હે;
સોવે અખા સો જાગૃત ચાહે, જાગૃતકું તો જાગૃત મિલી હે. ૭૩

નામ અરુ રૂપ સકલ જન ઠહરે, પંડિત જાણુ ભક્ત અરુ જ્ઞાની;
કારજ કારન દોઉ વિવરજીત, તા ઘરકી વિરલા દે જો નિશાની;
ભાંતકે ભ્રમ ભૂલે જન સારે, પાનીકે ચંદહીં સ્થિતિ ઠાની;
હોવે અખા ઉસી દેશકે સાની, ઔર કયા જાને પુરાનકે માની?૭૪

જ્ઞાન અરૂ ધ્યાન સયાન સબે કૃત, ભક્તિ વૈરાગ માયાકી ઠગોરી;
ધંધાકા ફંદ બઢે જો દિનોદિન, ટારત નાંહીં ન ઝામરઝોરી;
સહજ કે નયે હેજમેં પહેજ કહાકો, આપ નહિ કહા વ્યાપ સચોરી;
એહ સૂઝકીબૂઝ સબનતેં ન્યારી, કૃતકી બૂઝ અખા હે જયું થોરી.૭૫

---

૭૧. વદન=મોં. બિલાવે=વિલય પામે. દશ્ય=દેખાવનું. અલપાનો=અલપાયો, ઢંકાયો. નિગમ=વેદ. ૭૨. નાહમ્=મહાશૂન્ય. અંબર=આકાશ. ઘન=વાદળું; વિલાવે=વિલય પામે. ૭૩. મંદિર=ઘર, દેવસ્થાન. કંદરસેવા=ગુફાની સેવા. જેને ઘરનિવાસમાં વાસના જ નથી, તેનો ગુફાવાસ—યોગ—સારો છે. બૂઝ=જ્ઞાન. પંથ=રસ્તો. સમારે=સંભાળે. પંછી=પક્ષી. અટક=અટકાયત. ૭૪. વિવરજિત=વિવર્જિત, થી પર. ચંદ=ચંદ્ર. ૭૫. ઠગોરી=છેતરામણી. ઝામરઝોરી=ઝમ્મરઝૂલો, ઝામરઝોલ. નયે=નવો. હેજ=હેત. પહેજ=પરહેજ, પરેજી. સચોરી=સજાવટ.

જ્ઞાનકા ગહેન લગે બહોતેરે, ધ્યાનકે ધોખે ધૂની વહી સારી;
ભગતકે ભ્રમ ભટકે જો ભમે, પણ અવગતકી ગત રહત જો ન્યારી;
કૃત્યકી કલંક છપી હે જો છાની, અહંકારકી ઓટ પરી હે જો ભારી;
ગ્રહન છોડન એહી વસ્તુખંડન, કહત અખા જો પુકાર પુકારી. ૭૬
બિંદથે કંદ કિયો જન પેદા, છંદ કરી છુપિયો સબમાંહાં;
નેનની દેખે બેનની બોલે, શ્રવનની સુને સબ ચહેન જે જોંહાં;
નાપેદથેં કેદ કર્યાં જન પેદા, કેદ નાપેદ કરત કોઇ ઠાંહાં;
આપે તું ખુદી ખુદાભી તું આપે, નાંહીં અખા ઇસ ઠાંહાં ઉસ ઠાંહાં.
જાક નેન-નહીં સબ નેનહીં દેખે, બેન-નહીં સબ બોલી સો બોલે;
કાન-નહીં સબ કરન હી વાકે, નાસા-નહીં સબ વાસ તો ઓ લે;
વ્યોમકી ઓટે તું આપ સહરાઈ, ફોમ ધરી કહી વ્યોમ નીખોલે;
અખા ભેખ ખેલારા સાંઇયાં, બુધકા ફેર કપોલ કપોલે. ૭૮
ભેખકી ટિક ચલે ખટ દરશન, ભેખ નહિ તહાં ટેક કિનાકી;
ટેકકી ટેક ચલી જો દશોદિશ, ટેક હમારી તો હે જો ફનાકી;
નેતિ નેતિ કર નિગમ જહાં રહે, ટેક છૂટી તહાં બહોત જનાકી;
એસી બૂઝ અખા ઘર કાના, ટેક ગઇ હે તિનોં દિનાકી. ૭૯

૭૬. ગહેન=ઘેન. ધૂની=ધૂન. અવગત=અવગતિ, જ્ઞાન. ગ્રહન=પકડવું તે. વસ્તુખંડન=વસ્તુનું ભાંગવું. બ્રહ્મવસ્તુમાં છોડવું પકડવું છે એમ કહેવું એ બ્રહ્મનું ખંડન કરવા જેવું છે. ૭૭. કંદ=ગાંઠ. છંદ=ઇચ્છા. નેનની=આંખો. બેનની=વચનો. શ્રવનની=કાનો. નાપેદ=પેદા ન થયેલો; અનાદિ, ખુદ સ્વયંભૂ. ખુદી=ઇચ્છા. ખુદા=સ્વયંભૂ, પરમેશ્વર. ઠાંહાં=સ્થાન. ૭૮. નેન-નહી=નયનરહિત. આંખ ન હોવા છતાં એ સર્વ આંખોને જુએ છે. કરન=કરણ. વાકે=એનાથી. વ્યોમ=આકાશ. સહરાઈ=પ્રસરી. ફોમ=ફીણ. વ્યોમ નિખોલે=આકાશને ધોઈ નાંખે. બુધ=બુદ્ધિ ફેર=તફાવત. કપોલ કપોલે=કપાળે-કપાળે. ૭૯. ટિક=ટીલું, હઠ. ફનાકી=સમર્પણની. તિનો દિનાકી=ત્રણ દિવસની, થોડા વખતની.

જ્ઞાનગયંદ ચઢચો નર નીકે તેં, લોકનકી બક ચિત્ત ન આવે;
જ્યું બુંદકી ઘડી પહાડ ન ટૂટત, ચોટ અનેક કરી જો ધાવે;
ચિત્રલતાકો રસકો દેખત, તો ઔરનકી કહો કોન ચલાવે;
ચેતન નિંઘકે ભોગી અખા, કહાં શ્વાન શૃગાલકે ભક્ષકું ખાવે.૮૦

જીવ રીઝે અરુ ખીજે તો કહાહે, બૂઝ ગયો મેરો કહા જો દૃઢેગો;
જ્યું જલ બુંદ પડે બહુતેરે, કહા બુંદકે જોર ઉધાન બઢેગો ?
જ્યોં દિનકર દીપ દિખાવે કો મૂર્ખ, કહા દીપવિના વાકો રથ અઢેગો?
ચઢાઓ અખા કહાં નાવકું તારે, સોહી તરેગો જોપે નાવ ચઢેગે.૮૧

લંઢ કહો કોઉ, ભંડ કહો, પાખંડ કહો, ઓરે કહો જો ભિખારી;
સજ્જન કહો દુરિજન કહો, ચોટ કહો, કોઇ કહો બ્રહ્મચારી;
કાહુકો પાવ ટિકે નહિ તહાંલોં, જહાં જાઈ કીની અખે જો પથારી;
જિને જેસો દેખ્યો તિને તેસો ધ્યાયો,બહોત કરેહ જો વિચાર વિચારી.

રહેણીકી કહેણી ચલાવે સબે સો, રહેણીકી બાત ન બૂઝે સંસારા,
જે જિનકું પરલોક ઉમેદા, અહી લોકકી આસ કરે ન પસારા;
નામહી ભૂતભવિષ્યકા સોચ્યા, વર્તમાનકા કાલ ચલાવનહારા;
કહેતઅખો ગેબ રહેની હમારી,જ્યું બાદલતેં નભ ન્યારે કા ન્યારા.૮૩

કહાં રહેણી કહું કહાં સહેણી સહું, કહેણી કહું કહાં જેસેકા તેસા;
કાલો પીલો લાલ સબજ શ્વેત, અભ્ર ગગન ગેબ નભ એસેકા એસા.

---

૮૦. જ્ઞાનગયંદ=જ્ઞાનરૂપી ગજેન્દ્ર, જ્ઞાનરૂપી મહાન હાથી. નીકે= સુંદર. બક=બકવાદ, નિંદા. બુંદકી ઝડી=વરસાદના ટીપાંનો મારો. ચોટ=પ્રહાર, પછાડ. ધાવે=દોડે. ચિત્રલતા=વેલબુટ્ટી. શૃગાલ=શિયાળ. ૮૧. ઉધાન=મોટી ભરતી. દિનકર=સૂર્ય. દીપ=દીવો. અઢેગો=અટકશે. ૮૨. લંઢ=ગમાર. ભંડ=ભ્રષ્ટ. દુરિજન=દુષ્ટ માણસ. ચોટ=ચોર પાવ ટીકે=પગ ટકે, પગ સ્થિર રહે. ૮૩. અહી લોક=આલોક. પસારા= ફેલાવ. ચલાવનહારા=ચલાવનાર. ગેબ=અદશ્ય, અલૌકિક. બાદલ= વાદળ. નભ=આકાશ.

બાબુર કરી દુરગંધ પંચામૃત, વહનિ જરાવત નાંહીં અંદેશા;
કહત અખા જાકું પ્રગટ પાઈયત, તાકું કહેવાં ઇત કેસા સંદેશા. ૮૪

માલા ન પેરું ટીકા ન બનાઉં, શરણું ન જાઉં મેં કોઉ કિસીકા;
આપા ન મેટું, થાપા ન થાપું, મે મદમાતા હું મેરી ખુશીકા;
ભિસ્ત ન દોજક દોઉ ન ચાઉં, ના ચાઉં નામ ન રૂપ કિસીકા;
હે-નહિકી સંધ્ય પદી જો અખાકી, જાનેગા જે કોઇ ડેર ઉસીકા. ૮૫

સોણુકી બરઢ બકત જન સારે, જાગૃતકી બતિયાં કહ્યું ઓરે;
જ્યું સૂરજકો ભરી ભાદ અંધેરા, દેખાવનકો જન રહે જો બટોરે;
તરનીકી દ્દષ્ટ કીનો જબથેં તબ, જેસેકો તેસો મધ્ય ઠોરે;
એસો જ્ઞાન કે આગે અજ્ઞાન સોનારા, નાગોહ પેહેરે ધોવે કહાઉ નિચોરે.

ચંદ રાહુ ગત્ય હે જીવ શિવકી, ચંદરાહુ કુંજ દેત દિખાઇ;
ભિન્ન પરે રાહુ દ્દષ્ટ ન આવત, સંગ મીલે બતિયાં લોક ગાઈ;
ઇંદ્રિય તત્ત્વ તન્માત્રા ચતુષ્ટે, યા વસ્તુકી આભા બની આઈ;
ભાંતકી ભ્રમ ભૂલો જન કોઉ, કોવિદજન તે અખેમતિ પાઇ. ૮૭

ચિત્તકી ચલક ચલકે જ્યું બહુતેરે, ચિત્ર ચિતેરી આપ ભયો હે;
ચિતેરા ચતુર ચલે ચાલ એસી, જો ચિત્ત ચલે ઓપ એન રહ્યો હે;

---

૮૪. સહેણી=સહન કરવું તે. સબજ=લીલો. શ્વેત=સફેદ. અભ્ર=વાદળું. બાબુર=એક જાતની મીઠાઈ. જરાવત=બાળે. ૮૫. ભિસ્ત=બેહિસ્ત, સ્વર્ગ. દોજક=દોજખ, નરક. સંધ્ય=સંધિ. હે નહિ='છે' અને 'નથી'ની સંધિથી પ્રપંચથી—પર. ડેર=ડેરો, મુકામ. ૮૬. સોણાકી=સ્વપ્નાની. બરઢ=લવારી, બકત=બકે છે. સારે=તમામ. ભરી ભાદ=ભલી ભાતે, પુષ્કળ. બટોરે=એકઠો કરે. તરની=સૂર્ય. દ્દષ્ટ=દૃષ્ટિ. નાગોહ ..નિચોરે=નાગો પહેરે શું, ધુએ શું ને નિચોવે શું? ૮૭. ચંદ=ચંદ્ર. ગત્ય=ગતિ કુંજ, સંકોચાયેલું. ભિન્ન પરે=છૂટો પડતાં. ચતુષ્ટે=ચતુષ્ટય, ચારનો સમૂહ. ભાંત=પ્રકાશિત પ્રપંચ. કોવિદજન=નિષ્ણાત, જાણકાર માણસ. પાઈ=મેળવી.

જલકે જોકે જ્યાં ચંદ્ર ચપલતા, સહેજે ચપલ ચંદ કહાજો કયો હે;
ચેતનકી ચિહીન જોએસી અખાકી,જો ચિત્ત અચિંતમેં ગેબ ગયો હે.
અબ ધ્યાન ધરી કહો કોનકોં નિહારું, જો પ્રગટ ખેલકો આપ ખેલૈયા;
ભક્તિ કરી કરી ભોગ લગાઉં, સો પ્રગટ ભોગકોં આપ લેવૈયા;
ગુન નિર્ગુનકો વિચારો કેસે, જો વિવેક વિચારકો આપ કરૈયા;
વામ ફ્રામ ચાહા અપની સો, એસે અખા ગઇ દૈઇયા મૈઇયા. ૮૯
સોઈ ભગત ભગવંત ભરોસે, ખેડત હે ભર ખુટાકે મહીયાં;
સો સતજ્ઞાની રહત આપઆધારા,લાગત નાંહી પ્રભુતા શૂન્ય બહિયાં;
ઈંદ્રિય અચલ ચલત નહિ કબહુ, કોટ મધ્ય કોઇ કરે ઉપઇયાં
અખા બલેવ કે સો બાભન, જો ધાન માનેકો દેખી બડાઈયાં. ૯૦
ના મુંહી વણુજ વ્યાપાર ઉપાસન, ના મુંહી મંત્ર ગુરુ નાહી ચેરા;
ના મુંહી રસ રસાયણુ આવત, ના ગુટકા અંજન દેવ દેહેરા.
લાલચ લોભકી બોલી ન બોલું, મેં હું તમારા કે હો તુમ મેરા.
એસી ગેબકી બાન પરી જો અખાકી,હઠ પરહઠ નાંહી સેહેજે નર બેરા.
જ્ઞાનીકું માની કહે સોઈ બાવરે, રાવરી રીતકું રંક કહા જાને;
નરપતિ નેક ન માને ન્યૂનાધિક, કુળકી ક્રિયા જો સુભાવ હી ઠાને;
જ્યાં ઘનઘટા કરી ગરજત ગેહેરા, કેહરી પ્રાન તજત હાઠ માને;
એસેં અખા કલ્પો કોંઉ કેસા, જ્ઞાનીકી ગત્ય ગોવિંદ પહેચાને. ૯૨

---

૮૮. ચિત્રચિતેરા=ચિત્ર ચીતરનાર. ઓપ=પ્રકાશ, ઝળકાટ. એન=અસલ. ચપલતા=ચંચળતા. અચિંત=ચિંતવી ન શકાય એવું, અચિંત્ય બ્રહ્મ. ૮૯. નિહારું=જોઉં. ખેલૈયા=ખેલનાર. લેવૈયા=લેનાર. વામ=વામા, સ્ત્રી. ફોમ=રંગ. ચાહા=ઇચ્છા. દૈયા મૈયા=દૈવ અને માયા. ૯૦. ખુટાકે=ખૂંટની. મહીયાં=પૃથ્વી. પ્રભુતા=મોટાપણું, શૂન્યબહિયાં=શૂન્યના ચોપડા. ઉપઈયાં=ઉપાય. બલેવ=બકે. ધાનમાન ધન અને માન. બડાઈયાં=મોટીમોટી વાતો. ૯૧. ચેરા=ચેલા. ગુટકા=ગોળી. અંજન=આંજણુ. બાન=ટેવ. બેરા=વાર, ફેરો. ૯૨. રાવરી=રાજાની. નરપતિ=રાજા. નેક=ભલો. ન્યૂનાદિક=ઓછુંવત્તું. સુભાવ=

## દોહરા

લક્ષ ખડો હે જ્ઞાનીકો, અખા ન ચિહ્નીનત કોય;
દૂરદ હાથ આવત નહિ, તાથે અસંભાવના હોય. ૯૩

જ્યોં બહુમૂલી હીરા બનમેં, દૂરથે દેખ્યો જાત;
ડર્યો બટાઉ પ્રેત માની, અખા અંધેરી રાત. ૯૪

ત્યું રહેણીકહેણી જ્ઞાનકી, મેચક લાગત જંત;
ગુણ છાંડે અવગુણ ગ્રહે, જાનત નાંહીં મહંત. ૯૫

## કવિત

સંતકી નિંદ કરત જન ભંડુ, સો આનત હે અપને ઘર કૂતા;
વેરીકું સોણુ બૂરા કરનેકું, નાસિકા નિજ કાટી સો આપ વિગૂતા;
જ્યાં પારોંસીકો મંદિરજારને મૂર્ખ, આપનો ઝુંપ લગાય કે સુતા;
કહત અખા કુબુદ્ધિ નર જેતે, ઓર અકાજકું આપ ભે ભૂતા. ૯૬

નિંદક નેક નારાયણ ન જાનત, ઠાનત હે ઓગુન મુખ નિંદા;
કાગ કુકર કપૂર માનો વિષ્ઠા, અંતર સહેજ સુભાવકા ગંદા;
સુંદર સરમધ્ય ખર નહિ નહાવત, મર્દન છાર કીનેથે આનંદા
કહત અખો સતસંગ ન લાગત, કુબુધ કુટિલ નર મતિકા મંદા. ૯૭

---

સ્વભાવ. ઠાને=આરંભે. કેહરી=સિંહ. ગત્ય=ગત, ગતિ. પહેચાને=ઓળખે. ૯૩. ચિહ્નીનત=ઓળખે, વિચારે. અસંભાવના=વિપરીત ભાવના. ૯૪. બહુમૂલી=કીમતી. બટાઉ=મુસાફર. પ્રેત=ભૂત. ૯૫. મેચક=કાળી અંધારી. ૯૬. ભંડુ=ભૂંડો, ભ્રષ્ટ. કૂતા=કૂતરું. વેરીકું સોણુ=દુશ્મનની ઉંઘ–સ્વપ્નું. નાસિકા=નાક. વિગુતા=ગૂંચાયો. પારોસીકો મંદિર=પડોશવેલી. જારને=જલાને. ઝુંપ=ઝાંપો. અકાજ=વ્યર્થ, નકામું. ભે–ભય, ભૂતા=થયો. ૯૭ ઠાનત=તત્પર રહે. ઓગુન=અવગુણ. કાગ=કાગડો. કુકર=–કૂતરો. સર=સરોવર. મર્દન=ચોળવું તે. છાર=રાખ, ધૂળ.

સંસેકો બાણુ લગ્યો સબકે તન, માર લિયે સબ માયા આહેડે;
મારે હે વંચક શ્રોતા સબકો, જ્યું તરુવર ફૂલ દારે પબેડે;
જ્યું વિછુઆ જનમે બહુ બાલક, ઓહી અપત્ય વાકો તન ઉધેડે;
કહત અખો બેઠે બ્રહ્મ ઝરૂખે, સો સંતનિકુ માયા નહિ છેડે. ૯૮
રામહીં રામ જપે સો રામ હે, નામ કહે નિત્ય સો શ્યામસુંદર;
શ્યામની સુરત ચલી સુરલોકમેં, તાથેં ફર્યો ગિરિ સેવત કંદર;
જબ ઉલટ ફર્યો નર નિજ ઉર અંતર, કોટ કલારવિ પાવે સો ચંદર;
કહત અખો ગુરુ જ્ઞાની સેવે બિન, રામ ન પાવે જો દેખે પતંદર. ૯૯
દેખે સબ અંજન માને રંજન, રંજન મનકોં વાહે તે વાહાયો;
તાથેં ભયો નહિ ભવકો ભંજન, નામ પુરંજન માન કહાયો;
સંતજન સાહે ન સદ્દગુરુ બહારા, મંજન માટી મલી મલી નાયો,
કહત અખા જહાં નહિ સ્વરવ્યંજન, સો બાવનબાહ્ય કો હાથ નઆયો.
આપહીં રામ રમે જો રમાવત, સત્ય કહું હું દુહાઈ પિતાકી;
ચેતનરૂપ ચરાચર ચલકત, માનિનતા મન છત છતાકી;
જહાં ઉદ્યોત ભયો હે અચાનક, સો નરકું સતા હે પરાતીત તાકી;
કહત અખા એસો વેદવચન હે, ઓરકુ ચલાવે જો મન મતાકી. ૧૦૧

---

૯૮. આહેડે=શિકારમાં. વંચક=લુચ્ચો. દારે=ડાળી. પબેડે=ફેંકે. વિછુઆ=વીંછી. અપત્ય=બાળક. ૯૯. શ્યામસુંદર=કૃષ્ણ ભગવાન. સુરત=સ્મરણ. સુરલોક=દેવલોક. ગિરિ=પર્વત. કંદર=ગુફા. ઉલટ=ઉલટો. કોટ=કોટિ. રવિ=સૂર્ય. પાવે=પામે. પતંદર=પડદો, માયાનો પટ. ૧૦૦. રંજન=ખુશી, આનંદ. વાહે વાહાયો=છેતરામણીમાં છેતરાયો. નહિ ભવકો ભંજન=ભવ ભાંગ્યો નહિ. પુરંજન=ઉપાધિયુક્ત જીવ. માન=માન્યતા. મલીમલી=મસળી મસળી. બાવનબાહ્ય=બાવનબાહરો, અક્ષરાતીત. ૧૦૧. દુહાઇ=આજ્ઞા, આણ. માનિનતા=હુંપણું, અભિમાન. છત છતા=છતની છત્રી. હુંપણાનું અભિમાન એ મનનો જ ઘેરાવો છે. ઉદ્યોત=પ્રકાશ. સતા=ફેલાવ, સપાટી. પરાતીત=વાણીથી અતીત એવું બ્રહ્મ. તાકી=સુધી. મતા=માન્યતા.

## દોહરા

મનકી સુરત હે સામની, રહત પૂરવકું રામ;
કહત અખા ગુણુરંજના, માન કિયો આરામ. ૧૦૨

## કવિત

રામ ન રીઝે જો હાન અનુપે, રામ ન રીઝે અજાન ખેલવના.
નાચન ગાવનથેં રામ ન રીઝે; રામ ન રીઝે પાની પાહાન મેલવના;
આશ્રમ વરન ભરોસેકોં ભૂલો, કવિકલારસ કરત કેલવના;
કહત અખો મૃગવારિ ઝકોરતેં માનત હે હમ ગંગ ઝેલવના. ૧૦૩

જો ગાવનથેં ગિરિરાજ રિઝાવત, તાનથેં પથ્થરકો કરે પાની;
પંડિત સો પરજાપતિ પુલકત, સરસતી સુનતેહી જોત સરાની;
સિધીથેં સુરસુમનકોં સમારે, ઓર બ્રહ્માંડ કરત ઉર આની;
કહત અખો બિન આપ પહીચાન, માનો સ્વપ્નેકી લક્ષ્મી સત્ય માની.

નિરાધાર રહે સો સબકે આધારા, આધાર રહે સો તો હે જિયરા;
કરત્રિમ વસતુ તેલ પૂંઠ બાતી, બયારતેં દરપત રહે દિયરા;
આત્મ અરક જતનબિન ઝલકત, કોટ સુધાકરસો સિયરા;
કહત અખો સ્થિત ભઇ તજ્ઞાંકી, જહાં બિરાજત હે ગિયરા. ૧૦૫

---

૧૦૨. સામની=સામે. પૂરવકું=પૂર્વ બાજુએ. ૧૦૩. અનુપ=અનુપમ. અજાન=અજ્ઞાન. ખેલવના=ખેલવણી. ગાવન=ગાવું. પાહાન=પથ્થર. મેલવના=મેળવણી. કેલવના=કેળવણી મૃગવારિ=ઝાંઝવાનાં જળ. ઝકોરતે=નાહતાં. ઝેલવના=ઝીલવણી. ૧૦૪. ગિરિરાજ=મોટો પર્વત. પરજાપતિ=કુંભાર, બ્રહ્મા. પુલકત=હરખાય. સરસતી=સરસ્વતી. સરાની=મુઝાઈ ગઇ. સિધી=સિદ્ધિ. સુરસુમન=દેવદેવતા, અને મન. ૧૦૫. કરત્રિમ=કૃત્રિમ. પૂંઠ=પાછળ. બાતી=દિવેટ. બયારતે=બાળતા. દરપત રહે=ઝળકી રહે. દિયરા=દિયલા, દીવો. અરક=સૂર્ય. સુધાકર=ચંદ્ર. સિયરા=શીતળ. ગિયરા=વાણી. તજ્ઞાંકી=તજ્જ્ઞોની.

## દોહરા

અબ કહું પરબ્રહ્મ પીઠકા, વસ્તુ વિશ્વકો ભેવ;
રૂપ અરૂપી વહી રમે, જે જગત દુર્લભ દેવ; ૧૦૬
સર્વાંગી પ્રકરણુ કહ્યો, કવિત ચોરાસી ચોજ;
વીશ કહ્યા મધ્ય દોહરા, કોઈ જ્ઞાની દેખે ખોજ. ૧૦૭

---

૧૦૬. પીઠકા=પીઠિકા, બેસવાનું સ્થાન. ભેવ=ભેદ. રહસ્ય,
૧૦૭. સર્વાંગી=સંપૂર્ણ. પ્રકરણ=એક પ્રકારનો શાસ્ત્રગ્રંથ. ચોજ=યુક્તિ. ખોજ=તપાસ.

# બ્રહ્મલીલા

## રાગ સામેરી

### ચોખરા—૧

ૐ નમો આદિ નિરંજન રાયા, જહાં નહિ કાળ કર્મ અરુ માયા;
જહાં નહિ શબ્દ ઉચ્ચાર ન જંતા, આપે આપ રહે ઉર અંતા. ૧

છંદ

ઉર અંતરમેં આપ સ્વબસ્તુ, ઢિગ નહીં માયા તબે,
અન્ય નહિ ઉચ્ચાર કરિવે, સ્વસ્વરૂપ હોહીં જબે. ૧
મિથ્યા માયા તહાં કલ્પિત, અધ્યારોપ કિનો સહી;
અર્ધમાત્રા સ્વભાવ પ્રણવ સો, ત્રિગુણ તત્ત્વ માયા ભઈ. ૨
આપ જ્યૌં કે ત્યૌં નિરંજન, સર્વ ભાવ ફેલી અજા;
જ્યોં ચુંબક દેખકેં લોહ ચેતન, ત્યૌં દ્રષ્ટોપદેશ પાઈ રજા. ૩
પરમ ચૈતન આદિ નિરંજન, અકરતાપદ સો સદા;
અજા અલ્પ અર્વાક અંજન ભો જગત પલમેં તદા. ૪
સગુણબ્રહ્મ સો સ્તુતિ પદારથ, દૃષ્ટ પદારથસ્વામિની;
અખા બ્રહ્મ ચૈતન્યઘનમેં, ભઈ અચાનક દામિની. ૫

---

ચોખરા ૧. ઉરઅંતરમેં=હૃદયના અંતરમાં; હૃદયમાં. ઢિગ=પાસે. તબે=ત્યારે. જબે=જ્યારે. અર્ધમાત્રા=ૐકારનું શૂન્યબિન્દુ. અજા=માયા. દૃષ્ટોપદેશ=દૃષ્ટિનું જ્ઞાન. ચેતન જોતાં દ્રષ્ટાનો અલગ ભાવ નીકળી જાય છે. અકરતાપદ=અકર્તાનું પદ. નિરંજન બ્રહ્મ અકર્તા છે. અલ્પ=ઓછું. અર્વાક=અર્વાચીન, આજનું. અંજન=આંજણ, મેલ. ભો=થયું. તદા=ત્યારે. પદારથસ્વામીની=પદાર્થની માલિક. દૃષ્ટ=દૃષ્ટિ. ચૈતન્યઘન=ઘટ ચૈતન્યરૂપ. દામિની=વીજળી.

## ચોખરા–૨

ઐસેં આપ સગુનબ્રહ્મ સ્વામી, ઐસેંહી અંશ ભયો બહુનામી;
આપ ફેલાવ કિનો ગ્રહી માયા, સહજ ભોગ કરી સુત તીનું જાયા.

### છંદ

જાયે તીન સુત જગતકારન, સત્ત્વ રજ તમસાદિ ભયે;
પંચભૂત અરુ પંચમાત્રા, તમોગુન કેરે કહે. ૧
દેવ દશ અરુ ઉભય ઇન્દ્રિય, બેગ ઊપજે રજહીંકે;
ભયે ચતુષ્ટય સત્ત્વગુનકે, કામ દિનો કર અજહીંકે. ૨
રજોગુન સો આપ બ્રહ્મા, તમોગુન સો રુદ્ર હે;
સત્ત્વગુન સો વિષ્ણુ આપે, સગુનબ્રહ્મ પહુંચી ચહે. ૩
ચાર પંચક અરુ ચતુષ્ટય, એક પ્રકૃતિ મૂલકી;
આપકો પરિવાર બઢાયો, ભઇ માતા સ્થલકી. ૪
ચલી આવે કલા ચિદ્દકી, બન્યો પુરુષ વિરાટ એ;
કહે અખા માયા કહો, કેં કહો પરબ્રહ્મઘાટ એ. ૫

## ચોખરા–૩

ઐસેઈ અંશ ચલ્યો અવિનાશી, તાકી ભાંતિ ભઈ લક્ષ ચોરાશી;
નિર્ગુણ બ્રહ્મ સગુન ભયો ઐસેં, તાકોં ઓર કહીજેં કૈસેં. ૧

---

**ચોખરા ૨.** બહુનામી=બહુ નામવાળો, પ્રસિદ્ધ. ગ્રહી=ગ્રહીને, લઇને. તીનું સુત=ત્રણ પુત્ર. જાયા=ઉત્પન્ન કર્યા. જગતકારન=જગતના કારણરૂપ. ત્રિગુણમય દેવો એ જગતના કારણરૂપ છે. તમસાદિ=તમસ વગેરે. ભયે=થયા. ઉભય=બેઉ. પાંચ જ્ઞાનેન્દ્રિય અને પાંચ કર્મેન્દ્રિય એમ દશ ઇન્દ્રિયો અને તેમના દેવો. બેગ=વેગ. ચતુષ્ટય=ચાર—મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર. ચાર પંચક=વીસ. આમ સૃષ્ટિનાં ચોવીસ કારણ છે. પચ્ચીસમી પ્રકૃતિ છે. આ પ્રમાણે મૂલ ચિદ્દશક્તિ એટલે ભીતર બળરૂપે રહેલી માયાશક્તિ બ્રહ્મતત્ત્વને પ્રધાનભાવમાંથી સત્ત્વાદિ ગુણમાં લાવી જગતનું રૂપ પકડે છે.

**ચોખરા ૩.** ભાંતિ=રીત. કલ્પ=વિચાર. પાલો=વરસાદનો કરો.

## છંદ

ઓર નહિ કોઈ કલ્પ હરિતેં, જ્યાં પાનિકો પાલા ભયો;
જોઈ નિર્ગુન સોઈ સગુન હે, નામરૂપ આપે નયો. ૧
નામ નહિં તાકે નામ સબ હે, રૂપ નહિં તાકે રૂપ સબેં;
કારજ કારન ઓર નાંહી, રૂપ અરૂપી વ્હૈં ફબે. ૨
સગુન બેત્તા નિર્ગુનકો હે, નિર્ગુન પોષક સગુનકો;
જ્યૌં પુરુષકી પરછાંહિ દર્પન, આનન સમચોં જંનકો. ૩
જડકો રૂપ ચૈતન્ય લીનો, ચૈતન્ય જ્યોંકો ત્યોં સદા;
રૂપબિના ખેલ ફબૂત નાંહીં, આપ બન્યો અપની મુદા. ૪
સહજ ઇચ્છા બાનક બન્યો હે, અન્ય નહિ કોઉ આપતેં;
કહે અખા અહંકૃતિ દુજી, માન લીની વ્યાપતેં. ૫

## ચોખરા—૪

એસો રમન ચલ્યો નિત્ય રાસા, પ્રકૃતિ પુરુષકો વિવિધ વિલાસા;
જેસેં ભીંત રચી ચિત્રશાલા, નાના રૂપ લખે જ્યોં વિશાલા. ૧

## છંદ

બિશાલ દર્પન ભીંત કીની, ઓર સ્વચ્છ સત્યસ્વામિની;
તાહીકે મધ્ય ભાંતિ ભાસી, વેસિ સત્યસુહાવની. ૧
ત્યોં અજાકે મધી ભાંતિ નાના, વસ્તુ વિશેષહીં ભાસી હે;
આત્મા અકર્તા અભોગ અવયવ, જાનત જીવ વિલાસી હે. ૨
પ્રકૃતિ પુરુષકે જોગ જંતુન, મિથ્યા પુરુષ પ્રકટ ભયો;
સો આદ્ય નાંહીં અંત્ય નાંહીં, મધ્ય માની તાપેં રહ્યો. ૩
સંશય મિથ્યા વિપરીતભાવના, જબ લગી જો નર કરૈં;
તબલગી નાના દેહ ધરહીં, માયામેં ઊપજેં મરૈં. ૪

---

નયો=નવો. ફબે=શોભે. પરછાંહિ=પ્રતિબિંબ. દર્પન=અરીસો. આનન=મુખ. ફબૂત=શોભતો. મુદા=આનંદ, પ્રસન્નતા. બાનક=રચના; ગોઠવણુ; ઠાઠ.
ચોખરા ૪. સુહાવની=શોભીતી. સંશય=સંદેહ. મિથ્યા=ખોટી. વિપરીત=અવળી. પુરંજન=જીવ. જીવઉત્પત્તિ=જીવની ઉત્પત્તિ.

પિંડ પર સો મોહ પાયો, પુરંજન તાતેં ભયો;
કહે અખા યહ જીવ ઉત્પત્તિ, માન મિથ્યા લે રહ્યો. ૫

## ચોખરા-૫

સદા સર્વદા નાટક માયા, નાટ્ય ચલે દેખે પરબ્રહ્મ રાયા;
સો સબ લે અપને શિર જંતા, તાતેં ન આવહીં જીવકો અંતા.૧

## છંદ

અંત ન આવહીં કૃત્ય ભાવહીં, રંજના દેહસોં સદા;
મેં મમતા કર આપ પોખે, ત્યોં ત્યોં મન પાવે મુદા. ૧
સ્વરૂપ જેસો પુત્ર વંધ્યા, કર્મ નિત ઐસે કરે;
આકાશકી નિત્ય મોટ બાંધે, ભંડાર લે અપના ભરે. ૨
અજાયે નર સુભટ યોદ્ધા, તાહીકી સેના રચી;
ગાંધર્વ નગરી જીતીવેકોં, ચલે રાય સુંદર શુચિ. ૩
જય-પરાજય નિત્ય પાવે, હર્ષ-શોક હૃદે વિષે;
તન મનકે આનંદ કારન, કર્મ માદક નિત ભખે. ૪
અસંભાવના વિપરીતભાવના, તાહીકે હિયમેં રહી;
કહે અખા એ જીવનલચ્છન, ઉત્પત્તિ સ્થિતિ વાકી કહી. ૫

## ચોખરા-૬

હોતા નહીં અબેં નાહી આગેં, મિથ્યા ભ્રમ ભ્રમીવેકોં લાગે;
જ્યોં દેહકે સંગ છાયા હોઈ, સો મિથ્યા ના સાંચી સોઈ. ૧

---

**ચોખરા ૫.** નાટ્ય=નાટક. માયાનું નાટક સદા ચાલ્યા કરે છે. પરબ્રહ્મ રાજા તે જુએ છે. માણસ એ બધું પોતાને માથે વહોરી લે છે, તેથી એના જીવભાવનો અંત આવતો નથી. રંજન=પ્રીતિ. મુદા=આનંદ. વંધ્યા=વાંજણી. મોટ=પોટલી. અજાયે=અણજન્મ્યા. ગાંધર્વનગરી=માયાનગર. શુચિ=પવિત્ર. પરાજય=હાર. કર્મમાદક=કર્મરૂપી કેફી વસ્તુ. ભખે=ખાય. અસંભાવના=સંશય. વિપરીત ભાવના=મિથ્યા જ્ઞાન. હિયમેં=હૃદયમાં. લચ્છન=લક્ષણ.

**ચોખરા ૬.** અબે=અત્યારે. ભ્રમીવેકો=ભમેલાને. સાંચી=

### છંદ

નાહીં મિથ્યા નાહીં સાચો, રૂપ ઐસો જીવકો;
જન્મ મરન ઔ ભ્રમન સંશય, ચલ્યો જાઈ સદૈવકો. ૧
તાહી અચાનક ચેતના જબ, ઊપજે નરકે વિષે;
જન્મ મરન ઔ ભોગ સુખ દુઃખ, કાલ કર્મ ફલકો લખે. ૨
યહી બિચાર ગુરુતેં આયો, આતુરતા ઊપજી ખરી;
ચરનકમલ પર શીશ ધરકેં, સેવા સ્તુતિ અતિશય કરી. ૩
કીની જુ નવધા ભક્તિ ભાવેં, અધિકારપરતે ગુરુ કહી;
પ્રેમાતુર વૈરાગ કેવલ, જેસી કહી તેસી ગ્રહી. ૪
કહે અખા મહાવાક્ય ગુરુ કો, ઊગ નીકસે આપસેં;
જ્ઞાનઅર્કકી જોન્હસોં કલ, રહ્યો નહિ મન માપસેં. ૫

### ચોખરા–૭

જૈસેં અંડ પિંડ ફૂટૈં વિહંગા, ઔર રૂપ ભયો ઓરહી રંગા;
આગેં અંડમધ્ય ગંદા પાની, ચલન હલન તાકી કોમલ બાની.૧

### છંદ

બાની કોમલ અંગ ખેચર, ભૂચરભાવના સબ ટરી;
તેસેં જંત પ્રસાદ ગુરુતેં; અહંતા અપની ગિરીં. ૧
યથારથ સ્વસ્વરૂપ હરિકો, હરિજનકે ઉરમેં બસ્યો;
સાંખ્યયોગ સિદ્ધાંત પાયો, કહ્યો ગુરુ ત્યાં અભ્યસ્યો. ૨

---

સાચી. લખે=લક્ષે. નવધા ભક્તિ=નવ પ્રકારની ભક્તિ. અધિકારપરતે=અધિકાર પ્રમાણે. પ્રેમાતુર=પ્રેમથી આતુર—ભક્તિ. ઊગ નિકસે=ઊગી નીકળે. જ્ઞાનઅર્ક=જ્ઞાનરૂપી સૂર્ય. જોન્હસોં=જેથી. કલ=કલા.

**ચોખરા ૭.** અંડ=ઈંડું. વિહંગા=વિહંગ, પક્ષી. બાની=વાણી. ખેચર=પક્ષી. ભૂચરભાવના=પૃથ્વી ઉપર ફરનારની ભાવના. ટરી=દૂર થઈ. પ્રસાદ ગુરુતેં=ગુરુના પ્રસાદથી. ગિરી=ખરી ગઈ.

તત્ત્વમસિ જો બાકય શ્રુતિકો, ગુરુકૃપાતેં સો ભયો;
આદ્ય જીવ મિથ્યા કહ્યો, તબ ઐસેંકો ઐસો કહ્યો. ૩
આપ પરબિન ખેલ દેખ્યોં, નિત્ય નાટક સંભ્રમેં;
અરૂપમધ્ય સ્વરૂપ ભાસ્યોં, જયોં પુતરિકા ખંભમેં. ૪
કહે અખા ઐસોઇ જાને તાઇકે ઘટ ઊપજેં;
જૈસેં કો તૈસો ભયો જબ, મધ્યતેં અહંતા તજેં. ૫

## ચોખરા—૮

મહાજન જાને મહાકલ ભેવા, જો પરબ્રહ્મ પર્યો સત્યમેવા;
જ્યાં ચુંબકતેં ચેતન ભયો લોહ, જીવપનો તાકો યોં ખોહા. ૧

### છંદ

ખોહા ગયો બિચ બલ અજાકો, તાહીતેં ચેતન ભયો;
અંધા અચાનક નેન પાયો, દ્વંદ્વ બિચતેં ટર ગયો. ૧
સ્તુતિ પદારથ નયન દેખ્યો, દૃષ્ટ પદાર્થ ગયા બિલા;
મિટી દેહકી ભાવના અબ, સ્વયં ચૈતન વ્હૈ ચલા. ૨
ધ્યેય ધ્યાતા અરુ કરન કારન, માયાકે મધ્ય જો સહી;
રજ્જુ લગી સો ભુજંગ ભ્રમ હેં, બિન રજ્જુ કેસો અહિ. ૩
પ્રીછીવેકો પ્રતાપ બડ હે, જાનહી બિરલા જના;
આગેં પાછેં ઓર નાંહી, આપ બિલસ્યા આપના. ૪
કહે અખા એ બ્રહ્મલીલા, બડભાગી જન ગાય ગો;
હરિ હીરા અપને હૃદય મેં, અનાયાસસોં પાય ગો. ૫

---

અભ્યસ્યો=અભ્યાસ કર્યો. તત્ત્વમસિ=તે તું છે. પરબિન=બીજા વિના. સંભ્રમે=સંભ્રમમાં, ભ્રમમાં. પુતરિકા=પૂતળી. ખંભ=થાંભલો.

**ચોખરા ૮.** મહાકલ=મોટી કળા. ભેવા=ભેદ. સત્યમેવા=સાચેસાચ. ખોહા=ખોયું. નેન=આંખ. બિચતેં=વચ્ચેથી. ગયા બિલા=નાશ પામ્યો. રજ્જુ=દોરડી. ભુજંગ=સાપ. અનાયાસ=મહેનત વિના. અહિ=સાપ.

# અનુભવબિંદુ

## કુંડલિયા

પરમધામ પરમાત્મ હરિ, પ્રથમ કરું પરણામ;
પરમજ્યોતિ પરબ્રહ્મ સદા, જ્યાં નહિ રૂપ ને નામ.
ત્યાં અણુછતો થૈ પરણમું, વર્ણવું વાક્યવિલાસ;
જ્યાં મનવાણી પહોંચે નહીં, ત્યાં શું કહી સ્તવે દાસ.
નિર્ગુણમાં ગુણ અણુછતાં, આરોપી અખે ઓચર્યું;
સત્ય સત્ય પરમાતમા, હું નહિ એવી સ્તુતિ કરું. ૧

## છપ્પય

નિર્ગુણ ગુણપતિ નામ, ધામ ધર ગુણને આલે;
સ્તુતિ અંબરાતીત, દ્વૈતનિર્લિંગી નરાળે.
ત્યાં આરોપ્યા ગુણ ઈશ, શીશ ઢળે જેને ચંમર;
નિકટ રહે અષ્ટસિદ્ધિ, નિધિ નવ ને બહુ અંમર.
સુર વીણાધર તે થકે, ચિદ્શક્તિ મહાસરસ્વતી;
જમલો જાણી અખો સ્તવે, સર્વાતીત સર્વનો પતિ. ૨

---

૧. બિન્દુ=અમુક વિષયનું એકીકરણ કરીને સંક્ષેપમાં ગંભીર અર્થ જણાવનારા ઉપનિષદને બિન્દુ કહે છે. એ ઉપરથી વેદશાસ્ત્રનું તાત્પર્ય એકત્ર રીતે બતાવનાર પ્રકરણ તે બિન્દુ એવો અર્થ થયો છે. પરમધામ=શ્રેષ્ઠ સ્થાનરૂપ. વાક્યવિલાસ=વાણીનો વિલાસ–ખેલ. સ્તવે=સ્તુતિ કરે. આરોપી...ઓચર્યું=આરોપણ કરીને કહ્યું. ૨. ગુણપતિ=ગુણના સ્વામી. ધામધર=ધામને ધારણ કરનાર. ગુણને આલે=ગુણને સ્થાનરૂપ. અંબરાતીત=આકાશથી પાર. દ્વૈત-

અનુક્રમે કહું એહ, જેહ છે પ્રપંચપારે;
તત્ત્વમસિપદ જેહ, તેહ કહું વાણી ઉચ્ચારે.
કૈવલ્ય ઇશ્વર જીવ, ભેવ કહું વિવિધ વિચારે;
અંબરવત્ મન થાય, જાય ગુણ તત્ત્વ જ ધારે;
જ્ઞાન ભક્તિ વૈરાગ્ય ધર, બોલે અખો વાણી અમળ;
એ ભાષા બ્રહ્મવિચાર વિધિ, સમજે તો નર જળકમળ. ૩

જાણીને જગદીશ, શીશ સદ્ગુરુને નામી;
અવસર છે આ વાર, સાર શ્રીપતિ ભજ સ્વામી;
તે જાવું નથી દૂર, ઉર અંતર અવલોકી;
ટાળ અસત અહંકાર, ચાર સ્થળ રહ્યો ઈ રોકી;
ચરણકમળ ગુરુદેવનાં, સેવંતાં સદ્ય હરિ મળે;
જેમ અર્કતણા ઉદ્યોતથી, અખા અંધકાર સેજે ટળે. ૪

---

નિર્લિંગી=દ્વૈત-બેપણાના નિર્લિંગી-ચિહ્ન વિનાના. નરાળે=નિરાળા, નિરંજન. નિકટ=પાસે. અષ્ટસિદ્ધિ=અણિમા (પરમાણુરૂપ થવું), મહિમા (આકાશરૂપ વિશાળ થવું), લઘિમા (રૂના જેવા લઘુ-હલકા થવું), ગરિમા (અત્યંત ભારે થવું), પ્રાપ્તિ (અતિ દૂરની વસ્તુને અડવું), પ્રાકામ્ય (ઇચ્છા પ્રમાણે સિદ્ધ કરવું), ઈશિત્વ (શરીર અને મન ઉપર સંપૂર્ણ પ્રભુત્વ મેળવવું) અને વશિત્વ (સર્વત્ર વશ વર્તાવવું) એ આઠ યોગસિદ્ધિઓ છે. નિધિનવ=નવ ભંડાર. અંમર=અમર, દેવ. વીણાધર=વીણાને ધારણ કરનાર. જમલો=સમૂહ. આ સર્વ દેવો અને ગુણો નિર્ગુણ, નિરંજન ને નિરાકાર બ્રહ્મને વિષે કલ્પાયેલા છે. સર્વાતીત=સર્વથી પાર-બ્રહ્મ. ૩. અંબરવત્=આકાશ જેવું. અમળ=નિર્મળ. બ્રહ્મવિચારવિધિ=બ્રહ્મ સંબંધી વિચારની વિધિ. જળકમળ=પાણીમાંનું કમળ. કમળ ઉપર પાણી હોય છે, છતાં તેને પાણીનો લેપ લાગતો નથી. ૪. નામી=નમાવીને. શ્રીપતિ=લક્ષ્મીપતિ ભગવાન. અવલોકી=જોઇને. અસત્=મિથ્યા. ચાર સ્થળ=સ્થૂળ, સૂક્ષ્મ, કારણ ને મહાકારણ.

મહાપદ તે જ મહંત, સંત શયાણા જાણે;
જ્યાં લઘુબુધનો નહિ લાગ, વાક્ય વિચિત્ર વખાણે;
મનસા વાચા કાયા, પાયવણ પંથ વિચરવો;
સગુરો જાણે સંચ, પંચ પર અનુભવ ધરવો;
લિંગચતુષ્ટય વિણ અખા, ચિદ્દયોનિ ચહુદિશ ભર્યો;
નિરાલંબ નર નાગ સુર, અલગ રહ્યો સત આવર્યો. ૫

નહિ તેજ ને તોય, દોય નહિ અવનિ વાએ;
આકાશથી આઘું જેહ, નિગમ ત્યાં નેતિ ગાએ;
ત્રિગુણ નહીં તે શૂન્ય, પુણ્ય નહિ પાપ ન ધારે;
રક્ત પીત નહિ શ્વેત, શ્યામ નહિ નીલ વિચારે.
ગતિ અવગતિ તે ત્યાં નહીં, તો કહો વિચાર કે પેર વહે;
અંબરવત્ તે ઇશને, ઓળખ અખા સદ્દગુરુ રુહે. ૬

દેશ વિદેશ ન ભાત, જાત નહિ વર્ણ વિચારે;
દશ ષષ્ટ અષ્ટ ને એક છેક પરપંચની પારે;
ભાનુ ભુવન મધ્ય વાસ, ઉજાસ અંબરથો આપે;
એ જગત જાળ જંજાળ, કાળ માયા શિર થાપે;
આપ અંબુ અંબુજવિધ, અલગ રહ્યો જળથી અકળ;
સહેજ વિલાસ શ્રીહરિ તણો, સમજ અખા વરતે સકળ. ૭

---

૫. શયાણા=શાણા. લઘુબુધનો=ટૂંકી બુદ્ધિવાળાનો. લાગ=ચલણ. પાયવણ=પગ વિના. સગુરો=ગુરુવાળો. પંચપર=પાંચ ભૂતોથી ઉપર. લિંગચતુષ્ટય=સ્થૂળ આદિ ચાર ચિહ્નનો સમૂહ. ચિદ્દયોનિ=ચૈતન્યરૂપ કારણ. નિરાલંબ=આધારરહિત. સત આવર્યો=સત્યરૂપ બ્રહ્મ ઢંકાઈ રહ્યો. ૬. તોય=પાણી. દોય=બંને. વાએ=વાયુ પણ. નિગમ=વેદ. પીત=પીળું. શ્યામ=કાળું. નીલ=ભૂરું. ગતિઅવગતિ=સવળીઅવળી ગતિ. પેર—રીત. ૭. દશ...પારે=દશ, છ, આઠ અને એક એમ પચીસ, ચોવીસ તત્ત્વો અને એક પુરુષ ચેતન. આ પચીસના પ્રપંચથી પાર તે પર.

મહાપદનો એ મરમ, ચરમ વિણુ ચિદમાં દીસે;
અવલોકે બહુ લોક, જેમ મુખ વિના અરીસે;
જેમ દીપકનો એક દેહ, તેહથી થાય અનંતા;
તેમ વસ્તુ વિશ્વ ઉત્પન્ન, અન્ય નહિ આપ નિયંતા;
ચૌદ લોક લગી વિસ્તર્યું, અંબર આદ્યું એમ લહ્યું;
અખા આપ વિસ્તાર વિધ, જગત ભેદ જાણી કહ્યું. ૮

હવે અવનીનો કહું અર્થ, વૃથા રહે અવસર ખોતા;
સેહેલે જે સમજાય, કાય મન સ્થિર કરી શ્રોતા;
ભૂત ભુવન વૃક્ષ ધાત, સાત વાસ્નાદિક રૂપે;
સ્થાવર જંગમ જાત, ભાત્ સ્થૂળ સૂક્ષ્મ અનુપે.
સુર નર નાગ વૈકુંઠ લગે, દૃષ્ટે દીસે જે સહુ;
અખા અવની એક તેમ, આત્મા વ્યાપી રહ્યો બહુ. ૯

વળી કહું એક દૃષ્ટાંત, શાંતિ મન સુણતાં પામે;
પુરુષે કરિયું શયન, ઘેન જેમ જાગ્રત વામે;
વધ્યો સ્વપ્ન સંસાર, પારણે પોઢ્યો રાજે;
હય હસ્તી નહિ પાર, ચાર પ્રિય પુત્ર બિરાજે.
લક્ષકોટિરૂપે અખા, જંત જેમ એક વિસ્તર્યો;
સર્વાતીત એમ આત્મા, એ પેરે સમજશે ભાર્યો. ૧૦

---

બ્રહ્મ. ભાનુ=સૂર્ય. ભુવન=સ્વર્ગાદિ લોક. અંબર=આકાશ. અંબુ=પાણી. અંબુજ=કમળ. અકળ=કળાય નહિ તેવો. ૮. ચરમ=ચામડું. દીપક=દીવો. અનંત=અનેક. નિયંતા=નિયમમાં રાખનાર. ૯. અવસર=પ્રસંગ, તાકડો. ધાત સાત=સાત ધાતુઓ (રસ, રુધિર, માંસ, મેદ, મજ્જા, અસ્થિ અને શુક્ર). વાસ્નાદિક=વાસના વગેરે. અનુપે=અનુપમ. ૧૦. શયન=સૂવું તે. વામે=દૂર કરે. હય=ઘોડો. હસ્તી=હાથી. રાજે=શોભે અથવા રાજ્ય કરે. લક્ષકોટિ=લાખ કરોડ. જંત=જંતુ, પ્રાણી.

જેમ વારિધિ કેરું વારિ, સકળ દિશામાં ચાલે;
પૃથ્વી પર પથરાય, વનરાજિ સહુ ફૂલે ફાલે;
ઊગરતું રહે અંબુ, સર્વ ઢળી આવે ઢાળે;
તે નામ નદીનું ધરાય, નાહે સહુ મહિમા ભાળે;
ગર્વ ભરી ગાજે અખા, સરું ને લહે સરિતા સહી;
જેમ સાગર તેમ શ્રીહરિ વસે, જીવ નદી થઇ હું વહી. ૧૧

જીવ થતાં જંજાળ, કાળ માયાવશ પડિયો;
પિતૃ ઋણ ગૃહ દેવ, સેવની વણજે જડિયો;
ધન દારા સુત માત, તાત જીવિકા વશ વરતે;
અધિક ન્યૂનતા જોઈ, તોય છૂટે નહિ મરતે;
અણસમજ અહમેવ વશ, મર્મ ને સમજે મંદમતિ;
પ્રપંચમાંહી પચ્યો અખા, જેમ સર્પ પરશે વણસે દધિ. ૧૨

અકસ્માત ઉલ્લાળ, કાળ જોગે દેહકરણી;
તેમ આત્મા ઉદ્યોત, જ્યોતિમધ્યે આવરણી;
જ્યારે ઊપજે ભાવ, સાવ સ્વતંતર થાવા;
પ્રગટે ભક્તિ વિરાગ, માગ જડે નિજ ઘર જાવા;
ચરણકમળ ગુરુદેવને, શરણ જતાં ચિદ્દ ઊપજે;
સદ્ગુરુ પરમ શુદ્ધ શોધતાં, અખા પામી લે વર વિજે. ૧૩

---

૧૧. વારિધિ=વારિ (પાણી)ને ધારણ કરનાર, દરિયો. વનરાજિ=વનની હાર. ઊગરતું=બચતું. ઢાળે=નીચાણ પ્રદેશમાં; ઢોળાવમાં. સરું=સરોવરો. સહી=ચોક્કસ. ૧૨. પિતૃ=માતપિતા આદિ પૂર્વજો. ઋણ=દેવું. સેવની=સેવા. પિતૃ, દેવ અને ગુરુનું ઋણ–તેમના પ્રત્યેનાં કર્તવ્યો બજાવવાની સેવામાં જડાઈ ગયો. વણજે=વેપાર. જીવિકા=ભરણપોષણ. અહમેવ–હું જ. મંદમતિ=ઓછી બુદ્ધિવાળો. પરશે=સ્પર્શથી. વણસે=બગડે. દધિ=દહીં. ૧૩. ઉલ્લાળ=ઉછાળ. દેહકરણી=દેહનાં કામ. આવરણી=ઢાંકણ. ચિદ્દ=ચૈતન્ય, જ્ઞાન. વિજે=વિજય.

સાન સમી કહે સંત, જંત હરિ દેખે જમલો;
ઉજ્જવળતા જેમ થાય, જાય જો કાશળ કમળો;
અહમેવ વર્જિત અંગ, લિંગ લીન થાયે લેખે;
સમી જાય સકળ વિકાર, પાર મન પામે પેખે;
આલોચે અંબરવિષે, લીન થાય લક્ષે કરી;
જંત જાય નિજ આલયે, અખા જાળ સર્વે પરહરી. ૧૪

જેમ વર્ષાઋતુ જાય, શરદઋતુ રૂડી દીસે;
દામિની દોડી પળાય, વાય મન હળવા હીંસે;
ચહુદીશ ચમકે ચંદ, દ્વંદ્વ ખૌ મનનો ભાંગે;
તેમ ભાંગે ભવભ્રાંતિ, કાંતિ જેમ દ્વિતીયા આગે;
વિમળ વપુ હોય વારિ, ચતુરલિંગ દેખી લહે;
ચિદાકાશ ચિનમય અખા, ધ્યાતા ધ્યેય સમરસ રહે. ૧૫

જેમ દીપક તે વહ્નિ, વહ્નિ દીપક નહિ હોયે;
તેમ સેવક સ્વામી જાણુ, વાણી કે'વાની હોયે;
જેમ સૂરજ ને કિરણુ, ચરણુ સંમુખ જેમ દેહે;
તેમ છે આ વ્યવહાર, પાર જડે જુએ તેહે;
જીવન્મુક્ત કહેવાય અખા, વચન ન લાગે તે સ્થળે;
ગુરુગમે આલોચતાં, સહજપણે સર્વે કળે. ૧૬

---

૧૪. સાન=સંજ્ઞા. સમી=સરખી. જાય... કમળો=અજ્ઞાનરૂપી કમળાનું કાશળ જાય—એ કમળો ફીટી જાય. આલોચે=જુએ. પરહરી=છોડી. ૧૫. દામિની=વીજળી. પળાય=દૂર થાય. વાય=પવન. હીંસે=આતુર થાય. દ્વંદ્વ=જોડકું, સુખદુઃખ વગેરેનાં જોડકાં. ભવભ્રાંતિ=સંસારનો ભ્રમ. કાંતિ=ઝલક, પ્રકાશ. દ્વિતીયા આગે=બીજની પછી. બીજ પછી ચંદ્રની કાંતિ વધતી જાય છે. વિમળ=ચોખ્ખું. ચતુરલિંગ=સ્થૂલાદિ ચાર લિંગ. વપુ=શરીર. ચિનમય=ચિન્મય, ચૈતન્યમય. સમરસ=એકરસ. ૧૬. સંમુખ—મોં સામે. કળે=સમજે.

ક્યાંથી ક્યાંયે જાય, કાંઇ નહિ કશો જ કે'વા,
વચન તહાં ન સમાય, જાય કોણ કેને લે'વા;
ક્યાં છે તે વણઠામ, ધામથી દૂર કે નેડા;
ક્યાં છે ઊંચ કે નીચ, ક્યાં છે મધ્યે કે છેડા ?
કાંઈ અવકાશ નહિ તે વિના, અધિક ન્યૂન નહિ શું કરું ?
શાથી શું કાઢું અખા, શામાં શું લાવી ભરું ? ૧૭

કેને કહું હું મર્ત, તર્ત જો જીવત દેખું ?
કેને કહું હું સ્થૂલ, મૂળ જે સૂક્ષ્મ પેખું ?
કેને કહું હું મહાભાગ, લાગ નહિ હીણો કે'વા ?
કેને કહું હું નીચ, ઊંચ સ્થળ નહિ કોઈ રે'વા ?
વેત્તા વિણ વિજ્ઞાન વિના, કોણ અખા કેને કહે ?
જ્યાં નહિ શબ્દ ઉચ્ચાર વિધિ, ચિદાકાશ ચિદ્દમાં લહે. ૧૮

નહિ લેનારો કોય, હોય નહિ દિલમાં ધરવા;
એવું અચરત જ એહ, છે નહિ પંથ વિચરવા;
જ્યાં નહિ શબ્દોચ્ચાર, સાર છે ત્યાંહાં જાવા;
ઉપાય ઉપાયાંતર નહીં, તહાં છે કાંઇક સા'વા;
આપ મરતાં એ અખા, સેહેજે સહજ સરાઇએ;
લેખે લિંગ લાગે થકે, વણબોલે શું ગાઇએ ? ૧૯

જેમ રુદન રણમાંય, કરે ત્યાં કો કોણ વારે ?
તેમ જાણવાં કર્મ, ધર્મ સહુ અર્થ જ સારે;
તિમિર ભરીને પાત્ર,-થકી જન રહ્યો ઉલેચે;
જેમ કુસુમ આકાશ, તાસ લહિ ઘર ઘર વેચે;

---

૧૭. નેડા=પાસે. અવકાશ=ખાલી જગ્યા. ૧૮. મર્ત=મરેલું, મડદું. જીવત=જીવતું. વેત્તા=જાણનાર. વિજ્ઞાન=વિશેષ જ્ઞાન. ૧૯. અચરજ=આશ્ચર્ય. વિચરવા=જવા. ઉપાયાંતર=બીજો ઉપાય. સા'વા=પકડવા. સરાઇએ=ખુશ થઇએ.

તેમ અધ્યાતમ જ્ઞાન વિના, કૃત્ય સકળ જાણે અખા;
મંદમતિ માની રહ્યા, કરતા દીસે પખપખા. ૨૦
 કૈ કરતા દીસે ગાન, તાનને સાધન માને;
 કૈ વર્ણાશ્રમ અભિમાન,-વાન અસમંજસ ભાને;
 કોય સાધે અષ્ટાંગ, સાંગ કાયાકૃત જાણે;
 કો કરે પૂર્વજ દેવ, સેવ અધિકતા આણે;
એ સર્વે કાયક્લેશ છે, મન મલિનતા એ સહી;
અખા તક્રના પાનથી, અંગ તાપ ઊપજે નહીં. ૨૧
 કૈ ષડ્દર્શનના જ્ઞાન-વાન જિહ્વાની અગ્રે;
 કૈ ઈશ્વર થૈ પૂજાય, ગાય જશ નગ્રે નગ્રે;
 કોય કવીશ્વર થાય, પાય પૃથ્વીપતિ લાગે;
 કોય થાય દાનેશ, ઈશ કર્ણાદિક આગે;
તહાંલગી જાણો અખા, ન શમી સઘળી વાસના;
લિંગનો ભંગ થયા વિના, સર્વે મનની ઉપાસના. ૨૨

---

૨૦. રુદન રણમાંય=અરણ્યમાં રડવું. વારે=અટકાવે. સારે=સિદ્ધ કરે. તિમિર=અંધકાર. પાત્ર=વાસણ. ઉલેચે=બહાર કાઢે. કુસુમ આકાશ=આકાશનાં ફૂલ. તાસ=તાસક, થાળી. જેમ ઘડો ઘડો ભરીને અંધારાં ઉલેચવાનો પ્રયત્ન મિથ્યા છે અને જેમ આકાશનાં ફૂલ થાળીમાં ભરી ઘર ઘર વેચવા નીકળવાનો પ્રયત્ન મિથ્યા છે, તેમ અધ્યાત્મજ્ઞાન વિના સર્વ કૃત્યો મિથ્યા છે. પખપખા=પક્ષાપક્ષી. ૨૧. વર્ણાશ્રમ અભિમાનવાન=વર્ણાશ્રમના અભિમાનવાળો. અસમંજસ=અયોગ્ય. ભાને=ભાનમાં, સમજમાં. અષ્ટાંગ=આઠ અંગવાળો યોગ. સાંગ=અંગ સાથે. કાયાકૃત=કાયાનાં કૃત્ય; હઠયોગના સાધકને દેહને શુદ્ધ કરવા માટે કરવાનાં ધોતિ, નેતિ વગેરે કર્મો. પૂર્વજ=વડવો. મલિનતા=મેલ. તક્ર=છાશ. ૨૨. જિહ્વાની અગ્રે=જીભને ટેરવે. જ્ઞાનવાન=જ્ઞાનવાળા. નગ્રે=નગરમાં, શહેરમાં. કવીશ્વર=શ્રેષ્ઠ કવિ. પાય લાગે=પગે લાગે. પૃથ્વીપતિ=રાજા. દાનેશ=દાનેશરી, મોટો દાતા. ઈશ=ઈશ્વર. કર્ણાદિક=કર્ણ વગેરે.

ભૂતભવિષ્યની વાત, સાન્ત કોય કેને આલે;
કો કહાવે ત્રિભુવનનાથ, હાથ મુખ બીડી ઘાલે;
કોઈક સુર તેત્રીશ, ઈશ ને અજ દેખાડે;
કો કરે પ્રૌઢી કાય, અંડકટાહ જ ફાડે;
તોએ તે જાણો અખા, માયાએ મર્કટ કર્યા;
વાસનાદોરી કંઠમાં, કાળ નાટચ સાથે ફર્યા. ૨૩

માટે જન તું જાણ, વાણી લે વિવિધ વિચારી;
તે ન્હોય કવિત ને ગીત, દ્વૈતનું મૂળ સંસારી;
જે કાપે નિજ અંગ, ભંગ કરે ચતુર દેહનો;
તે છે ખાંડું એહ, છેહ જે જુએ તું દેહનો;
ગુરુતણી દષ્ટે જોતાં અખા, ઘેન તે સર્વે વામિયે;
આજ્યતણું જે પારખું, તે ખાંડશું ખાતાં પામિયે. ૨૪

સર્વે માયા જાણ, આણ મન મૂળગે ઠામે;
આપથી બીજું તે જ, વિઘન રે' છે નિજ ધામે;
જેમ રાજપુત્રનો ન્યાય, ઉપાય ત્યાં તેમ જ કરવો;
જયેષ્ઠ કનિષ્ઠક ભ્રાત, તાત લગ વાંછે મરવો;
તે માટે અભ્યાસ તું, કરી લે અખા એ વિધે;
દ્વૈતતણો આયાસ છે, તે ટાળે તમ કઈ વિધે. ૨૫

---

૨૩. સાન્ત=અંતવાળી. આપે=આવે. સુર તેત્રીશ=આઠ વસુ, અગિયાર રુદ્ર, બાર આદિત્ય, ઇન્દ્ર અને પ્રજાપતિ. અજ=બ્રહ્મા. પ્રૌઢી=વિશાળ. અંડકટાહ=બ્રહ્માંડરૂપી કઢાઈ. બ્રહ્મરન્ધ્ર ખોલવાને માટે આ ફાડવાની ક્રિયા કરવામાં આવે છે. મર્કટ=વાંદરો. નાટ્ય=નાટક. ૨૪. ચતુરદેહ=ચતુર્દેહ, ચાર પ્રકારના સ્થૂલાદિ દેહ. ભંગ કરે= ભાંગે. ખાંડું=બેધારી તલવાર. છેહ=છિદ્ર. દષ્ટે=દૃષ્ટિએ. આજ્ય=ઘી. ૨૫. મૂળગે ઠામે=મૂળ સ્થાને. જ્યેષ્ઠ કનિષ્ઠક=સૌથી મોટો ને સૌથી નાનો. ભ્રાત=ભાઈ. તાત=બાપ. વાંછે=ઇચ્છે. આયાસ=શ્રમ, પ્રયત્ન. તમ=અંધકાર.

જો દેખે ત્રિભુવનઈશ, તોય વિશ વિશ્વા માયા;
જો દેખે સિદ્ધિવંત, અંત નહિ અમર કાયા;
જો તું દેખે સ્વર્ગ, વર્ગ જાણે માયા તું;
ઉત્તમ મધ્યમ વાત, શાંત એ કૃત કાયાનું;
પસર્યું સર્વ સંકેલજે, મને માન્યું મિથ્યા થશે;
અખા એજ આલોચતાં, સુરત સહજ તનમાં હશે. ૨૬
મોટા મંદિર બ્હાર, ચાર દિશ કાચો ઢાળ્યા;
નીલ પીત બહુ રંગ, ઢંગના ભેદો ભાળ્યા;
ઊગ્યો શશી કાં સૂર, દૂરથી અતિશે ઝળકે,
દેખાડે બહુ રૂપ, ધૂપ વિવિધ પેર ચળકે;
અખા ઉપર અવલોકતાં, તહાં તેમનું તેમ છે;
તેમ ત્રિલોકી જાણજે, એક વસ્તુ વડે એમ છે. ૨૭
નવ ભૂલીશ તું ઘાટ, નાટ સૌ જાણે ખોટું;
પિંડ તેવું બ્રહ્માંડ, છાંડ સૌ નાનું મોટું;
સૂક્ષ્મ તેવું સ્થૂળ, સ્થૂળ સૂક્ષ્મ નહિ અંતર;
નારીકુંજર ચીર, ધીર થૈ જુએ પટંતર.
પૂતળી જોતાં બહુલતા, પૂતળિકા દૃષ્ટે પડે;
હસતી તેમ વિરાટ અખા, દીસે બહુલતા એ વડે. ૨૮
એથી આઘો ચાલ, ઘાલ હામ આપજ ખાવા;
છાંડ પિંડબ્રહ્માંડ, સ્થૂળ નથી કો ગાવા;

---

૨૬. ત્રિભુવન ઈશ=ત્રણ ભુવનનો ઈશ્વર. વીશ વિશ્વા=વીશ વસા; ચોક્કસ. સિદ્ધિવંત=સિદ્ધિવાળો. અંત=અંતે. વર્ગ=ભાગ. કૃત=કૃત્ય. આલોચતાં=જોતાં. સુરત=ધ્યાન. ૨૭. શશી=ચંદ્ર. સૂર=સૂર્ય. ધૂપ=તડકો, પ્રકાશ. ત્રિલોકી=ત્રણ લોકનો સમૂહ. ૨૮. નાટ=નાટક. છાંડ=દૂર કર. નારીકુંજરચીર=લૂગડાથી ઢાંકેલો પૂતળીઓનો હાથી. પટંતર=પડદો. બહુલતા=અહોળાપણું, ઘણાપણું. પૂતળિકા=પૂતળી. હસતી=હસ્તી, હાથી.

જીવ ને ઈશ્વર હોય, કોય નથી એણે ઠામે;
ત્રીકુંજર દૃષ્ટાંત, જંત ઈશ્વરને ધામે;
કૈવલ્યમાં કોઇ અખા, બુદ્ધિબળ પહોંચે નહી;
એ સ્થૂળ સૂક્ષ્મ દૃષ્ટાંતને, કોઈ ધીમંત શકે ગ્રહી. ૨૯
જેમ પર્વતની મોઢ, દીસે તેની તે માટે;
હોય કોશ દશ વીશ, તોયે નિકટ એમ નાટે;
તે વડે દીસે તેહ, એહ મરમ પરબ્રહ્મે;
નહીં બોલવા લાગ, પાગ છએ નહિ કમે;
તું એવું જાણી રહે અખા, લિંગભંગ સહેજે હશે;
અન્ય ઉપાય જંજાળ છે, તે ટાળ્યે પ્રૌઢું થશે. ૩૦
સાધન સર્વ વિચાર, બુદ્ધિથી જોને શોધી;
હું નહિ તું નહિ તેહ, નહીં ઘર મૂક વિરોધી;
ગુરુ થા તારો તુંજ, નથી કોઈ બીજો ભજવા;
બાહ્ય સુરતને ટાળ્ય, વાળ્ય અંતરમાં સજવા;
જેમ છે તેમનું તેમ, અખા થયું ગયું કાંઈ નથી;
આપે આપ આનંદઘન, સ્વસ્વરૂપ જોયું નથી. ૩૧
એ અનુભવ પરમાણુ, જાણી જે રાખે રૂદિયે;
સમઝતાં સમઝાય, જાય નિશિ અરકને ઉદિયે;
એ અનુભવ ભાખ્યો ઈશ, શીશ નમી પૂછ્યું ઉમિયા;
એ અનુભવ કહ્યો વસિષ્ટ, તુષ્ટ તૈ રઘુપતિ બનિયા;

---

૨૯. આપ જ ખાવા=પોતાપણું ગાળવા, પોતે સાચેસાચ કોણ છે એ પામવા. હામ=હિમ્મત. ત્રીકુંજર=નારીકુંજર. બુદ્ધિબળ= બુદ્ધિનું બળ. કૈવલ્યપદમાં બુદ્ધિથી પહોંચાતું નથી, એ તો અનુભવ છે. ધીમંત=બુદ્ધિમાન. ૩૦. મોઢ=ઘાટ, છાપ. નાટે=નાટકમાં. છએ= છુપાય. લિંગભંગ=લિંગનો નાશ, ચિહ્નનનું ટળી જવું. ૩૧. ઘર મૂક વિરોધી=વિરોધી ઘરને ત્યજી દે–દ્વૈતને છોડી દે. બાહ્ય સુરત= બહારનું ધ્યાન. આનંદઘન=પૂર્ણ આનંદરૂપ.

એ અનુભવ શુકદેવને, જનક વિદેહે ભાખિયો;
એ અનુભવ નારદે અખા, વેદવ્યાસપ્રતિ દાખિયો. ૩૨

એ અનુભવ કહ્યો હંસ, બ્રહ્મ સનકાદિક પ્રીછ્યા;
એ અનુભવ કહ્યો કપિલ, દિલ દેવહુતિ ઇચ્છા;
એ અનુભવ કહ્યો વેદ, ભેદ જે ચૌદમે કાંડે;
એ અનુભવ કહ્યો શુકદેવ, ભેદ જે સુણ્યો બ્રહ્માંડે;
એ અનુભવ પરિપૂર્ણ છે, ઠામ ન ઠાલું હરિ વિના;
સુર અસુર માનવી અખા, એ સમઝયા વિણ નિર્ધના. ૩૩

એ અનુભવ કહ્યો કૃષ્ણ, પ્રશ્ન પૂછ્યો જો અર્જુન;
ગીતા અમૃતપાન, જ્ઞાન ગંગાજળ મજ્જન;
એ અનુભવ કહ્યો ભીષ્મ, ધરમપ્રત્યે પર્વ શાંતે;
એ અનુભવ અવધૂત શિવસુતપ્રતિ એકાંતે;
અખા એ જ અનુભવ ખરો, જેણે મહાજન નીપના;
લિંગભંગ થયા વિના, સૌ સાધનકાળની સેવના. ૩૪

એક અજાનું દોજ, ભોજ્ય ઘૃત નાવે શતથી;
જેમ ફૂલીનો આહાર, ફાર દીસે બહુ વતથી;

---

૩૨. નિશિ=રાત. અરકને ઉદિયે=સૂર્યનો ઉદય થતો. ભાખ્યો=કહ્યો. ઈશ=શંકર. ઉમિયા=પાર્વતી. તુષ્ટ=સંતોષ પામી; પ્રસન્ન થઈ. રઘુપતિ=રામ. ૩૩. દેવહુતિ=સાંખ્યશાસ્ત્રના દ્રષ્ટા કપિલની માતા. ચૌદમે કાંડે=શતપથ બ્રાહ્મણના ચૌદમા કાંડમાં—બૃહદારણ્યક ઉપનિષદમાં. નિર્ધના=ધનરહિત. અસુર=રાક્ષસ. ૩૪. ગીતાઅમૃત પાન=ગીતારૂપી અમૃતનું પાન. ગંગાજળ મજ્જન=ગંગાના જળમાં સ્નાન. ધરમ પ્રત્યે=ધર્મરાજ યુધિષ્ઠિરને. પર્વ શાંતે=મહાભારતના શાંતિપર્વમાં. અવધૂત=ગુરુ દત્તાત્રેય. શિવસુત=કાર્તિકસ્વામી. છપ્પા ૩૧ થી ૩૪ સુધીમાં કવિએ જુદા જુદા ગ્રંથોના ઉલ્લેખ કર્યા છે. વાચકો તે ગ્રંથો સહેજે તારવી કાઢી શકશે.

જેમ બદ્રીનો વેપાર, સાર શું ઊગરે તેહને;
જેમ ઝાકળની વૃષ્ટિ, અર્થ શું આવે મેહને;
તેમ અણુલિંગી અનુભવ વિના, સાધન જે સર્વે કહ્યાં;
આકનું ફળ શોભે અખા, પણ તૂલ થઈ ઊડી ગયાં. ૩૫
પારસનો ધનવંત, અંત જેમ ધનનો ના'વે;
તેને વસ્તુ નહિ દુષ્પ્રાપ, ખાય પેરે જ્યમ ભાવે;
જેમ રવિરથ બેસે કોય, તેહ તો સર્વે દેખે;
જેમ પંખી મળે લખ કોટિ, જોડ્યા નહિ અનળ જ લેખે;
તેમ મહાઅનુભવ આગળ અખા, કૃત્ય સકળ લેખો નહી;
પરબ્રહ્મની પ્રૌઢતા, તે રસના શું શકે કહી? ૩૬
એ જ છપા છતરીશ, ઈશ અજનું છે જીવન;
એ જ સુધારસ પાન, દેવઅંશીનું પીવન;
તત્ત્વજ્ઞાન ઉપદેશ, લેશ લહી તેહ જ ધારે;
જે હરિનો અવતાર, સાર ગ્રહી તેહ જ તારે;
જેમ ઘટમધ્યે આકાશ રે,' તેમ સંસારી મધ્યમાં;
એ આરોપી કહે અખો, જો જાણો તો અવધ્યમાં. ૩૭
જણ્યો નહી કોય જંત, તન શું કાળું ગોરું;
કેનો કૌં તાત માત, જનમ જ્યાં ન મળે છોરું;

---

૩૫. અજા=બકરી. દોજ=દૂઝણું. ભોજ્ય... શતથી=એક બકરીના દૂધમાંથી ઘી બનાવીને સેંકડોથી તેને ભોજનમાં લઈ શકાય નહિ. ફૂલી=ધાણી. ફાર=ફોરા જેટલું અલ્પ. બહુ વતથી=ઘણી રીતથી. બદ્રી=બદરી, બોર. સાર ઊગરે=શું બચત–નફો રહે? અર્થ=કામ. આક=આકડાનું ઝાડ. ૩૬. પારસ=પારસમણિ. દુષ્પ્રાપ=દુર્લભ. રવિરથ=સૂર્યનો રથ. જોડિયા=જોટાના. અનળ=અનલપંખી (જુઓ છપ્પામાં). રસના=જીભ. ૩૭. છત્રીશ=ઉપર આવી ગયેલા છત્રીસ છપ્પા. ઈશ અજ=શિવ અને બ્રહ્મા. સુધારસપાન=અમૃતના રસનો પીવો તે. દેવઅંશી=દેવાંશી, દિવ્ય. પીવન=પાન. અવધ્યમાં=ન હણી શકાય એવા બ્રહ્મમાં.

છતે અણછતી વાત, ઘાટ આવે તો આવે;
વાંઝચતણો સુત જેહ, તેહ જીતી રણ ફાવે;
અખા એ જ અકથ કથા, સમજુ નર સમજી જશે;
મહાઅનુભવ આકાશવત, પણ ખેતર સરખો ઊગશે. ૩૮

જે સુણશે નર નાર, સાર વસ્તુ તે સાશે;
બ્રહ્મ હેમાળો જેહ, દેહ ગળી જળમાં જાશે;
જેમ પવને જાય બરાસ; આઙ્ય કીધા વણ ઊડે;
તેમ જ બ્રહ્મવિચાર, સાર પામે સત ગૂઢે;
જે જાણ્યો તે જાણજો, બુદ્ધિ મને એમ ઓચર્યું;
નિમિત્તમાત્ર અખો કહે, જે જાણે તેણે કર્યું. ૩૯

આદ્ય અંત્ય ને મધ્ય, બુદ્ધિથી જુઓ વિચારી;
તે તે કૈવલ્યબ્રહ્મ, શ્રમ ન લે નર ને નારી.
એ છપ્પા છત્રીશ, દીસે છે મર્મની સાનો;
ચાર કહ્યા ફળસ્તુતિ, વેશ તે બ્રહ્મદશાનો.
સર્વ મળી ચાળીસ અખા, સમજી જે ઉરમાં ધરે;
ચિદાનંદ ચિદ્રૂપ તે શ્રીહરિ મુખથી ઉચ્ચરે. ૪૦

---

૩૮. વાંઝચ=વાંઝણી. અકથ=ન કહેવાય એવી. આકાશવત=આકાશ જેવો. ખેતર=ક્ષેત્ર, પાત્ર. સરખો=પ્રમાણે. જેવું ક્ષેત્ર હશે, તેવો તે મહાઅનુભવ ઊગશે. ૩૯. સાર વસ્તુ=ઉત્તમ વસ્તુ. સાશે=ગ્રહશે, પકડશે. હેમાળો=હિમાલય. બ્રહ્મરૂપી હિમાલયને સેવવાથી દેહ ગળાઈને પાણીમાં વહી જશે. ગૂઢ=ઊંડું, ગુહ્ય. ૪૦. મર્મની સાનો=રહસ્યની સંજ્ઞાઓ, છૂપા અણસારા. ચાર=પાછળના ચાર છપ્પા. ફળસ્તુતિ=અમુક વાંચવા કરવાથી મળતા ફળનું વર્ણન.

# ચિત્ત–વિચાર–સંવાદ

## ચોપાઈ

ચિ૦ચિત્ત કહે શુણુ રે તું વિચાર, હું તું મળી કીજે નિરધાર
મારે તો પરિવાર જ બહુ, કામ ક્રોધ મોહાદિક સહુ. ૧
બીજો પરિવાર વિચાર તું આદ્ય, સદ્ય મારગ તો તારે સાધ્ય;
પ્રવૃત્તિમાર્ગમાં તું મુખ્ય હતો, સહુ પેલો હું તુને પૂછતો. ૨
અનંત શાસ્ત્ર કીધાં તુજવડે, સત્ય માનું જેવું તું ઘડે;
વિદ્યા ચૌદ અઢાર પુરાણ, તુજવડે બાંધ્યા બંધાણ. ૩
સ્વર અક્ષર ષડ્દર્શન વેદ, તુજવડે સહુ ભેદાભેદ;
જ્યારે હું જે ઉપર થયો, ત્યારે તું ત્યાં આવી રયો. ૪
વિષયભોગ રચ્યા પરપંચ, તે તેં સૌ દેખાડ્યા સંચ;
જ્યારે જેવું મારું રૂપ, ત્યારે તું તેવો તદ્રૂપ. ૫
હવે જેવી ઉમેદ છે મુને, જોને ગમે છે તે કે તુને;
વિ૦ જે આજ્ઞા હોય તે કો પિતા, હું સુત આપતણો તેમ છતાં. ૬
જે આશય દેખું તમતણો, તે ઉકેલ કાઢી દો ઘણો;
મમ સ્વભાવ દીપકની જોત્ય, આગળ ચાલે જેમ ઉદ્યોત. ૭
મમ સ્વભાવ છે પાણીતણો, સંગસરખો રંગ લાગે ઘણો,
જેવો આશય પૂછો પિતા, તે આગળ પાડી કરું છતાં. ૮

---

૧. નિરધાર=ઠરાવ. મોહાદિક=મોહ વગેરે. ૨. આદ્ય=પ્રથમ. સદ્ય=તરત. ૩. બંધાણ=બાંધવાની વસ્તુ. ૭. આશય=અભિપ્રાય. મમ=મારો. જોત્ય=જ્યોતિ.

ચિ૦ ઊંડો આશય છે મુજતણો, લાગી શકે જો લક્ષ આપણો;
આગળ મેં ઉપનિષદ કર્યાં, ઊપનાં તત્ત્વ પાછાં ઉર ધર્યાં. ૯
ઉપનાકેરો કર્યો નિઃશેષ, પણ અમથો જ રયો અવિશેષ;
વિ૦ હું તો કહું ઊપનું જે ટળ્યું, અવિશેષ વણમેલ્યું પળ્યું. ૧૦
ચિ૦ મારું કર્યું નહિ કાંઇ થાય, વસ્તુ કરે કેમ નહિ કેવાય,
વિ૦ એ તો છે ચિત્ત તારો દોષ, જીવપણાની ચાલી હોંસ. ૧૧
ચિ૦ એ રીતે જીવ શેંનો રયો, પોત ટળ્યાથી પોતે થયો,
વિ૦ મોટી મોટી વાતો વદે, પણ તદ્રુપ થયું નથી હૃદે. ૧૨
ચિ૦ કે તારે યાં થાવું કશું, એકપણું જ્યારે ઊલસ્યું;
વિ૦ તાત સુણો કોણ ઇચ્છે થવું, આપથી કોણ બીજું છે નવું. ૧૩
ચિ૦ એ તો મેં કીધું છે અટાટ, તે શું મારી ઊઠી વાટ;
વિ૦ એવી રીતે કીધું હશે, તે તે ભોગની પ્રાપ્તિ થશે. ૧૪
ચિ૦ મારે ભોગતણી નહિ આશ, મારે જાણપણું અવિનાશ;
વિ૦ અવિનાશી પ્રીછ્યાનું નામ, મધ્ય અહંતાનું નથી કામ. ૧૫
ચિ૦ અવિનાશી શું ઈશ્વર નોય ? કેમ વિનાશી ઈશ્વર હોય;
વિ૦ સમજી લે એ છે અંધેર, જે સમજ્યામાં પડિયો ફેર. ૧૬
ચિ૦ કેને તારો શો છે લક્ષ, હારદ કૈને થા પ્રત્યક્ષ;
વિ૦ હું છું તારું સ્વરૂપ વિચાર, આપ વિચાર્યે બેસીશ ઠાર. ૧૭
ચિ૦ આપ વિચાર્યું પોતાતણું, તારે ગ્લાનિ પામ્યું ઘણું;
વિ૦ હવે કેમ બોલતો નથી, રૂડી પેરે જોને મથી. ૧૮

---

૯. ઊપનાં=ઊપજ્યાં. ઉર ધર્યાં=અંદર સમેટ્યાં. ૧૦. નિઃશેષ=શેષ વિનાનો; સમૂળગો નાશ. અવિશેષ=અભેદ, એકતા. વણમેલ્યું=મેલ્યા વિના. પળ્યું=દૂર થયું. ૧૧. વસ્તુ=બ્રહ્મ. ૧૨. પોત=મૂળસ્વરૂપ. ૧૪. અટાટ=મિથ્યા. ૧૫. જાણપણું=જ્ઞાન. અવિનાશ=અખંડ. ૧૬. વિનાશી=નાશ પામનારું. ૧૭. ઠાર=ઠામ. ૧૮. તારે=ત્યારે. ગ્લાનિ=ખિન્નતા, ખેદ.

ચિ૦ હું તો છોં બોલ્યા લગી ખરો, તે આગળ લક્ષ ન મારો;
વિ૦ તારાથી નહિ લાભે રૂપ, તો કેમ થાવા હીંડે ભૂપ? ૧૯
ચિ૦ આઘેરો ઉકેલ ન કર્યો, તો શાસ્ત્ર ગુરુ શાને અભ્યસ્યો?
વિ૦ એ તો છે સરવે પરમાણ, અહંપણાની ટાળવી તાણ. ૨૦
ચિ૦ એ રીતે શું આણું અંત, પૂંજી નહિ તો શો ધનવંત;
વિ૦ તારી પૂંજી જીવ ન હોય, જેણે સઘળી પ્રવૃત્તિ સોય. ૨૧
ચિ૦ પ્રવૃત્તિ તો દીસે મુજવડે, બીજું તાં શોધ્યું નવ જડે;
વિ૦ એ પેરે જો તે નીપજે, તો તું બીજું શાને ભજે? ૨૨
ચિ૦ બીજું તો હું ભજતો નથી, મારું પૂર્વ મેં જોયું મથી;
વિ૦ જોને એ જ બીજાનું કૃત્ય, અળગું પડે વાધે સંસૃત્ય. ૨૩
ચિ૦ કેને એ એમ કાં ઊપજે? મારું અજાણ્યું નવ રહે હૃદે;
વિ૦ સમજે જો ઇશ્વરનો ભેદ, તો સંશેનો થાય ઉચ્છેદ. ૨૪
ચિ૦ ઇશ્વરતા તો મુજથી અલગ, જોતાં તો દીસે છે સળંગ;
વિ૦ તુને સળંગસૂત્ર ભાસે જદા, તો શાને ભોગવછ આપદા. ૨૫
ચિ૦ મુજને જોતાં ભાસ્યું ખરું, ઊપજતું રેતું નથી પરું;
વિ૦ તાત તાહેરું ઊપજ એહ, જે સંકલ્પરૂપી ધરે નિજ દેહ. ૨૬
ચિ૦ વિના સંકલ્પે હોય શબવત, તારે તેમાં શેનું વત;
વિ૦ જોતાં શબપ્રાયે જડ હોય, તો ચિત્ત ચિદ્‌માં કારણ કોય. ૨૭
ચિ૦ અરે આંઈ તો વાંકુ ઘણું, ચિત્તનું ચિત્ત અને ચિદ્‌પણું;
વિ૦ જો વિચારી વાંકું નથી રંચ, લેને જોઇ તું તારો સંચ. ૨૮

---

૧૯. બોલ્યા લગી=વચન સુધી; પ્રપંચ સુધી. લાભે=મળે. હીંડે=ચાહે. ૨૦. ઉકેલ=સમજ. અભ્યસ્યો=અભ્યાસ કર્યો. તાણ=ખામી. ૨૧. સોય=શોભે. જેણે=જેનાથી. ૨૩. સંસૃત્ય=સંસૃતિ, સંસાર. પૂર્વ=આગળનું રૂપ. ૨૪. ઉચ્છેદ=નાશ. સંશે=સંશય. ૨૬. પરું=વેગળું. ૨૭. શબવત્=મુડદા જેવું. વત=રીત. પ્રાયે=ઘણું કરીને. ૨૮. આંઇ= અહીં. ચિદ્‌પણું=ચેતનપણું, જ્ઞાનપણું. રંચ=જરા પણ. સંચ=ગોઠવણ.

ચિ૦ મારું બળ તો છે તુજ લગે, તુજથી પારે પડશે વગે;
વિ૦ જો તું તારી હોંસ જ ટાળ, મારી વળણે વળતો ચાલ. ૨૯
ચિ૦ મારે તો તું એકજ મુખે, કોય કામ નોયે તુજે પખે;
વિ૦ સુણરે તાત હું બાળક હતો, તારી સત્તાએ ચાલતો. ૩૦
ચિ૦ ભાઈ હવે શું મોટો થયો? મુજથી ક્યાં આઘેરો ગયો?
વિ૦ અરે પિતા તુજવડેજ હું, પણ મુજ વિના નપુંસક તું. ૩૧
ચિ૦ તેં તે શો પુરુષારથ કર્યો? આગો જઇ કેટલો સંચર્યો;
વિ૦ જો તું મારી પૂંઠે થાય, તો તું સુરતે ક્યાં ક્યાં જાય? ૩૨
ચિ૦ તું જારે સુત! નાનો હતો, સ્વર્ગ મૃત્યુ પાતાળે જતો;
હમણાં પોચી આઘી વૃત્ય, કેને તારું જોઉં કૃત્ય. ૩૩
હું એક ઠારે બેઠો રહું, પણ કામના સાથે નવ વહું;
તું તો સદા કામવશ રહે, કામના સદા વિષેને ગ્રહે. ૩૪
સુત! જો હું ઇચ્છું સંસાર, તેનો મેં કીધો પરિહાર;
વિ૦ કહે તાત! તેં-શું પરહર્યું, આપોપું પાછું નવ કર્યું. ૩૫
ચિ૦ કે સુત! આપોપુ તે શું, કેના પેલાં છે હું હું;
વિ૦ કહું છું હું આપોપું એ જ, હું-હું કરતું રે છે તે જ. ૩૬
ચિ૦ કે હું વિણ હરિને કોણ લહે, પામ્યાનો આનંદ કોણ કહે;
વિ૦ હું કહું છું તુજને સો વાર, ટાળ્ય વચેથો પામણહાર. ૩૭
ચિ૦ પાર કાઢયે હું રહેતો નથી, તાળી કેમ પડે એકહથી;
વિ૦ તાળી એકહથીએ પડે, જો મધ્ય આપોપું નવ અડે. ૩૮

---

૨૯. પડશે વગે=ઠેકાણે પડશે. ૩૦. મુખે=મુખ્ય. પખે=સિવાય. ૩૧. નપુંસક=નિર્વીર્ય. ૩૨. સંચર્યો=ગયો. સુરતે=સંભોગમાં. ૩૩. વૃત્ય=વૃત્તિ. ૩૪. ઠારે=જગાએ. વિષેને ગ્રહે=વિષયને પકડે. ૩૫. પરિહાર=ત્યાગ. પરહર્યું=ત્યજ્યું. ૩૭. વચેથો=વચ્ચેથી. પામણહાર=પામનાર. ૩૮. એકહથી=એક હાથે.

ચિ૦કે પેરે નાવે અહંકાર, તેનો કે કાંઈ છે પ્રતિકાર,
વિ૦કહું ઉપાય એક છે ભલો, પણ રહે ત્યાં અનુભવ એકલો. ૩૯
તૈત્તરિ પર આદ્ય વિચારે વેદ, કેવળ ઈશ્વર જીવનો ભેદ.
કૈવલ્યતા સદા ભરપૂર, કયો ન જાય નિકટ કે દૂર. ૪૦
ઈશ્વરમાં ઐશ્વર્ય છે બહુ, સામર્થ્ય નામ ઈશ્વર કહે સહુ;
તેણે મોચો આશા કરે, દીનતા ભાખે કાં પરવરે. ૪૧
અસંભાવના કરે વિપરીત, એ ચિત્ત જાણો જીવની રીત;
એક વસ્તુ કલ્પ્યા ત્રણ ભાગ, દ્વંદ્વ કાઢવા લીધો લાગ. ૪૨
ચિ૦જારે એકપણું તાં કળ્યું, તારે ત્રણ કટકે કરી મળ્યું;
કેવળપણુ તો અદભદ રહ્યું, ત્યાં તો કાંઈ ન જાયે કહ્યું. ૪૩
ઈશ્વર તો બહુ સામર્થ્યવાન, જેનું કર્યું ન જાય વ્યાખ્યાન;
જીવ તો કરમાધીન જ સદા, પરવશ પડ્યો લિયે આપદા. ૪૪
એક જ બ્રહ્મ કહે કેમ તાત, ઘાટ બેઠે મળે એક જ વાત;
વિ૦તાત વાંક તો છે તાહરો, મારે ઘાટ બેસે છે ખરો. ૪૫
પેલાં તો તું જીવ વિચાર, તેનું એકપણું નિરધાર;
લક્ષ ચોરાશી જીવની જાત, નામરૂપને અળગી ભાત. ૪૬
એકએકથી બળિયા બળે, કીટ પતંગ ને બ્રહ્મા લગે;
એક બીજાથી બળિયા ખરા, પણ બળિયાથી ન થાય ઊફરા. ૪૭
જેહથકી જેમાં બળ ઘણું, તેટલું તેમાં ઈશ્વરપણું;
જેથકી જે રે બળહીણ, તેટલું જીવપણું તે ખીણ. ૪૮

૩૯. પ્રતિકાર=અટકાવનો ઈલાજ. ૪૦. તૈત્તરિ=તૈત્તિરીય ઉપનિષદ. ૪૧. મોચો=મોચ્યો. દીનતા=કંગાળપણું. પરવરે=ચાલે. ૪૨. અસંભાવના=સંદેહ. વિપરીત=અવળી. ત્રણ ભાગ=જીવ, ઈશ્વર, બ્રહ્મ. ૪૩. કેવળપણુ=કૈવલ્ય. અદભદ=આશ્ચર્યરૂપ બ્રહ્મ. ૪૪. વ્યાખ્યાન =વિશેષરૂપે કહેવું. ૪૫. ઘાટ બેસે=બરાબર સમજાય. ૪૬. અળગી= અલગ, જુદી. ૪૭. ઊફરા=ઉપર. ૪૮. ખીણ=ક્ષીણ, ઓછું.

પશુઓ ને પંખીડાં ઘણાં, તેઓમાં ભેદ આપાપણા;
દેવ નર નાગમાં ભેદાભેદ, નવાણુ પર્વત દ્રુમ વાણી વેદ. ૪૯
સિંધુ ગુરુ તાં સરસાઈ ઘણી, એ ઈશ્વરતા જાણી ભણી;
વસ્તુમાં જેથી જે હીન, તે જીવપણામાં તે આધીન. ૫૦
જીવ ને ઈશ્વર સળંગ સદાય, એમાંથી કાંઈ અલગ ન થાય;
જેમ અંધારો કીજે દીપ, તેમ ઈશ્વરતા થાય સમીપ. ૫૧
તે ઉપર જ્યારે પ્રકટે શશી, દીપ જીવની હીણુતા વસી;
તે ઉપર જ્યાં દિનકર તપ્યો, તહાં સુધાકર જીવમાં ખપ્યો. ૫૨
અર્ક મહાતેજે અલપાય, ઈશ્વરતા ત્યાં ફીટી જાય;
અંધારે ઈશ્વરતા દીપ, જ્યારે ઊગ્યો શશી સમીપ. ૫૩
ત્યાં ઈશ્વર થૈ શોભ્યો ચંદ્ર, જીવપણું પામ્યો દીપઇન્દ્ર;
જ્યાં ઈશ્વર થૈ અર્ક જ તપ્યો, ત્યારે સુધાકર જીવમાં ખપ્યો.૫૪
તે રવિ જ્યારે રાયે ગળ્યો, જીવ થયો ને ઈશ્વર ટળ્યો;
જીવપણું તે ઈશ્વરપણું, સમજી લેતાં સારું ઘણું. ૫૫
કે વિચાર ચિત્ત સુણજો તાત, જીવેશ્વર સમજ્યાની વાત;
સ્થળ કેરાં તો બહુ છે નામ, એક પરમ ચૈતન્યનું ધામ. ૫૬
સમજે નહિ ઊપજે અહંકાર, વણસમજ્યે માયા અંધાર;
ચિ૦સુણ સુત ! મારો એક વિચાર, બહુ શાસ્ત્રના બહુ નિરધાર;
વાદ કરું જેવો જ્યાં હું, ત્યાં તેવો થૈ પોષે તું;
જ્યારે મેં નૈયાયક વહ્યું, ત્યારે તારું તેવું રહ્યું. ૫૮

---

૪૯. દ્રુમ=ઝાડ. ૫૦. ગુરુ=મોટો. સરસાઈ=મોટાપણું. હીન=ઓછું, ઊતરતું. ૫૧. અંધારો=અંધારું. ૫૨. શશી=ચંદ્ર. દિનકર=સૂર્ય. સુધાકર=ચંદ્ર. ૫૩. અર્ક=સૂર્ય. ૫૪. દીપ ઇન્દ્ર=શ્રેષ્ઠ દીવો. ૫૫. રાયે–રાહુએ. ૫૬. જીવેશ્વર=જીવ અને ઈશ્વર. ૫૮. વાદ કરું=ચર્ચા કરું, અમુક મત આપું. નૈયાયક=ન્યાયશાસ્ત્રને લગતું. ન્યાયદર્શનના કર્તા ગૌતમ છે. રહ્યું=હૃદય.

જ્યારે મેં વૈશેષિક કહ્યું, ત્યારે તેં તેવું નિર્વહ્યું;
જ્યારે સાંખ્યનો કર્યો વિવેક, ત્યાં તેં પૂરો પાડ્યો છેક. ૫૯
મીમાંસકના કર્યા વિચાર, તેં પૂરા પાડ્યા નિરધાર;
પતંજળની જોઇ પેર, તે તેં પૂરું પાડયું ઘેર. ૬૦
વેદાંતનો મેં લીધો પક્ષ, ત્યારે તારો તેવો લક્ષ;
પુરાણ અઢાર ને ઇતિહાસ, ગીતા ને આગમ ઉપાસ. ૬૧
ધનુર્વેદ ને ગાંધર્વવેદ, વૈદ્યવિદ્યા જ્યોતિષના ભેદ;
એથી બીજાં શાસ્ત્ર અનેક, જોતાં ગણતાં નાવે છેક. ૬૨
સર્વનો પરિવર્તક તું, તું પરઠે ને માનું હું.
વિ૦સાંભળ વાત તાત! ચિત્તરાય, મારું એ લક્ષણ છે પ્રાય. ૬૩
જ્યારે તું જે ઉપર થયો, ત્યારે તે પર હું આવિયો;
શાસ્ત્ર મોટું નૈયાયિક ઘણું, થયું નીઠ એ મુજ તણું. ૬૪
તેં પરઠાવ્યાં તત્ત્વ જ ચાર, તે ઉપર સઘળો વિસ્તાર;
જગતરૂપ થૈ તું પરવરે, નેં તો આપ સંકોચન કરે. ૬૫
અણુતણોભાગ થૈ વિશમે, અરૂપ થૈને સરખો શમે;
વળી પાછું થાએ મંડાણ, પ્રેરક માત્ર તે ઇશ્વિર જાણ. ૬૬

---

૫૯. વૈશેષિક=વૈશેષિક ન્યાય. એના કર્તા કણાદ છે. નિર્વહ્યું=ચલાવ્યું. સાંખ્ય=સાંખ્યદર્શન. એના કર્તા કપિલ છે. ૬૦. મીમાંસક=પૂર્વમીમાંસાના મતવાળા. પૂર્વમીમાંસાના કર્તા જૈમિની છે. પતંજળ=પતંજલિમુનિ. એ યોગદર્શનના કર્તા છે. ૬૧. વેદાન્ત=ઉત્તરમીમાંસા. એમાં મુખ્યત્વે બ્રહ્મસૂત્ર, ઉપનિષદ વગેરે છે. આગમ=એક પ્રકારનો શાસ્ત્રગ્રંથ. ઉપાસ=ઉપાસના. ૬૨. ધનુર્વિદ્યા=બાણ મારવાની વિદ્યા. ગાંધર્વવેદ=સામવેદનો ઉપવેદ–સંગીત સંબંધીનો. છેક=છેડો. ૬૩. પરિવર્તક=ચલાવનાર. ૬૪. શાસ્ત્ર નૈયાયિક=ન્યાયશાસ્ત્ર. નીઠ=નક્કી. ૬૫. પરઠાવ્યાં=મનાવ્યાં. સંકોચન=સંકોચવું તે. ૬૬. વિશમે=શાંત થાય; શમે.

સ્થૂળ સૂક્ષ્મ કારણુ એહનું, કારણુ તત્ત્વ ગણો દેહનું;
કે' વૈશેષિક તે એમ નથી, બહુ સામર્થ્ય ઈશ્વર મહારથી. ૬૭
તત્ત્વસામર્થ્ય છે ઈશ્વરતણું, ભારણુ મુખ્ય તત્ત્વ શિર ઘણું;
છે અનાદિ તે પાંચે ખરાં, તત્ત્વ જ ઈશ્વર થૈ પરવર્યાં. ૬૮
રચાં છ ઇંદ્રિ વિષે છ જ્ઞાન, સુખદુઃખ દેહતણે અનુમાન;
દોષ એકવીશ વિરહિત થયો, તો જ આદિપદ મુક્તે ગયો. ૬૯
દેહનાં સુખદુઃખવર્જિત શાંત મુક્ત થઇને રહે એકાંત;
ન્યાય વૈશેષિકની એક મુક્ત, હવે સાંખ્યની કહું છૌં જુક્ત. ૭૦
પ્રકૃતિપુરુષનો જોગ સહાય, સાંખ્ય કહે છે ચાલ્યો જાય;
તત્ત્વભાગ જે પ્રકૃતિતણો, તે માન્યો જીવે આપણો. ૭૧
ગાંઠ બંધાણી પ્રકૃતિ વડે, તે ત્રિલોકમાં રહી આથડે;
પાછો તે મૂકે અહંકાર, પ્રકૃતિપુરુષનો કરે વિચાર. ૭૨
સાંખ્યયોગ કરી જાણે યુક્તિ, તે જ સાંખ્યની જાણો મુક્તિ;
માને મીમાંસા જીવ સહાય, કર્મતણે વશ ચાલ્યા જાય.
આદ્ય અંત વર્જિત છે જંત, કોઇ કાળે નથી એનો અંત;
સત્કર્મે જે સ્વર્ગે રહે, દુષ્કર્મે ચોરાશી વહે. ૭૪

---

૬૭. મહારથી=મહાન રથવાળો; મહાન. ૬૮. તત્ત્વસામર્થ્ય=તત્ત્વનું બળ. ભારણ=વજન. ૬૯. છ ઇન્દ્રિ=મન અને પાંચ ઇન્દ્રિયો. એકવીશ=છ ઇન્દ્રિયો, છ તેમના વિષયો, છ તે વિષયોનાં જ્ઞાન, શરીર, દુઃખ અને સુખ. વિરહિત=મુક્ત. આદિપદ=બ્રહ્મ. મુક્તે=મુક્તિમાં. ૭૦. ન્યાય...મુક્ત=ન્યાય અને વૈશેષિક એ બંનેની મુક્તિ વિશેની માન્યતા એક જાતની છે. જુક્ત=જુક્તિ, યુક્તિ. ૭૧. જોગ=યોગ, મેળાપ. ૭૩. સાંખ્ય...મુક્તિ=સાંખ્યદર્શન પ્રમાણે જે પુરુષ અને પ્રકૃતિનો યોગ કરી જાણે છે, તે મુક્ત થાય છે. માને... જાય=પૂર્વમીમાંસાવાળાઓ માને છે કે જીવ હમેશાં કર્મને વશ છે. ૭૪. ચોરાશી=ચોર્યાસી યોનિઓ. દુષ્કર્મે=ભૂંડાં કર્મને લીધે. વહે=ભોગવે.

સ્વર્ગ ભોગવે માને મુક્તિ, હવે પાતંજળની કહું યુક્તિ;
મૂળ પ્રકૃતિનું બૌ બંધાણુ, પ્રકૃતિ વડે તારા શશી ભાણુ ૭૫
પ્રકૃતિ વડે ચૌદે લોક રચા, જીવ સકળ તેમાંહી વચા;
જીવમાં પ્રકૃતિ જીવજતણી, તે જો વધારે ગત્ય આપણી. ૭૬
પ્રકૃતિપુરુષનો યોગ સદાય, જો સાધે તો ઈશ્વર થાય;
પિંડ બ્રહ્માંડ પવનનો બંધ, સાધે તો અજરામર કંદ. ૭૭
વણુ સાધે નિત્ય મરતો ફરે, સાધે બ્રહ્માંડ પોતે કરે;
સિદ્ધિ પામ્યો પામ્યો મુક્તિ, હવે વેદાંતની કહું યુક્તિ. ૭૮
વેદાંત કે મહાનિધિ કોય, ત્યાં ત્યાં જીવની ગમ ન હોય;
કે વેદાંતશાસ્ત્ર પાંચે ખરાં, પણુ અસંભાવના લૈ ઉચ્ચર્યાં. ૭૯
વિપરીત ભાવના જ્યાં ઊપજે, તારે રૂપ અનેરું ભજે;
જ્યાં હું કરી માન્યો સત્ય દેહ, ત્યારે યુક્તિ લેવી પડી તેહ. ૮૦
જ્યાં છે સઘળો ચિદ્‌વિલાસ, ત્યાં ઉચ્ચરવા નહિ અવકાશ;
તો તે કેને કહું હું કથી, જો આ જક્ત જ પ્રાકતન નથી. ૮૧
વેદાંતે કર્યો એવો લક્ષ, પાંચે બોલ્યા દ્વૈતનો પક્ષ;
પાંચેને ઉપનાનો લેખ, વેદાંતે કર્યો તે જ ઉવેખ. ૮૨
વિચાર કે સાંભળ ચિત્તભૂપ, મેં ષટ્‌દર્શને દેખાડ્યાં રૂપ;
ચ૦સુત સુણિયા પાંચેના સાર, એમાં કાંઈ ન દેખું ભાર. ૮૩
એ તો સઘળો બદલો ઘાટ, કોયે નથી નિર્મળું નાટ;
વે૦વેદાંતે જે ઈશ્વર કહ્યો, તે જોવા કોય નૈં અળગો થયો.

૭૫. ભાણુ=સૂર્ય. ૭૬. વચા=વસ્યા. ગત્ય=ગતિ. ૭૭. પિંડ... કંદ=પિંડ અને બ્રહ્માંડને જો પવનના બંધથી–પ્રાણાયામથી–સિદ્ધ કરવામાં આવે, તો અજરતા (સદા યૌવન) અને અમરતા (મૃત્યુરહિતતા) આવે. ૭૯. મહાનિધિ=મહાન ભંડારરૂપ ઈશ્વર. ગમ=સમજ. પાંચે=ન્યાય આદિ આગળ કહેલાં પાંચ દર્શનો. ૮૦. અનેરું=અન્ય, બીજું. ૮૧. પ્રાક્તન=પૂર્વનું, પહેલાંનું. ૮૨. ઉવેખ=ઉપેક્ષા; અનાદર. ૮૩. ભાર=મહત્ત્વ. ૮૪. બદલો ઘાટ=ઘાટ બદલો, ઘાટનો ફેરફાર.

તે ઈશ્વર છે સર્વાવાસ, જેણે સઘળો શબ્દવિલાસ;
જે ઘટ જેવો ઊગે રંગ, તેણે તેવું બાંધ્યું અંગ. ૮૫
પ્રભુસામર્થ્યતણો નહિ પાર, જે હુંદ્વારા હોય વિસ્તાર;
ચિ૦એ છે પ્રિયકર તુજમુજતણો, સર્વ ઘટે ચાલુ આપણો. ૮૬
પરતંત્રતા ટળતી નથી, જોતાં તો દીસે એજથી;
વિ૦ પરતંત્રતા તું મ ગણેશ, મેં ઈશ્વર કહી સર્વેશ. ૮૭
તે કેમ તને ન બેસે ઘાટ, વળી યુક્તિ બહુ કહું તે માટ.
અનંત શક્તિ પ્રભુચેતનતણી, બહુ સામર્થ્યમાં ઉપજણ ગણી.૮૮
સેજે ઊપજે નાના ઘાટ, અસંભાવના મોટો નાટ;
સામર્થ્ય સામું જોઈએ નહીં, તો કાંઈક સમું પડે અહીં. ૮૯
ચિ૦ કેને યાં ગ્રહીએ તે શું, શું લઈ પામું જાણું હું;
વિ૦ કૌં તે કર્ય તો પામે પાર, ટાળ્ય મધ્યથો પામણહાર. ૯૦
જ્યારે તું પામવા ચળ્યો, તારે વસ્તુપણેથો ટળ્યો;
તું તો ચિત્ત ચિદ્દની છે લેર, ચિદ્દ સાથે કાંઈ નથી વેર. ૯૧
જ્યારે સુરત ચાલી તુજ બાર, ત્યારે તું કેવળ સંસાર;
તેજ સુરત જો પાછી શમે, આવી વસ્તુ પરાણે નમે. ૯૨
તું વિલાસ પ્રભુ ચેતનતણો, કાં તું રાખે ભાર આપણો;
ચિ૦ હું જો છોં તેનો જ તરંગ, તો આ સઘળો તેનો રંગ. ૯૩
વિ૦ હું તો કહું છોં તારે માટ, જોતાં તુજને બેસે ઘાટ;
સહુ ભાવે જે છે તે છે, તું હું થૈ કાં તાણી લે. ૯૪
એ ઉપર દૃષ્ટાંતો ભલાં, સોળે અંશે માને મળ્યાં;
ચિત્ત તું તો જેમ દર્પણ હોય, આગળ સરખું પાછળ નોય. ૯૫

---

૮૫. સર્વાવાસ=સર્વ સ્થળે રહેનારો. ૮૬. પ્રિયકર=પ્રિય કરનારો.
૮૭. ગણેશ=ગણીશ. ૮૮. ઉપજણ=ઊપજ. નાના=જાતજાતના.
૯૧. ચળ્યો=ખસ્યો. ૯૨. સુરત=વૃત્તિ, ધ્યાન. ૯૩. તરંગ=મોજું.

જે વડે પોતામાં છે તેજ, તે અંતરનું ન લહે હેજ;
કાચમાંહી કાંઇ શક્તિ નથી, ભાસકશક્તિ સીસે ગ્રથી. ૯૬
જો સીસાથી અળગું પડે, ભાસકશક્તિ ન શોધી જડે;
તેનું પાછળ પોષક અવાચ્ય, તે સીસું ને તું તે કાચ. ૯૭
તે વડે તુજમાં ગ્રાહકશક્તિ, એ પ્રકારથી ઊકલે વ્યક્તિ;
એ છે તારું મૂળ વૃત્તાંત, હવે સાંભળ આચર્ણ એકાંત. ૯૮
તું સામું આવી જે રે, તે જાણી દર્પણમાં છે;
તેમ ચિત્ત સર્વે તારે વિષે, પાછું ન નીસરે જે જે લખે. ૯૯
ચિ૦ ભઈ મુજમાં ભાસ્યું તે શું, કેને પ્રથમ લહું તે હું;
વિ૦ ચિત્ત કાને જે તેં સાંભળ્યું, તે જાણી એકમણિમાં કળ્યું. ૧૦૦
દીઠું ચર્મચક્ષુએ કરી, તેને તું ત્યાં બેઠો ધરી;
જે પદાર્થ તુજ સામો થયો, તેણે તું રસબસ થૈ રયો. ૧૦૧
તું જ માત્ર તે થાય તુજ વડે, જેમ દર્પણમાં પ્રતિબિંબ પડે;
તેં અવતાર ધર્યા ચોવીશ, તે તેં માની લીધા ઈશ. ૧૦૨
દેવ નાગ સ્થિર ચર બહુ પિંડ, તારી કલ્પી સઘળી મંડ;
બ્રહ્મા કેશવનો કલ્પક તું, તુજ સત્તાએ બોલું હું. ૧૦૩
બ્રહ્મા વિષ્ણુ ઈશ કોણ કહે, જ્યારે તું જડ થૈને રહે;
માટે તુજને કૌં છૌં બાપ, એ સઘળો છે તારો વ્યાપ. ૧૦૪
ધર્યાં પિંડ તેં સૂક્ષ્મ સ્થૂળ, તેમાં સૂત્ર તેનું શું મૂળ;
ઈશ્વરમાં તું ઈશ્વરરૂપ, જીવવિષે તું જીવસ્વરૂપ. ૧૦૫

---

૯૬. હેજ=હેત. ભાસકશક્તિ=ભાસવાની શક્તિ, પ્રકાશવાની શક્તિ. સીસે=આરસાની પાછળ સીસું લગાડવામાં આવે છે તે. ગ્રથી=ગૂંથી. ૯૮. ગ્રાહકશક્તિ=લેવાની શક્તિ. વ્યક્તિ=સ્પષ્ટતા. ૯૯. નીસરે=નીકળે. લખે=જુએ. ૧૦૦. કળ્યું=ખૂંતી ગયું. ૧૦૧. ચર્મચક્ષુ=ચામડાની આંખ. ૧૦૩. સ્થિર=સ્થાવર. ચર=જંગમ. મંડ=માંડણી, રચના. કલ્પક=કલ્પનાર, ઘડનાર. ૧૦૪. વ્યાપ=ફેલાવ.

તારા સામું કોયે નથી, દીસે છે તારી ભોરથી;
મહાનિધિ છે પોષણ તુજતણું, તું માને સામર્થ્ય આપણું. ૧૦૬
મહાનિધિકેરો સેજ વિલાસ, તુજમુજદ્વારા હોય પ્રકાશ;
મહાનિધિ તો સેજે જ અરૂપ, તું વિલસે થૈ આવે રૂપ. ૧૦૭
રૂપ થાય ત્યાં તુંપણું હોય, રૂપદર્શી તું વિશ્વા સોય;
જો તું તારું લે તુજપણું, તો કેવા નહિ પર આપણું. ૧૦૮
અપંચીકૃતે પંચીકૃત થાય, તે પાછું તેમાં વળી જાય;
તો તું તેમાં રે'તો નથી, તે જો તું મહાનિધિ ભોરથી. ૧૦૯
સર્વ ધાતુ દીસે તુજ વડે, તું જોતાં આધું નહિ પડે;
હું જાણું છું ત્યાં હું નઈ, એમ જોતાં બેઠું જૈ કંઈ. ૧૧૦
ત્રણ પદનો સમજણો ભેદ, કરજે એક સંદેહ ઉચ્છેદ;
પિંડ છતે આ ચરચા થાય, પિંડ વિના શું બોલ્યું જાય. ૧૧૧
છતે પિંડે હું તું રૈ વડું, પડે પિંડે કોય ન રહે પડું;
પિંડ વિના ખોટું આ જાણ, પિંડ વિના કે ક્યાં રહે પ્રાણ? ૧૧૨
પિંડ પડે ક્યાં જાએ વૃત્ય, તેની મુજને કહે નિવૃત્ય;
વિ૦ એ રીતે પૂછછ આ વાર, તેં રાખ્યો છે શ્યો નિરાધાર? ૧૧૩

---

૧૦૮. રૂપદર્શી=રૂપ બતાવનાર. વિશ્વા સોય=સો વસા, પૂરેપૂરા. **૧૦૯.** અપંચીકૃત=પાંચ પ્રાણ, દશ ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ એમ સત્તર તત્ત્વોથી ઇશ્વરની કાયા ઘડાયેલી છે. આ દ્રવ્યો અપંચીકૃત અવસ્થાનાં છે. પંચીકૃત=પાંચ મહાભૂતના અણુઓ, દશ પ્રાણો, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ શબ્દાદિ તન્માત્રાઓ, ચાર અંતઃકરણો (મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર), એક માયાશક્તિ, અને ચૌદ ઇન્દ્રિયગણ (દશ જ્ઞાન તથા કર્મની ઇન્દ્રિયો અને ચાર અંતઃકરણ)ના અધ્યક્ષ દેવો એમ ઓગણપચાસ તત્ત્વો જીવની કાયામાં છે. એ તત્ત્વો પંચીકૃત અવસ્થાનાં છે. આમ ઇશ્વરના અપંચીકૃત તત્ત્વોથી જીવનાં પંચીકૃત તત્ત્વો થાય છે, અને પાછો તેમનો વિલય થાય છે. **૧૧૨.** પડું=પડવાળું, પડિવાળું. **૧૧૩.** વૃત્ય=વૃત્તિ. નિવૃત્ય=નિવૃત્તિ.

ચિ૦ હમણાં તો ભાસે છે સળંગ, કનક કુંડળ જોતાં ન અલગ;
વિ૦ તાત એમ જો હમણાં હશે, તો પિંડ પડે તેમ રચું જશે. ૧૧૪
જ્યાં જેવું ત્યાં તેવો છું, દેહનું કારણ ન ગણું હું;
મહાનિધિનો તરંગ આ ચિત્ત, દેહ તો ભૂતતણી આવૃત્ત. ૧૧૫
સેજ સ્વભાવે ઉઠે લેર, મોટું સામર્થ્ય ઘેરાઘેર;
તેણે ભૂત પ્રત્યે જ્યાં જાય, લક્ષ ચોરાશી બિંબ ભરાય. ૧૧૬
પિંડ પ્રમાણે તું થઈ રહે, દેહે સરખો થૈને વહે;
જુવે પૂર્વ જો પોતાતણું, તો ત્યાં છે જ સ્વતંતરપણું. ૧૧૭
ચિ૦ એ સ્વતંત્રતા જ્ઞાને હોય, વણજ્ઞાને સ્ફુરણ નવ જોય;
માનવ વિના અનેરી જાત, ત્યાં નોયે તેપણું સાક્ષાત. ૧૧૮
વિ૦ સુણને તાત કહું હું વિચાર, માનવદેહે નથી નિરધાર;
રાક્ષસ દેવ માનવ ગજ નાગ, અજા વૃક્ષ ને કપિ ગજ કાગ. ૧૧૯
જાત જાણવા મેં કયું તને, ચૈતન ગાંઠ જાણી રે મને;
સઘળો છે આ ચિદ્નો વિલાસ, તારે કરવો તેજ તપાસ. ૧૨૦
પંખી પશુ દ્રુમ જળચર જોય, અળગો ચેતનમાં નથી કોય;
દેખી દીન અવાચ્યને ચિત્ત, રખે માન્ય થોડાપણું વિત્ત. ૧૨૧
ચિ૦ સુણ રે પ્રિય સુત ! એક વિચાર, નૈં એ કાંઈ ઊંડો નિરધાર;
મેં પૂછયું તું તે કયાં ગયું, નૈં કલ્પ્યું તે આગળ થયું. ૧૨૨
મુવા પછિ શું પૂછું તને, તે આફણિયે સ્ફુરિયું મને;
વિ૦ મને તાત ! તું કહી દેખાડ, તો જાણું તારી ભાંગી જાડ. ૧૨૩
ચિ૦ જ્યારે મને સુષુપ્તિ હોય, દેહ પ્રાણનું સ્ફુરણ ન હોય;
એવું જાણું મારું રૂપ, ત્યારે હું જ સદોદિત ભૂપ. ૧૨૪

---

૧૧૫. આવૃત્ત=આવૃત્તિ; બનાવટ. ૧૧૯. ગજ=હાથી. અજા=બકરી, કપિ=વાંદરો. ૧૨૧. વિત્ત=ધન, સત્ત્વ. ૧૨૩. આફણિયે=આપોઆપ. ૧૨૪. સદોદિત ભૂપ=કદીય ન આથમનારો રાજા.

જ્યારે છૂટી કળ સુષુપ્તિતણી, ત્યારે હું આવું દેહભણી;
દેહસંગે સંકલ્પ ઘટે મટે, વિષે ભોગ કે શાસ્ત્ર ખટપટે. ૧૨
પણ તે નીઠ જાગ્રતનો ધર્મ, વૈકુંઠ સરખો એનો મર્મ;
જાગ્રત તે દેહનો વેવાર, મુજ નિદાન તો પરપંચપાર. ૧૨
વિ૦ હવે તારો હું સમઝયો સાર, એ નિશ્ચે આવ્યો નિરધાર
ચિ૦ એવું મારી દૃષ્ટે પડયું, જોતાં મારું કાંઇ નવ ઘડયું. ૧૨
વિ૦ તાત! તારું એ ઘર નિત્ય રહે, ત્યારે તું શું બીજું કહે
એ તેં દેહનું કર્યું નિદાન, મુક્તિબંધનું ટાળવા માન. ૧૨
ચિ૦ એ રીતે મને દૃષ્ટે પડયું, ચિત્ત ચિદ્તણું દ્વાર ઊઘડયું;
વિષ્ણુતણું સત્ત્વગુણ રૂપ, તે ઘટમાં હું છોં તદ્રૂપ. ૧૨
રજોગુણ ત્યારે બ્રહ્મા હું જ, સૃષ્ટિ કરતાં મન રાખું છું જ;
તમોગુણ તહાં હર હું તેમ, ઉત્પત્તિ સ્થિતિ સંહારણ એમ. ૧૩
મૂર્તિ ત્રણ વરતે મુજ વડે, તે પોષે તે ભાંગે ઘડે;
જગતતણાં કારણ એ ત્રણ, તે સર્વે મારાં આચરણ. ૧૩
અજ હરિહરનો પ્રેરક હું, તે તો સર્વે જાણછ તું;
વિ૦ પિતા વાત હું જાણું ખરો, પણ હું ન ચાલું તુંથી પરો. ૧૩
તેનું તુજને દૌં એંધાણ, મળી આવે તો પ્રમાણ;
ઇંદ્ર વૈરોચને પૂજ્યા અજપિતા, તાં ગુરુશિષ્યમાં આપણ હતા.
વિશદ કરી ઉચર્યું નિજ ધામ, વૈરોચન પામ્યો વિશ્રામ;
તેવું ન માન્યું ઇંદ્રે મને, ફરીને આવ્યા કમળભૂ કને. ૧૩

૧૨૫. દેહસંગે=દેહ સાથે. વિષે ભોગ=વિષયભોગ. ૧૨૬. નિદાન =તપાસ, શોધ. પરપંચપાર=પ્રપંચની પાર એવું બ્રહ્મ. ૧૨૭. દષ્ટે=દૃષ્ટિમાં. ૧૨૮. મુક્તિબંધ=મુક્તિ અને બંધન. ૧૩૦. હર=શંકર. સંહારણ=સંહાર. ૧૩૨. અજ, હરિ, હર=બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ. પ્રેરક=પ્રેરનાર. પરો=વેગળો. ૧૩૩. અજપિતા=બ્રહ્મા. વૈરોચન= વિરોચન. ઇન્દ્ર અને વિરોચન પ્રજાપતિ બ્રહ્મા પાસે આત્મજ્ઞાન માટે ગયા હતા. આ પ્રસંગ માટે જુઓ, 'છાંદોગ્ય ઉપનિષદ,' અધ્યાય ૮. ૧૩૪. વિશદ=સ્પષ્ટ. વિશ્રામ=શાંતિ. કમળભૂ=બ્રહ્મા.

મુખ્ય માનનારો ચિત્ત તું, પોષણહારો નીરુખ્યો હું;
માને તો પરમ ચેતન પ્રાય, નહિ તો જીવરૂપ તું સદાય. ૧૩૫

ચિ૦સુણ સુત! હું કહું તે તું વિચાર, ચૌદ લોકમાં તુજ વિસ્તાર;
તારી સહાયે દૃષ્ટે પડયું, પણ તું વિના તે રેતું અડયું. ૧૩૬

ચૌદ લોકલગી ચાલી સુરત, તે જાણે હસ્તામળ વસ્ત;
જીવઈશ્વરને ભેદે કરી, આ બુધ બ્રહ્માંડે વિસ્તરી. ૧૩૭

હિરણ્યગર્ભનું પ્રતિબિંબ થાય, પ્રાયે સ્વયંભૂ નિધિ કેવાય;
તે કહું તો કેવો કેવડો, કરચ સાક્ષાત તો જ તું વડો. ૧૩૮

વિ૦ સાંભળ તાત! કહું હું સાર, એ સમજણમાં મોટો ભાર;
એક વાત હું પૂછું તને, તે ઠેરાવીને કે મને. ૧૩૯

તું શું જે તેને ઝાલવા ધસે, તે શું જે તારો ઝાલ્યો જશે;
ચિ૦તે કાંઈ હું જાણતો નથી, ઘાટ બેસારી કેને કથી. ૧૪૦

વિ૦સુણજે તું દૃષ્ટાંતે કહું, કરી આરોપ પ્રશ્ન નિર્વહું;
દીપક તે વહ્નિ કેમ જુવે, વસ્તુ એકને નામ જુજવે. ૧૪૧

કિરણ સૂર્યને ઝાલે કેમ? તારું તન પણ જાણે તેમ;
ફળને બીજ કેટલે વેગળે, લોહનાં પોગર રે જેમ મળે. ૧૪૨

એમ જોતાં શું કરું સાક્ષાત, જે કહીએ સર્વસ્વની વાત;
એમ ઇચ્છાવિણ જાણી રહે, તારે તું જ સદોદિત લહે. ૧૪૩

ચિ૦સુણ સુત! એ મોટું વાંકડું, રૂંધ્યું તે તે કેમ રે માંકડું;
પ્રાયે ચેતન ને વળી ચિત્ત, તે રૂંધ્યું કેમ રહે અમિત. ૧૪૪

---

૧૩૬. રેતું અડયું=અટકયું રહે. ૧૩૭. હસ્તામળ=હસ્તામલકવત્, હાથમાંના આમળાની જેમ સ્પષ્ટ. વસ્ત=વસ્તુ. બુધ=બુદ્ધિ. ૧૩૮. હિરણ્યગર્ભ=બ્રહ્મા. સ્વયંભૂ=બ્રહ્મા. ૧૪૧. નિર્વહું=ચલાવું. ૧૪૨. લોહ=લોઢું. પોગર=પરમાણું. ૧૪૪. વાંકડું=વાંકું. રૂંધ્યું=અટકાવેલું, રોકેલું. માંકડું=વાંદરું. અમિત=અમાપ.

જે સ્વતંત્ર નોય તે રૂંધાય, વસ્તુપણાનો રોધ શું થાય.
વિ૦સાંભળ તાત ! સ્વતંત્ર લહ્યું, ક્યાં ફેલ્યું ક્યાં રોધ્યું રહ્યું.૧૪૫

પર્વત પર હોયે જળવૃષ્ટિ, તેણે પર્વત પામે પુષ્ટિ;
કેટલુંક અંતર્ભૂત ઠરાય, કેટલુંક ઉપરથી વૈ જાય. ૧૪૬

પર્વત કોરા દીસે સદ્ય, પણ અંતર ભરિયા અતિહૃદ;
માંઈ બારે રયા તે ઝરે, તે સરિતા અવનિ પરવરે. ૧૪૭

તે જળે સકળ દેશ પોષાય, એથી સિદ્ધાંત સુણો ચિત્તરાય;
ચિદ્‌ઘન તે વરતે છે સદા, પર્વત ચિત્ત ભરતું અદબદા. ૧૪૮

ચિત્ત તું જેટલું ગ્રહી નવ શકે, ત્યાં જાતાં તુજ વાણી થકે;
જેટલું ચિત્ત તેથી ગ્રહ્યું જાય, તેણે તુજ કોતર ભરી જાય.૧૪૯

શનૈઃ શનૈઃ તે ઝરી નીસરે, બુદ્ધિવિલાસ સંસાર જ કરે;
તે ચૌદ વિદ્યા ચોસઠ કલા, ભાષાભેદના ટાળા ઘણા. ૧૫૦

સિદ્ધિ અઢારે તેનાં અંગ, નાટકચેટક શબ્દતરંગ;
સપ્તદ્વીપ નવખંડ જ લગી, તારી વૃત્તિ દીસે ઊમગી. ૧૫૧

તું તારાં ન પખાં કરી જોય, તારે કૃત્યે તું નવ મોય;
તું તારું તુજપણું લે ઘેર, તેથી અંતર આવતી સેર. ૧૫૨

નગ દીસે બારે કોરડા, અંતરમાં જળના ઓરડા;
તું તારું પરોવ જો ચિત્ત, તો લેવું મૂકવું થાયે મિત. ૧૫૩

---

૧૪૫. રોધ=અટકાવ. રોધ્યું=અટકાવ્યું. ૧૪૬. પુષ્ટિ=પોષણ. અંતર્ભૂત=અંદર. ૧૪૭. અતિહૃદ=મોટાં સરોવરો, ધરાઓ. પરવરે=ચાલે. ૧૪૮. ચિદ્‌ઘન=ચૈતન્યરૂપ મેઘ. અદબદા=આશ્ચર્યભરી રીતે. ૧૪૯. થકે=થાકે. કોતર=ખીણ, ગુફા. ૧૫૦. શનૈઃ શનૈઃ=ધીમે ધીમે. ટાળા=ભેદ. ૧૫૧. શબ્દતરંગ=શબ્દની લહરી. સપ્તદ્વીપ=જંબૂદ્વીપ આદિ સાત બેટ ભાગો. ૧૫૨. પખાં=પડખાં, પક્ષ. સેર=ઝરણ. ૧૫૩. નગ=પર્વત. બારે=બહાર. કોરડા=કોરા. મિત=માપસર.

તે તે તું ને તું તે તે જ, એમ જ છે જો પામે હેજ;
એમ સમજે તું નો તું રહે, જો જુગતે આપોપું લહે. ૧૫૪
ચિ૦પ્રિય સુત! તેં એ સત્ય જ કયું, એ સમજે આપોપુ ગયું;
જુગત વિના એ જેમનું તેમ, મધ્યે ચિત્તને સ્થિતનો વેમ.૧૫૫
એક વાતનો સંશય ટાળ, જે મુજ શિર અવતરણનું આળ;
ચાલ્યો સઘળો ચેતન ભેદ, મુજને લાગ્યો શોચ ઉમેદ. ૧૫૬
વિ૦સાંભળ તાત! કહું નિર્ધાર, માને નિશ્ચય જે કહું સાર;
મૂળ તહાં ચેતનનો ઠાઠ, તે તુજને સંભળાવ્યો પાઠ. ૧૫૭
દર્પણને દૃષ્ટાંતે કરી, તારી મેં ઉત્પત્તિ કહી ખરી;
સેજે થાયે ચારે ખાણ, તેમાં મનુષ્યને સ્ફુરણા જાણ. ૧૫૮
પંચ ઇન્દ્રિનું અતિશે જ્ઞાન, કામ ક્રોધ મોહાદિક માન;
રણવેરે પ્રીતની ગાંઠ બંધાય, આસક્તિ માટે ઘણી થાય. ૧૫૯
મોહ અનંતને વિચરણ ઘણું, હું સહુનો ને સહુ મુજ તણું;
માનવ દેહ વિષે એ ઘણું, બાકી પ્રવાહી માયા તણું. ૧૬૦
ગાંઠ બંધાણી એ વાતની, એ સંસૃતિ મનુષ્ય જાતની;
સેજે છૂટે સેજે બંધાય, સેજે કોય દિ ચાલી કાય. ૧૬૧
પ્રાયે તે ચેતનનો ઠાઠ, તારે યોગે ચાલે ઘાટ;
ચિ૦સુત! તારું કે'વું શુદ્ધ સાર, એક વાતનો કર નિરધાર. ૧૬૨
માણસ વિના અનેરી જાત, અતિ વિચિત્ર બહુ દીસે ભાત;
એ શું ને કેમ તે નીપજે, પાછો પુનરપિ દેહને ભજે. ૧૬૩

---

૧૫૪. જુગતે=યુક્તિથી. આપોપું=પોતાનું સ્વરૂપ. ૧૫૫. સ્થિત =સ્થિતિ. ૧૫૬. અવતરણ=અવતાર. અવતરવું તે. શોચ ઉમેદ=શોક અને હર્ષ. ૧૫૮. ખાણ=જરાયુજ આદિ ચાર યોનિ. ૧૫૯. રણવેરે= ઋણાનુબંધથી, પૂર્વજન્મના કર્મસંબંધથી. ૧૬૦. વિચરણ=પ્રસાર; ફેલાવ. પ્રવાહી=વહેતું. ૧૬૧. સંસૃતિ=સંસારની ગાંઠ. ૧૬૩. પુનરપિ=ફરી પણ.

વિ૦સહેજે ખેલ મચે છે સદા, જેમ સાગર લે'ર ને બુદબુદા;
ચેતન ઊલસે ભૂત કલોળ, રેણુ તૃણ તોળે વંટોળ. ૧૬૪
છે નિમિત્તમાત્ર જ વાસના, સામી નથી કોય દર્શના;
તેમ એ પસરચો ચેતનજોગ, ભૂત ભેદ પણ છે નિજભોગ.૧૬૫
ચિ૦કે સુત ! શાસ્ત્રમાંહી શું લખ્યું, શું સમજ્યું ને શું નીરખું;
વિ૦સાંભળ રે તું પિતા ચિત્તરાય, દૃષ્ટાંતે સંદેહ જ જાય. ૧૬૬
સ્વપ્નાવસ્થા નર ભોગવે, ત્યારે સુખદુઃખ બહુ અનુભવે,
જ્યારે નર નિદ્રાવશ થયો, એક શરીરે ઊંઘી ગયો. ૧૬૭
એવામાં જ્યાં થયું સ્વપન, તે વારે પ્રગટયાં બહુ જન;
પ્રકટયાં પશુપંખી નર નાગ, વણ નિરમ્યાં પુર ને સૌભાગ્ય.૧૬૮
વણનિરમી સૃષ્ટિ દૃષ્ટે પડી, તે કે ક્યાં બ્રહ્માની ઘડી;
ચિ૦કેને ભાઈ નિયંતા કશ્યો, એ તો અવસ્થાભેદ ઊલસ્યો. ૧૬૯
સાંભળ મારા પુત્ર વિચાર, તુજને પૂછું હું નિરધાર;
હું જાણું તે કાંઇએ નહીં, તું જે કે તે સાચું સહી. ૧૭૦
વિ૦કાંઈક તું સમજીને કે,' સરખાં સ્વપ્ન ને જાગ્રત બે;
તેના દો તુજને એંધાણ મળે તો જ રાખે પરમાણ. ૧૭૧
શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ, જાગ્રતથી દીસે સંબંધ;
તે જ સ્વપ્નમાં પાંચે થાય, નેત્રે સ્વપ્નમાંહી નિરખાય. ૧૭૨
શ્રવણે ત્યાં સુણી લીજે ઘણું, સ્પર્શનું સુખ કામાદિક તણું;
ખાટા મીઠા રસના ભોગ, ઉત્તમ મધ્યમના ઉપયોગ. ૧૭૩
હું ને મારું ત્યાં જે હોય, સરવે સાંભળે જાગ્યો સોય;
જાગ્રત સ્વપ્નમાં શાનો ફેર, કર્યે વિચાર ટળે અંધેર. ૧૭૪

---

૧૬૪. લે'ર=લહેર. બુદબુદા=બુદ્બુદ; બિન્દુ. કલોળ=કલ્લોલ. રેણુ=ધૂળ. તૃણ=તણખલું. વંટોળ=વંટોળિયો. ૧૬૫. દર્શના=આદર્શના, અરીસાના. ૧૬૮. વણનિરમ્યાં=રચ્યા વિનાનાં. પુર=શહેર. સૌભાગ્ય=સુખ. ૧૬૯. અવસ્થાભેદ=અવસ્થાનો પ્રકાર. ઊલસ્યો=પ્રકાશ્યો.

સ્વપ્નપદારથ જાગ્યે ટળે, જાગ્રતનું સ્વપ્ને નૈં મળે;
સ્વપ્ન તેવું જાગ્રતને જાણ, અવસ્થા નિષ્ઠે બહુ પરમાણ. ૧૭૫
ચિ૦ એ તો સ્વપ્ન અવસ્થા ભૂત, મુંને ભરોસો નૈં અદ્ભુત;
વિ૦ એમ જ જાણે તાત! વિચાર, મિથ્યા સઘળો દેહવે'વાર. ૧૭૬
નિમિત્ત અને નિયંતા બે, ત્યાં જ લગે તું સાચું કે;
જ્યાં લગી અનુભવ અદ્ભુત નથી, ત્યાં લગી તું દેખે મોરથી.
ચિ૦ જે હું મુજપણુને ભલ કહું, કારણુસહિત ભલું નિર્વહું;
જીવપણાનો નિર્વાહ સ્ફુર્યો, ઇશ્વિરતા બાધી ઊચર્યો. ૧૭૮
કૈવલ્ય જે કારણુ બેઉતણું, તે ભારે લાગે છે ઘણું;
જહાં જાઉં તેને પ્રીછવા, લક્ષરૂપ મોટપ ઇચ્છવા. ૧૭૯
તારે લક્ષ આઘેરો પડે, બુદ્ધિ સરાડે જૈ નવ ચડે;
વિ૦ તાત! સરાડું એને નથી, નાંખે જેમ બાણો મહારથી. ૧૮૦
બળ સારુ ઘણી બુદ્ધિ જાય, પણ આકાશ વિષે ન લખાય;
મોટપ સારુ સુરત સંચરે, પણ મોટપ સામું ડગ નૈં ભરે. ૧૮૧
ચિ૦ સુત! ખરું એ તો એમ જ થયું, એ મુજપણનું માન જ ગયું;
રૂપસહિત અરૂપની માંય, પેસવું કોય દિયેં નવ થાય. ૧૮૨
વિ૦ તાત! તું એ રીતે કાં કહે, દૃષ્ટાંતે આપોપું લહે;
જેમ ગજ નૈં દેખે નિજ પૂંઠ, સૂંઢ ન પોંચે પૂંઠે મૂંઠ. ૧૮૩
માટે જાય નહીં અજ્ઞાત, પોંચે જ્ઞાન તહાં સાક્ષાત;
પોંચે કદાચિત ઇન્દ્રી છેક, જ્ઞાન તો તન જાણે છે એક. ૧૮૪
શુંડાદંડ કુંજરની પઠે, ચિતડું જોવા હીંડે હઠે;
ઇચ્છા તે જે શુંડાદંડ, ફરવ હીંડે શરીર અખંડ. ૧૮૫

---

૧૭૫. નિષ્ઠે=નિષ્ઠાથી, ધારણથી. ૧૭૮. ભલ=ઉત્તમ, ભલું. ૧૮૦. સરાડે=માર્ગે. ૧૮૧. લખાય=લક્ષાય, જોવાય. ૧૮૫. શુંડાદંડ=સૂંઢરૂપી દંડ. કુંજર=હાથી. પઠે=પેઠે.

કૈવલ્યદેહ તણો નહીં પાર, તે માટે તું એમ વિચાર;
અવ્યક્ત વૃક્ષ ઉદુંબરતણો, તે શાખાથી પસર્યો ઘણો. ૧૮૬
બ્રહ્માંડ ઉદંબરે લાગ્યાં અપાર, કોટ ભાતે નૈં લાભે પાર;
ફળસ્થાને છે બહુ બ્રહ્માંડ, બ્રહ્માંડે બ્રહ્માંડે બહુ પિંડ. ૧૮૭
અંડઅંડમાં હરિ-હર-અજ, ચૌદ લોક સરખી નીપજ;
એવાં ફળ ત્યાં છે અસંખ્યાત, અવ્યક્તપક્ષની સમજે વાત. ૧૮૮
તે ફળપ્રત્યે જીવ અનેક, ત્યાં અમિત નૈં નીસરે છેક;
તે જંતને ત્યાં ભૌતિકકાય, સૂક્ષ્મે સૂક્ષ્મ સૂક્ષ્મતર થાય. ૧૮૯
પિંડ પિંડને હૃદે આકાશ, તેથી રોમે રોમે વાસ;
સૂક્ષ્મ સ્થળે આપણ બે રયા, તે સૂક્ષ્મથી સૂક્ષ્મ થયા. ૧૯૦
એવું ઝીણું તુજ-મુજ રૂપ, કોં સામર્થ્ય ઇ સુણ ચિત્ત ભૂપ;
અવ્યક્તવૃક્ષની કીધી વાત, ત્યારે સુરત થઈ સાક્ષાત. ૧૯૧
અનંત બ્રહ્માંડે ઘાલી બાથ, એવા તારા-મારા હાથ;
સૂક્ષ્મમાંહી તો એવો તું, સ્થૂલપણું તારું શું કહું? ૧૯૨
તારું સામર્થ્ય એવું રૂઢ, સર્વાંગે તું રે'તો ગૂઢ,
ત્યાં લગી તારું છે ચિત્ત નામ, એ સમજીને લે નિજધામ. ૧૯૩
જોવા જા તું તારો પાર, તારે બે વાંકાં નિરધાર;
તેથી ત્યાં તું જીવ ન ટળ્યો, વસ્તુનો છેડો નવ મળ્યો. ૧૯૪
તે માટે એ ન ટળે દ્વૈત, એમ સમજે થાયે અદ્વૈત;
ચિ૦તું તો ચિદ્દમાં રસબસ થયો, તો જોવા કે'વા નવ રયો. ૧૯૫

---

૧૮૬. અવ્યક્ત=સ્પષ્ટ નહિ એવી માયા. ઉદંબર=ઊમરો. ૧૮૮. અંડઅંડમાં=ઘરઘરમાં, ઈંડેઈંડામાં. અસંખ્યાત=અસંખ્ય. ૧૮૯. અમિત=અમાપ. ભૌતિકકાય=પાંચ ભૂતોથી બનેલી કાયા; માટીનું શરીર. સૂક્ષ્મતર=વધારે સૂક્ષ્મ. ૧૯૦. હૃદે=અંતરમાં. ૧૯૩. રૂઢ=દૃઢ. ગૂઢ=ગુપ્ત, ઊંડો. ૧૯૪. પાર=છેડો. જોવા જવું અને છેડો એ બે તારાં વાંકાં-છિદ્ર-છે. એ બે દ્વૈત છે. એ ટળી જાય, તો અદ્વૈત થાય.

સૂનું સરખું થૈને ગયું, તોયે શૂન્યે શૂન્યપદ રહ્યું;
વિ૦ અરે તાત ! તું એમ કાં કહે, સમજી સમજ વાંકું લહે. ૧૯૬
એક જીવપદ ને ઈશ્વરપદ, કેમ તહાં થાશે અદબદ ?
કેવળ મહાનિધિ છે જ અવાચ્ય, તેને તું નિજ જાણી રાચ્ય. ૧૯૭
જે સત્-ચિત્-આનંદ સદાય, તેમાં તત્ત્વંપદ બહુ પ્રાય;
તે મેં તુજને કહ્યો પ્રકાર, સદા નિરંતર સારોદ્ધાર. ૧૯૮
ત્યાં તે શૂન્ય કેમ કે'વાય, જે નિદાન એવું છે પ્રાય;
ચિ૦ કયાં શૂન્યવાદ કરું છૌં હું, તેનો મર્મ સમજી લે તું. ૧૯૯
એમ જાણીને કરું હું વાદ, પોત પોતાને કીજે સાદ;
વિ૦ ત્યાં સામો હુંકારો દેવા નથી, એ સ્થળને કાં શૂન્ય કે કથી ? ૨૦૦
પોતાનું માન્યું ભૂત કલ્લોળ, ઉપજે સમે તત્ત્વનું ટોળ;
પણ તત્ત્વાતીત નવ જાણિયું, તેણે શૂન્ય તાણી આણિયું. ૨૦૧
મુજને જોતાં દીસે અસ્યું, ભિન્ન કે'વા કારણ નહીં કસ્યું.
ચિ૦ કારજ ને કારણ તે તું જ, ઈહાં ચિત્ત ને તહાં તેજપુંજ. ૨૦૨
દર્પણની ગત જોઈ કળી, અવળસવળ, ધૂંખળ. નિર્મળી;
વિ૦ સાંભળ તાત ઇહાં તું ધન્ય, મિથ્યામાંહી થયો પતન. ૨૦૩
તું જ ચિત્ત ને તું ચિદ્વિલાસ, હવે હવો તુંને બ્રહ્મપ્રકાશ;
અક્ષયપદ જાણ્યું તેં ભલ્લ, હવે થયો તું એકલમલ્લ. ૨૦૪
જેમ છે તેમ તું આપ સદાય, એમ અખે પદ પ્રીછ્યું જાય;
જો ચિદ્ જાણે તો વક્ષ ઝાલ્ય, અક્ષય પદ તો છે અજવાળ્ય. ૨૦૫

---

૧૯૭. રાચ્ય=આનંદ પામ. ૧૯૮. સત્-ચિત્-આનંદ=સચ્ચિદાનંદ બ્રહ્મ. તતત્વંપદ=તે અને તુંનું પદ. ૨૦૦. કથી=કહી. ૨૦૧. ભૂત કલોળ=પંચભૂતોનો આનંદ. સમે=શાંત થાય. ટોળ=ખેલ. તત્ત્વાતીત=તત્ત્વથી પાર એવું બ્રહ્મ. ૨૦૨. અસ્યું=એવું. ઈહાં=અહીં. તેજપુંજ=તેજઃપુંજ, તેજનો સમૂહ. ૨૦૩. અવળસવળ=ઊલટીસૂલટી. ધૂંખળ=ધૂળથી ઝાંખી. ૨૦૫. અજવાળ્ય=અજવાળું, પ્રકાશ.

ચિ૦ સુણુ રે મારા સુત ! તું અંગ, સ્ત્રીપુરુષ ભિન્ન દિસે લિંગ;
ચૈતન્ય જોતાં નર માદા નથી, પંચભૂત જોયાં મેં મથી. ૨૦૬

રૂપમાંહી દેખું છું ભાત્ય, તે સમજૂતી ઘાટે ઘાત્ય;
વિ૦ તાત ! કહું એક સાંભળ વાત, એ તો છે બીબાની જાત. ૨૦૭

જેમ ખાંડ કથીરનાં નીપજે રૂપ, બીબાભેદે ભાત અનુપ;
બેહુ પડ મળ્યે રૂચ ભરાય, પડમાં કિયો નર ને કૈ માદાય. ૨૦૮

એ મંત્ર જાણ્ નરમાદા તણો, ઊંધો ભાર મ રાખીશ ઘણો;
ભગલિંગ દેખી ભરમે બહુ, આકારે વળગ્યા છે સહુ. ૨૦૯

અંતર મરમ વિચારે કોય, તે નર કૌતુકમાત્ર જ જોય;
ભગ દેખી પરઠે ભામિની, લિંગ દેખી નર માને મની. ૨૧૦

સંસારની છે એવી રીત, વળી ફરી કહું તને પ્રતીત;
નારી નર તે એક જ જાણુ, તું મનમાં એ પ્રતીત આણુ. ૨૧૧

પ્રાયે કર જો મૂળ વિચાર, કહ્યાં ન જાએ નર કે નાર;
સ્ત્રીને ગર્ભ કમળ ને લિંગ, પુરુષને દિસે પ્રસિદ્ધ અંગ. ૨૧૨

બેહુના લિંગ વિષે છે શૂન્ય, તેમાં રજ–વીરજનું ગમન;
બેહુ પડમાંહીં અનંગ નીપજે, સુરતના સુખને બેહુ ભજે. ૨૧૩

બેહુ પડમાં બેહુનાં અવેવ, નરને સ્થાન નારીનો ભેવ;
કોઈક ઘટ એવો નીપજે, બેઉ આકારને એકલો ભજે. ૨૧૪

કોઈક ઘટમાં એકે નહીં, તો શેની સ્થિત રાખું સહી ?
ચિ૦ સાંભળ સુત ! કશો નથી થાપ, ચૌદ લોકમાં એવો વ્યાપ. ૨૧૫

---

૨૦૭. ઘાત્ય–ઘાત, રીત. ૨૦૮. રુચ=રુચિ, ભાવ. ૨૦૯. ભગલિંગ=સ્ત્રીની યોનિ અને પુરુષની જનનેન્દ્રિય. ૨૧૦. મની=મનમાં ૨૧૧. પ્રતીત=પ્રતીતિ, ખાતરી. ૨૧૨. ગર્ભકમળ=ગર્ભસ્થાન. ૨૧૩. રજ–વીરજ=રજ અને વીર્ય. અનંગ=કામ. સુરત=સંભોગ. ૨૧૪. અવેવ=અવયવ.

વિ૦ હવે તાત ! સાંભળ ચિત્તરાય, શબ્દ નર શબ્દ માદાય;
ચૈતન નર માદા ન કે'વાય, પંચભૂતનું નામ લેવાય. ૨૧૬
એહુથી હેઠો આવું હું, ત્યારે કહું જે પૂછે તું;
લોક ચૌદમાંહી પરવરું, અંતર આંખ વીંચી ઊચરું. ૨૧૭
તો કાંઈએ મુખથી બોલાય, જો આ નેત્રો આઘાં થાય;
જ્યારે નેત્ર આઘાં સંચરે, ત્યાં રસના તે શું ઊચરે ? ૨૧૮
જો પરમેશ્વર કહીને સ્તવું, તો તે નામ પાડવું નવું;
જો માયા કહું તો સ્ત્રી થાય, નામરૂપ કર્તવ્યમાં જાય. ૨૧૯
એ બોલ્યા પાખી શું કરું, માટે રૂપ લખી ઊચરું.
ચિ૦ શોધ્યું કે'વા કાંઈયે નથી, એટલી વાતો તેં કેમ કથી? ૨૨૦
વિ૦ સાંભળ તાત ! કથી એ ખરી, તો એ તે અવાચ્ય પાધરી;
ચમકગિરિની સત્તા કરી, લોહનૌકા આવે પાધરી. ૨૨૧
તે અંતરમાં લોહનો બંધ, તેને આવે ચમકનો ગંધ;
લોહની સુરત ચમકગિરિ જાય, લોઢા લીધે કાષ્ઠ ઘસાય. ૨૨૨
બહુ પદાર્થ તે માંહીં ભર્યા, તે ત્યાં લોહે ચેતન કર્યા;
એક ગાંઠ લોહચમક વિષે, તો તું ધન્ય જો તે ઓળખે. ૨૨૩
ચમકસ્થાને તે જ અવાચ્ય, જે સત્તાએ લોહજીવની નાચ્ય;
લોહ ધસંતે જેમ કાષ્ઠ ધસે, તેમ એ જગનૌકા ઊલસે. ૨૨૪
તે નૌકામાં પદારથ બહુ, તેમ એ જગત નાનાવિધ સહુ;
ચાળો તો લોહચમક જ તણો, પ્રપંચભેદ ત્યાં ચાલ્યો ઘણો. ૨૨૫

---

૨૧૮. સંચરે=જાય. રસના=જીભ. ૨૨૦. પાખી=સિવાય. ૨૨૧. ચમકગિરિ=ચૂંબકનો પહાડ. લોહનૌકા=લોઢાની હોડી. ૨૨૨. બંધ=પાટો, સંબંધ. સુરત=વૃત્તિ. કાષ્ઠ=લાકડું. ૨૨૩. લોહ-ચમક વિશે=લોઢા અને ચમકમાં. ૨૨૪. લોહજીવની નાચ્ય=લોઢારૂપી જીવનો નાચ. ધસંતે=ધસતા, દોડતા. જગનૌકા=જગતરૂપી હોડી. ૨૨૫. નાનાવિધિ=જાતજાતના.

જો લોહ–ચમકને સંબંધ નો'ય, તો કારજકારણ કેવા નથી કોય;
એણે ભેદે ચાલે ભાત, તો સ્ત્રીપુરુષ શું પૂછે જાત? ૨૨૬

પૃથ્વી તે સર્વે સ્ત્રીલિંગ, અપ તેજ આકાશ નપુંસક અંગ;
પુરુષ લિંગ વાયુને કહે, રૂપવચનને સહુ કોય વહે. ૨૨૭

કોય ન ભાંખે ફરી બોલાય, વિચાર કહે શું પુરવું જાય;
વિઠતાત! વસ્તુ મેં કાંઈક લહી, અળગી પડી કિંમત નૈં થઇ. ૨૨૮

માદક ભખી માદકનું રૂપ, જોવા હીંડે મૂળગું રૂપ;
માદક હુંથી અળગો કરું, હૃષ્ટપુષ્ટ વચને ઉચ્ચરું. ૨૨૯

એવો શો મારે અભિલાષ, સામર્થ્ય હોય તો તું કાંઈ દાખ;
એ રીત છે સૂક્ષ્મ વાત, સમજીશ તો થાઈશ સાક્ષાત. ૨૩૦

છે કાયા વિના કાયાનાં કૃત્ય, જેમ હાથે કંકણ દીસે તર્ત;
જે માદક ઔષધિમાં હતો, ત્યાં તે છતે રહ્યો અણછતો. ૨૩૧

ઔષધિ જો નર ભક્ષણ કરે, ત્યારે માદક ત્યાં અવતરે;
અનંત પરાક્રમ કરે ત્યાં રહ્યો, બહુ પ્રકારે પોતે થયો. ૨૩૨

બોલે ચાલે ભોગવે સ્વાદ, બહુ ડહાપણ કાં બહુ ઉન્માદ;
તે એકે ચેન નો'ય તુજ વિષે, તેમનો તેમ હતો ખાધા પખે. ૨૩૩

ખાતાં દીઠા બો'ળા રંગ, માદકકેરા જેવા ઢંગ;
એટલા ઉફરું શું દેખીશ, મેં સર્વસહિત કહ્યો સર્વ ઈશ. ૨૩૪

ચિત્ત તું ત્યાં જેમ માદકવાન, ચિત્ત માદક તેં કીધું પાન;
રગરગમાં તે માદક ચઢ્યો, મન વચ કર્મ સહુમાં ફેર પડ્યો. ૨૩૫

૨૨૭. સ્ત્રીલિંગ=નારીની યોનિ. અપ=પાણી. નપુંસક=વ્યંડળ. ૨૨૮. ભાંખે=ભાખવાથી, કહેવાથી. પૂરવું=આગળ. ૨૨૯. માદક ભખી=કેફી વસ્તુ ખાનાર. હીંડે=ઇચ્છે. ૨૩૦. દાખ=બતાવ. ૨૩૩. ઉન્માદ=ગાંડપણ. ચેન=ચિહ્ન. ખાધાપખે=ખાધા સિવાય. ૨૩૫. માદકવાન=કેફવાળો.

ફાટચું આચરે ફાટચું બકે, જાણે પણ જાળવી નૈં શકે;
જે જોવા ફીધું તું ભક્ષ, તે જાણે નૈં પોતે રહે અક્ષ. ૨૩૬
તેમ તું તે તું ને તે તે તે, એ મહા અનુભવ ચિદ્દ તું એ;
પોતામાં વીંચે વીંચણું, તે સમજે તો સારું ઘણું. ૨૩૭
ચિત્ત તારી કિંમત નૈં થાય, તારાં મૂળ ઊંડાં છે પ્રાય;
મૂલ થાય તે ઓછી વસ્ત, મૂલે મહાત્મ થાએ અસ્ત. ૨૩૮
તે તું જાણે ચૂકી હદ, તારું નિદાન તો છે અદબદ;
અચળ્યું વીર્ય તારું ચિત્તનામ, પણ મુજ વિના તેં ખોઇ હામ. ૨૩૯
અચાનક જ્યારે હું ઊમટ્યો, તો નિજ રૂપ થૈને આઘો વટ્યો;
અવાચ્ય વીર્ય શું જાણી વદે, તે ચિત્ત મુજને લેખું દે. ૨૪૦
સુણ ચિત્ત એ કેવો ન કે'વાય, ત્યાં નિજકલણ તુજ ચિત્તરાય;
જેમ મેઘનિશા હોય ઘોર, ચંદ્ર નક્ષત્ર ઢંકાણાં જોર. ૨૪૧
કીડી કુંજર નાવે દૃષ્ટ, ઓ'ળી થાયે તિમિરની વૃષ્ટ;
એવામાં ઝબકી દામિની, તે દિવસ નો'ય નો'ય જામિની. ૨૪૨
પણ સહુ દીઠું ઝાતકારજ કરી, જેને રહ્યું તું તિમિર આવરી;
સૂર્ય ચંદ્ર તારા વિણ સાર, મહા અગ્નિ કેરો ઝાત્કાર. ૨૪૩
એનું સિદ્ધાંત તું સાંભળ ચિત્ત, તારું મૂળગું કહું હું વિત્ત;
હું તું અદબદ નરબદ ધૂંધકાર, નહુતાં તત્ત્વ નહુતા આકાર. ૨૪૪
ઉડુ નહુતા, ઉડુગણપતિ ભાણુ, નહુતાં તત્ત્વ વેદ સ્મૃતિ પુરાણુ;
નહુતા શિવ બ્રહ્મા ને વિષ્ણુ, નહુતું શીત અને વળી ઉષ્ણુ. ૨૪૫

---

૨૩૬. ફાટચું=ગમે તેમ. અક્ષ=જન્માંધ. ૨૩૭. વીંચે વીંચણું= વહેંચણ વહેંચે. ૨૩૮. વસ્ત=વસ્તુ. મહાત્મ=માહાત્મ્ય, મોટાઈ. ૨૪૧. કલણ=સમજણ. મેઘનિશા=મેઘલી રાત. નક્ષત્ર=તારા. ૨૪૨. વૃષ્ટ=વૃષ્ટિ. ૨૪૩. ઝાત્કાર=ઝબકારો, પ્રકાશ. ૨૪૪. હું તું... ધૂંધકાર=હું અને તું એ ભાવો આશ્ચર્યરૂપ બ્રહ્મના લીલાસહાયક (નર્મદ) તથા વંટોળિયાએ થતાં અંધારાં છે. ૨૪૫. ઉડુ=તારા. ઉડુગણપતિ= તારાઓના સમૂહનો સ્વામી, ચંદ્ર.

અકસ્માત ઝળક્યો તું પિતા, તારે સહુકો દીઠા છતાં;
બ્રહ્માંડ આદ્ય પતંગિયા લગી, તારી ચમક ચઉદિશે ઉમગી. ૨૪૬
હરિ હર અજ તુજમાંથી થયા, તુજમાંથી વરતે તે રયા;
તહાં મહાઅગ્નિ તેમ ઇહાં અવાચ્ય,ત્યાં વિદ્યુત તેમ ઇંહાં ચિત સાચ.
એમ બ્રહ્માંડની ગણ્યે નીપજ, પિંડ ગણે તોય એમ જ ભજ;
બ્રહ્માંડ સ્ફુર્યું ત્યાં ઇશ્વર થયો, પિંડ સ્ફુર્યું ત્યાં જીવ થૈ રયો.૨૪૮
કદાચિત્ જીવ તું વૈકુંઠ જાય, તોયે તું તુજમાં અવગાહ્ય;
અષ્ટ મહાસિદ્ધિ કરે કિંકરી, તોય તે તારી ચિત્ત ! આચરી. ૨૪૯
ચિ૦ એથી અળગો શો નીકાળ, તેની કાંઈ કાઢી છે ભાળ;
વિ૦ સાંભળ ભાળ તું દાદા તણી, તે દાદે પેર કહી આપણી. ૨૫૦
મુજદ્વારા જો પ્રકાશે વાટ, તો તુજને તે બેસે ઘાટ;
ઘણા પ્રકાર છે મળવા તણા, નિદાન જોતાં નેઠ આપણા. ૨૫૧
જોગ અખંડિત દિલમાં વસે, જો તું તારું આપ અભ્યસે;
નોળીનું નર પરાક્રમ કરે, અધોમુખ કમળ ઊર્ધ્વમુખ ધરે. ૨૫૨
સગુણ ભક્તિ દાસ આકાર, તો એ તે તારે જ આચાર;
ધ્યાન શૂન્યમાં શબ્દ ઉચ્ચરે, તે તુજ સાથે લટકા કરે. ૨૫૩
જ્યાં તુજમાં તું પાછો વળ્યો, ત્યારે ચમક સઘળો નીકળ્યો;
વંશ વિચારે અંશ ઓળખે, ઇચ્છા ટાળે ને આપોપું ભખે. ૨૫૪
એમ થકો જેવો રે તું, પિંડબ્રહ્માંડ ને તારે શું ?
ત્યારે તું તો છે જ અવાચ્ય તદ્રૂપથી તું રાચ ન રાચ્ય. ૨૫૫

---

૨૪૭. વરતે=વૃત્તિમાં. વિદ્યુત=વીજળી. ૨૪૯. અવગાહ્ય=અવગાહન કરે, સ્નાન કરે. કિંકરી=નોકરડી. ૨૫૦. દાદા=પિતામહ–બ્રહ્મા. પેર=રીત. ૨૫૧. વાટ=રસ્તો. નેઠ=અનિષ્ટ. ૨૫૨. નોળી=પેટના નળ ફેરવવાની ક્રિયા, નોળીકર્મ. અધોમુખ=નીચા મોંવાળું. ઊર્ધ્વમુખ=ઉપર મુખવાળું. ૨૫૪. ચમક=ચુંબક. ૨૫૫. રાચ ન રાચ્ય=રચનામાં—ઠઠારામાં આનંદ ન લે.

ત્યાં તારું તુજને કો નથી, આણી મોર સૂતી મહારથી;
ચિ૦ અવાચ્ય વીર્ય ત્યાં તે હું ખરો, એણે સ્થળે મર્મ આકરો. ૨૫૬
ત્યાં મુજવિના કોણ પરાક્રમે, ચિદ્ અભાવ તે રૂપે રમે;
મહાભૂત ઈશ્વર બ્રહ્માંડ, તેનો અંશ આ ભૌતિક પિંડ. ૨૫૭
એટલું ચિત્ત કહે મેં ગ્રહ્યું, પણ અરૂપી રૂપે કેમ થયું?
અરૂપ હતું તે થયું રૂપવાન, અગ્રાહ્યને ગૃહવાનું ભાન. ૨૫૮
ચિત કે એને ઘાટ બેસાર, અન્ય શાસ્ત્ર મેં કર્યું નિઃસાર;
વિ૦ જો આ અરૂપ રહ્યું આકાશ, ત્યાં સહસા હોય અભ્રપ્રકાશ. ૨૫૯
તે ઉપજે ત્યાં ન પડે ખાણ્ય, ડગ ન ચડે ત્યાં સમે નિર્વાણ;
એવું અધર ચાલે જ સદૈવ, એ વાદળમાં ઉપજે જીવ. ૨૬૦
જીવવૃત્યે કોય દી નવ રહે, તે ખોખાં કોય માનવગૃહે;
તે કાદવમાંથી પીયે નીર, શીતળ કરી પછી મૂકે શિર. ૨૬૧
અરૂપી રૂપે એમ થયો, નભમાં અભ્ર કોણ કરવા ગયો;
તહાં જેમ સહસા ઉઠી ઉપાધ્ય, અદૃષ્ટમાં દૃષ્ટ એણી પેરે સાધ્ય. ૨૬૨
અભ્રસ્થાની પંચ મહાભૂત, ખોખાં તે પંચીકરણભૂત;
અદૃષ્ટમાં દૃષ્ટ તન એણી પેરે થયું, તે અગ્રાહ્ય ગ્રાહ્ય કેમ ગયું. ૨૬૩
તેનો તું સુણી લે પ્રતિબોધ, જેણે ભવનો ભાંગે રોધ;
અગ્રાહ્ય તે ગ્રહવા કોણ છે, એ તો ભૂત ભૂતને ગૃહે છે. ૨૬૪
સોનું તોળીએ કાટલાં વડે, તો સરખે તોલે કાંટે ચડે;
સંખ્યાની કળ કાટલામાટ્ય, કાર્યવાદીને બેસે ઘાટ. ૨૬૫

---

૨૫૬. મોર=મોખરે, છાપ. ૨૫૭. પરાક્રમે=પરાક્રમ કરે. ૨૫૮. અગ્રાહ્ય=પકડી ન શકાય એવું. ગ્રહવાનું=પકડવાનું. ૨૫૯. નિઃસાર=સાર વિનાનું. સહસા=એકાએક. અભ્ર=વાદળું. ૨૬૦. ખાણ=ખચકો. ૨૬૧. વૃત્યે=વૃત્તમાં, બંધારણમાં. ખોખાં=કલેવર. ૨૬૨. ઉપાધ્ય=ઉપાધિ. ૨૬૩. અભ્રસ્થાની=વાદળાને સ્થાને. પંચીકરણભૂત=પાંચ તત્ત્વોના સમૂહથી થયેલું પાર્થિવ શરીર. ૨૬૪. પ્રતિબોધ=ઉપદેશ. ૨૬૫. કળ=ચાંપ. કાટલામાટ્ય=કાટલાને કારણે. કાર્યવાદી=કાર્ય કહેનાર.

તેનો કર્તા વસ્તુવિચાર, ભૂતકલોળ દીઠો નિધાર;
અવની હેમ ને અવની લોહ, અવની જાણે ટળ્યો સહુ મોહ. ૨૬૬
ગ્રાહ્યગ્રાહક બેઉ ભૂતવિચાર, એ આકારે ગ્રહ્યો આકાર;
ચિ૦ સુત! એતો તેં અદ્‌ભુત કહ્યું, એમ અવાચ્ય અભોગત રહ્યું. ૨૬૭
વળી એક મોટો છે ખ્યાલ, તે રૂડી પેરે ઘાટે ઘાલ;
અવાચ્યકારણ નહિ એક અનેક, ત્યાં ન પોંચે વાણી ને વિવેક.૨૬૮
ત્યાં વિચાર જો પેખિયે બિંબ, તો તેનું ગણિયે પ્રતિબિંબ;
બિંબપ્રતિબિંબ નથી તે ઠાર, જેટલાં ચિત્ત તેટલા આકાર. ૨૬૯
એહેનો જોને બેસે ઘાટ, તો અતિ સારું થાએ નાટ;
દ્રુમ સાગર પર્વત વન નદી, મણિ મંત્ર ચેટક ઔષદી. ૨૭૦
એવું સામર્થ્ય દીસે લંબ, સહુ સહુમાં મૂળગું પ્રતિબિંબ;
વિ૦ અરે તાત! સાંભળ તું ચિત્ત, દૃષ્ટાંતે સંશય થાય વીત. ૨૭૧
ચામખેડું છે દીપક વડે, દીપવિના ન રમત ઊમડે;
ચામખેડા પઠે ભક્તિભેદ, સર્વતોગોચર હોએ વેદ. ૨૭૨
નાનારૂપ આવી રહે જાય, દીસે દીપતણે મહિમાય;
સૂર્ય હોય તારે નોચે ક્ષણુ દિવાતિમિરતણું દેખણું. ૨૭૩
દીપકસ્થાને તું ચિત્તરાય! દેહ મંડ્ય કરી બેઠો માંય;
બારથકી દીસે તુજમાટ, અંતર તુજ વડે ચાલે ઘાટ. ૨૭૪
અજ્ઞાનનિશા લગી એ ખેલ, સંકલ્પ નટ એ ચલવે વેલ;
જ્ઞાનોદયે કરી ભાંગ્યો ભર્મ, ત્યારે દીઠાં આળાં ચર્મ. ૨૭૫

---

૨૬૬. હેમ=સોનું. ૨૬૭. અભોગત=અભોગનું, છેલ્લા આંકનું. ૨૭૦. ચેટક=જાદુ. ૨૭૧. લંબ=લાંબું. વીત=જતું રહેલું. ૨૭૨. ચામખેડું=મદારીની ઝોળી. સર્વતોગોચર=બધી રીતે સમજાય એવો. ૨૭૩. નાનારૂપ=વિવિધરૂપ. ક્ષણુ=ક્ષણ પણ. દિવાતિમિરતણું દેખણું= દિવસના અંધારાનો દેખાવ. ૨૭૫. અજ્ઞાનનિશા=અજ્ઞાનરૂપી રાત્રી. વેલ=વેલી. જ્ઞાનોદય=જ્ઞાનનો ઉદય. ભર્મ=ભરમ, ભ્રમ. આળાં=કાચાં.

તારું સ્ફુર્ણું જ દેખે તું, આદ્ય અવાચ્ય કારણ જોતાં શું;
તું અવાચ્ય કેરું પ્રતિબિંબ, તે માટે તું પ્રાયે શંભ. ૨૭૬
એણે ભેદ પિંડ બ્રહ્માંડ, બ્રહ્માંડે બ્રહ્માંડે એમ જ મંડ;
પિંડે પિંડે એક માંડણી, એમજ સમજ રાખ આપણી. ૨૭૭
એમ સમજે તું છે સાક્ષાત, અન્ય શાસ્ત્ર તે સ્વપ્નની વાત;
ચિ૰વલ્લભ સુત ! તું ધન્ય વિચાર, તત્ત્વસાર કીધો નિર્ધાર.૨૭૮
મૂળ કહ્યું તે છે વૃત્તાંત, એમાં સંશય નૈં એકાંત;
નિજ માહાત્મ્ય ત્યાં મોટું કહ્યું, એમાં કાંઈ કે'વા નવ રહ્યું. ૨૭૯
મૂળમાં તમે તો છો અનંત, પણ પદ નહિ રે'શે ત્યાં અંત;
જેવો સોહં છે સાક્ષાત, તેમ ન રે'વા એ ઉત્પાત. ૨૮૦
એનું શું કારણ છે અંગ, વિશદ કરીને કે પરસંગ.
વિ૰સાંભળ તાત! એ વૈગુણ વચે, જે તુજને બહુ ભોજન રુચે.૨૮૧
ભોગ રુચે મહામોહને માટ, તે રાજસુત પાડે વાટ;
આજ લગે કહી જે મેં વાત, તે તારું કારણ સાક્ષાત. ૨૮૨
તું કારણ જે કારજતણું, તે જ વગોવે તુજને ઘણું;
ચિદપણું ખોઈ બેઠો જે માટ, જેનો મોચો કરે અટાટ. ૨૮૩
ચિ૰પ્રિય સુત ! તું મુજને સમજાવ, મોહની જાળ કરે અસંભાવ;
વિ૰અરે તાત! તું તો ચિદ્રૂપ, તારું તેજ નિદાન અનુપ. ૨૮૪
તું મોટો ને અતિ આધીન, કામક્રોધ આગળ અતિ દીન;
કહાવે તારા પણ તત્ત્વથી, અમલ કરે તારા સત્ત્વથી. ૨૮૫
સેવક તારા ઠગી લે તને, તું ન જાણ જે ગ્રાહક કને;
તારે એથી સંબંધ આકરો, વિયોગ પડે તો બેઉએ મરો.૨૮૬

---

૨૭૬. શંભ=શંભુ, નિરાકાર. ૨૭૭. માંડણી=ગોઠવણ. ૨૭૮. વલ્લભ=પ્રિય. તત્ત્વસાર=તત્ત્વનો સાર. ૨૭૯. એકાંત=નક્કી. ૨૮૦. ઉત્પાત=પીડા, અનિષ્ટ. ૨૮૧. અંગ=પ્રિય ! પરસંગ=પ્રસંગ. વૈગુણ=વિગુણતા, ગુણરહિતપણું. ૨૮૨. રાજસુત=રજોગુણ. ૨૮૩. કારજ=કાર્ય. ૨૮૪. અસંભાવ=સંશય.

કામ ક્રોધ મચ્છર મોહ માય, તું મરતે તે તરત મરી જાય;
તું જીવે એ જીવે ખરા, અન્યોઅન્ય સંબંધ આકરા. ૨૮૭
ચકમકમાંથી નીકળે આગ, તેને ન મળે વળગ્યા જાગ;
કાંઈ ન થાય અગ્નિ એકલે, તત્ક્ષણ પાછો થૈને વળે. ૨૮૮
તે જો કફ્ને વળગી જાય, તો જીવતે મોટેરો થાય;
માયા કાળચક્ર આથડે, મહા અગ્નિથી ફૂલ જ પડે. ૨૮૯
તે ચૈતન્ય નરાળું ચિત્ત, કામ ક્રોધ ફૂલ ભૂતનું વિત્ત;
તેને વળગ્યો બધે અનંત, શેષનાગ વૈકુંઠપર્યંત. ૨૯૦
શુચિ અશુચિ જીવોને વરે, ઇંદ્રિ વિષે સરખો આવરે;
અસંભાવના ઊપજે ત્યાંય. વિપરીત ભાવના શું બંધાય? ૨૯૧
ચિ૦એ મારું મૂળ લક્ષણ કહ્યું, જ્યારે જ્ઞાનમાં ઊપજી ગયું;
તે ઘટતો મુજ કહે ઉકેલ, ત્યાં ચિત્તનો હોય એવો ખેલ.૨૯૨
વિ૦તાત! ઊપજમાંહીં છે યુક્તિ, સાંભળ તે તે કહું વિવક્તિ;
સ્વાંતબુંદ અહિને મુખ પડે, તેનું હળાહળ થૈને ચડે.૨૯૩
છીપમાંહિ મુક્તાફળ થાય, તેને માણસ સકળ સરાય;
માટે જ્ઞાનને તું એમ જાણ, યુક્ત કહું તે ઉરમાં આણ.૨૯૪
એમ સમજ તું ચિત્તરાજાન, તારે તો મુખ્ય બે પ્રધાન;
ડાબો મોહ જમણો વિવેક, બેઉનાં લક્ષણ જૂજવાં છેક. ૨૯૫
પ્રવૃત્તિનિવૃત્તિ સ્ત્રી તુજતણી, એક એકને સંપત ઘણી;
કામ ક્રોધ ને મચ્છર માય, દુગ્ધા મમતા અસૂયા પ્રાય.૨૯૬

---

૨૮૭. મોહ=મત્સર. માય=માયા, પ્રીતિ. ૨૮૮. જાગ=જગ્યા. તત્ક્ષણ=તરત જ. ૨૮૯. કફ્=કપાસની કળી. ફૂલ=તણખો. ૨૯૦. ભૂતનું વિત્ત=પંચ મહાભૂતોનું ધન. ૨૯૧. શુચિ=પવિત્ર. અશુચિ= અપવિત્ર. આવરે=ઢાંકે. ૨૯૩. વિવક્તિ=સ્પષ્ટ સમજૂતી. સ્વાંતબુંદ= સ્વાતિ નક્ષત્રમાંનું મેઘબિન્દુ. અહિ=સાપ. ૨૯૪. સરાય=વખણાય. ૨૯૫. ચિત્તરાજાન=ચિત્તરાજ! ૨૯૬. સંપત=સંપત્તિ. અસૂયા= અદેખાઈ.

એ છે ઘણા કહું સંક્ષેપ, એ સઘળો પ્રવૃત્તિ આક્ષેપ;
વિવેક વિચાર સંયમ ને શાંત, સહાય સત્ય સંતોષ અચિંત્ય.૨૯૭
દયા ધર્મ એ સઘળા જેહ, વર્ણવું શું તુજ આગળ તેહ?
એ આદિ છે બહુ નિવૃત્તિ, કુટુંબ કેટલું કહું પ્રવૃત્તિ. ૨૯૮
વામાંગે જો આવે જ્ઞાન, તેહ સ્થળે છે મોહ પ્રધાન;
જ્ઞાન ભોગવે પ્રવૃત્તિ વડે, નિવૃત્તિમાં જાતાં આખડે. ૨૯૯
ઊપજે જ્ઞાન જો દક્ષિણ અંગ, ત્યાં મંત્રી સે'જે વિવેક સુચંગ;
વિવેકતણી નિવૃત્તિ છે માય, તે તેના રંગમાં લૈ જાય. ૩૦૦
વિવેક વડે જે છે નિજભોગ, તે શોભે અદ્ભુત અમોઘ;
ચિ૦પ્રિય સુત! કે'ને એ જ વિચાર, પ્રાપ્તિમાં કાંઈ સારાસાર.
વિ૦હવે કહું એનું દૃષ્ટાંત, ભૂચર ખેચર હોયે જંત. ૩૦૧
ભૂચરને જો આવે પંખ, પણ ઊડી ન શકે નિઃશંક;
ખેચર જેવી ગગનગતિ કરે, ભૂચર તેવો નૈં સંચરે. ૩૦૨
ચિ૦પુત્ર ગગનગતિ જ્યારે થૈ, ભૂઉપાધ્ય ભૂ ઉપર રૈ;
તે ભોગવણીમાં છે ભેદ, એ સંશયને કર ઉચ્છેદ. ૩૦૩
વિ૦ભૂ ઉપરનો જે અધ્યાસ, થૈ નૈં શકે નિરાળો હ્રાસ;
ગુરુ વડે પાંખો આવી ખરી, ઊડે પણ પડે પાછો ફરી. ૩૦૪
વામજ્ઞાની મોહદ્વારાતણો, વાત વિષે ખેંચાણો ખરો;
તન મન સુખ તે પ્રવૃત્તિસંગ, નિવૃત્તિ આકાશશું ન મળે રંગ.

---

૨૯૭. આક્ષેપ=વાંધો. ૨૯૯. વામાંગે=ડાબા અંગમાં. આખડે =ઝગડે, લથડી પડે. ૩૦૦. દક્ષિણ અંગ=જમણું અંગ–પડખું. સુચંગ=સુંદર, શ્રેષ્ઠ. ૩૦૧. અમોઘ=સફળ. ભૂચરખેચર=પૃથ્વીમાં ને આકાશમાં ફરનારા. ૩૦૨. પંખ=પાંખ. ગગનગતિ=આકાશમાં ઊડવું. ૩૦૩. ભૂઉપાધ્ય=પૃથ્વીની ઉપાધિ. ભોગવણી=ઉપભોગ. ૩૦૪. હ્રાસ= નાશ. ૩૦૫. વામજ્ઞાની=ડાબા અંગવાળો જ્ઞાની–મોહમય જ્ઞાનવાળો. પ્રવૃત્તિસંગ=પ્રવૃત્તિની સોબત.

વિવેકદ્વારા જે નિજજ્ઞાન, ચિદાકાશમાં તેનું ધ્યાન;
વૃત્તિમાત્ર આવે દેહભણી, સુરત રહે ચિદ્દમાં તે તણી. ૩૦૬
તે માટે દ્વારેમાં ફેર, લૂખી વૃત્તિ ટળે અંધેર;
મુક્તિલગે છે તે એક વાટ, વિવેકે ચાલે નરાળો નાટ. ૩૦૭
૦ વિવેકતણું બળ કે તું કશ્યું, જેમ તેજ દીપમાંહી વસ્યું;
દીપક જ્યાં મહાતેજે મળ્યો. ટળવા કોણ ને ક્યાંથી ટળ્યો! ૩૦૮
૦ કહું તાત ! ઊંડું સ્થળ એહ, જ્યાં ન મળે દેહી ને દેહ;
તેહથકી ભોગવણી અલગ, દૃષ્ટાંતે સમજી લે સળંગ. ૩૦૯
જે પારો ઔષધિએ મરે, તેની શીશી નીપજે સરે;
તેનાં પરાક્રમ હોય અમોઘ, જે અનુભવે તે થાય અરોગ. ૩૧૦
ગુટકાકેરી નીપજ થાય, સ્વર્ગ મૃત્યુ પાતાળે જાય;
મૂવા પછી બહુ પરાક્રમ કરે, પ્રજ્ઞાવાનની સુરત સંચરે. ૩૧૧
પારો ગંધકથી મરી જાય, દીસે નેં અતર મુરછાય;
થંભે નહિ અગ્નિની પાસ, કર્યો કરાવ્યો થાયે નાશ. ૩૧૨
વિવેકવિના તે એવું જ્ઞાન, નીરસ થૈને વરતે નિદાન;
૦ પરાકાષ્ઠા તેં સુચવી વાત, જેવું હતું તેવું સાક્ષાત. ૩૧૩
સરસ થયાનો શિયો વશેક, તે આદિનો કરો વિવેક;
૦ સરસ થયાનું એ એંધાણ, દેહથકી ટળે દ્વૈતનું ભાન. ૩૧૪
૦ વાત મૂવાની જીવતે કહી, તે તે હું કેમ માનું સહી?
સ્વપ્નસાખ્ય દેવા નહિ કોય, એવું સરખું તે ત્યાં હોય. ૩૧૫

---

૩૦૬. ચિદાકાશ=ચિતરૂપી આકાશ. સુરત=ધ્યાન. ૩૦૭. દ્વારે=માર્ગો, બારણાં. લૂખી=નિઃસંગ, નિષ્કામ. નાટ=ખેલ. ૩૦૯. દેહી =દેહવાળો આત્મા. ૩૧૦. અરોગ=રોગ વિનાનો. ૩૧૧. ગુટકા=ગોળી. પ્રજ્ઞાવાન=બુદ્ધિમાન. ૩૧૨. મૂરછાય=મૂર્ચ્છા પામે. ૩૧૩. પરાકાષ્ઠા= છેલ્લી હદ. ૩૧૪. શિયો વશેક=શો વિશેષ. ૩૧૫. સ્વપ્નસાખ્ય= સ્વપ્નની સાક્ષી.

વિ૦ સાંભળ વાત હવે ચિત્ત ભૂપ, હું!જ્યાં રહીને કહું અનુપ;
મુજપણું રાખી બોલું હું, તો કહી દેજે જીવતો તું. ૩૧૬
પિંડબ્રહ્માંડ પરેરી રેણુ, ત્યાં જ રહ્યો હું બોલું વેણુ;
જાણે પડછંદાની પઠે, તું જાણી બોલે છે હઠે. ૩૧૭
પણ ત્યાં બોલવા સરખું નથી, તુજ ઉદ્દેશે વાણી કથી;
ચિ૦ સુણ સુત! જ્યાં હોએ આકાશ, ત્યાંથી હોએ શબ્દ પ્રકાશ. ૩૧૮
તે માટે ઊઠે છે ઘોષ, તું છું ત્યારે શું છે મોક્ષ?
વિ૦ સુણ રે તાત! જહાં આકાશ, તહાં શબ્દે નૈં હોય સમાસ. ૩૧૯
બોલંતાં એવો મુજ લક્ષ, જોવા એ તો મારી ચક્ષ;
મુજ જોતાં એવું છે સદા, તે થૈ વર્તે થાએ દધા. ૩૨૦
ચિ૦ વર્ત્યાની કે શી થે પેર, પિંડસહિત એકપણે ફેર;
વિ૦ હવે તાત! સાંભળ ચિત્તરાય! છોરુ પિતાકાંધે ચડી જાય. ૩૨૧
તેને પૂછવી પડે ન વાટ, થાકે નહિ ને કરે અટાટ;
પિતા કરે યોગખેમની પેર, જાગે ઊંઘે પણ ઘેરનો ઘેર. ૩૨૨
દેશકાળ ત્યાં તેને નહીં, પિતાવૃત્યમાં વર્ત્તણ રહી;
પર્વત ચડે જાય પાતાળ, રંચ આયાસ ન પામે બાળ. ૩૨૩
વસ્તુ વિષે એમ દીઠું આપ, તેને નહિ સંસાર આલાપ;
અસંભાવના તેને નહિ, જેણે એવી ગૂઢ ગતિ ગૃહી. ૩૨૪
ચિ૦ પ્રિયસુત! એ તો ગતિ છે ગૂઢ, તુજવિણ હું છું જેવો મૂઢ;
હવે જેમ દેખાડે વાટ, તેમજ હું ચાલું રૈ ઘાટ. ૩૨૫
દેહ વળગિયો સરખો મને, દેહને ઇંદ્રી વળગ્યાં કને;
ઇંદ્રીને વળગ્યા સર્વે વિષે, તે ત્યાં ન રહે કીધા પખે. ૩૨૬

---

૩૧૭. પરેરી=દૂર. રેણ=રેણુ, રજકણ. ૩૧૯. ઘોષ=અવાજ. ૩૨૦. ચક્ષ=ચક્ષુ, આંખ. દધા=દુગ્ધા, પીડા. ૩૨૧. પિતાકાંધે=પિતાની ખાંધ ઉપર. ૩૨૨. અટાટ=વ્યર્થ. યોગખેમ=યોગક્ષેમ. ૩૨૩. રંચ=જરા પણ. આયાસ=મહેનત. ૩૨૪. સંસારઆલાપ=સંસારની વાત.

કરતા પડે શબ્દનો માર, તેનો શો કરવો પ્રતિકાર;
વિ૦ અરે તાત! સાંભળ તું ચિત્ત! સત્ય વરતાવે તેમ તું વર્ત્ય. ૩૨૭
સત્ય દેખાડે સૂધી વાટ, સત્ય વિના નૈં પામે ઘાટ;
તું સત્ય અગવો આગળ કરે, તે પૂંઠે જો તું સંચરે. ૩૨૮
પ્રવૃત્તિનિવૃત્તિ ભોગવ સત્યવડે, તો ક્યાંયે નૈં ભૂલો પડે;
સત્ય ખોયું તેણે ખોયું સર્વ, જ્ઞાન કથી રખે આણે ગર્વ. ૩૨૯
ચિ૦ જ્ઞાન તહાં સત્યનું શું કામ, શું ઉત્તર દેવાનું ઠામ?
વિ૦ જ્યારે તું નિદ્રાએ સુવે, ધમ્યું ધમ્યું તે વાએ ખુવે. ૩૩૦
એ ઉપર આપું દૃષ્ટાંત, જો સમજીશ તો થાશે શાંત;
જેમ કોય મ્હોટો મહારાજ, અંધથકો કરતો હોય કાજ. ૩૩૧
તેની પ્રજા હોય મહા દુઃખી, ચક્ષુહીન જેહનો રે મુખી;
નેત્ર વિના તે ન્યાય કેમ કરે, મંત્રીનું ગમતું આચરે. ૩૩૨
મોહ આદિ દે કામ ને ક્રોધ, એવા પ્રધાનતણો તુજ બોધ;
તેણે કરી વણસે તુજપણું, તે માટે હું કહું છું ઘણું. ૩૩૩
ચિ૦ સાંભળ રે પ્રિય પુત્ર વિચાર, મુજ સાથે એનો અવતાર;
તે કેમ મુજથી અળગા થાય, જેમ દીપકે તેજ વચું જાય. ૩૩૪
વિ૦ હવે કહું સાંભળ ચિત્ત ભૂપ, એ દૃષ્ટાંતનું દેખાડું રૂપ;
જેમ શોભાવે દીપકને તેજ, તેમજ તુંમાં વિષેનું હેજ. ૩૩૫
સેજે દીપ કરે ઉદ્યોત, તેમ સુખે કરી હોએ જ્યોત;
તે જ દીપ,જ્યારે પરશે તૃણ, ત્યારે દુષ્કર હોય આચર્ણ. ૩૩૬
જેમ જેમ જ્વાળા વધે બહૂળ, તેમ તેમ વાધે સ્નેહનું શૂળ;
કર્ણસ્વભાવ શબ્દની વૃત્ય, એટલે રહેતાં વાધે કૃત્ય. ૩૩૭

૩૨૮. સૂધી=સીધી. અગવો=આગવો, વાટ દેખાડનાર. ૩૩૧. અંધથકો=આંધળો થઈ. કાજ=કામ. ૩૩૨. ચક્ષુહીન=આંધળો. ૩૩૫. વિષેનું=વિષયનું. હેજ=હેત. ૩૩૬. પરશે=સ્પર્શે. દુષ્કર=મુશ્કેલ. ૩૩૭. બહૂલ=બહુળ, ગાઢું. કર્ણસ્વભાવ=કાનનો સ્વભાવ. વૃત્ય=વૃત્તિ.

ત્વચા સ્પર્શ જાણતી ખરો, અદકો આદર શ્યાને કરો?
નેત્ર જ જુવે સ્વભાવે રૂપ, તેનો તાણ્યો પડિયો કૂપ. ૩૩૮
રસના રસ જાણે તેં ખરી, દુઃખ પામે છે અન્ય આદરી;
નાશા વિષે જાણે ખરો ગંધ, આદર કરે વધે છે ધંધ. ૩૩૯
સ્વાભાવિક હોય જેટલે તેટલે, રહે નિવૃત્તિ સુખ ભોગવે ભલે;
પણ તુજને ત્યાં વધાર્યો ગમે, વળતા વિષય તે તુજને દમે. ૩૪૦
ચે૦ પ્રિય સુત! મુજને કે તે વાત, દુઃખરહિત જેમ રહું સાક્ષાત;
વે૦ રે જો તાત! મૃતકવત થઈ, એમ કરીને જેમ રે વઈ. ૩૪૧
ઘટે ઉપાયે અચાનક ભોગ, ઉદ્યમવોણો ફળે જેમ રોગ;
ક્રિયા સમાય સહજ જેમ ફળે, ભોગવિયે અનુભવને ચળે. ૩૪૨
એવે થકે વસ્તુનો ભોગ, રેણી વિના કીજે તે રોગ;
જ્ઞાનભરેસિં કરવા જશે, તે આંતરશે હોંશને રસે. ૩૪૩
તે માટે તનમનને માર, હોંશ ચડ્યો કરશે પ્રતિકાર;
ઉત્તમ મધ્યમ હોંશ જાણજે, એ નેઠો અંતર આણજે. ૩૪૪
નિશ્ચય રાખીશ સર્વાતીત, વેવારે ગુરુભક્તિ ને પ્રીત;
વિહિતકર્મ આચાર્યનું નેમ, સત્યવૃત્તિયે યોગક્ષેમ. ૩૪૫
બાહ્યાભ્યંતર શુચિ રહે અંગ, જ્ઞાનખળોનો ન કરે સંગ;
વચન યથારથ વિષેમાં ઉદાસ, અનુભવ સરખો સર્વાવાસ. ૩૪૬
એ જ લક્ષણો જ્ઞાની જેહ, અતિશે વા'લાં હરિને તેહ;
ચે૦ જ્ઞાનખળોનો કિયો વિચાર, તેનો કયો હોય આચાર. ૩૪૭

---

૩૩૮. ત્વચા=ચામડી. કૂપ=કૂવો. ૩૩૯. નાશા=નાસા, નાક. ધંધ=ધખન્યા. ૩૪૦. દમે=દુઃખ દે. ૩૪૧. મૃતકવત્=મડદા જેવો. વઈ=વહી, જઈ. ૩૪૨. ચળે=ચળવાથી. ૩૪૩. રેણી=રહેણી. આંતરશે =આંતરો નાખશે. ૩૪૪. નેઠો=નિશ્ચય. ૩૪૫. વિહિતકર્મ=શાસ્ત્રમાં કહેલાં કર્મ. નેમ=નિયમ. ૩૪૬. બાહ્યાભ્યંતર=બહાર અને અંદર. જ્ઞાનખળો=ખળજ્ઞાનીઓ (જુઓ છપ્પામાં).

વિ૦ તાત ! તેની હોય ખળનિષ્ઠા, વચન વિવેક રૂડી ન ચેષ્ટા;
અંતર હરિગુરુ શું નહિ હેત, સ્નેહરહિત જેમ લૂખી રેત. ૩૪૮
ગુરુના વચન વડે કરે વાત, રદે ન લે ગુરુનું સાક્ષાત;
દૂધ જમાવે માંખણુ કાજ્ય, જો જામે તો નીપજે આજ્ય. ૩૪૯
વિષમ પડ્યું તો કાંજી થાય, ખળજ્ઞાની એવા છે પ્રાય;
નૈષ્ઠિક જે જ્ઞાની નીપજે, તે સકળ ભાજે પામે વિજે. ૩૫૦
ચિ૦ પ્રિય સુત ! તું ધન્ય ધન્ય વિચાર, તારો લક્ષ તે સાક્ષાત્કાર;
વાત ચર્ચીને મુજને કે', જે ગુરુ ગોવિંદ એક કે બે ? ૩૫૧
શબ્દે દ્વૈતસરીખું થાય, અંતરનો શો છે અભિપ્રાય ?
પરાત્પર ગોવિંદ સહુ કહે, જે દ્દષ્ટ ન આવે મુષ્ટિ ન ગ્રહે. ૩૫૨
ગુરુ તો દીસે પ્રગટ પ્રમાણુ, ભૌતિક પિંડ સહિત પદ–પાણુ;
તો તે કેમ કહીજે એક, તે નિજરૂપ કહે પિંડવિવેક. ૩૫૩
વિ૦ સાંભળ તાત ! એ મોટો મર્મ, એ સમજે તું ચૈતન ચર્મ;
ગુરુવિષે જે ન દેખે કાય, તેણે પ્રીછ્યો ગુરુમહિમાય. ૩૫૪
પરાત્પર ગુરુ તેણે લહ્યો, જે ગુરુને એમ સમજી રહ્યો;
પદપાણીવર્જિત સુણ્યો જેહ, અવેવસહિત તેણે ધર્યો દેહ. ૩૫૫
જેમ કપૂરની પ્રતિમા કરી, રૂપસહિત નીરખી વાપરી;
પલકે તે અદ્દષ્ટ થૈ જાય, એમ જ ગુરુની દેખે કાય. ૩૫૬

---

૩૪૮. ખળનિષ્ઠા=પોકળ શ્રદ્ધા. સ્નેહરહિત=પ્રેમ–ચિકાશ વિનાનું, લૂખું. રેત=રેતી. ૩૪૯. રદ=હૃદય. આજ્ય=ઘી. ૩૫૦. વિષમ=અણ-સરખું, અવળું. કાંજી=ખાટી કૂચો થઈ ગયેલું દહીં. નૈષ્ઠિક=સાચા નિષ્ઠાવાળા. વિજે=વિજય. ૩૫૨. પરાત્પર=પરા (માયા)થી પાર. અપર, પર, પરાત્પર અને પરબ્રહ્મ એમ ચાર બ્રહ્મની ભૂમિકા છે. દ્દષ્ટ=દૃષ્ટિ. મુષ્ટિ=મુઠ્ઠી. ૩૫૩. પદ–પાણ=પગ અને હાથ. ૩૫૫. પરાત્પર ગુરુ=પરાત્પર બ્રહ્મરૂપ ગુરુ. ગુરુ, પરમગુરુ. પરાત્પરગુરુ અને પરમેષ્ઠી ગુરુ એમ ચાર ગુરુની ભૂમિકા છે. પદપાણિ વર્જિત=પગ અને હાથ વિનાનો. અવેવ=અવયવ. ૩૫૬. પ્રતિમા=મૂર્તિ.

નીપનો શિષ્ય જ તેવો તેહ, એમ ગુરુની દેખે દેહ;
કારણુ એ જ ભાવનાતણું, થોડામાંહી કહું છું ઘણું. ૩૫૭
ચિ૦એક પ્રશ્ન મુજને ઊપજે, મુજથી કાંઇ નહિ ઊપજે રજે;
પરાધીનસો દીસું હું, મુજને શબ્દે મારે સહુ. ૩૫૮
મુજ ઉપર બહુ પેરે પડી, જેમ વાટપાડા કા'ડે હડી;
જાતાંઆવતાં સહુ ધન શાય, ઇહાં દષ્ટ ને અહિંયાં કાય. ૩૫૯
ધજા ફરેરે વાયે કરી, સર્વ ધજાને દેખે ફરી;
વાયુ વાયા વિના નહિ રે, ધજા તહાં સ્થિરતા નવ ગ્રહે. ૩૬૦
મુજને એવી પેરે થયું, જો વિચારમાંહીં કાંઈ રયું;
વિ૦ નિશ્ચય કહું સાંભળ ચિત્તપિતા, મારા વિણુ તું ખાતો ખતા.
ચિ૦ સુત! જેમ તું કે' તેમ હું કરું, તનધજા સહી શું આચરું ?
કાળરૂપિયો અનિલ વહે, તેણે કાયાધજા આફળે. ૩૬૨
કાળવાયુ વાતો નવ રહે, જીવ ધકા ખાતો નિર્વહે;
મારે તે શું કરવું કામ, મારી ભાંગી સર્વે હામ. ૩૬૩
વિ૦ ઊડી ધજા તે ક્યાંઇયે પડે, તો મારુત વાતો ક્યાં આથડે;
હું સ્વરૂપિયું વસ્ત્ર જ સડયું, તો ચિત્તરૂપિયું રહ્યું લાકડું. ૩૬૪
કાળવાયુ તેને શું કરે, ઘમે ઘણો તેથી પણુ ચળે;
તેમ તુંથી જો ઉપજણુ ગઇ, તો તું રયો વસ્તુમય થઇ. ૩૬૫
વસ્તુ તો સ્વે ગુરુ મહારાજ, તેને સેવ્યે શીઝે કાજ;
કાળવાયુ ચલાવી નેં શકે, ગુરુને સેવે એવેથકે. ૩૬૬

---

૩૫૭. નીપનો=નીવડ્યો. ૩૫૮. રજે=રજ પણ, થોડું પણ. પરાધીનસો=પરતંત્ર જેવો. ૩૫૯. વાટપાડા=વાટપાડુઓ, લૂટારુઓ. હડી=દોટ. શાય=લઈ લે. ૩૬૦. ફરેરે=ફરફરે. વાયે કરી=વાયુએ કરીને, પવનથી. ૩૬૨. તનધજા=શરીરરૂપી ધજા. સહી=ખરેખર. કાળરૂપિયો= કાળરૂપી. અનિલ=પવન. ૩૬૩. કાળવાયુ=કાળરૂપી પવન. નિર્વહે=નભે, ચાલે. ૩૬૪. મારુત=પવન. ચિત્તરૂપિયું=ચિત્તરૂપી. લાકડું=ધજાનો દંડ. ૩૬૬. શીઝે=સિદ્ધ થાય.

કાચી સેવા ત્યાં કાચું જ્ઞાન, જેમ ઔષધ વિનાનું અનુપાન;
કાચી ભક્તિ ને લક્ષણ હીન, તે પ્રજ્ઞા ત્યાં હોએ ખીણ. ૩૬૭
પ્રજ્ઞાવંત પુરુષ તેજ, જેને ગુરુ સાથે બહુ હેજ;
કાળરૂપિયો દવ પરજળે, તો નાશી પેશીયે ગુરુજળે. ૩૬૮
તેને પરાભવ ન કરે લાય, જો લે સદા ગુરુમહિમાય;
ગુરુ કૈવલ્ય કૈવલ્ય તે ગુરુ, હું કૈવલ્યમાં શું ઉચ્ચરું? ૩૬૯
ચિ૦ ઘણી વાતના ગુરુ મેં લહ્યા, તે તો પરપંચમાંહી રહ્યા;
જે વિદ્યા જે ગુરુથી લહી, તેજ કળાનો તે ગુરુ સહી. ૩૭૦
વેદવિદ્યા ચૌદે પરજંત, જે જે કર્તવ્ય આદરે જંત;
તે વાતોના ગુરુ તે હોય, તેને તેને સેવતાં સોય. ૩૭૧
તું સત્ય કિયો રાખે છે ગુરુ, મારું જાણ્યું મેં ઉચ્ચર્યું;
વિ૦ સુણ એકાગ્ર થઈ ચિત્ત વાત, જ્યારે અર્ભક જન્મે માત. ૩૭૨
પ્રસવતાં જ કરે પયપાન, ત્યારે જે ગુરુ આપે જ્ઞાન;
તે ગુરુ તો સાથે છે સદા, બીજા ગુરુ તો છે બુદબુદા. ૩૭૩
ચિ૦ પ્રિયસુત! એમ તો છે જ સ્વભાવ, યંત્રભેદ ચાલ્યો જાય સાવ;
જો દ્રુમ કેમ પીયે છે નીર, અવનીનું શોખી લે હીર. ૩૭૪
મુક્તા નર માદા કને જાય, સંપુટ બેસી એકઠાં થાય;
અંબુજ અર્ક સામું કેમ રહે, એમ સૌ સે'જ સ્વભાવે વહે. ૩૭૫

---

૩૬૭. અનુપાન=ઔષધિની સાથે મદદમાં લેવાતી વસ્તુ. પ્રજ્ઞા=બુદ્ધિ. ખીણ=ક્ષીણ. ૩૬૮. દવ પરજળે=વનની લાય લાગે. ગુરુજળે=ગુરુરૂપી જળમાં. ૩૬૯. પરાભવ=પરાજય. ૩૭૧. પરજંત=પર્યંત, સુધી. ૩૭૨. અર્ભક=બાળક. ૩૭૩. પ્રસવતાં=જન્મતાં. પયપાન કરે=દૂધ પીએ. બુદબુદા=પરપોટા. ૩૭૪. યંત્રભેદ=યંત્રનો ભેદ—રહસ્ય. શોખી=શોષી. હીર=સત્ત્વ. ૩૭૫. મુક્તા... થાય=નર અને માદાની મોતીની જોડીમાંથી નરને જો વેચવામાં આવે, તો તે મોતી રાતે પાછું માદા મોતી પાસે આવી રહે છે. આમ સંપુટ—જોડી=થઈને તે બેસે છે. અંબુજ=કમળ. અર્ક=સૂર્ય.

ભૂલીને તું એમ ન ગણીશ, લૂખા લક્ષ પરેરો હીશ;
જે અવાચ્યનો છે જ સ્વભાવ, તે છે ગુરુ સ્વતંતર સાવ. ૩૭૬

પ્રિય સુત ! જો ગુરુ એમ જ છે જ, તો અંતરથી કાં નવ હેજ?
બા'ર ગુરુ કાં શોધવો પડે, તું કે' પ્રાપ્ત હોય સેવા વડે. ૩૭૭

સેવાયે હોય ગુરુસ્વરૂપ, તેં તો ગુરુને કહ્યો અરૂપ;
વિ૦ તું તો ગુરુને જોતો નથી જ, પણ પ્રત્યક્ષ દીસે છે ઇ જ. ૩૭૮

એ ઉપર કહું એક દૃષ્ટાંત, તે સોળે અંશે માને શાંત;
સૂર્યધામ કોય જોવા કરે, જોઈ ન શકાય તેજઆકરે. ૩૭૯

જેટલાં માંડે જળનાં પાત્ર, ત્યાં પ્રતિબિંબે રવિ સાક્ષાત;
જ્યારે દીઠો પ્રત્યક્ષ અર્ક, ત્યારે ગયો સંશયનો તર્ક. ૩૮૦

બિંબ જોવાએ પ્રતિબિંબ વડે, તેમ ગુરુ જોવાએ ગોવિંદ વડે;
તે પ્રતિબિંબ ત્યાં ઝળકે બહુ, તે માટે ગુરુને ગોવિંદ કહું. ૩૮૧

અર્ક આકાશે પ્રતિબિંબ ધરી, પણ લક્ષ જોતાં એક જ ખરી;
ગુરુ તે એમ જે રે વ્યતિરેક, તે ગુરુ સદા સ્વતંતર છેક. ૩૮૨

એમ શિષ્યને દેખાડે આપ, તે સદ્‌ગુરુનો રાખે થાપ;
બીજા ગુરુ બીજી વાતના, મંત્ર યંત્ર ઔષધ ધાતના. ૩૮૩

વિદ્યા અવિદ્યાના દાતાર, તેનો શીદને કરછ વિચાર?
એ સર્વે પ્રપંચના ગુરુ, તેનું જોતાં માથાસરું. ૩૮૪

પ્રેરક તેનું છે જ અવાચ્ય, સપના સરખું જાણી રાચ્ય;
કોડી નિશાને દ્રવ્ય તો ખરો; તેનો કે-વિકે સહુકો કરો. ૩૮૫

---

૩૭૯. સૂર્યધામ=સૂર્યનું ધામ, સ્થાન. તેજઆકર=તેજનું ધામ. ૩૮૦. પાત્ર=વાસણ. પ્રતિબિંબે=પ્રતિબિંબ પાડે. રવિ=સૂર્ય. ૩૮૨. વ્યતિરેક=ભિન્ન. ૩૮૩. ધાતના=રીતના. ૩૮૪. દાતાર=આપનાર. માથાસરું=અથાળું. ૩૮૫. કે-વિકે=ખરીદી-વેચાણ.

પણ ઢાળ ન નીપજે ગાળ્યા થકે, કોય મુદ્રા પાડી નૈં શકે;
પરપંચમાં કાજગરી વાત, નીપજ નો'ય તેથી સાક્ષાત. ૩૮૬
ચિ૦ એક પ્રશ્ન સૂઝે છે મને, તેં તો ગુરુ દેખાડ્યો કને;
પણ પરથમ તેં રાખ્યો થાપ, જે કરવી ભક્તિ સહી બાપ. ૩૮૭
હવે તે વચન ક્યાં બેસશે, જે બહુ પિંડે તું કે છે રસે;
નવધા સુધી ત્યાં કહી ભક્તિ, એક એકની નવનવી યુક્તિ. ૩૮૮
અર્ચન વંદન કીર્તન કરે, પદસેવન અર્ચન આદરે;
સ્મરણ દાસત્વનો બહુ ભેદ, સખાભાવ ને આત્મનિવેદ. ૩૮૯
એકાશી સુધી તે લખી, તે તેં કહી પરશી પારકી;
બહુ પિંડે તું આચરણહાર, વેશક્રિયા ને વિવિધ આચાર ૩૯૦
તે તેં શું જાણીને કહ્યું? વસ્તુ વિષે તો કાંઈ નવ રહ્યું;
વિ૦ હવે કહું સાંભળ ચિત્તરાય! મેં કહીયું તેનો અભિપ્રાય. ૩૯૧
તુજને જ્યારે પિંડ જ સ્ફુરે, ત્યારે સ્વરૂપ નિશ્ચય વીસરે;
જેમજેમ બો'ળો દેહાધ્યાસ, તેમતેમ હોય સ્વરૂપનો નાશ.
જ્યારે નિજપણું ગયું વીસરી, ત્યારે સ્વપ્નશ્રેણી ચોરાશી ખરી;
તે નિદ્રા નિર્ગમવા કાજ, ભક્તિ દેખાડી અંતરબાહ્ય. ૩૯૩

---

૩૮૬. ઢાળ=ઢાળો. મુદ્રા=છાપ, સિક્કો. કાજગરી=લાડકી, નાજુક. ૩૮૯. અર્ચન... આત્મનિવેદ=આ ભક્તિના નવ પ્રકાર છે. ૩૯૦. એકાશી=ત્રણ ગુણો અને તે ત્રણેનાં ત્રણ ત્રણ પ્રયોજનો — એમ થતી ભક્તિ નવ પ્રકારની થઈ. એ નવ પ્રકારની ભક્તિ વળી ઉપર બતાવેલા અર્ચન આદિ નવ પ્રકારની થાય છે. આમ ૯×૯=૮૧ પ્રકારની ભક્તિ થાય. આ એકાશી પ્રકાર એ અપરાભક્તિના છે. બ્યાસીમી ભક્તિ પરા અથવા સહજા રતિરૂપ છે અને તે પરમેશ્વરના આનંદસ્વરૂપ સાથે સદાય જોડાઈ રહેવાની ભાવના છે. અખો આ છેલ્લી ભક્તિને 'વિરહવેદના' કહે છે. ૩૯૨. દેહાધ્યાસ=દેહનું અભિમાન. ૩૯૩. શ્રેણી=હાર. નિર્ગમવા કાજ=દૂર કરવાને માટે.

જેમ કેને ઊપજે ભ્રમરોગ, વિકળ થૈ જાય તનમનજોગ;
સ્વાદે લાગ્યો દહીં-ખાંડ ખાય, તેમતેમ ગ્રથલ ઘણેરું થાય.

તે પછી નિર્મળ કરવા કાય, તીખાં ખારાં ઓસડ ખાય;
શાંતિમાં આવ્યે થાય આરોગ્ય, રસમાં પડે તો થાએ રોગ. ૩૯૫

જેમ કોય બાળક આડે ચડે, સ્વાસ લઇને પૃથ્વી પડે;
તેને આળેલુંબે લગાડે માત, ત્યારે કરતો રે ઉતપાત. ૩૯૬

કહ્યું હતું ઘટવા ઉન્માદ, તું તો કરવા લાગ્યો વાદ;
નહિ નાચ્યાખૂંદ્યાનું કામ, અંતરમાં ઓળખવો રામ. ૩૯૭

એ ઓસડનું અજીરણ થાય, વ્યસને લાગ્યો ક્યાંયે જાય;
ચિ૦ સુત! જેવારે કરવી ભકત્ય, પાછી આણવી આતમવૃત્ય. ૩૯૮

આંઈ ભક્તિ તે કેવી ઘટે, આ તો લખાણી ગુણને પટે;
જેણે પામીયે સ્વામી સદ્ય, અમૂલ્ય વિચારી વદ્ય. ૩૯૯

વિ૦ હું કહું તે દૃષ્ટાંતે જાણ, અણુલિંગી ભક્તિની ખાણ;
મેઘવૃદ્ધિ થનાર હોય ઘણું, તારે દેખાડે બહુતેજપણું. ૪૦૦

તપે ઘણું તેણે પિંડ બ્રહ્માંડ, તેણે કળી આવે સઘળે માંડ;
બહુ તેજે જળ પરગટ થાય, હરી હરી પૃથ્વી થૈ જાય. ૪૦૧

એણે દૃષ્ટાંતે જે છે ભક્તિ, આતુરતા ઊપજે અમિતિ;
બહુતાપે જેમ પ્રગટે તોય, અંતરથી હરિ પરગટ હોય. ૪૦૨

---

૩૯૪. ભ્રમરોગ=ભ્રમનો રોગ. વિકળ=સાન વિનાનો. ગ્રથલ= જડ, અહીં જડતા—ઉન્માદ. ૩૯૬. આડ=હઠ, આડાઈ. સ્વાસ લઇને=શ્વાસ ખાઇને—જોર કરીને, હાંફીને. આળેલુંબે લગાડે=પટાવીને લૂમખામાં વળગાડે. ઉતપાત=તોફાન. ૩૯૮. અજીરણ=અપચો. ભકત્ય= ભક્તિ. આતમવૃત્ય=આત્માકાર વૃત્તિ. ૩૯૯. વદ્ય=વદ, કહે. ૪૦૦. મેઘવૃદ્ધિ=મેઘ-વરસાદનો વધારો. ૪૦૧. કળી આવે=સમજાય. હરી હરી=લીલી લીલી. ૪૦૨. અમિતિ=અમાપ. તોય=પાણી.

વ્રેહવૈરાગ અંતરે અપાર, બાર ન જાણે કોય લગાર;
જેમ ગંજકોઠાની પર થાય, અંતરથકી દ્રવ્ય બળી જાય. ૪૦૩
તેમ દેહાભિમાન અંતરથી ગળે, રસરૂપ થૈ સ્વામીમાં ભળે,
સદા સમવાનો તે ઘટ રામ, અહંકૃત થૈ રચું રૂપનામ. ૪૦૪
અણુલિંગી ગુરુ તેને મળ્યો, ગુરુ રહ્યો ને શિષ્ય તે ટળ્યો;
લૌકિક ભક્તિ તહાં નવ હોય, આપે આપની નીપજ જોય. ૪૦૫
કરવી કહી'તી જે મેં ભક્તિ, તેની એમ જાણી લે યુક્તિ;
ગુરુસેવા તે આતમ અલખ, બ્રહ્મ બ્રહ્મ ત્યાં રે' છે પક્ષ. ૪૦૬
જો નીપજે તો એમ નીપજે, બાકી સૌ મન ગમતું ભજે;
દેહાભિમાન એ મોટો રોગ, જેણે નાએ આતમજોગ. ૪૦૭
સમઝવો છે મરમ ચિત્ત એહ, હરવો છે વાસના લિંગદેહ;
દેહાભિમાન રહ્યું છે અહીં, તારે કુશળ રહ્યું નૈં કહીં. ૪૦૮
યાં તો છે ટાળ્યાનું કામ, અહં ટળે રહે આતમરામ;
જો જાણે તો એમ જ જાણ, મેં તો કૈ મૂક્યું નિર્વાણ. ૪૦૯
ચિ૦ એ રીતે સુત ! ભાંગ્યો ભર્મ, ભ્રમ ભાંગ્યે મેં લીધા મર્મ;
વચનમાત્ર મારું ચિત્તનામ, જેમ છે તેમ પૂરણનિજધામ.૪૧૦
મારો મુજમાં હવો સમાસ, તુજદ્વારા હવે હવો પ્રકાશ;
હવે નહીં રહી પૂછવા વાત, જેમ છે તેમજ છે સાક્ષાત્. ૪૧૧
જ્યાં જેવો ત્યાં તેવો હું, એમ જ સરખા હું ને તું;
અહંબ્રહ્મ તે સ્વે સાક્ષાત, સ્વે સ્વેમાં છે સઘળી વાત. ૪૧૨
તે માટે સુણ ચિત્તવિચાર, તેને નોહે ભવસંસાર;
દમાય નહીં તે દેહને વિષે, કહે અખો એમ સમઝો સુખે.૪૧૩

---

૪૦૩. વ્રેહવૈરાગ=વિરહ અને વૈરાગ્ય. અપાર=પાર વિનાનો, પુષ્કળ. ગજકોઠાની=હાથીના પેટમાં ગયેલા કોઠાની જેમ. ૪૦૪. અહંકૃત=હુંપણું કર્યાથી–અભિમાનથી. ૪૦૬. આતમ અલખ=અલક્ષ્ય આત્મા. ૪૦૮. હરવો=દૂર કરવો. ૪૦૯. અહં=હું. નિર્વાણ=છેવટનું નક્કી. ૪૧૨. અહં બ્રહ્મ=હું બ્રહ્મ. (**अहं ब्रह्मास्मि**)

# ગુરુ-શિષ્ય-સંવાદ

## પ્રથમ ખંડ-ભૂતના ભેદ

### દોહરા

ગુરુચરણે શિષ્ય આદરે, પ્રેમે કરી પ્રણામ;
પદપંકજ પાવન સદા, નમો નમો પરધામ. ૧
તપત થયો મહારાજ હું, ભવતાપ અંતર્બહુલ;
તમ કૃપારૂપી વચન જે, તે વહી આવિયો મુજ તુલ. ૨
મંદબુદ્ધિ હું પૂછવા, સામર્થ્ય નહિ ગુરુરાય;
પ્રભુ પધારો અંતરે તો, મારું સાર્થક થાય. ૩
ગુ૦ભલે ભલે શિષ્ય ઉગ્રબુદ્ધિ, મહાઆશય તું વીર;
હું જાણું તુજ બોલતાં, તું પરંપદ પૂછીશ ધીર. ૪
શિ૦સત્ય સત્ય સ્વામી ગુરુ, તમે હાર્દ લહ્યું હરિરૂપ;
પરમપદ તે મુજને કહો, ટળે પ્રપંચ અંધકૂપ. ૫

---

૧. ભૂતના=પંચમહાભૂતોના. પરધામ=પરમ-ઉત્તમ-ધામ; બ્રહ્મ-રૂપ. પદપંકજ=ચરણકમળ. પાવન=પવિત્ર. ૨. તપત=તપ્ત, બળેલો. ભવતાપ=સંસારનો તાપ. અંતર્બહુલ=અંતરમાં સંસારના તાપથી બહુલ (પુષ્કળ) તપ્યો છું. તુલ=રૂના પૂમડા જેવું શરીર. ૩. મંદબુદ્ધિ=ઓછી બુદ્ધિવાળો. ૪. ઉગ્રબુદ્ધિ=કુશાગ્ર-ઝીણી અને ઉત્તમ બુદ્ધિ-વાળો. મહાઆશય=મહાન અંતઃકરણવાળો. પરંપદ=બ્રહ્મનું શ્રેષ્ઠ પદ. ૫. અંધકૂપ=અંધારો કૂવો.

ગુ૦ગુરુ કહે શિષ્ય પરંપદનો, રસનાએ નહિ થાપ;
કરે ગ્રહી નથી આપવા, તે સમજે સન્મુખી આપ. ૬

પ્રકૃતિ પુરુષનો વિવેક એ, જો બુદ્ધિ ગોચર થાય;
તો જન્મમરણસંશય ટળે, મન તુર્યાતીત ઠહેરાય. ૭
વિધિ વિવેકે પ્રીછતાં, દીસે આપોપું અલગ;
આત્મઅર્ક ઉદે હવો, તાં તેજ છે તત્ત્વ સળંગ. ૮

## ચોપાઈ

આત્મજ્ઞાનતણો જે વિવેક, એક અનંત અનંત મળી એક;
તેહતણા ત્યાં જન્મ ને ભેદ, સત્ય શાસ્ત્ર તે કહે છે વેદ. ૯
જેમ સૂર્ય ને સૂર્યનાં કિર્ણ, એ સમજી દૃષ્ટાંતે વિણ;
અર્કસ્થાની કહિયે વસ્ત, જેને નહીં ઉદે ને અસ્ત. ૧૦
અકળ અનુપમ સર્વની આદ્ય, કેમ હોય મનબુદ્ધિ સાધ્ય?
અર્વાચીન પ્રપંચ તે થકે, તે તેને જાણી કેમ શકે? ૧૧
જાણ્યા વિના પ્રપંચ ન ટળે, ભલે કોટ જન્મો આફળે;
શુકસનકાદિ નારદ વ્યાસ, શેષ શિવ વસિષ્ઠ બુદ્ધિરાસ. ૧૨
જ્ઞાનતણા તે કહિયે અર્ક, સઘ શાસ્ત્ર જેના છે તર્ક;
તે જ અનુભવ તત્ત્વનું જ્ઞાન, જેણે તત્ત્વનું લહિયે માન. ૧૩
તત્ત્વ જાણ્યા વિણ ચેતન જેહ, સમ્યક બુદ્ધિમાં ના'વે તેહ;
જ્યાંલગી નોયે વસ્તુભોગ, પ્રપંચ દીર્ઘ તે ન ટળે રોગ. ૧૪
તે માટે તત્ત્વ જ સર્વથા, થાશે ગોચર સુણજે કથા;
ગુરુ ગોવિંદ શાસ્ત્ર સંતે કહી, બુદ્ધિપ્રમાણે જે મેં લહી. ૧૫

---

૬. સન્મુખી=મોં આગળ, સામે. ૭. તુર્યાતીત=ચોથી તુર્યાવસ્થાની પાર રહેલું બ્રહ્મ. ૮. આત્મઅર્ક=આત્મારૂપી સૂર્ય. ૧૦. અર્કસ્થાની=સૂર્યને સ્થાને. વસ્ત=વસ્તુ, બ્રહ્મ. ૧૨. કોટ=કોટિ. બુદ્ધિરાસ=બુદ્ધિના રાશિ; મહાન બુદ્ધિમાન. ૧૪. સમ્યક્‌બુદ્ધિ=સત્યબુદ્ધિ.

એ જ જ્ઞાન ભક્તિ વૈરાગ, એ જ દાન તપ તીરથ ત્યાગ;
જે ચેતનશું સમરસ હોય, પૂર્ણકામ નર ભણિયે સોય. ૧૬
તત્ત્વ ઊધરી અળગાં કરે, શેષ ભાગ ચેતન ઊગરે;
તે ચેતન નિજ જાણ્યું આપ, ત્યારે સહેજે ટળિયા તાપ. ૧૭

## દોહરા

શિ૦ ભેદ કહો મહાભૂતનો, જેમ બુદ્ધિ સમજે મર્મ;
ચેતનમય દીસે સકળ, જેમ સમજુ હું અનુક્રમ. ૧૮

## ચોપાઇ

ગુ૦ પરબ્રહ્મ પ્રપંચ સમ રહે, પંચ વિશેષણ શ્રુતિ કહે;
ત્રે વિશેષણ વસ્તુતણાં, અને બે તે પ્રપંચનાં ભણ્યાં. ૧૯
અસ્તિ કે'તાં સદા સ્થિત જેહ, આદ્યઅંત્યનું કારણ તેહ;
જગત જે વડે ઝળકી રહ્યું, બીજું વિશેષણ ત્યાં કહ્યું. ૨૦
સર્વે પ્રિય લાગે જે માટ, દુઃખ ટાળી સુખ ઘાલે ઘાટ;
પરબ્રહ્મનાં વિશેષણ ત્રણ, બે પ્રપંચનાં સુણજે કર્ણ. ૨૧
ઊપજે તેનું રૂપ બંધાય, રૂપ થયું તેનું નામ ધરાય;
ઉત્પત્તિ સ્થિતિ લે તે થાય, નામ રૂપ આવે ને જાય. ૨૨
એ પંચ વડે કહિયે સંસાર, જે સમજે તે પામે પાર;
પે'લાં ત્રણ તે તું નિજ આપ, અને બે કયાં તેનો ટાળે થાપ. ૨૩
પંચભૂતનાં જાણ્યે અંગ, ભૂતોનાં સ્થૂળ સૂક્ષ્મ લિંગ;
મહાનુભાવ એમ સમજી રહ્યા, તે પ્રપંચપારંગત થયા. ૨૪

---

૧૮. અનુકર્મ=અનુક્રમ. ૧૯. પંચ=પાંચ. ત્રે=ત્રણ. પ્રપંચ=જીવ. શ્રુતિ=વેદ, ઉપનિષદ. ૨૦. અસ્તિ=છે. સદાસ્થિત=સદા રહેલું. આદ્યઅંત=આદિ અને અંત. ૨૧. કર્ણ=કાન. ૨૨. ધરાય=ધારવામાં આવે. લે=લય, નાશ. ૨૪. મહાનુભાવ=મહાન પુરુષો. પારંગત=નિષ્ણાત, પાર ગયા.

સાંભળ શિષ્ય ભૂતના ભેદ, જેણે કરી ઊપજે નિર્વેદ;
ભૂત કલ્લોલ જાણે જે કોય, સ્વયં આત્મા ભણિયે સોય. ૨૫

કહ્યું વસિષ્ઠે સુણિયું રામ, પંચભૂતથી રૂપ ને નામ;
ઉપર ભૂતળ ને બિલ સર્ગ, પંચભૂતનો જાણ્યે વર્ગ. ૨૬

છઠ્ઠો કાંઈ પદાર્થ નથી, મુનિજને મન જોયું મથી;
હું તું એમ જાણી રહ્યા સંત, તો કહે શું ને શું બાધે રત. ૨૭

તે માટે શિષ્ય સાંભળ વાત, તત્ત્વ લહે છે જે સાક્ષાત્;
એ સમજાયે અન્ય નવ રહ્યું, હતું તેમ જથારથ રહ્યું. ૨૮

અવિગતથી નભ ઊપન્યું સાર, નભે પવનનો હવો વિસ્તાર;
પવને તેજ હુવું ઉત્પન્ન, તેજતણું તે પાણી તન્ન. ૨૯

પાણીથી મહી પ્રગટ હોય, જેમ ઉત્પત્તિ તેમ લે તું જોય;
તેહતણી હું કહું વિધિ જેહ, એકમને સાંભળજે તેહ. ૩૦

પંચ પંચમાં વરતે સદા, સાક્ષીવત્ આત્મા રહે તદા;
એકમાં બીજાં વરતે ચાર, સમરસ ત્યાં સેજે વ્યાપાર. ૩૧

---

**૨૫.** નિર્વેદ=ખેદ, વૈરાગ્ય. ભૂતકલ્લોળ... સોય=આ જગત પંચભૂતોની લહરી છે એમ જે જાણે સમજે છે, તે પોતાના આત્માને નિરંજનરૂપે પામી શકે છે. **૨૬.** ભૂતળ=પૃથ્વી. બિલ=પોકળ, ગુફા, પાતાળ. આકાશ, પાતાળ અને પૃથ્વી એ બધી સૃષ્ટિ પંચભૂતોનું કાર્ય (વર્ગ) છે. **૨૭.** રત=રતિ, પ્રીતિ. **૨૮.** જથારથ=યથાર્થ, બરાબર. **૨૯.** અવિગત=અવ્યક્ત, મૂલપ્રકૃતિ (ત્રિગુણના સામ્યવાળું કારણ) નભ=આકાશ. વિસ્તાર=ફેલાવો. તંન=પુત્ર. **૩૦.** મહી=પૃથ્વી. એકમને=સ્થિર ચિત્તે. **૩૧.** પંચ પંચમાં=પાંચ તત્ત્વો પાંચમાં. સાક્ષીવત્=સાક્ષીની જેમ. તદા=ત્યારે. એકમાં... ચાર=એક તત્ત્વમાં બીજાં ચાર તત્ત્વોના ગુણધર્મો ચાલે છે. સમરસ=સરખો રસ; સમાન રીતે.

અવની જહાં ધરે અવકાશ, ત્યારે જાણવું સત્ય આકાશ;
જ્યારે જ્યાં ભૂકંપન થાય, ત્યાં અવનીમાં વરતે વાય. ૩૨

રત્નાદિક હીરા કહેવાય, એ ધરતીમાં તેજે થાય;
પ્રત્યક્ષ જળ દીસે છે ધરા, એકમાં ચાર વર્તે તે ખરા. ૩૩

હવે જળમાં વર્તે છે ચાર, તેહતણો કહું છું નિર્ધાર;
અંબુમાં જે જામણશક્તિ, તે અવનીની જાણે વ્યક્તિ. ૩૪

જળપણુ જે ઊઠે છે માંય, અંતે તેજ વરતે છે પ્રાય;
વીચી જે વણસે છે મધ્ય, એ મારુતની જાણો વૃધ્ય. ૩૫

ગગનતણો ગુણ એ જળ વિષે, જે આવે તેને રાખી શકે;
એ જ ચતુર્ગુણ ધરે છે વાર, હવે કહું જે તેજે ચાર. ૩૬

તેજ વિષે એ જાણો મહી, જે વિદ્યુતમાં લોહ ઊપજે સહી;
અગ્નિવિષે જળ એ કે'વાય, જે લાગે વહ્નિ સેજે ઓલાય. ૩૭

અગ્નિદાહ અગ્નિથી ટળે, તેજમાંહી જળ શોધ્યું મળે;
તેજમાંહીં ચંચળતા જેહ, વાયુતણુ ત્યાં લક્ષણુ એહ. ૩૮

---

૩૨. અવની=પૃથ્વી. અવકાશ=ખાલી જગા. ભૂકંપન=ધરતીકંપ. વાય=વાયુ, પવન. પૃથ્વીમાં જ્યારે ખાલી જગ્યા પડે, ત્યારે ત્યાં આકાશનો અંશ સમજવો; જ્યારે તેમાં ધરતીકંપ થાય ત્યારે વાયુનો અંશ સમજવો. ૩૩. રત્નાદિક=રત્ન વગેરે. ધરતીમાં હીરા, રતન થાય છે, તે તેજનો અંશ સમજવો. ધરા=પૃથ્વી. ૩૪. અંબુ=પાણી. એમાં જે જામવાની–કઠણ થવાની–શક્તિ છે, તે પૃથ્વીનો અંશ છે. વ્યક્તિ=પ્રકટીકરણ. ૩૫. જળપણું=જળપણ, બળવાપણું. આ અગ્નિ–તેજનું પ્રકટીકરણ છે. વીચિ=મોજું. આ મારુતની વૃધ્ય–પવનની વૃદ્ધિ છે. ૩૬. ચતુર્ગુણ=ચાર ગુણ. વાર=પાણી. ૩૭. મહી=પૃથ્વી. વિદ્યુત=વીજળી. લોહ=લોઢું. વહ્નિ=અગ્નિ. ઓલાય=બુઝાય. સેજે=આપોઆપ. ૩૮. અગ્નિદાહ=અગ્નિનું બળવું.

દીપસરખા પ્રકાશે દેહ, એ આકાશ મહાપુરુષ જ કેહ;
અગ્નિમાંયલાં તત્ત્વ એ ચાર, મારુતનો હું કહું વિસ્તાર. ૩૯

ધારકશક્તિ ધરે સમીર, એ મેદિનીનું જાણે હીર;
અહિ જોગીની ટાળે તૃષા, એ મારુતમાં જાણે વૃષા. ૪૦

વાયુ શોષણશક્તિ ધરે, તેજતણો ગુણ એ પરવરે;
અણુસંગી ને અરૂપ જ હોય, એ ખંકેરુ લક્ષણ જોય. ૪૧

હવે કહું દ્યૌલક્ષણ સાર, અંતર તત્ત્વો વર્તે ચાર;
અહંકાર ધરતીનું રૂપ, ચિત્ત તે આપતણું જ સ્વરૂપ. ૪૨

તેજસ્થાની તે કહિયે બુદ્ધિ, મનમાં વાયુતણી છે શુદ્ધિ;
એ અંબરનું લક્ષણ કહ્યું, જે ગુરુગોવિંદસંતે લહ્યું. ૪૩

ભૂતભેદ કહ્યો સારોદ્ધાર, પાંચેને ચેતન આધાર;
ચેતનની લહેરો મહાભૂત, લહેરોનું પ્રતિબિંબ અદ્ભુત. ૪૪

ભૂત ઊપજે વરતે શમે, કોઈ કાળે મહાભૂત આથમે;
ચેતનસાગર જેમ છે તેમ, એકે દ્વંદ્વ નહીં ગુણકર્મ. ૪૫

---

૩૯. દેહ દીપની જેમ પ્રકાશે છે, એ તેજમાં રહેલું આકાશ છે. ૪૦. ધારકશક્તિ=ધારણ કરવાની શક્તિ. સમીર=પવન. મેદિની=પૃથ્વી. અહિ=સાપ. સાપ અને યોગી પવનથી સંતોષ મેળવે છે. તૃષા=તરસ. વૃષા=વૃષ્ટિ, જળ. ૪૧. શોષણશક્તિ=શોષવાની–ચૂસવાની શક્તિ. પરવરે=ફરે, ચાલે. અણુસંગી=સોબત વિના, નિઃસંગ. ખંકેરું=આકાશનું. ૪૨. દ્યૌલક્ષણ=આકાશનું લક્ષણ. આપતણું=પાણીનું. ૪૩. તેજસ્થાની=તેજને સ્થાને. અંબર=આકાશ. ૪૪. ભૂતભેદ=પાંચ મહાભૂતોનું રહસ્ય. એ પાંચે ચૈતન્યને જ આધારે છે. આથી એ પાંચે ભૂતો ચૈતન્યની લહરીરૂપ છે. ૪૫. ભૂત... સમે=એ પંચ મહાભૂતો ઉત્પન્ન થાય છે, ચાલે છે અને શમી જાય છે. પણ ચૈતન્યસાગર તો જેમનો તેમ જ છે. તેમાં સુખ–દુઃખ કે ઉત્પત્તિ–નાશ એવું કોઈ જોડકું નથી. તેમાં એવો કોઈ ગુણ કે કર્મ નથી.

દત્ત કહે ષડઆનન ! સુણો, થોડામાંહે અર્થ જ ઘણો;
તત્ત્વમસિ વાયકનો ભેદ, એ આદ્યે દે બોલ્યા વેદ. ૪૬

આત્માનું પ્રતિપાદન કર્યું, તત્ત્વપણું અળગું ઓધર્યું;
મહાજળમાં જેમ ભમરા વળે, વારિમાંહી આવી ભળે. ૪૭

આવૃત્તિ ભમરાનું નામ, પંચભૂત કેરું તે ઠામ,
નેતિ નેતિ કહે છે વેદ, ભૂત નોહે વસ્તુનો ભેદ. ૪૮

શિષ્યને ગુરુ કહે સુણ વાત, વસ્તે રહેને તું સાક્ષાત્;
શિવના તનપ્રત્યે કહે દત્ત, મહા ઉપદેશ માન તું સત્ય. ૪૯

**इति श्रीगुरुशिष्यसंवादे भूतभेदो नाम प्रथमखंडः ॥ १ ॥**

---

૪૬. દત્ત=ગુરુ દત્તાત્રેય. ષડ્આનન=ષડાનન, છ મુખવાળા કાર્તિક સ્વામી. આ ઉપદેશ ગુરુગીતામાં છે. **तत्त्वमसि**=તે તું છે. વાયક=વાક્ય. ૪૭. પ્રતિપાદન=સ્થાપન. ઓધર્યું=ઉગાર્યું. મહાજળ=મોટાં પાણી, સમુદ્ર. ભમરા=વમળ. વારિ=પાણી. ૪૮. આવૃત્તિ=ચક્રાકારે ફરવું; જન્મમરણ. ૪૯. વસ્તે=વસ્તુમાં, બ્રહ્મમાં. શિવના તન પ્રત્યે=શિવસુત કાર્તિક સ્વામીને.

# દ્વિતીય ખંડ–જ્ઞાનનિર્વેદ યોગ

## ચોપાઈ

ગુ૦પંચભૂતની આકૃતિ જેહ, વસ્તુસિંધુમાં દીસે તેહ;
નેતિ નેતિ જે વેદે કહ્યું, તેનું કારણ મેં તો લહ્યું. ૧
ભૂત નોહે એ વસ્તુ જ વસ્ત, કહે નિગમ ઊંચો કરી હસ્ત;
આર્ય શિષ્ય પ્રીછી લે મર્મ, આગળ બોલ્યો જે અનુક્રમ. ૨
યત્ કિંચિત્ પદારથ જેહ, ભૂત ઉપાધિ જાણે તેહ;
એણે વિવેકે તત્ત્વ ઉદ્ધરે, શેષ ભાગ ચૈતન્ય ઊગરે. ૩
કારણ જાણ્યાનો એ જ ઉપાય, જો કારજ બુદ્ધિગોચર થાય;
ત્યારે બુદ્ધિ કારજમય ટળે, વસ્તુ થૈ વસ્તુમાં ભળે. ૪

## દોહરા

શિ૦આ લોક ચૌદલગી પ્રભુ મેં, જાણ્યો ભૂતકલ્લોળ;
પણ પરમાત્મા પ્રીછ્યો નહીં, એ સંશય અંશે સોળ. ૫

---

૧. જ્ઞાનનિર્વેદ યોગ=જ્ઞાનવૈરાગ્યનો યોગ. વસ્તુસિન્ધુ=બ્રહ્મરૂપી સાગર. ૨. નિગમ=વેદ; તે હાથ ઊંચો કરીને કહે છે કે એ પંચમહાભૂતો છે જ નહિ–એક બ્રહ્મ જ છે. આર્ય=સુસંસ્કારી. ૩. યત્કિંચિત્=જે કાંઈ. ઉદ્ધરે=ઊગરે. પાંચ તત્ત્વોને બાતલ કરવામાં આવે, તો તેમાં પહેલો પુરુષ–ચેતનનો અંશ–બાકી રહે અને એ શેષભાગ–બાકી ભાગ જ પોતાનું શુદ્ધ સ્વરૂપ છે. ૪. બુદ્ધિગોચર=બુદ્ધિથી સમજાય એવું. કારજ=કાર્ય. ૫. ભૂતકલ્લોળ=પંચમહાભૂતોની લહરી, ખેલ. અંશે સોળ=સોળ અંશે, પૂરેપૂરો. હે પ્રભુ! ચૌદે લોકમાં મેં ભૂતના વિકાર જ જોયા, પણ મને પરમાત્મા હજુ સમજાયો નથી.

## ચોપાઈ

ગુ૦તત્ત્વ કહ્યાનું કારણું એહ, ચલણવલણ દીસે છે દેહ;
તેમાં જીવ ધરે છે આપ, તે જાણી કહ્યો જીવનો વ્યાપ. ૬
ભૂત ઉપાધિ ઊપજે પિંડ, પિંડ તેમ જાણે બ્રહ્માંડ;
ભૂત ભેદ ઊઠે આકાર, આકારે કહાવે સંસાર. ૭
ત્રણ સ્વર્ગ મૃત્યુ પાતાળ, લોક ચૌદની જોજે ભાળ;
ભૂત વિનાનો પદારથ નથી, પેરે પેરે જોયું મથી. ૮
નામરૂપ મહાભૂતે ધર્યાં, બહુ વિધે કરીને વિસ્તર્યાં;
જહાં રૂપ ત્યાં વાસનાલિંગ, એહ ભૂતનું જાણે અંગ. ૯
તત્ત્વસાગરે બુદ્‌બુદ પિંડ, સચરાચર દીસે બ્રહ્માંડ;
સેજે ઊપજે સેજે ખપે, અણછતો જીવ થૈ હું જપે. ૧૦

---

૬. ચલણવલણ=જ્ઞાન અને ક્રિયાનાં સ્ફુરણો. દેહમાં આ જે ચલણવલણ દેખાય છે, તે તત્ત્વ એટલે ચૈતન્યવસ્તુને લીધે જ છે. આથી જ, બધે વસ્તુરૂપ બ્રહ્મનો વિલાસ ચાલી રહ્યો છે એમ કહેવામાં આવ્યું છે. વ્યાપ=ફેલાવ. ૭. ભૂત ઉપાધિ=ભૂતની ઉપાધિથી પિંડ થાય છે અને એ પિંડ બ્રહ્માંડને જાણે છે! ૯. વાસનાલિંગ= પંચભૂતની અપંચીકૃત પાંચ તન્માત્રાઓ અને મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકાર એ ચાર અંતઃકરણો એમ નવ તત્ત્વોથી બનેલું શરીર. એની આગળ સ્થૂળ શરીર છે અને તેમાં પંદર તત્ત્વો છે. વાસનાલિંગ શરીરની ઉપર કારણદેહ છે અને તેમાં એક ચૈતન્યમાત્રા જ છે. એની ઉપર મહાકારણ દેહ છેઃ તે શુદ્ધ કૈવલ્યરૂપ છે અને તેમાં નારાયણનો વાસ છે. આમાં પણ એક જતત્ત્વ છે. આ રીતે ૨૬ તત્ત્વોની ગોઠવણ થઈ છે. ૧૦. તત્ત્વસાગરે…જપે=બ્રહ્મચૈતન્ય એ તત્ત્વનો સાગર છે. એમાં પિંડ–દેહ–રૂપી બુદ્‌બુદો–પરપોટાઓ થાય છે. સચરાચર બ્રહ્માંડમાં એક બ્રહ્મતત્ત્વ જ વિલસી રહ્યું છે. પદાર્થો થાય છે ને નાશ પામે છે, પણ ચૈતન્ય બ્રહ્મ એવું ને એવું જ છે. જીવ જ આ બધા પદાર્થોમાં પોતાનું હુંપણું પરોવી ઉપાધિ વહોરે છે.

કરતા કારવતા નહિ કોય, જોગ ભોગ સૌ સેજે હોય;
વસ્તુવિષે જે ઊપજ્યું શમ્યું, મનનું કારજ મનશું રમ્યું. ૧૧
પરમાત્માની પેર કોણ કહે, જે પ્રપંચ અગોચર રહે;
શબ્દે કરીને જે કહેવાય, તે આકાશતણો મહિમાય. ૧૨

આકાશ તો મહતત્ત્વથી થયું, તેથી ચેતન આગળ રહ્યું;
મહતત્ત્વ શૂન્યેથી હોય, પ્રકૃતિ શૂન્યે કલ્પિત સોય. ૧૩
કલ્પના માત્ર કલ્પ્યો સંસાર, તે શું જાણે વસ્તુ નિરધાર;
શબ્દ વિના જો જાણી રહે, ઉત્પત્તિ સ્થિતિ લે કોણ કહે? ૧૪

સોણા જેવું છે હું છેક, વાણી વિચાર વિના નહિ એક;
સુણે કોણ ને કોને કહે, આપ વિના આપ સમજી રહે. ૧૫

પદમાં રહી જન જે જેમ કરે, વાંછિત ભોગજોગ આચરે,
પદ પ્રીછ્યાનો એહ જ મર્મ, નથી ઉપાધિ ધર્માધર્મ. ૧૬

જે ઈશ્વરપદ ભેદી વટયો, કાળ માયાએ તેને નટચો;
અણુલિંગી નવ દીસે આપ, ત્યાં કેમ લાગે પુણ્ય કે પાપ. ૧૭

---

૧૧. કરતાકારવતા=કરનાર અને કરાવનાર. ૧૨. પ્રપંચ અગોચર=પ્રપંચથી પાર; પ્રપંચ ન સમજાય એવો. ૧૩. મહત્તત્ત્વ=બુદ્ધિતત્ત્વ. એ આકાશનું કારણ છે. આ બુદ્ધિતત્ત્વ પૂરા શૂન્ય એટલે અવ્યક્તમાંથી પ્રકટે છે. તે તત્ત્વ પ્રકૃતિ શૂન્ય–અવ્યક્ત પ્રકૃતિ દ્રવ્ય–માં ચૈતન્યના, કલ્પના કે સ્ફુરણાના બળથી પ્રકટ થયેલું સોહે છે–શોભે છે. આમ, મૂલ પ્રકૃતિ શૂન્યમાં કલ્પક બળ વડે એટલે સ્ફુરણાથી મધ્યકેન્દ્ર મહત્ અથવા બુદ્ધિ વ્યક્ત–પ્રકટ–થાય છે. ૧૪. નિરધાર=નક્કી. ૧૫. સોણા જેવું=સ્વપ્ના જેવું. ૧૭. ઈશ્વરપદ=ઇશ્વરનું પદ. શુદ્ધ બ્રહ્મ ચૈતન્ય અવ્યાકૃત–વિકાર નહિ પામેલી–માયાને વ્યાકૃત કરવા મથે છે. આમ કરનાર ચેતન તેનું નામ ઈશ્વર. જે આ ઈશ્વરના પદને પણ ભેદીને આગળ જાય છે, તેને કાળ તથા માયા નચાવી શકતાં નથી. નટ્યો=નાચ્યો. અણુલિંગી...પાપ=જ્યારે લિંગશરીર રહે

## દોહરા

શિ૦ અન્ય શાસ્ત્ર સુણતાં પ્રભુ, મારું ઘૂંચાણું મન;
અહં ટળે જે અહં રહે, તે મહાભાવ મહાજન. ૧૮
કૃપા કરીને તે કહો, જેણે અહંભાવ સદ્ય જાય;
મહા સામર્થ્ય મનમાંહી પ્રગટે, તન મન શીતળ થાય. ૧૯

## ચોપાઈ

ગુ૦ સાંભળ શિષ્ય કહું હું સાંખ્ય, સન્મુખ થૈ સમજીને રાખ્ય;
ગીતામાંહી કહ્યું શ્રીકૃષ્ણ, જે જે અર્જુને પૂછ્યા પ્રશ્ન. ૨૦
કૃષ્ણ અર્જુનને કે' સુણ વીર ! તે ગુરુ શિષ્યને કે' સુણ ધીર !
જેને અહંતા નથી લગાર, તેને નવ લેપે સંસાર. ૨૧
જગતનિયંતા હોય જો જન, તોય પરાભવ નહિ તે તન;
કર્ત્તાથકો અકર્ત્તા તેહ, જેને અહંભાવ નહિ દેહ. ૨૨
કહે અચ્યુત અર્જુન સુણ વીર ! તત્ત્વદર્શીને નથી શરીર;
ગુરુ કહે છે, સુણ શિષ્ય ! તાત ! હરિએ અર્જુનને કહી વાત. ૨૩
એ તો સદ્ગુરુનો ગુરુભાગ, શુદ્ધ શાસ્ત્રનો નહિ ત્યાં વાદ;
કાંડ ચૌદમે બોલ્યા વેદ, તેનો જાણે વિરલા ભેદ. ૨૪

---

નહિ અને અણલિંગી (શરીરથી પર) એવું સ્વરૂપ સમજાય, ત્યારે આપ (જીવભાવ) દેખાતો નથી. આમ જીવભાવ ટળી જાય છે, ત્યારે પાપ કે પુણ્ય લાગતાં નથી. ૧૮. અહં=હુંપણું. અહં રહે=બ્રહ્મ રહે. મહાભાવ=મોટો પુરુષ. ૨૦. સાંખ્ય=જ્ઞાન. ૨૧. અહંતા=હુંપણાનું અભિમાન. ૨૨. જગતનિયંતા=જગતને નિયમમાં રાખનાર. પરાભવ= પરાજય. તન=શરીર. અકર્તા=ન કરનાર. ૨૩. અચ્યુત=કદી ચ્યુત ન થનારા શ્રીકૃષ્ણ. તત્ત્વદર્શીને... શરીર=પોતાને બ્રહ્મરૂપે-તત્ત્વરૂપે ઓળખનારને શરીરભાવ છે જ નહિ. બ્રહ્મનો અનુભવ થતાં દેહ અને દેહી એવું દ્વૈત રહેતું નથી. ૨૪. ગુરુભાગ=ગુરુએ બતાવેલું રહસ્ય. વાદ=વિવાદ, મત. કાંડ ચૌદમે=શતપથ બ્રાહ્મણના ચૌદમા કાંડમાં- બૃહદારણ્યક ઉપનિષદમાં.

શ્રીકૃષ્ણે ગીતામાં કહ્યું, તે દત્તાત્રેયે નિર્વહ્યું;
રઘુપતિ પ્રત્યે કહ્યું વસિષ્ઠ, તે ઉદ્ધવ પ્રત્યે કહે ઇષ્ટ. ૨૫
કહું અવનીને અવની મા જાણુ, ઉદકે નોહે ઉદકનવાણુ;
તેજને રખે જાણુ તું તેજ, પવન તે પવને નોહે એ જ. ૨૬
આકાશ તે નોયે આકાશ, વસ્તુદૃષ્ટિનો થાય વિનાશ;
બુદ્ધિભેદે ભાસ્યું વિપરીત, ત્યારે લીધી અવળી રીત. ૨૭
આત્મગુરુ જો આપે દ્રષ્ટ, ત્યારે બુદ્ધિ બને ઉત્કૃષ્ટ;
તે બુદ્ધિનું વિચરણ અલગ, ચિદ્દવિલાસ છે સર્વસળંગ. ૨૮
ઉર્વિ ચેતન ચેતન આપ, ચેતન અનળ અનિલનો વ્યાપ;
ચેતન વ્યોમ અવ્યક્ત બ્રહ્મ સદા, તે જાણે ટળે દ્વૈત આપદા. ૨૯
વકરી દ્રષ્ટયે દીસે ભૂત, વસ્તુ વિચારે જે અદ્દભુત;
વસ્તુ વિચારે વસ્તુ જ વસ્ત, તહાં કો કહે ઉદે ને અસ્ત. ૩૦

---

**૨૫.** દત્તાત્રેયે નિર્વહ્યું=ગુરુ દત્તે કાર્તિક સ્વામીને ગુરુગીતામાં કહ્યું. રઘુપતિ રામને વસિષ્ઠે યોગવાસિષ્ઠમાં અને ઉદ્ધવને શ્રીકૃષ્ણે ભાગવતના બારમા સ્કંધમાં એ જ વાત કહી છે. **૨૬.** અવનિને... જાણ=તું પૃથ્વીને તેમ બીજાં તત્ત્વોને સાચા પદાર્થ માનીશ મા. બ્રહ્મવસ્તુ જ પૃથ્વી વગેરે રૂપમાં પોતે વિકાર પામ્યા વિના ભાસે છે. અવિદ્યાથી હણાયેલી બુદ્ધિને પરિણામે જ બ્રહ્મચૈતન્યને સ્થાને પૃથ્વી વગેરે માનવામાં આવે છે. ઉદક=પાણી. ઉદકનવાણ=જળાશય. **૨૭.** વસ્તુદૃષ્ટિ=બ્રહ્મદૃષ્ટિ. બુદ્ધિભેદે=બુદ્ધિના ભેદથી, જુદા દૃષ્ટિકોણથી જોવાથી. વિપરીત=અવળું, ઊંધું. **૨૮.** આત્મગુરુ=આત્મારૂપી ગુરુ. દ્રષ્ટ=દૃષ્ટિ. ઉત્કૃષ્ટ=ઊંચી. વિચરણ=જવું, ચાલવું, ગમ. આત્મદૃષ્ટિ મળવાથી આ બધો ચૈતન્યનો જ વિલાસ છે એમ સમજાય છે. **૨૯.** ઉર્વિ=પૃથ્વી. આપ=પાણી. અનળ=અગ્નિ. વ્યોમ=આકાશ. અવ્યક્ત= મૂળપ્રકૃતિ. આ બધું બ્રહ્મ જ છે, એમ અનુભવાય તો દ્વૈતપણાની, અલગપણાની–આપત્તિ દૂર થઈ જાય. **૩૦.** વકરી=વિકૃત, બગડેલી. અવિદ્યાવાળી અવળી દૃષ્ટિથી ભૂતો જણાય છે, પણ વિદ્યાવાળી સવળી દૃષ્ટિથી બ્રહ્મવસ્તુનો અદ્દભુત અનુભવ થાય છે.

## દોહરા

શિ૦ શિષ્ય કહે છે હે પ્રભુ! એ સંશય મુજ મન;
વકરી દૃષ્ટ તે કોણ તણી, જો વસ્તુ વિના નથી અન્ય. ૩૧
ગુ૦ ગુરુ કહે છે વસ્તુની, હે વત્સ! છે મોટી વાત;
પ્રપંચનામ તેણે પડયું, જે લઘુલાઘવ છે તાત! ૩૨
પર કે'તાં પરબ્રહ્મ હરિ, અને પંચ કે'તાં પંચભૂત;
એ પ્રપંચ નામ જૂઠાતણું, એમ પ્રગટયો વંધ્યાસુત. ૩૩

## ચોપાઇ

મિથ્યા પુરુષ મિથ્યાથો છતો, ચાલ્યો જાય પ્રકૃતિનો વતો;
મિથ્યારૂપ ને મિથ્યા નામ, મિથ્યા માંડયું મિથ્યા ગામ. ૩૪
તેને ભૂત ભવિષ્ય વર્તમાન, ધર્મ અર્થ ને મોક્ષનું ભાન;
ઉત્પત્તિ સ્થિતિ તેને હોય, હાનિ વૃદ્ધિ જ્યાં ત્યાં જોય. ૩૫
બાળક જોબન વૃદ્ધતા તેહ, સુખ દુઃખ ખટ ઊર્મિ છે દેહ;
મૃષાપુરુષ માયાનો પુત્ર, જીવઈશ્વર માંડ્યાં બે સૂત્ર. ૩૬
જીવેશ્વર કહાવે સંસાર, વિદ્યાઅવિદ્યા ચાલી લાર;
કર્મવિકર્મ તે સર્વે સત્ય, જો આપોપું માન્યું નિત્ય. ૩૭

---

૩૨. લઘુલાઘવ=ટૂંકા અક્ષરની ચતુરાઈ. તાત=પ્રિય પુત્ર! ૩૩. પર... વંધ્યાસુત=પ્રપંચ શબ્દમાં પર (પ્ર) કહેતાં પરબ્રહ્મ હરિ છે, અને પંચ કહેતાં પાંચ મહાભૂતો છે. હરિ સત્ય છે, મહાભૂતો અસત્ય છે. આમ સત્ય અને અસત્યના યોગથી 'પ્રપંચ' જૂઠું—એવો શબ્દ ઊભો થયો છે. એ તો સાચી વંધ્યા (વાંઝણી સ્ત્રી) અને અસત્ય તેનો સુત (પુત્ર)—એ એના યોગથી થયેલા મિથ્યા વંધ્યાસુત જેવું છે. ૩૬. વૃદ્ધતા=ઘડપણ. ખટ ઊર્મિ=શોક, મોહ વગેરે છ લાગણીઓ. મૃષાપુરુષ=મિથ્યા પુરુષ. ૩૭. જીવેશ્વર...લાર=આ જે સંસાર છે તે બ્રહ્મ–ચૈતન્યનાં જીવ તથા ઈશ્વર એવાં બે રૂપ ઉપર બંધાયેલો છે. જીવભાવ અવિદ્યા ઉપર અને ઈશ્વરભાવ વિદ્યા

નિત્યબંધન જીવે કે'વાય, તે ભજવા ઈશ્વરને જાય;
ઈશ્વર ભજતાં જીવ જ ટળે, નહિ તો બે સંસારે રળે. ૩૮
એમ અજાનું ચાલ્યું જાળ, વસ્તુ વિચારે આળપંપાળ;
જીવેશ્વર બે માયાએ ઘડ્યા, સ્વામીસેવક થૈ રડવડ્યા. ૩૯
કલ્પનામાત્ર જ કહિયે અજા, ચારે ખાણે તેની પ્રજા;
વસ્તુવિષે એકે નહિ દ્વંદ્વ, જે દીસે તે માયાફંદ. ૪૦

## દોહરા

શિ૦સ્વામી ! માયા એવી બળવતી, તે કોણે કરી ગુરુદેવ;
કે સ્વે સમર્થ છે અજા, કહો મુજને તેનો ભેવ. ૪૧

## ચોપાઈ

ગુ૦આરજ ! માયા સ્વે બળવતી, તે મિથ્યા હુતી થૈ છતી;
નામે તો છે પણ નહિ રૂપ, મોહ્યા સુર દાનવ મુનિ ભૂપ. ૪૨

---

ઉપર ઘડાયો છે. આવી ભેદની હાર ચાલી આવે છે. વસ્તુતઃ એક બ્રહ્મચૈતન્ય જ સત્ય છે. કર્મવિકર્મ=કર્મ, અકર્મ અને વિકર્મ એ ત્રણ કર્મના ભેદો છે. જુઓ ગીતા. ૩૮. ઈશ્વર... રળે=જો ઈશ્વર-ભાવને ભજવામાં આવે, તો જીવભાવ રળી જાય, પણ તેમ ન થાય, તો સંસારમાં મથ્યા કરવું પડે. ૩૯. અજા=માયા. જાળ=જાળું. વસ્તુબ્રહ્મનો વિચાર અનુભવતાં એ જાળ મિથ્યા ઠરી જાય છે. જીવ અને ઈશ્વર એ બન્ને માયાના થાપેલા છે. તેમાં જીવ સેવક થાય છે અને ઈશ્વર સ્વામી થાય છે. આ રીતે બંને રવડે છે. ૪૦. આ ઉદ્‌ભિજ્જ, અંડજ, સ્વેદજ :અને જરાયુજ એમ જે ચાર યોનિની પ્રજાઓ છે, તે બધી અજ-અજન્મા માયાની અનાદિ બ્રહ્મશક્તિની છે. જેમ અજા-બકરી-અનેક બચ્ચાંને જન્મ આપે છે, તેમ આ અજા-માયા-અનેક જીવોને જન્મ આપે છે. પણ બ્રહ્મવસ્તુમાં આવું કાંઈ પણ પ્રજા-માતાનું જોડકું નથી. આ તો બધી કલ્પના છે. એ બ્રહ્મમાં માયાનો કશોય ફંદ (ફાંસો) નથી. (જુઓ શ્વેતાશ્વતર ઉપનિષદ, ૪-૫) ૪૧. બળવતી=બળવાળી. ભેવ=ભેદ. રહસ્ય. ૪૨. દાનવ=રાક્ષસ.

## દોહરા

શિ૦ હરિ, હર, અજ, દાનવ, મુનિ સરખા મોહ્યા માય;
તો શો આશરો આહરો ? એ સંશય મનમાં થાય. ૪૩

## ચોપાઈ

ગુ૦જે પેરે માયા જાણી જૂઠી, ત્યારે પંચની છૂટે મૂઠી;
બુધની ધારા ટાળો કૂટી, અનુભવાનંદ આવે ઊઠી. ૪૪
જ્યારે અનુભવ ઊગ્યો કિરણી, ત્યારે કરશણુને તૂઠી ભરણી;
નિરાલંબ વસ્તુ આદરણી, પદ પ્રાપ્ત દીસે ન ધરણી. ૪૫
તજ્જ્ઞ ગગન ન દીસે વેહેરો, બ્રહ્મકવચ જાણીને પેહેરો;
દ્વૈતાદ્વૈતનો પરવાહ હેરો, ટળે ધ્યે-ધ્યાતાનો ચેહેરો. ૪૬
સંશયપણે સંસાર સવાયો, નિઃસંશે નહિ મૂળ ન પાયો;
નહિ હૂતું કોણે કોણ ગયો, એમ સમજે સંસાર શમ્યો. ૪૭

---

૪૪. પંચ=પંચમહાતત્ત્વો. મૂઠી=પકડ. બુધ=બુદ્ધિ. અનુભવાનંદ=બ્રહ્મવસ્તુના અનુભવનો આનંદ. માયા મિથ્યા છે એમ જણાયું એટલે પંચ ભૂતોના પ્રપંચની પકડ છૂટી ગઈ એમ સમજો. પછી બુદ્ધિ–મહત્તત્ત્વ અભિમાનની ધારાને કૂટી ટાળો–મારી નાખો એટલે બ્રહ્માનંદ ઝળકી ઊઠશે. ૪૫. કિરણી=કિરણવાળો, સૂર્ય. કરશણ=કણ, છોડ. ભરણી=ભરણી નક્ષત્ર. સૂર્યનો તાપ હોય અને ભરણી નક્ષત્ર હોય, તો છોડને વિકાસ મળે છે. તેમ અનુભવનો સૂર્ય ઊગ્યો હોય અને સાધનાનો યોગ હોય, તો સાધકને વિકાસ—સફળતા મળે છે. નિરાલંબ=સર્વનો આધાર એવી આધારરહિત બ્રહ્મ વસ્તુ. પદ=બ્રહ્મપદ. ધરણી=પૃથ્વી. ૪૬. તજ્જ્ઞ=નિષ્ણાત; બ્રહ્મવેત્તા. વેહેરો=ખાંચો, વાંધો બ્રહ્મકવચ=બ્રહ્મરૂપી કવચ-બખ્તર. દ્વૈતાદ્વૈત=દ્વૈત અને અદ્વૈત. પરવાહ=પ્રવાહ. હેરો=સૂક્ષ્મતાથી જુઓ. ૪૭. સંસાર સવાયો=સંસાર પ્રબળ રીતે હસ્તીમાં જોવામાં આવે છે. નિઃસંશે=સંશય ટળી જવાથી તે સંસારનું નામનિશાન પણ જડતું નથી.

જ્યાં કેવા ને સુણવા નથી, ત્યાં કલ્પના થાપી અણછતી;
તે કલ્પનાએ કર્યો સંસાર, પ્રકૃતિપુરુષકેરો વિસ્તાર. ૪૮

વાચારંભણ સાચું થયું, જ્યાં આપોપું વીસરી ગયું;
જ્યારે આપ સંભાળ્યું નરે, ત્યારે મુક્તિ પામ્યો પણ મરે. ૪૯

હોય આકાશમાં અંધકાર, ત્યારે ભાંગે ચક્ષુવ્યાપાર;
તે અન્ય પ્રપંચ કેમ દેખે મંધ્ય, જો પોતાનો ન દેખે પંધ્ય. ૫૦

મનોમય સઘળું મંડાણ, મનોમય પંડિતની વાંણ;
મનોમય આ ચૌદે લોક, મને રચિત તે સર્વે ફોક. ૫૧

મનવડે પંડિત બાંધે ગ્રંથ, મનવડે જ દર્શન ને પંથ;
મનવડે જોગી સાધે જોગ, મનવડે ભોગી માને ભોગ. ૫૨

મનથી ઈશ્વર, મનથકી જીવ, મન જેમ ઘાટ ઘડે ચક્રીવ;
મન મનમાં જ્યારે ગયું શમી, તારે તદ્રૂપી પ્રકૃતિ આથમી. ૫૩

---

૪૯. વાચારંભણ...થયું=વાચારંભણ એટલે વાણીથી આરંભાયેલો પદાર્થ. કારણ વસ્તુ સાચી અને કાર્ય એ વાણીએ સમજૂતી માટે ઊભો કરેલો પદાર્થ. માટી સાચું કારણ છે, અને ઘડા, કોડિયું વગેરે માટીના જે વિકારો છે તે વાચારંભણવાળાં કાર્યો છે. આ તો નામરૂપથી ભિન્ન પદાર્થો છે. બાકી, મૂળ કારણ માટીમાં કંઈ નવું તત્ત્વ આવ્યું નથી. આ પ્રમાણે જો કારણનું જ્ઞાન સમજાય, તો વાચારંભણવાળાં કાર્યો બદલાઈ જાય. કાર્યો કારણરૂપ છે, તેથી સાચાં સમજાય અને તેમનું આપોપું–ભિન્નતા ટળી જાય. આ માટે જુઓ છાંદોગ્ય ઉપનિષદ, અધ્યાય ૬. વણમરે મુક્તિ=જીવન્મુક્તિ. **૫૦.** ચક્ષુવ્યાપાર=આંખનું કાર્ય. **૫૧.** મનોમય=મનરૂપ. મંડાણ=ગોઠવણ. આ બધું મનની જ રચના છે, અને તે ફોક–જૂઠી છે. વાણ=વાણી. **૫૩.** ચક્રીવ=ચક્રીકઈવ=ચક્રી એટલે ચક્રવાળો=કુંભાર. ઈવ એટલે તેની માફક. કુંભાર જેમ ચાક ફેરવી ઘાટ ઘડે છે, તેમ મન પણ આ બધું કરે છે.

મદ્યપાની જો મધુ પી છકે, અણુછતો પ્રપંચ દેખે બકે;
માદક ઊતર્યો પાછો વળી, તારે મદરૂપી પ્રકૃતિ ટળી. ૫૪

તેમ મન તે માયા માયા મન, વહ્નિ જ્વાલા જ્વાલા તે અગ્ન;
અગ્નિમાંહી અગ્નિ ગયો શમી, શિખા તેજ માયા આથમી. ૫૫

તે માટે સત્યે સર્વથા, મન મરે પામે નહિ વ્યથા;
એમ જાણી જો ફીટી જાય, કોણ બીજો જે પૂંઠે ધાય. ૫૬

ત્યારે શિષ્ય પૂર્વપક્ષ કરે, સ્વામી મન અવતર્યું અવતરે;
ગુરુ કહે જો પરંપરા તન, ત્યારે અગ્રજ થાશે મન. ૫૭

તે ઉપર કહું તુજને સાખ્ય, દત્ત બોલ્યા તે હૃદયે રાખ્ય;
મહાનુભવનો અનુભવ જેહ, સમજી લેતાં ટળે સંદેહ. ૫૮

મનવડે મોક્ષ બંધ મનવડે, મનવડે માનવ નામ જ પડે;
જેવી જાયા તેવી દુહિતા, આલિંગનમાં પતિ ને પિતા. ૫૯

જાણે અર્થ સુભાષિત એહ, હવે કહું દત્ત બોલ્યા તેહ;
ગગનાકાર થાય જો જન, તો સર્વમાં મુખ્ય માનવું મન. ૬૦

---

૫૪. મદ્યપાની=મદ્ય–દારૂ પીનાર. મધુ=દારૂ. છકે=છાકટો થાય. માદક=કેફ. મદ=કેફ, ગાંડપણ. ૫૫. અગ્ન=અગ્નિ. શિખા=ચોટી, ગુણની કલગી. ૫૭. પૂર્વપક્ષ=વાદીનો પક્ષ. અગ્રજ=આગવું. ૫૯. જાયા=પત્ની, સ્ત્રી. દુહિતા=દીકરી. એક જ પુરુષ છે. તેને પત્ની ભેટે છે ત્યારે તે પતિ છે, પુત્રી ભેટે છે, ત્યારે તે પિતા છે. ૬૦. સુભાષિત=સુંદર ઉક્તિ. ગગનાકાર...મન=જો માણસ પોતાને ગગનાકાર–આકાશના જેવો આકારવાળો–ચિદાકાશરૂપ સમજે, તો એ આકાશમાં મન જ બધા પદાર્થો ઊભા કરે છે એમ એને સમજાય. એ રીતે મન જ મુખ્ય પદાર્થ છે, એવું તેને સમજાય. આમ મન એ ઉપાધિ જ છે, અને એ ઉપાધિ શમી જાય–જ્યારે મન અમન થઈ જાય ત્યારે સઘળો સંસાર શમી જાય.

મન પરમાત્મા થૈને રહે, મન પરમાર્થ સર્વે લહે;
તે માટે મનનું કૃત્ય તાત, મનઅમન એ મોટી વાત. ૬૧
તું કે'છે પરમાત્મા સત્ય, મન તો તેની સત્તાવૃત્ય;
સૈંધવ સત્તા સિંધુતણી, તેમ મન સત્તા હરિ તે ધણી. ૬૨
લવણ લવણને રૂપે રહે, સિંધુપણું તે તે કેમ લહે;
જ્યારે મીઠું ગયું ઓગળી, કોણ કહે મને વસ્તુ મળી? ૬૩
પંડિતજને કર્યો નિર્ધાર, મન વિના ક્યાંથો સંસાર?
મન કારણ એ સર્વે તણું, જુઓ વિચારી આપ આપણું. ૬૪
એ સાનને સમઝે સંતજન, ચિત્રવિચિત્ર જે દેખે મન;
તે મન જ્યાં સુષુપ્તિમાં શમે, ચેતન તહાં સદોદિત રમે. ૬૫
મન લખે છે અવસ્થા ચાર, સજે તહાં સહેજે સંસાર;
જ્યારે મન વિચિત્ર મૂકી રહે, ત્યારે 'અમન' એવી સંજ્ઞા વહે. ૬૬
અમનતા પામ્યું જે મન, જેમ સાગરને તટસ્થ જન;
તે સાગરને દેખે તોય, ભૂવિકારથી અવળો નોય. ૬૭
કહું દૃષ્ટાંત તેનું વળી સાર, કોઈક જન જૈ બૂડ્યો વાર;
જઠતા પામ્યો મૃત્યુએ કરી, તેમ મનને સંસ્રત્ય વીસરી. ૬૮

---

૬૧. પરમાર્થ=સત્ય. મનઅમન=મનને અમન કરવું–મનનો નાશ કરવો એ જ મોટી વાત છે. ૬૨. સત્તાવૃત્ય=સત્તાની વૃત્તિ. સૈંધવ=સિંધુને લગતી, દરિયાની. ૬૩. લવણ=મીઠું. ૬૫. સાન=સંજ્ઞા, અણસાર. ચિત્રવિચિત્ર=જાતાજાતનું. સુષુપ્તિ=નિદ્રાવસ્થા. સદોદિત=સદા ઉદિત બ્રહ્મ. ૬૬. લખે=લક્ષે. અવસ્થા ચાર=જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુર્યા. એ મન જ્યારે ચિત્ર–વિચિત્રતા–વાસનાના રંગને–મૂકી દે છે, જ્યારે તે નિર્વાસન થાય છે, ત્યારે તેને 'અમન' નામ આપવામાં આવે છે. સમનથી સંસારની સ્થિતિ છે, અને અમનથી સંસારનો નાશ છે. ૬૭. અમનતા=વાસનારહિતપણું. તટસ્થ=કિનારે ઊભેલો. તોય=તોપણ. ભૂવિકાર=પૃથ્વીના વિકાર–ફેરફાર. ૬૮. વાર=પાણી. જઠતા=જડતા. સંસ્રત્ય=સંસૃતિ, સંસાર.

## દોહરા

૬૦ સ્વામી ! એ સંશય મોટો મુજને, સંસૃતિ વીસરે જન;
તેને દેહધારીસમ દેખિયે, તે કેમ ચાલે છે તન. ૬૯

## ચોપાઈ

૭૦ વાસનાલિંગ જેનું જ્યાં ગળ્યું, તેને ત્યાં અવલંબન ટળ્યું;
સ્વેચ્છાચારી પોતે થયો, મુક્તિબંધ તેનો ત્યાં ગયો. ૭૦

જે સંસ્કારે થયું તું તન, તે ઇચ્છા થૈ વિસર્જન;
થયો અણુલિંગી કહું વૃત્તાંત, તે સમજે જે હોય ધીમંત. ૭૧

જેમ સૂકું પત્ર તરુથી ખરે, પવન જોગે પૃથ્વી પર ફરે;
પવન થંભે તો તે સ્થિર થાય, નૈં તો જળ થળ વાયે જાય. ૭૨

આપ મુક્તિ નહિ ને નહિ બંધ, જેમ રે' દ્વૈતાદ્વૈત કબંધ;
તેમ તજજ્ઞને અન્ય ન સ્ફુરે, જગત જાણે જે બોલે ફરે.

---

૬૯. દેહધારી સમ=દેહને ધારણ કરનારા જેવો. ૭૦. અવલંબન=આધાર. સ્વેચ્છાચારી=ઇચ્છા પ્રમાણે વર્તનારો. મુક્તિબંધ=મોક્ષ અને બંધન. ૭૧. સંસ્કાર=વાસનાનું રૂપ. વિસર્જન=દૂર થઈ. ધીમંત=બુદ્ધિમાન. ૭૨. તરુ=ઝાડ. પવનજોગે=પવને કરીને. વાયે જાય=પવનથી ઊડે. ૭૩. આપ...કબંધ=જેનું વાસનાલિંગ શરીર શમી ગયું છે, તે અનુભવી પુરુષ મુક્ત કહી શકાય નહિ, કે બંધનમાં પડેલો પણ કહી શકાય નહિ. એ તો માથું છૂટું થતાં, કોઈ વીરનું ધડ (કબંધ) જેમ જુદ્ધમાં ઝૂઝે છે, તેમ દ્વૈત–અદ્વૈતનો ભાસ આપતો તે રહે છે. એટલે કે, આ અનુભવી જીવ વ્યવહાર કરે છે તેથી તે દ્વૈતવાળો છે, અને અંદરથી તેને કોઈ પદાર્થ સ્ફુરતો નથી, તેથી તે અદ્વૈતવાળો છે. તજજ્ઞ=બ્રહ્મવેત્તા—તેને અંદરથી કોઈ પદાર્થ સ્ફુરતો નથી. માત્ર જગત એને બોલતો અને ફરતો જુએ છે.

જેમ સ્ફટિક નિકટ બહુ રંગ, તે પ્રતિબિંબે મણિને અંગ;
મણિ મધ્યે એકે નહિ વાન, જોગ મળે ભાસે પ્રતિભાન. ૭૪

તજજ્ઞ સ્ફટિકની પેરે સદા, લિંગ વિના શ્યે લાગે દધા;
વસ્તુમાં ઉત્પત્તિલય નોય, લક્ષાલક્ષવિવર્જિત હોય. ૭૫

इतिश्रीगुरूशिष्यसंवादे ज्ञाननिर्वेद योगोनाम द्वितीयखण्डः ॥२॥

---

૭૪. સ્ફટિક=સ્ફટિકમણિ નિકટ=પાસે. બ્રહ્મવેત્તા સ્ફટિક-મણિ જેવો છે. જેમ સ્ફટિકમણિની પાસે કોઈ રંગવાળી ચીજ મૂકીએ, તો મણિમાં તે રંગનું પ્રતિબિંબ પડે છે. ખરી રીતે, મણિમાં તો કોઈ વળી–રંગ–છે જ નહિ. તે તો શુદ્ધ જ છે. આ તો સામી વસ્તુના જોગથી તે પ્રતિભાન–પ્રતિબિંબ પાડે છે.
૭૫. શ્યે=શાને. દધા=ઉપાધિ. લક્ષાલક્ષવિવર્જિત=લક્ષ્ય અને અલક્ષ્યથી રહિત.

## દોહરા

ગુ૦ વસ્તુવૈરાગ હવે વર્ણવું, જેણે જાયે દ્વૈત;
જીવઈશ્વર પદ પ્રીછતાં, સ્વે ભાસે અદ્વૈત. ૧

જીવ કશો ઈશ્વર ક્વણ, ક્વણ વિશેષણ તેહ;
શિષ્ય એ સ્થળને પ્રીછતાં, ટળે સર્વ સંદેહ. ૨

## ચોપાઈ

સાંભળ સંમત કહું તુજ અંગ ! શંકરભાષ્ય તણો જે રંગ;
તીવ્રબુદ્ધિએ કરજે ગ્રહણ, મહાપુરુષ બોલ્યા જે વયણ. ૩

## દોહરા

જીવ ઈશ્વર ત્યાંએ કહ્યાં, હવે કહું પરબ્રહ્મ;
શિષ્ય એ સ્થળને પ્રીછતાં, દીસે જેમ છે તેમ. ૪

સુલભ મારગ સંતનો, જહાં કાયક્લેશ ન કોય;
સમજણ સાધન સાધતાં, સ્વયંપ્રકાશ જ હોય. ૫

મહા અનુભવ મહંતનો, જે જુએ જંત વિચાર;
જેમ સેજે સુવર્ણ ઊપજે, પારસને પ્રતીકાર. ૬

---

મુક્ત=મોક્ષ પામેલો. મુમુક્ષુ=મોક્ષની ઇચ્છાવાળો. ૩. શંકરભાષ્ય=બ્રહ્મસૂત્ર–વેદાન્ત–ઉપર આદ્ય શંકરાચાર્યે કરેલું ભાષ્ય. આ શારીરક ભાષ્યને નામે ઓળખાય છે. રંગ=એ ભાષ્યમાં બ્રહ્મ વસ્તુને જે રીતે નિરૂપવામાં આવી છે, તે. વયણ=વચન. ૫. સુલભ=સહેલો. સ્વયંપ્રકાશ=પોતે પોતાની મેળે પ્રકાશતો પરમાત્મા. ૬. પ્રતીકાર=ઉપાય.

## ચોપાઈ

કાર્યોપાધિતણું નામ જીવ, કારણોપાધિ ઈશ્વર સદૈવ;
જીવેશ્વરનું કારણ જેહ, પરબ્રહ્મ ત્યાં કહિયે તેહ. ૭
હેતુ વિના બ્રહ્મ કારણ સદા, નભ વરતે ઊતરે બહુ દધા;
ધૂળ ધૂમ્ર ઘન ઊપજે શમે, નભ અવકાશ વિના ક્યાં રમે? ૮
વ્યોમવિષે સંભવે નહિ માન, કારણબ્રહ્મ તે એમ નિદાન;
એ ઉપરે દૃષ્ટાંત જ સાર, એમ ગણવો વસ્તુનિર્ધાર. ૯
રવિકિરણે જળ ઊંચું ચડે, મેઘબિંદુ થઈ પૃથ્વી પડે;
જોતાં તે દિનકર પ્રપંચ, સેજે ઈશ્વર સૂર્યનો સંચ. ૧૦
પણ કિરણે આદર નૈં કશો, સત્તાભેદ તે માંહી વશ્યો;
જીવ ઈશ્વર બ્રહ્મને વિષે, વ્યોમચિત્ર માયા રહી લખે. ૧૧

## દોહરા

શિ૦ જીવઈશ્વરપદ પ્રીછતાં, વિધિ આવી સઘ હાથ;
વળી વિશેષે કહો મુજને, જે સંશે પડે સહુ સાથ. ૧૨

---

૭. કાર્યોપાધિ=કાર્યરૂપી ઉપાધિ. કારણોપાધિ=કારણરૂપી ઉપાધિ, પરબ્રહ્મ એ જીવ અને ઈશ્વર બંનેનું કારણ છે. ૮. નભ=આકાશ. વરતે=રહે. ધૂમ્ર=ધુમાડો. ઘન=વાદળું. અવકાશ=ખાલી જગા. ૯. વ્યોમ=આકાશ. માન=ઉપાદાનકારણ. આકાશમાં ઘણીવાર ધૂળ, ધુમાડા વગેરે થાય છે. આમાં આકાશ એ ધૂળ વગેરેનું ઉપાદાનકારણ નથી, છતાં એ તેમનું આધાર (અધિષ્ઠાન) કારણ છે. તેજ પ્રમાણે બ્રહ્મ આ વિશ્વનું ઉપાદાન કારણ નથી, છતાં તેનું નિદાન (અધિષ્ઠાનકારણ) છે. વસ્તુ નિર્ધાર=વસ્તુનો નિશ્ચય. ૧૦. રવિકિરણે=સૂર્યના કિરણથી. દિનકર=સૂર્ય. તેજ પ્રમાણે આ પ્રપંચ ઈશ્વરરૂપી સૂર્યનો સંચ–ગોઠવણ–છે. ૧૧. સત્તાભેદ=સત્તાનો ભેદ, સત્તાનું રહસ્ય.

## ચોપાઇ

ગુ૦કાર્યોપાધિ કહિયે જંત, કારણ ઇશ્વર એ વેદાંત;
જીવ વિષયનો વ્યસની ઘણો, સાધે ઉપાધિ ઇશ્વર તણો. ૧૩
ભોગભાવના ઇચ્છે બહુ, ઇશ્વર અધિષ્ઠાન માન્યું સહુ;
સદા જંતુની એવી રીત, તેણે ચાલ્યું જાયે દ્વૈત. ૧૪
ભોગભાવના જ્યારે ગળે, ત્યારે દ્વૈત આફણિયે પળે;
ટળે ઉભયથા તો એ બ્રહ્મ, વસ્તુ જાણવા એ અનુક્રમ. ૧૫
પતિત પુરંજન કર્મ જ કરે, વિદ્યાઅવિદ્યાને અનુસરે;
પ્રત્યક્ષ આપ ન દેખે વસ્ત, જેને નહીં ઉદે ને અસ્ત. ૧૬
તે ચિદ્રૂપ અવસ્થા ફરી, જ્યારે અવિદ્યા અળગી કરી;
વળી વળી તે કરે ઉપાય, જેણે જીવ જાડેરો થાય. ૧૭

## દોહરા

શિ૦ એ સંશય સદ્ગુરુ મને, જો છે જીવ ચિદ્રૂપ;
તો કાં અવિદ્યાએ આવર્યો, ભિક્ષુક કાં થયો ભૂપ? ૧૮

## ચોપાઇ

ગુ૦આરજ! એ મોટો આલોચ, એ જ સ્થળે ઉદિયો છે શોચ;
ઘણી સંગ જાળવણી પુત્ર! તેથી વસ્તુ પ્રીછે સૂત્ર. ૧૯

---

૧૪. ભોગભાવના=વિષયભોગ ભોગવવાની વાસના. જ્યારે જીવની વિષયભોગ ભોગવવાની વાસના શમી જાય છે, ત્યારે આપોઆપ દ્વૈત શાન્ત પડે છે. પછી, એક બ્રહ્મ જ રહે છે. ૧૬. પતિતપુરંજન= દેહરૂપી ઉપાધિમાં પડેલો જીવ; શરીરાત્મા. પુરંજનના રૂપક માટે જુઓ ભાગવત, સ્કંધ ૪, અધ્યાય ૨૫–૨૯. ૧૭. ચિદ્રૂપ... અળગી કરી=જ્યારે જીવ અવિદ્યાને સ્વીકારી બેસે છે, ત્યારે તેની ચિદ્રૂપ અવસ્થા ઉલટાઈ જાય છે. પછી, જીવ કર્મ અને ઉપાસના વગેરે ઉપાયો કરે છે, તેથી એનું જીવપણું જાડેરું (ગાઢ) થાય છે. ૧૮. આવર્યો=ઢાંક્યો. ભૂપ=રાજા. ભિક્ષુક=ભિખારી. ૧૯. આરજ=આર્ય, સુસંસ્કૃત. આલોચ=જોવાની વાત. ઉદિયો=ઊગ્યો, ઊઠ્યો. સૂત્ર=સૂઝ.

વસ્તુવૈરાગ્ય હોય જો મન, તો વસ્તુ પ્રીછી લે જન;
અંતે સૂક્ષ્મ સમજવી તાત ! તે જ બુદ્ધિ હોય સાક્ષાત. ૨૦
પ્રત્યક્ષ વસ્તુ ન દેખે તેહ, જેને દૃશ્ય ઘણી છે દેહ;
દૃશ્ય નિવારે તો છે રામ, સ્વે પદ આપ તુરીયા ધામ. ૨૧

## દોહરા

રૂપ વસ્તુ વૈરાગ્યનું, સાંભળ કહું તુજ તન;
અચવ્યું આપ વિચારતાં, નામ ટળે પુરંજન. ૨૨

## ચોપાઇ

અચવ્યું આપ જાણી જે એહ, પિંડબ્રહ્માંડ ન દીસે દેહ.
સોહંલગી જે અધ્યાસ, તે જેવો *ખ-પુષ્પનો વાસ. ૨૩
જહાં અહંભાવ નહિ લવલેશ, આપ વિના ત્યાં શો ઉદ્દેશ?
ગર્ભ નથી કોઈ આવ્યો જન, તેનું શું કલ્પે કહો મન? ૨૪
તજ્જ્ઞતણો લક્ષ એવો હોય, સ્વપરભાવથી નહીં ત્યાં લોય;
વણ સંકલ્પે લક્ષ એ નિત્ય, જ્યાં નહિ કાળકર્મની વૃત્ય. ૨૫

---

૨૧. દૃશ્ય=જગત. નિવારે=અટકાવે, દૂર કરે. તુરીયા ધામ= તુરીયાવસ્થાનું સ્થાન. ૨૨. અચવ્યું=ચવાયા વિનાનું, અચ્યુત. પોતાનું સ્વાભાવિક સ્વરૂપ વિચારવામાં આવે તો પુરંજન (જીવ) નામ ટળી જાય-ત્યાં નિરંજન આત્મા આવે. ૨૩. સોહંલગી=सः अहं-તે હું છું-એવો અદ્વૈતનો અનુભવ જાગે ત્યાં સુધી. અધ્યાસ=મિથ્યાત્વનું રૂપ. ખપુષ્પ=આકાશમાંનું ફૂલ. આ ફૂલ જ નથી, તો તેની વાસ ક્યાંથી? તેમ આ જગતાદિ જન થી, તો પછી એનાં નામરૂપ ક્યાંથી? ૨૪. અહંભાવ=હુંપણાનો ભાવ, અભિમાન. ગર્ભ... મન=જે માણસ ગર્ભમાં જ આવ્યો નથી-જન્મ્યો જ નથી, તેને વિષે મન શું કલ્પવાનું હતું? ૨૫. સ્વપરભાવ=પોતાનું અને પારકું એવો ભાવ. લોય=જુએ. વૃત્ય=વૃત્તિ.

તેહતણું તુજ કહું દૃષ્ટાંત, જુઓ વિચારી મનશું સંત!
જેમ નર એક બેઠો મહાતમ, તે નિજ દેહ ન દેખે જેમ. ૨૬
ભૂષણભૂષિત સઘળું અંગ, અશનવસન નાનાવિધ રંગ;
તેમ બુદ્ધનેત્ર છે વર્દ્ધમાન, પણ કાંઈ ન દેખે તે રજમાન. ૨૭

### દોહરા

શિ૦તજ્જ્ઞતણું ત્યાં વપુ અશું, જ્યાં ચઞ્યું ન દીસે આપ;
બીજો નહિ કોય તેહને, તો કોણ કરે નિજ થાપ? ૨૮

### ચોપાઈ

ગુ૦તજ્જ્ઞતણી તે વાત અગાધ, સ્વલ્પ બુદ્ધે તે નાવે સાધ;
કુશાગ્ર બુધ્યે કરીને તાત, સ્થિતપ્રજ્ઞની સાંભળ વાત. ૨૯
પદારથ પદથી નહિ ભિન્ન, નહી સમાધી ન મળે મન;
તેને વાક્ય બોલતો ગણો, તે ઉપર જ દૃષ્ટાંત જ સુણો. ૩૦
મહા સુભટ ભણ્યા હોય ભોમ, હિંકવાનાદ રહે તે વ્યોમ;
જદપિ કાળ અતિક્રમ મધ્ય, તોય સ્ફૂર્ણ મહીમાં કે વધ્ય. ૩૧
અણુલિંગીનું એવું ધામ, પ્રપંચપ્રલય કરે નહિ કામ;
સમ્યક કાઢી ન શકે કોય, વસ્તુરૂપનો મહિમા જોય. ૩૨

---

૨૭. ભૂષણ ભૂષિત=ઘરેણાંથી શણગારેલું. અશનવસન=ખાન-પાન અને વસ્ત્ર. નાનાવિધ=જાતજાતના. બુદ્ધનેત્ર=જ્ઞાનની આંખવાળો. વર્ધમાન=વધતુ. રજ=જરા પણ. ૨૮. વપુ=શરીર. અશું=એવું. ૨૯. અગાધ=ઊંડી. બુદ્ધે=બુદ્ધિથી. સાધ=સાધ્ય. કુશાગ્ર બુધ્યે=દર્ભની અણી જેવી તીણી બુદ્ધિથી. તાત=પ્રિય પુત્ર! સ્થિતપ્રજ્ઞ=જેની પ્રજ્ઞા (બુદ્ધિ) સ્થિર છે, તે. સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો માટે જુઓ ભગવદ્ગીતા-ના બીજા અધ્યાયના છેલ્લા ૧૭ શ્લોકો. ૩૧. મહાસુભટ… વ્યોમ= કોઈ મહાન સુભટ ભોમ (પૃથ્વી) ઉપર મોટેથી ભણે અને તેનો હોકારો (હિંકવાનાદ) આકાશમાં ફરી વળે, તેમ સ્થિતપ્રજ્ઞ બોલે છે. જદપિ=યદ્યાપિ, જોકે. અતિક્રમ=ઉલ્લંઘન.

વસ્તુવૈરાગ્યનું એ ત્યાં રૂપ, જે વેત્તા તે વસ્તુસ્વરૂપ;
વસ્તુવૈરાગ્ય ન રોપ્યું અંગ, હવે કહું તેં જે પૂછ્યું વ્યંગ. ૩૩

## દોહરા

શિ૦ સ્વામી ! તમો એમ ઓચર્યા, સાખ્ય વસિષ્ઠ સહિત;
જે છહું કાંઈ મળે નહીં, સર્વે પંચભૂત અદ્વૈત. ૩૪

તો સ્વામી ! વૈકુંઠને, કેમ બેસાર્યું ઘાટ?
કેમ પંચભૂત જાણી રહું, જેમ પ્રભુ દેખાડો વાટ. ૩૫

## ચોપાઇ

ગુ૦ આરજ ! તુજને શો સંદેહ, શબ્દે કરી બોલીજે જેહ;
મન સંકલ્પી શકે જે વસ્ત, મન મરતે તે પામે અસ્ત. ૩૬

મન મારીને જોને તાત ! પછી કેજે મને તેની વાત;
શિષ્ય કે વાચારંભણતણું, ગુરુ કહે વાત વિચારે ઘણું. ૩૭

સાંભળ તુજને કહું વૈકુંઠ, જ્યારે મન ભાંગી ઉત્કંઠ;
નૈરાશી મન નિર્લિંગનિરાળ, જહાં ન લાધે કર્મ ને કાળ. ૩૮

---

૩૩. વસ્તુ વૈરાગ્ય=પરમ વસ્તુ–બ્રહ્મ–સચ્ચિદાનંદ એકરસ છે, અને જીવ–ઈશ્વરનો ભેદ વાસ્તવિક નથી. આવી સમજણ સાથે સર્વ પ્રપંચમાં વૈરાગ્ય સિદ્ધ કરવો, તે વસ્તુ-વૈરાગ્ય છે. આ વૈરાગ્ય ઉપર તત્ત્વજ્ઞાનની નિષ્ઠા છે. બીજા ખંડમાં કવિએ જ્ઞાનનિર્વેદ—પાંચ ભૂતોના વિકારોનું જ્ઞાન થવાથી થતો વૈરાગ્ય–કહ્યો છે. એ ખંડમાં જે વૈરાગ્ય કહ્યો છે, તે વિવેકથી આવે છે અને એના ઉપર તત્ત્વજ્ઞાનના ઉદયનો આધાર છે. આમ, જ્ઞાનનિર્વેદ અથવા અપર વૈરાગ્ય અને વસ્તુવૈરાગ્ય અથવા પરમ વૈરાગ્ય એ બે વિના તત્ત્વજ્ઞાન ઊગતું નથી, અને ટકતું નથી. વેત્તા=જાણનાર. વ્યંગ=કટાક્ષ. ૩૪. સાખ્ય=સાખ, સાક્ષી.૩૮. ઉત્કંઠ=ઉત્કંઠા. નૈરાશી=આશારહિત. નિર્લિંગી=લિંગ વિનાનું. નરાળ=નિરાળું.

કાળ ન લાગે તે નિજધામ, બાહેર વાચારંભણ નામ;
જગત જાણે તે વૈકુંઠ નોય, તહાં તો ગુણની વૃત્ય જ હોય. ૩૯
જો જયવિજય જહાંથી પડયા, તે જીવ થૈ પૃથ્વી રડવડયા;
સાથે હરિએ ધર્યો અવતાર, જોઇએ ત્યાં લિંગતણો વ્યાપાર. ૪૦

## દોહરા

શિ૦ હે સ્વામી ! સદ્ગુરુ તમો, અંતરજામી રામ;
લિંગ તે શું ? લિંગ કેમ ટળે ? તે દેખાડો મુજ ઠામ. ૪૧

## ચોપાઈ

ગુ૦ શિષ્ય ! હવે સુણી લે તું વિચાર, એ કથતાં લિંગ કહિયે ચાર;
ઉગ્ર બુદ્ધે જે ગ્રહે છે તેહ, વેદે આઢ્ય કહી છે જેહ. ૪૨
કારણને મહાકારણ લિંગ, સ્થૂળ સૂક્ષ્મ એ ચાર પ્રસંગ;
કહું એક સમરસ રે' મળી, ઉગ્ર બુધ્યે ભિન્ન કાઢે કળી. ૪૩
મહાકારણ કૈવલ્યદેહ સદા, જેને અસિપદ વેદે વદ્યાં;
કારણદેહ ઈશ્વર તું જાણ, જે પરમાત્મા નામ પ્રમાણ. ૪૪

---

૩૯. જગત... હોય=જ્યારે મન મરી જાય છે અને સ્વરૂપમાં સ્થિતિ થાય છે, ત્યારે વૈકુંઠ છે. જગત જેને વૈકુંઠને નામે ઓળખે છે, તેમાં તો ત્રણ ગુણની વૃત્તિ અથવા પરિણામો છે. જે વિષ્ણુનું પરમ ધામ છે, તે વૈકુંઠમાં ગુણોનું રૂપ જ નથી. ૪૦. જયવિજય=વિષ્ણુલોકના બે દ્વારપાળો. એમને હિરણ્યાક્ષ ને હિરણ્યકશિપુ થઇને અવતરવું પડયું હતું. એ સાથે હરિને પણ નરસિંહ અવતાર લેવો પડ્યો હતો. જુઓ ભાગવતમાં આ વિષેની કથા. ૪૧. ઉગ્રબુધ્યે=ઉગ્ર બુદ્ધિથી. ૪૩. કહું...કળી=સ્થૂળ, સૂક્ષ્મ. કારણ અને મહાકારણ એ ચાર દેહ. આમાં છેલ્લું મહાકારણ એ કૈવલ્યપદ છે. આ દેહમાં બ્રહ્મચૈતન્ય સમરસભાવે રહેલું છે. અને તીણી બુદ્ધિવાળાઓ તેને જુદું તારવી સમજી શકે છે. ૪૪. અસિપદ='છે'નું પદ.

સૂક્ષ્મદેહ જીવાત્મા નામ, જેને ધર્માર્થ મોક્ષ ને કામ;
ચોથું કહિયે સ્થૂળશરીર, જે ક્ષણુભંગ પ્રમાણે ધીર. ૪૫

ચારે દેહ સમજે ધીમંત, સમજે આવે લિંગનો અંત;
પંચીકરણુનો જાણે સંચ, પ્રીછ પડીને પડ્યો પ્રપંચ. ૪૬

## દોહરા

શિ૦ મંદબુદ્ધિ મહારાજ હું, અને એ તો વાત અગાધ;
વિધે કરીને વિકાસિએ તો, કાંઈ હોય બુધ્ધ્ય સાધ. ૪૭

## ચોપાઈ

ગુ૦ ભલીપેરે મેં તુજને કહ્યું, હું જાણું છું તે તેં લહ્યું;
બીજે પક્ષે કહું છું વળી, ઉગ્ર બુધ્ધ્યે લેજે સાંભળી. ૪૮

પહેલો કહ્યો જે કેવળદેહ, તે સ્વતંતર નિઃસંદેહ;
પરમ ચેતનની શી કહું જુક્તિ, ઈશ્વરદેહ જેની સહજ શક્તિ;

ઈશ્વરદેહ તે ચેતન અંગ, તેની છાયા વાસનાલિંગ;
વાસનાથી તે ભૌતિક પિંડ, જે નાનાવિધ દીસે ખંડ. ૫૦

પંદર તત્ત્વની ભૌતિક કાય, નવ તત્ત્વે વાસનાલિંગ થાય;
ચૈતન્યમાત્ર તે ઈશ્વરવપુ, ષડ્વિંશક મહાવિષ્ણું જપુ. ૫૧

મહાકારણુ પરમ ચૈતન્યદેહ, વાણીમાંહી ન આવે તેહ;
પરાત્પર પરબ્રહ્મ અગાધ, કેમ હોય મનબુદ્ધિ સાધ્ય. ૫૨

---

૪૫. ધર્માર્થ=ધર્મ અને અર્થ. ક્ષણુભંગ=ક્ષણુમાં ભાંગે એવું. ૪૬. ધીમંત=બુદ્ધિમાન. ૪૭. વિધે કરીને=વિધિપૂર્વક, સમજ પાડીને વિકાસિયે=વિકસાવીએ, સ્પષ્ટ કરીએ. ૫૧. પંદર...જપુ=સ્થૂલ દેહમાં પંદર, લિંગદેહમાં નવ, કારણુમાં એક અને મહાકારણુમાં એક એમ છવીસ તત્ત્વો છે. ચૈતન્યમાત્ર=કારણ–દેહ. કેવલ દેહમાં મહાવિષ્ણુ છે.

## દોહરા

શ૦ ચારે દેહે એક દેહ જે તે, તમો દેખાડી વિધ્ય;
આપે આપ જાણે નહીં, એ શું પ્રગટ્યું મધ્ય. ૫૩

## ચોપાઈ

ગુ૦ હવે શિષ્ય તું તત્પર થા, વસ્તુ વિચારતણે ઘર જા;
વિનાવિચારે રે' છે આઢ્ય, થા તત્પર ને સંશય કાઢય. ૫૪

વસ્તુતણી પક્ષેથી કહું, જેવું હું બુદ્ધિમાને લહું;
આ મારે તો જગત જ નથી, તો અજ્ઞાન કેને કહું કથી ? ૫૫

## દોહરા

શ૦ ઢીઠપણે કરીને કહું, બાળકબુદ્ધે પ્રશ્ન;
અનુભવસાગર રાય છો, ત્યાં ટાળવા હીંડું ઉષ્ન. ૫૬

ગુ૦ પૂછી પુત્ર નિઃશંક થા, શંકે કાં તું વીર !
મહા અનુભવ તો ઊપજે જો, કહિયે સુણિયે ધીર ! ૫૭

શ૦ રાય ! કહો છો તહાં નથી, જગતતણો લવલેશ;
તો શિષ્યગુરુ ક્યાંથી થયા, ક્યાંથો ફળ્યો ઉપદેશ ? ૫૮

## ચોપાઈ

ગુ૦ પહેલો જે વંધ્યાસુત કહ્યો, તે શું તુજને વીસરી ગયો;
મિથ્યાને માન્યું છે સત્ય, તેણે તને ઊકલે છે જુક્ત. ૫૯

સોળે અંશે જૂઠો થાય, અન્ય ન રે'તો ક્યાં મન જાય;
મિથ્યાને મિથ્યા થયું સત્ય, તેને અનોપું માન્યું નિત્ય. ૬૦

---

૫૩. ચારે...તે=એ ચારે દેહમાં એક મહાવિષ્ણુ જ છે–તેની જ સત્તા છે. ૫૬. ઢીઠપણું=શરમ છોડીને. બાળક બુધ્યે=બાળકના જેવી નાદાન બુદ્ધિથી હીંડું=ચાહું. ઉષ્ન=ઉકળાટ. ૫૭. શંકે=શંકા કરે.

## દોહરા

શિ૦ મિથ્યાની જે મન વિષે, ખરી બંધાણી જાડ્ય;
પ્રભુ પધારી અંતરે કાંઈ, કૃપા કરીને કાડ્ય. ૬૧

## ચોપાઈ

ગુ૦ સંતજનોનો કરતાં સંગ, સાહસપણું બૌ ઊપજે અંગ;
સાધુપુરુષની સંગત સાર, મનવૃત્તિ હોય બ્રહ્માકાર. ૬૨
જ્ઞાતાને સંગે નિર્ધાર, ઉજ્જ્વળ બુધ હોય વણપ્રતીકાર;
લોભ મોહાદિક મળે છે જેહ, ઉજ્જ્વળને ત્યાં ન છબે તેહ. ૬૩
શીતતણી વ્યાપત હોય ઘણી, સંગત કીજે વહ્નિતણી;
તો હિમે કંપે નહિ અંગ, એમ કરે સજ્જનનો સંગ. ૬૪
તજ્જ્ઞતણો સાંભળ મહિમાય; કીજે સંગ તો શું શું થાય;
ખટ ધાતુ પારસને મળે, મૂળરૂપ તેનું નવ ટળે. ૬૫
હલકે મૂલ્ય હતું જે લોહ, કુંદનનો દેખાણો મોહ;
કઠણ લોહ જે ભયાનક હતું, તે સર્વાંગે થયું શોભતું. ૬૬
જેમ પારસ તેમ જ્ઞાતા જન, મૂળગાં તે મુકાવે ચેન;
જીવ ટાળીને સ્વે શિવ કરે, તજ્જ્ઞ પુરુષ એ મહાતમ ધરે. ૬૭
જે કરે આપસરીખો તાત, એ બ્રહ્મવેત્તાની મોટી વાત;
તે માટે કરવો સત્સંગ, તો સમજીએ વસ્તુ પ્રસંગ. ૬૮

## દોહરા

શિ૦ તજ્જ્ઞપુરુષ તે કહો કિયા, અને તજ્જ્ઞતણી કાંઈ જાત;
શે એંધાણે ઓળખું, તેની કયા ચિહ્નની ભાત? ૬૯

---

૬૧. જાડ્ય=જડતા. ૬૩. વણપ્રતીકાર=ઉપાય વિના, સહજ રીતે. છબે=અડે. ૬૪. વ્યાપત=વ્યાપ્તિ ફેલાવો. હિમે=ઠંડીથી. ૬૫. ખટધાતુ=છ ધાતુ. ૬૬. કુન્દન=સોનું. ૬૭. ચેન=ચિહ્ન.

ગુ૦ તત્ત્વદર્શી મહાપુરુષની, નાત નોય નોય વર્ણ;
પ્રપંચ પક્ષે પેખતાં, બુદ્ધિ ન પામે ધર્ણ. ૭૦

## ચોપાઈ

જોશે એંધાણ જો દેહતણાં, તો તું ભટકીશ હજી ઘર ઘણાં;
દેહધરીને ચિહ્ન જ ઘટે, મૂકી બ્રહ્માંડ તજ્જ્ઞ આઘો વટે. ૭૧
પ્રપંચને યોજતાં પુત્ર, નહિ પામે જ્ઞાતાનું સૂત્ર;
સંશય ઊપજે તો વળી દાખ્ય, એ ઉપર કહું તુજને સાખ્ય. ૭૨
શિષ્ય જોને શુક જોગી હવા, તત્ત્વદર્શી મહામોક્ષ પાકવા;
કૃષ્ણ ભોગીમાં પહેલાં ખરા, તત્ત્વદર્શી તે થયા ઉફરા. ૭૩
રામ જનક તે કર્તા રાજ, તત્ત્વદર્શીનાં કીધાં કાજ;
કર્મકાંડમાં મુખ્ય વસિષ્ઠ, તત્ત્વદર્શી માંહી તે શિષ્ટ. ૭૪
ગુરુ કહે શિષ્ય ! સાંભળ તાત, પાંચેની જો વિચારી વાત;
લક્ષ એકને વિચરણ અલગ, થાય ધીમંત તે ગ્રહે સળંગ. ૭૫
તજ્જ્ઞ નામ તે માટે વીર, જેને લક્ષમાં નથી શરીર;
સ્વપ્નમાત્ર જ્યાં નથી પ્રપંચ, ત્યાં તેને કેમ લાગે અંચ ? ૭૬
તેહતણું તુજ કહું દૃષ્ટાંત, જો તું મન આણે એકાંત;
ગૌર શ્યામ પાંડુવર્ણો પુરુષ, તેની છાય નોય દેહસદૃશ. ૭૭

---

૭૦. ધર્ણ=ધરણી. ૭૩. શુક=શુકદેવ. તત્ત્વદર્શી=બ્રહ્મતત્ત્વને જોનારા. મહામોક્ષ=મોટો મોક્ષ. પાકવા=પાકા. ભોગીમાં પહેલા=સૌથી વડા ભોગી. તે કૃષ્ણ સૌથી ઉપરના (ઊફરા) તત્ત્વદર્શી થયા. ૭૪. શિષ્ટ=ઉત્તમ. ૭૫. લક્ષ...સળંગ=શુકદેવ (યોગી) કૃષ્ણ (ભોગી) રામ (દેહી) જનક (વિદેહી) અને વસિષ્ટ (કર્મઠ) એ પાંચે જુદીજુદી પ્રવૃત્તિ (વિચરણ) કરતા હતા, છતાં તે બધાનું લક્ષ એક બ્રહ્મમાં જ હતું. આવી સમજણ બુદ્ધિમાનને જ હોય છે, અને તે સળંગ-સૂત્ર બ્રહ્મને જાણે છે. ૭૬. અંચ=આંચ. ૭૭. ગૌર=ગોરો. પાંડુવર્ણો=પીળા રંગનો. દેહ સદૃશ=દેહના જેવી.

વસ્ત્ર અલંકૃત છે બહુ રંગ, પણ છાયાનું એક જ અંગ;
છાયા તેમ જ્ઞાનીનો લક્ષ, લક્ષણા કરી શકે કોઈ દક્ષ. ૭૮

## દોહરા

શિ૦ મહાનુભાવ મહંત ગુરુનો, કરવો જે સત્સંગ;
તેનાં કાંઈ લક્ષણ નહીં, તો કેમ મળે પ્રસંગ? ૭૯
ગુ૦ સત્સંગને કાંઈ શિંગ નોહે, યાં તો ગ્રહવો ચોજ;
સંત શાસ્ત્ર સદ્ગોષ્ટની, જાણી લેજે ખોજ. ૮૦

## ચોપાઈ

તે ઉપર દૃષ્ટાંત અદ્ભુત, જો કેમ નિપન્યા દત્ત અવધૂત;
તેણે ચોવીશ ગુરુ કર્યા હતા, નિજબુદ્ધિથી ગ્રહેતા જતા. ૮૧
વિચાર કરતાં લાધી વસ્ત, દ્વૈત સકળ ત્યાં પામ્યું અસ્ત;
યાજ્ઞવલ્કય બ્રહ્મજ્ઞાની હવા, તેણે પ્રતિબોધ કીધા નવા. ૮૨
ભણ્યા વૈશંપાયન સૂરજ કને, શું બીજા ભણતા નહિ તે કને?
તે માટે શિષ્ય! સાંભળ વચ્છ, થૈ મુમુક્ષુ ને ભીડવો કચ્છ. ૮૩

## દોહરા

શિ૦ સ્વામી! કહો છો તજ્જ્ઞને, ચિહ્ન નહીં લવલેશ;
પણ ઉદ્ધવ પ્રત્યે ઓચર્યા, લક્ષણ ત્રીશ દેવેશ. ૮૪

---

૭૮. અલંકૃત=શણગારેલું વસ્ત્ર ગમે તે રંગમાં શણગારેલું હોય, તોપણ તેની છાયા તો કાળી જ પડે. તે જ પ્રમાણે પ્રવૃત્તિનો રંગ ગમે તેવો હોય, તોપણ જ્ઞાનીઓમાં–જીવન્મુક્તોમાં–સ્વરૂપ અનુભવનું લક્ષણ છાયાની જેમ એકસમાન હોય છે. દક્ષ=ચતુર. લક્ષણા કરી શકે=લક્ષણાથી સમજી શકે. ૮૦. શિંગ=શિંગડું. યાં તો... ચોજ=ત્યાં તો ચોજ–સંજ્ઞા, ઈશારો, સમજવો. સદ્ગોષ્ઠ=સંતજનો સાથેની ગોષ્ઠી–વાત. ખોજ=તપાસ. ૮૨. પ્રતિબોધ=ઉપદેશ. ૮૩. વત્સ= હે પુત્ર! મુમુક્ષુ... કચ્છ=મોક્ષની ઇચ્છા રાખીને કચ્છ ભીડવો–કમર કસવી. ૮૪. દેવેશ=દેવોના ઈશ્વર, શ્રીકૃષ્ણ. ભાગવતમાં એ ઉપદેશ છે.

તે સ્વામી! કેને કહ્યાં, તે જે લક્ષણ ત્રીશ;
તે વિવિધ વચને પ્રીછવો, જેમ પામું પદ જગદીશ. ૮૫

## ચોપાઈ

ગુ૦ મુમુક્ષુને સર્વે એ કહ્યું, જેને કાંઈ પામવા રહ્યું;
પણ તજજ્ઞનું છે પદ આરૂઢ, તેને અંતરભાવ ન ગૂઢ. ૮૬
જે જનને ઊતરવું પાર, નાવનાવિકનો કરે નિર્ધાર;
જ્યારે નર પારંગત થયો, ત્યારે જળનો સાજ ત્યાં રયો. ૮૭
મુમુક્ષુને સર્વે એ ઘટે, જેનું મન પામવા રટે;
વણ પામ્યે નહિ શીતળ હોય, તેણે ઉપાય કરવો સહુ કોય. ૮૮
હવે પદાર્થનું કહું દૃષ્ટાંત, તે ચિત્ત દૈ સાંભળજે શાંત;
જેમ લક્ષણ બત્રીશનો જન, તેને પગલે પગલે ધન. ૮૯
સ્વતઃસિદ્ધ ઉપનો ધનવંત, તેને ભોગતણો નહિ અંત;
શ્યાને કાજે કરે ઉપાય, રહ્યો ચરણે લક્ષ્મીધર થાય. ૯૦
ભોગે ભર્યો રહે દિનરાત, તે કેમ લહે દરિદ્રની વાત?
તેણે દરિદ્ર દીઠું ન સાંભળ્યું, જહાં તહાં મન ભોગે ભળ્યું. ૯૧
તે ઉપાય કરે નહિ કશો, ધન દેખી જાએ નહિ ધસ્યો;
એમ પદાર્થ પદને વિશે, મગ્ન થયો તે અન્ય નવ લખે. ૯૨
તે મન દરિદ્રી નહિ કોઈ વળી, મહાભોગે જેની મત ઢળી;
ચિદ્રૂપને ત્યાં અન્ય જ નથી, સુણ તું મુમુક્ષનું કહું મથી. ૯૩

---

૮૬. આ કડીમાં અને પછી જે સમ લક્ષણો બતાવવામાં આવે છે તે મુમુક્ષુઓ માટે સાધનરૂપ છે અને જીવન્મુક્તોને માટે સિદ્ધરૂપ છે. આરૂઢ=સિદ્ધ. અંતરભાવ=અંતરનો ભેદ ગૂઢ–છૂપો નથી. ૮૭. નાવ નાવિક=હોડી અને હોડીવાળો. પારંગત થયો=સામે પાર ગયો. સાજ=હલેસાં. ૮૮. રટે=રટણ કરે. ૮૯. લક્ષણ બત્રીસનો=બત્રીસ-લક્ષણો. ૯૦. સ્વતઃસિદ્ધ=આપોઆપ રીતે. લક્ષ્મીધર=લક્ષ્મીવાળો. ૯૩. દરિદ્રી=ગરીબ. મહાભોગે=મહાન ભોગરૂપ બ્રહ્મમાં. મત=મતિ.

મુમુક્ષુ તે સાધારણ જન, તેને આતુરતા ઊપની મન;
લક્ષણ ત્રીશ ધરીને તાત ! જેમ તેમ લેવું પદ સાક્ષાત. ૯૪
જે જન જાણે છે સંસાર, હું બંધાણો છાં નિર્ધાર;
તે જાણે મન છૂટું સહી, વારંવાર એ અવસર નહીં. ૯૫
એ અજ્ઞાની કહ્યો ન જાય, જ્ઞાની નહિ જેવો રઘુરાય;
તેને શાસ્ત્રતણો અધિકાર, શોધી ને ઉતારવો પાર. ૯૬
સંતતણાં લક્ષણ સુણ તાત, જે અનુભવનાં થાય સાક્ષાત;
આદરતાં ત્રાંબું હેમ થાય, લક્ષણ ગ્રહતાં બદલી જાય. ૯૭
તે માટે એ લક્ષણ સાર, જે સાધે તે પામે પાર;
પેલું તે **સત ભાષણ** કરે, બીજું **ક્ષમા** મનમાંહી ધરે. ૯૮
ત્રીજું લક્ષણ **દ્રોહબુધ્ય** ટાળ્ય, ભૂત ઉપર **કૃપા** કરી ન્યાળ;
**આત્મભાવ** હૃદેને વિષે, **સમાન દૃષ્ટે** સહુને લખે. ૯૯
**પ્રિય અપ્રિય** કેને નવ ગણે, સર્વ ભૂત પર **કરુણા** ઘણે;
**ધીર બુદ્ધિ** હોએ તે જન, કામક્રોધપરાભવ નહિ તન. ૧૦૦
લોઢું સુવર્ણ ન ગણે લેશ, જેનું મન ગળ્યું છે શેષ;
બાહ્યાભ્યંતર અતિપવિત્ર, એકાદશ રાખે તે સૂત્ર. ૧૦૧
**કોમળભાવ** હૃદેને વિષે, પ્રાપ્ત ભોગ આવે તે ભખે;
નૌકા તે ભવસાગરતણું, રહિત વિકારે મન આપણું. ૧૦૨
નિષ્કંચન જાણવા જન, મુક્તિસંગે ઇચ્છા થૈ મન;
બ્રહ્મચર્ય હરિ સેવે સદા, અલ્પ આહાર સંતોષી મુદા. ૧૦૩

---

૯૫. અવસર=પ્રસંગ. ૯૭. આદરતાં=પ્રયત્ન કરતાં. હેમ=સોનું. ૯૮. સતભાષણ=સત્ય ભાષણ. ૯૯. દ્રોહબુધ્ય ટાળ=દ્રોહબુદ્ધિનો અભાવ, અદ્રોહ. ન્યાળ=નિહાળ. ૧૦૦. કામ ક્રોધ પરાભવ=કામ અને ક્રોધ તેમને પરાજય આપતા નથી. ૧૦૧. શેષ=પૂરેપૂરું. બાહ્યા-ભ્યંતર=બહાર અને ભીતર. એકાદશ=મન અને દશ ઇન્દ્રિયો. સૂત્ર=સૂતરના જેવું સરખું અથવા બ્રહ્મમાં. ૧૦૨. પ્રાપ્ત ભોગ=પ્રારબ્ધને લીધે આવતા. ભોગ. નૌકા=હોડી. ૧૦૩. નિષ્કિંચન=કંઈ પણ ન રાખવાવાળા, અપરિગ્રહી ને અસ્તેયી. મુદા=આનંદ, પ્રસન્નતા.

લેલીન હોય દેહે વૈરાગ, જાણે સકળ તત્ત્વના ભાગ;
સ્થિરભાવે હરિ ચરણે રહે, શીતળ શુદ્ધ અંતઃકરણ વહે. ૧૦૪
મતપણું નહિ અતિદીનતા, ઉદધિકેરી ગંભીરતા;
મરાળકેરી મન ચાતુરી, પય ગ્રહી નીર દિયે પરહરી. ૧૦૫
ખટ ઊર્મિં લોપી નવ શકે, નિરભિમાની સહુ ભૂતને વિષે;
નિજઆત્મ દેખે સહુમાંય, કલ્પદ્રુમના જેવી છાંય. ૧૦૬
દુઃખ હરે શરણે આવ્યાનું, નિજજ્ઞાન આપે આપ્યાનું;
આત્મસુખ આપે તે સંત, મિત્રભાવ જાણે ભગવંત. ૧૦૭
બ્રહ્મભાવ કરુણા મન ધરે, સંગી બાહ્ય અસંગી ફરે;
ફળ નહિ ઇચ્છે હરિને ભજે, અનન્યભાવે પામે વિજે. ૧૦૮
તે સમદર્શી કહાવે જન, જેને રાગદ્વેષ નહિ તન;
ઘરમાં ન રહે વન ન જાય, લેલીન થૈને સમો સમાય. ૧૦૯
નિશ્ચળ ધ્યાન એવું તે ધરે, સમબુદ્ધે ભક્તિ આદરે;
લક્ષણ ત્રીશ કહ્યાં ભગવંત, તે ગ્રહી લેજે એકે ચંત. ૧૧૦
મુક્તમુમુક્ષુનું લક્ષણ કહ્યું, જેવું મેં બુધમાને લહ્યું;
વળી ઊપજે તો પૂછે પ્રશ્ન, કહીશ હું જો કે'વરાવશે કૃષ્ણ. ૧૧૧

**इतिश्री गुरुशिष्यसंवादे मुक्तमुमुक्षुलक्षणनामतृतीय खंडः ॥३॥**

---

૧૦૪. લેલીન=લયલીન. તેમને દેહ વિષે સંપૂર્ણ વૈરાગ્ય હોય છે. ૧૦૫. મતપણું=મતનો આગ્રહ, મમત. અતિદીનતા=અત્યંત નમ્રપણું. ઉદધિ=દરિયો. મરાળ=હંસ. પય=દૂધ. નીર=પાણી. પરહરી= છોડી. ૧૦૬. કલ્પદ્રુમ=ઇચ્છેલું આપનારું વૃક્ષ. ૧૦૭. મિત્રભાવ=મૈત્રી. ૧૦૮. અસંગી=નિઃસંગ. અનન્ય ભાવે=એકનિષ્ઠાથી. વિજે=વિજય. ૧૦૯. સમો સમાય=સમભાવે–સમરસે હરિમાં સમાય–ડૂબી જાય. ૧૧૦. સમબુદ્ધિ=સમાન બુદ્ધિથી. એકે ચંત=એક ચિત્તથી. બુધમાને= બુદ્ધિ પ્રમાણે.

# ચતુર્થ ખંડ–તત્ત્વજ્ઞાનનિરૂપણ

## દોહરા

ગુ૦ ગુરુ કહે છે શિષ્ય સુણો, ખંડ કહ્યા મેં ત્રણ;
તે તારા ચિત્તમાં વસ્યા, સુણી લીધું કાંઈ કર્ણ. ૧

ગુરુકૃપાળુતા મન ધરી, શિષ્યે વિચાર્યું મન સાથ;
કોઈ ભાગ્યવાન નહિ મુજ સમો, જે સદ્‌ગુરુએ સા'યો હાથ. ૨

શિ૦ શિષ્ય કહે છે મહંત ગુરુ! મારે સર્વસ એહ;
તમો કહો હું સાંભળું, જેથી ટળે સર્વ સંદેહ. ૩

મારે સર્વસ રાય છો, તીર્થ વ્રત પુણ્ય દાન;
પ્રભુ કહો હું સાંભળું, તમો મૂર્તિમંત ભગવાન. ૪

સ્વામી! એટલું સાંભળીને, પદ્ધતિ લઇ પ્રભુરાય;
હવે કૃપાનાથ! કૃપા કરો, તો કાંઈક સમજાય. ૫

સ્વામી! સંશય મોટો મને, જે છે આ પંચભૂત;
તે જડ સરખાં ભાસે ખરાં, તે તમો કહ્યાં અદ્‌ભુત. ૬

જે દષ્ટે મહાનિધિ તમે, જોઈ કહ્યું મહારાજ!
તે દૃષ્ટિ આપી પ્રીછવો તો, સદ્ય સમજું હું આજ. ૭

## ચોપાઈ

ગુ૦ દૃષ્ટિ શી તુજ આપું વીર! સમજે સાન કહું જે ધીર;
ચોવીશ તત્ત્વ તુજ મુજ દેહ, તેમાં જો ન કશો સંદેહ. ૮

---

તત્ત્વજ્ઞાનનિરૂપણ=તત્ત્વના જ્ઞાન વિશેની ભાળ. ૨. ગુરુ-કૃપાળુતા=ગુરુની દયા. સા'યો=સાહ્યો; પકડ્યો. ૩. સર્વસ=સર્વસ્વ. ૭. મહાનિધિ=બ્રહ્મ. દષ્ટે=દષ્ટિથી.

જે બુદ્ધિ વડે કહું છું હું, તે બુદ્ધિ વડે ગ્રહે છે તું;
જે મન વડે તેં માન્યો ગુરુ, તે મન વડે હું ઉત્તર કરું. ૯
માયે તો માને છે બે, મનવો'ણું કાંઈ જુદું છે;
તું શિષ્ય હું મૂકી દે માન, મને ન જાણીશ ગુરુ નિદાન. ૧૦
બે માનિનતા બેથી ગઇ, ચેતનતા ત્યાં મૂળગી રઇ;
તે ચેતનતા જે છે તેહ, એમાં નથી કશો સંદેહ. ૧૧
શિ૦ સ્વામી ! ઇયાં તો બોલવા નથી,
ગુ૦ મેં એમાંથી વાણી કથી;
શિ૦ તો સ્વામી ! હું તું ત્યાં નો'ય,
ગુ૦ એમ એક ગાંઠે ફરે છે સોય. ૧૨

## દોહરા

શિ૦ એ તો વાત આધી પ્રભુ, ધન્ય ધન્ય મહારાજ !
કોણ કહે સદ્‌ગુરુ વિના, સહજ બોધ એ આજ. ૧૩
ગુ૦ તેં જે કહ્યું કૃપા કરો, પણ વચનતણું નહિ ઠામ;
એ તો આરોપીને બોલવું, પણ સે'જે છે રામરામ. ૧૪
શિ૦ પ્રભુ એ વાતને પ્રીછવા, મેં કીધા અનંત ઉપાય;
મહાનુભાવ અંતરથકી, કીણી કૃપા ગુરુરાય. ૧૫
એ પક્ષે શ્રીગુરુ તમો, ચિદ કહ્યાં પંચભૂત;
ચમત્કારની વારતા, જેમ હૃદે તમારું હેત. ૧૬
કે'તાં સુણતાં અતિ ઘણું, આજલગે ગુરુદેવ;
તેજ વાતે મહાનિધે કાંઈ, અળગો પ્રગટ્યો ભેવ. ૧૭
ગુ૦ કેમ કહે છે મહંત તું, મહા ગહન ગતિ જીવ;
તુજ મુજમાં અંતર કશો, જેમ દીવેથી પ્રગટે દીવ. ૧૮

---

૧૦. માયે=માયાથી. ૧૧. માનિનતા=માનવાપણાનું અભિમાન.
૧૮. દીવ=દીવો.

## ચોપાઈ

પાંચ ભૂત દીસે ચિદ્રૂપ, ત્રણુ ભુવન ભાસે તદ્રૂપ;
મહાજ્ઞાન હવું મુજને આજ, તેણે ચિદ દીઠું મહારાજ।૧૯
કિયાં જાઉં ને કયાં હું રહું? શેને ત્યાગું ને શું ગ્રહું?
આત્મા ભરભરી પૂરી રહ્યો, કલ્પાંતે એકાર્ણવ થયો. ૨૦
અંબુવિના દીસે નહિ અન્ય, આત્માવિણુ ભાસે નહિ મન;
એમ વસિષ્ઠને બોલ્યા રઘુનાથ, શિષ્ય કહે સાંભળો ગુરુનાથ! ૨૧

## દોહરા

શિ૦સ્વામી! જે દીસતું જેમ હતું, તેમાં પડિયો ફેર;
જેમ ભવ પ્રગટે અભિનવો, તેમ ફરે અનુભવની લે'ર. ૨૨
ગ્રહની ગ્રથલતા ઊપજે, જેમ માદક ભક્ષણે ભૂર;
શ્યા સરખું મહારાજ! છે, શું ચઢી આવ્યું પૂર. ૨૩

## ચોપાઇ

ગુ૦ નો'ચે શિષ્ય! ગ્રથલતા પુત્ર, જાણી લે એ આત્મસૂત્ર;
જીવબુદ્ધિનો થયો વિનાશ, આત્મતાનો થયો પ્રકાશ. ૨૪
અણહવો હોય જેમ અવતાર, તેની પ્રકૃતિ રહે તે ઠાર;
જ્યારે પ્રગટ્યું અનુભવ અંગ, તારે ફરિયા સઘળા રંગ. ૨૫
શરદઋતુનો હવો પ્રકાશ, ત્યારે નિર્મળ જળ આકાશ;
દૃષ્ટિતત્ત્વ પ્રકટ્યું જ્યાં જ્ઞાન, તારે ટળ્યું પ્રકૃતિનું માન. ૨૬

---

૨૦. ભરભરી=ભરપૂર. કલ્પાન્તે=કલ્પના અંતે, પ્રલયની પછી. અથવા સંકલ્પો શમી ગયા પછી. એકાર્ણવ=એક અર્ણવ, એક સાગર. ૨૨. અભિનવો=તદ્દન નવો. ગ્રહની ગ્રથલતા=ગ્રહની અસરથી આવતી જડતા અથવા ઉન્મત્તતા. ભૂર=ભૂરિ, પુષ્કળ. ૨૫. અણહવો હોય=થયા વિના થતો. ૨૬. દૃષ્ટિતત્ત્વ=સાચું જ્ઞાન. વૈરાગ્યના પ્રભાવથી જ્યારે ચિત્તની અવિદ્યારૂપી અંધારી અને રાગદ્વેષરૂપી ચશ્માં દૂર થાય છે, ત્યારે આ દૃષ્ટિતત્ત્વ ઊઘડે છે. આ દૃષ્ટિતત્ત્વ વસ્તુને-બ્રહ્મને-વળગે છે.

## દોહરા

શિ૦દૃષ્ટિતત્ત્વ સ્વામી કહો, દૃષ્ટિતત્ત્વ શું નામ;
દૃષ્ટિતત્ત્વ પ્રગટયે હોય શું, જેમ બુદ્ધિ બેસે ઠામ. ૨૭

## ચોપાઈ

ગુ૦દૃષ્ટિતત્ત્વ કહું તે જાણ, તારી દૃષ્ટિતણું એંધાણ;
જહાં જહાં વિચરણ જેવી વિધ, સર્વે ચિદ્રૂપ દીસે નિધ. ૨૮
અગમ અગોચર કહે છે વેદ, તે પ્રત્યક્ષ દેખે છે વેદ;
પંડિત કહે પ્રકૃતિને પાર, તે દેખે આ દૃષ્ટિ બાર. ૨૯
ત્રિલોકી રંગભૂમિ સદા, ચિદ્રૂપી નટ નાચે મુદા;
નાના ગુણ કર્મ રૂપ નામ, સચરાચર સ્વે આતમરામ. ૩૦

## દોહરા

કહ્યામાંહિ આવે નહિ, તો હું શું કહું હરિરૂપ;
જેમ છે તેમ એ વસ્તુ છે, આડ્ય સ્વરૂપી કૂપ. ૩૧
તેં પૂછયું જે દૃષ્ટિતત્ત્વ કહો, તેનો ઉત્તર એહ;
દૃષ્ટિતત્ત્વ એનું નામ શું, તેનો ટાળું હવે સંદેહ. ૩૨

## ચોપાઇ

દૃષ્ટિતત્ત્વ તે એનું નામ, જે દેખીજે દૃષ્ટે ધામ;
દૃષ્ટે દેખે તે જ અસત્ય, બાકી તે અનુમાને નૃત્ય. ૩૩

---

એથી મહાઅનુભવ અથવા સૂઝ આવે છે, અને જીવન્મુક્તને અણુલિંગી અવસ્થા પ્રકટે છે. માન=માપ, અભિમાન. ૨૮. વિચરણ=પ્રવૃત્તિ. વિધ=જાત. નિધ=નિધિ. ૩૦. ત્રિલોકી રંગભૂમિ=ત્રણ લોકનો સમૂહ–એ રંગભૂમિ છે અને ચિદ્રૂપી નટ આનંદભેર નાચ્યા કરે છે. ૩૧. જેમ છે...કૂપ=બ્રહ્મવસ્તુ તો સદા એવી ને એવી અખંડ છે. એના સચ્ચિદાનંદ અખંડ પ્રવાહમાં કૂવો કરો, તો આડ–મર્યાદા થાય. આમ, જીવોના ભેદ ઉપાધિને લીધે જ છે. ૩૩. દષ્ટે=દષ્ટિથી. ધામ=બ્રહ્મ. નૃત્ય=નાચ. એ દષ્ટિ જે અસત્ય મિથ્યા–પ્રપંચ જુએ છે, તેને એ ચિદ્શક્તિના નૃત્યરૂપે અનુમાને છે.

બંને ભાતનું કહિયે જ્ઞાન, સાંભળ કહું તેનું નિદાન;
એક જ્ઞાન પ્રત્યક્ષ પ્રમાણ, બીજું તે અનુમાને જાણ. ૩૪
એ ઉપર હું કહું દૃષ્ટાંત, ધારેં મનને કરી એકાંત;
આયુધ પડ્યાં દેખીને જેમ, મન વિચાર આણીજે તેમ. ૩૫
આ છે જુદ્ધતણાં હથિયાર, અહિંયાં કોઇક હશે નિર્ધાર;
ઉપકરણ દેખી કલ્પે અનુમાન, એનું નામ અનુમાની જ્ઞાન. ૩૬
એવું જ્ઞાન ઘણાને વિષે, પ્રત્યક્ષ પ્રમાણ તે થોડા લખે;
દેખી ઈશ્વર આવ્યો વિશ્વાસ, અનુમાનજ્ઞાની કહિયે દાસ. ૩૭
પ્રત્યક્ષ પ્રમાણની સુણ કહું વાત, હસ્તામળ દીસે સાક્ષાત;
હસ્તે કંકણ હાટકતણું, અવલોકંતાં શોભિત ઘણું. ૩૮
શેનું હશે એમ ચિત્તે ચડયું, એટલે સુવર્ણ દૃષ્ટે પડયું;
પ્રત્યક્ષ પ્રમાણ જાણયે એહ, કારજસંબંધી ન મળે દેહ. ૩૯
પ્રત્યક્ષ અનુમાનનો ભેદ કહ્યો, કેજે સંદેહ સમૂળો ગયો;
શિ૦શિષ્ય કહે હા ગુરુમહારાજ,ત્રીજું પ્રશ્ન ચરચો તમો આજ. ૪૦
ગુ૦ગુરુ કહે શિષ્ય! સાંભળજે ખરું, ત્રીજા પ્રશ્નનો ઉત્તર કરું;
તેં કહ્યું દૃષ્ટિતત્ત્વ પ્રગટે શું થાય, હવે તે કહું ગ્રહેજે મનમાંય. ૪૧
જ્યારે પ્રગટયું અદૃષ્ટિતત્ત્વ, શૂન્યકેરું કહિયે તે સત્ત્વ;
પરાત્પર પરબ્રહ્મ ચૈતન્ય જેહ, વસ્તુ નામ ત્યાં કહિયે તેહ. ૪૨

---

૩૪. નિદાન=કારણ. ૩૫. આયુધ=હથિયાર. ૩૬. નિર્ધાર=નક્કી. ઉપકરણ=સાધન. અનુમાની=અનુમાનથી થતું. ૩૭. લખે=લક્ષે, જુએ. ૩૮. હાટકતણું=સોનાનું. અવલોકંતાં=જોતાં. ૪૧. ગ્રહેજે=લેજે. ૪૨. અદૃષ્ટિતત્ત્વ=રાગદ્વેષને લીધે ચિત્તની સ્થિતિ વસ્તુને યથાર્થ રીતે બતાવી શકતી નથી. અંતઃકરણમાં અવિદ્યાએ અંધારી બાંધી છે. તેથી રાગદ્વેષ વસ્તુને ખોટા રંગમાં બતાવે છે. આવી જે અંતઃકરણની સ્થિતિ થાય છે, તે અદૃષ્ટિતત્ત્વ છે. આ અદૃષ્ટિ–તત્ત્વ શૂન્યનું સત્ત્વ છે–શૂન્યને વળગે છે. ત્યારે દૃષ્ટિતત્ત્વ પરાત્પર પરબ્રહ્મ ચૈતન્ય જે વસ્તુ છે, તેને વળગે છે.

વસ્તુતા પ્રગટે જે અંગ, ત્રણ દ્વૈતનો તેને થાય ભંગ;
પ્રાયે વસ્તુનો છે સ્વભાવ, ટળે દ્વૈત ને થાએ સાવ. ૪૩

## દોહરા

શિ૦ ત્રણ દ્વૈત સ્વામી! કહ્યાં ત્રણ દ્વૈત શું નામ;
અને તે ટળ્યે તે હોય શું, તે દેખાડો ઠામ. ૪૪
ગુ૦ હું તો બાપ કહીશ ખરો, મોટી વાત અગાધ;
મોટાનો અનુભવ મહા, તે નહિ છીલરને સાધ્ય. ૪૫

## ચોપાઈ

પહેલું તે ભાવાદ્વૈતનામ, બીજું ક્રિયાદ્વૈત છે સ્વામ;
દ્રવ્યાદ્વૈત નામ ત્રીજાતણું, સુણ લક્ષણને વિચારી ભણું. ૪૬
એકમેવ અદ્વૈત જ બ્રહ્મ, કાયાભાવે જુજવાં કર્મ;
ખરો અધ્યાસ ભિન્ન ભિન્ન થયો, કહ્યા પૂછ્યાનો ઉત્તર રચ્યો. ૪૭

---

**૪૩.** વસ્તુતા=બ્રહ્મત્વ. ત્રણ દ્વૈત=ભાવદ્વૈત, ક્રિયાદ્વૈત અને દ્રવ્યદ્વૈત. આ દ્વૈતોની સમજ પછીની કડીઓમાં આવશે. **૪૫.** છીલર=છાછરો. **૪૬.** ભાવાદ્વૈત, ક્રિયાદ્વૈત અને અદ્રવ્યાદ્વૈત એ ત્રણ પ્રકારનાં અદ્વૈત છે. આ ત્રણેની સમજૂતી પણ પછીની કડીઓમાં છે. **૪૭.** એકમેવ...બ્રહ્મ=બ્રહ્મ એક જ અદ્વૈત છે. કાયાભાવે=કાયાના ભાવથી. અધ્યાસ=મિથ્યા આરોપણ. એકમેવ અદ્વૈત બ્રહ્મને સ્થાને પંચ મહાભૂતો, તેના ચૌદ લોકવાળાં ભોગસ્થાનો, તે તે લોકમાં ભોગ ભોગવનાર મનુષ્ય, દેવ, પક્ષી વગેરે અનેક ભોક્તાઓ વગેરે દ્રવ્યદ્વૈત ઊભું થાય છે. એ દ્રવ્યદ્વૈતના ઉપર ભાવદ્વૈત ઘડાય છે. દરેક પિંડના જુદાજુદા રંગો, અકારણ રાગદ્વેષો, ચિત્તના ધર્માધર્મ. જ્ઞાન–અજ્ઞાન, વૈરાગ્ય–અવૈરાગ્ય, ઐશ્વર્ય–અનૈશ્વર્ય એમ આઠ ભાવોના ભેદ વડે એક તરફ ધર્મ, જ્ઞાનવૈરાગ્ય અને ઐશ્વર્યની પરાકાષ્ઠાવાળા બ્રહ્મદેવની અને બીજી તરફ અધર્મ, અજ્ઞાન, અવૈરાગ્ય અને અનૈશ્વર્યની પરાકાષ્ઠાવાળા ક્ષુદ્ર જંતુની ભેદભાવના ઊભી થાય છે. આમ ભેદભાવનામાં ફસાયેલાં પ્રાણીઓ ભાવદ્વૈતથી હણાઇને તત્ત્વજ્ઞાન મેળવી શકતાં નથી.

ત્રણ દ્વૈતનો કહું વિસ્તાર, ધારીશ તો તે બેસશે ઠાર;
દ્રવ્ય કેનાં તે પંચમહાભૂત, લોક ચૌદ નાના અદ્દભુત. ૪૮
સચર અચર ચોરાશી લક્ષ, દ્રવ્યસ્વભાવે જુજવી પક્ષ;
મનુષ્ય દેહ પશુ પક્ષી બહુ, એક કે'તાં જાણવા સહુ. ૪૯
વિચરણ સમાધિ નહિ એક રીત, એનું નામ તે દ્રવ્યાદ્વૈત;
ભાવાદ્વૈતની સુણ કહું વાત, સમઝી લેજે મર્મે ઘાત. ૫૦
ભાવાદ્વૈત જાણ્યે તું પુત્ર! જે પિંડ સકળ નોહે એક સૂત્ર;
પશુ પંખી યક્ષ કિન્નર નાગ, પિંડસ્વભાવે જુજવા રાગ. ૫૧
હેતુવિનાનાં કારણ વેર, સહજસ્વભાવે જુજવી પેર;
મુષક માર્જાર વ્યાઘ્ર ગૌતણે, સ્હેલો સર્પ હસ્તિ સિંહ હણે. ૫૨
પ્રીત્યાદિકની જાણે પેર, સહજ સ્વભાવ ન કારણ વેર;
માનવ દાનવ તિર્યંક જાત, સકળ પિંડે નોહે એક ભાત. ૫૩
ભાવાદ્વૈત એ સમજ એ તાત, ક્રિયાદ્વૈતની સુણ કહું વાત;
કોઇ જળચર કોઈ થળચર ઠરે, કોઈ પંખી આકાશે ફરે. ૫૪
કોઇક ભખે બળતા અંગાર, કોઇક દૃષદ્દતણો કરે અહાર;
શાખામૃગ શાખાએ રમે, અનળ આકાશે મીન જળ ભમે. ૫૫

---

આ બે દ્વૈતો ઊભાં થયા પછી ક્રિયાદ્વૈત ઊભું થાય છે પ્રત્યેક પિંડના જુદા ભાવો અને જુદી વાસનાઓ હોય છે, તેથી તેની ક્રિયા નિયમે કરી જુદી પડે છે. એ ક્રિયાથી સર્વ પ્રાણીપદાર્થો વસ્તુતઃ જુદા છે, એમ માની લેવામાં આવે છે. આ ત્રણ દ્વૈત છે. **૪૯.** દ્રવ્ય સ્વભાવે=દ્રવ્યના સ્વભાવથી. **૫૦.** વિચરણ=પ્રવૃત્તિ. સમાધિ=સ્થિરતા. **૫૧.** કિન્નર=અર્ધમનુષ્ય અને અર્ધ પશુ જેવી યોનિ. **૫૨.** મૂષક= ઊંદર. માર્જાર=બિલાડી. વ્યાઘ્ર=વાઘ. ગૌ=ગાય. સ્હેલો=શેળો. **૫૩.** પ્રીત્યાદિક=પ્રીતિ વગેરેની. **૫૪.** થળચર=સ્થળમાં ફરનારો. **૫૫.** ભખે=ભક્ષે. અંગાર=અગ્નિ, અંગારા. દૃષદ્=પથ્થર. અહાર=આહાર. અનળ=અનલ પંખી. મીન=માછલું.

તેમ માનવમાં ક્રિયા જુજવી, કોય કેની ન શકે અનુભવી;
પંખીગત પશુએ નવ થાય, પશુગત દ્રુમે કરી નવ જાય. ૫૬
વૃક્ષ પૃથ્વીથી આકર્ષે તોય, માનવ દેવે તે નવ હોય;
પ્રત્યેકે ક્રિયા છે જુજવી, વછ! વિવેકે જો અનુભવી. ૫૭
ત્રણ દ્વૈત દેખાડયાં તાત! વળી ઊપજે તો પૂછે વાત;
ચિત્ત દૈ જોતાં દીસે એહ, મહા અનુભવથી ભાગે તેહ. ૫૮

## દોહરા

શિ૦ શિષ્ય કહે છે હે પ્રભુ! સંશય મને મહારાજ!
કૃપા કરો તો દાખવું, એ સંદેહ ટાળો આજ. ૫૯
સ્વામી! મેં સાંભળી હતી, કોઈકને મુખ વાત;
જોગસિદ્ધિ પ્રગટે થકે, અસંભાવ્ય કૃત્ય થાત. ૬૦
તે અન્ય દેહનાં કૃત્ય કરી શકે, તો ગયું ગણીજે દ્વૈત;
તેને કૈવલ્ય પરઠવો તે, કેવો પ્રભુ! અદ્વૈત. ૬૧

## ચોપાઇ

ગુ૦ કેવલતા પરઠી નવ જાય, પરઠી જે તે સર્વે માંય;
સિદ્ધિ સકળ માયાનું રૂપ, મુરદાનવ મોહ્યા મુનિભૂપ. ૬૨
વ્યસની જીવ માયાવશ પડ્યો, કરે ઉપાય સંકલ્પે ચડ્યો;
સંકલ્પે ચડિયું મન જેહ, પરપંચો દેખે બહુ તેહ. ૬૩
એક બે વાર કાંઈક તે થાય, ચટક દેખાડી સર્વે જાય;
જેમ વેશ્યા નિર્ધનને તજે, વંઠી તે પુનરપિ નવ ભજે. ૬૪
સિદ્ધિ સાધકનો કરે એમ અંત, માટે સંત ન ધારે ચંત;
બીજો પ્રકાર કહું સુણ વીર! મૂળ મરમ સમજે એમ ધીર. ૬૫

---

૫૬. પંખીગત=પંખીની ગતિ. ૫૭. વછ=વત્સ! ૬૦. અસંભાવ્ય=અદ્ભુત, અશક્ય. ૬૨. મુરદાનવ=મુર નામનો રાક્ષસ. શ્રીકૃષ્ણે તેને માર્યો હતો, તેથી તે ‘મુરારિ’ કહેવાયા. ૬૪. પુનરપિ=ફરી પણ. ૬૫. ચંત=ચિત્ત.

એકમેવ અદ્વૈત કહે વેદ, જ્યાં બીજો તે ભેદાભેદ;
વાસના લિંગવિના નો'ય કૃત્ય, કૃત્યે થાય વાસના સત્ય. ૬૬
સત્ય વાસના જીવ કે'વાય, ભરમે ભ્રમણુ કરે ભવમાંય;
તે માટે મિથ્યા અધ્યાસ, કેવલતામાં સર્વે નાશ. ૬૭

## દોહરા

શિ૦ સ્વામી! હું એમ જાણતો, જે છે એમજ તે સિદ્ધિ;
કેવલતા જે તમે કહી, એ તો છે મહાનિધિ. ૬૮
સ્વામી! એટલું મેં લહ્યું, જે નામરૂપ પ્રપંચ;
કાળકર્મની પ્રેરણા, તે જાણ્યો માયા સંચ, ૬૯
જ્યાં રહ્યા ભાસે સકળ, મિથ્યા રૂપ ને નામ,
તે સ્થૂળ કાંઈ કહી શકો, તો તે દેખાડો ઠામ. ૭૦

## ચોપાઈ

ગુ૦ લક્ષાલક્ષવિવર્જિત જેહ, પક્ષાપક્ષવિવર્જિત તેહ;
મન વાણી પામે વિશ્રામ, કોણ કેને દેખાડે ઠામ. ૭૧

---

૭૧. લક્ષા... તેહ=જે લક્ષ અને અલક્ષથી વિવર્જિત છે અને પક્ષ અને અપક્ષથી વિવર્જિત છે તે. રાગદ્વેષથી હણાયેલું અંતઃકરણ જે અનુભવ મેળવે છે તે લક્ષાલક્ષવાળો તથા પક્ષાપક્ષવાળો હોય છે. ચિત્ત આવું લક્ષાલક્ષવાળું અને પક્ષાપક્ષવાળું જ્ઞાન મેળવે છે ખરું, પણ તે જ્ઞાન અપૂર્ણ અને એક વિભાગનું હોય છે. તાર્કિકોનું જ્ઞાન આવા પ્રકારનું છે. એ જ્ઞાન ભેદાભેદને વળગે છે અને કાર્ય-કારણના વાદમાં જકડાય છે, એ જ્ઞાનવાળો માણસ પરમતત્ત્વને બાજુએ મૂકી દઈને જ સત્ય માની વ્યવહાર કરે છે. લક્ષાલક્ષવાળું, પક્ષાપક્ષીવાળું અને ભેદાભેદવાળું જ્ઞાન 'દૃષ્ટિ–અદૃષ્ટિ તત્ત્વ' કહેવાય છે અને તે વડે એક અદ્વૈત બ્રહ્મ ઉપર દ્રવ્યાદિ દ્વૈતોના આરોપો ઊભા થાય છે. આ ત્રણ દ્વૈતોને વળગનારી જીવની સમજણ લક્ષા-લક્ષવાળી, પક્ષાપક્ષવાળી અને દૃષ્ટિ–અદૃષ્ટિ તત્ત્વવાળી છે. તેની દૃષ્ટિ વ્યવહાર સાધે છે, પરંતુ પરમાર્થને જોઇ શકતી નથી–આધાર

હું નહિ તું નહિ ત્યાં છે તેહ, જ્ઞાન નહિ જ્ઞાતા ને જ્ઞેય;
જ્યાં કાંઇયે કહ્યું નવ જાય, ૐકારાદિક વર્ણ સમાય. ૭૨
તે ગુરુ શિષ્યને શું કરી કહે, મનવાણીથી અગોચર રહે;
મન કલ્પે તે બીજું થાય, મને તહાં હું કયું ન-જાય. ૭૩
માટે શિષ્ય કહું સુણ વાત, સમશ્યાથી તું સમજે ઘાત;
એક વસ્તુ બીજું કાંઇ નથી, હું છું એમ કેને કે કથી. ૭૪
સામું ત્યાં પ્રતિબિંબ નવ મળે, વેત્તાવિણ કોણ કેને કળે?
પોતે કહે ને કહે હું સત્ય, શિષ્ય કરી જો એનું નૃત્ય. ૭૫

## દોહરા

શિ૦ હું ને તમો ક્યાંઇયે નથી, જેમ છે તેમનું તેમ;
શું થૈ શું દેખી કહું જે, આ વાતનું તે કેમ. ૭૬
જેમ છે તેમ એ મહાનિધિ, પરાત્પર પરિબ્રહ્મ;
અણછતો હું તો માનતો, જેમ થયું હતું તેમ. ૭૭
એમ કહી શિષ્ય લય થતો, પ્રેમે કરે પ્રણામ;
હું હુંને પ્રણમી કહું, નમો નમો નિજધામ. ૭૮
મહા અનુભવ મહાપુરુષનો, સાર ગ્રહી કર્યો ગ્રંથ;
પરમ પદ છે તે વિષે, જે ચાલે એ પંથ. ૭૯
સંસાર દીર્ઘ રોગને, ટાળવા હીંડે જેહ;
તેને ઔષધ આ ઘટે, હોય જીવન્મુક્ત વિદેહ. ૮૦

---

ચૈતન્યને જોતી નથી. તેને સ્મૃતિ રહેતી નથી કે આ દ્વૈતો તો ચેતનની પીઠ ઉપરના નાટારંગ છે—ચામખેડાના ખેલ છે. પણ જ્યારે મોહ ચાલ્યો જાય છે અને સ્મૃતિ લાધે છે, ત્યારે બ્રહ્મવસ્તુનો સાચો અનુભવ થાય છે. તે અનુભવ લક્ષ્ય (લક્ષણાથી સમજાય એવો) તથા અલક્ષ્ય (લક્ષણાથી ન સમજાય એવા)થી પર છે. અને તેમાં આ પક્ષ ખરો ને પેલો પક્ષ ખોટો એવો વાદ રહેતો નથી. ત્યાં મન અને વાણી વિશ્રામ પામે છે—એ મૌનનો પૂરો અનુભવ છે.

મોહકળણે કળ્યો કંઠલગી, મનની તજવા ધાંખ;
તેને હરિ હીંડે કાઢવા, તો તેને એ પાંખ. ૮૧

અજ્ઞાન અર્ણવે માનવી, ડૂબ્યોં ભટકે ભૂર;
હીંડે નિજ ગૃહ પામવા, તો તેને આ સૂર. ૮૨

અંતર આશય મુગતનો, મુમુક્ષુને ઉપાસ્ય;
મૂરખને કાંઈએ નહીં, શ્રીફળ વાનરપાસ. ૮૩

ગુિરુ-શિષ્યનામે ગ્રંથ એ, જેમાં ખંડ છે ચાર;
હરિચરણે જેને વાસ કરવો, હોય તે સુણો નરનાર. ૮૪

અંતરજામીએ જે કહ્યું, તે અખે કીધો વિવેક;
દૂષણ ભૂષણ હરિભણી, એંશી ઉપર વળી એક. ૮૫

**इति श्रीगुरुशिष्यसंवादे तत्त्वज्ञाननिरूपणनाम चतुर्थ खंडः ॥४॥**

---

૮૧. મોહકારણે કળ્યો=મોહરૂપી કળામાં ખૂંત્યો. કંઠલગી=ગળા-સુધી. ધાંખ=ઝંખના. હીંડે=ઇચ્છે. ૮૨. સૂર=સૂર્ય. ૮૩. મુગત=મુક્ત. શ્રીફળ વાનરપાસ=વાંદરાની પાસે નાળિયેર. ૮૫. દૂષણ ભૂષણ=દોષ અને શોભા; સારુંનરસું. આ સંવાદ ૮૧ કડીનો છે, પછીની ચાર કડીઓ ફલશ્રુતિની છે.

# પંચીકરણ

## ચોપાઇ

પિંડબ્રહ્માંડનો કરું વિવેક, હરિજન તે જે દેખે એક;
પંચ ભૂતતણો વ્યાપાર, કરતા દીસે દેહાકાર. ૧

સમઝી લેતાં એ અનુક્રમ, સળંગસૂત્ર દીસે પરબ્રહ્મ;
અવ્યક્તથી નભ ઊપનું સાર, નભે પવનનો હવે વિસ્તાર. ૨

પવને તેજ હવું ઉત્પન્ન, તેજતણું તે પાણી તંન;
પાણીથકી મહી પરગટ હોય, જેમ ઉત્પત્તિ પ્રલય તેમ જોય. ૩

વસ્તુવિષે સ્વભાવે શૂન્ય, તેમાં પ્રણવની ઊઠે ધૂન્ય;
તે ઓંકાર જાણો ત્રિવર્ગ, તત્ત્વ બધાં તેનાં ઉપસર્ગ. ૪

---

૧. વિવેક=ભેદ, તપાસ. દેહાકાર=દેહરૂપ. ૨. સળંગસૂત્ર=સૂત્રાત્મા, હિરણ્યગર્ભ. પરબ્રહ્મ જ્યારે ભૂતમાત્રામાં અને તેનાં પરિણામોમાં પ્રવેશ પામેલું સમજાય છે, ત્યારે તે મણિઓની માળામાં પરોવાયેલા સૂત્ર–સૂતરના તાર જેવું સળંગ અનુભવાય છે. અવ્યક્ત=માયા. ૩. તન=સંતાન. ૪. વસ્તુ વિષે=વસ્તુ વિષય, બ્રહ્મ. શૂન્ય=ખાલી. પ્રણવ=ૐકાર. ધૂન્ય=ધૂન. બ્રહ્મ વસ્તુ સ્વભાવે શૂન્ય અને સ્પન્દ વિનાનું કેન્દ્રમાં રહેલું બિન્દુ જેવું તત્ત્વ છે. અનાદિ અને સચ્ચિદઘન તત્ત્વ જ્યાં ઘનીભાવને પામે, ત્યાં શૂન્યબિન્દુ જાગે છે. આ શૂન્યબિન્દુ તે પ્રણવની બિન્દુ નામની પાંચમી માત્રા અનુરણન પછી શમી જાય છે, તેનું પારિભાષિક નામ છે. શૂન્ય હોવા છતાં તેમાં અદ્‌ભુત જ્ઞાન, ક્રિયા અને ઇચ્છાશક્તિનું ગુપ્ત બળ એકત્રિત હોય છે. આથી, એ બિન્દુનું

તેહતણો હું કહું વિસ્તાર, રાખી લેજો મન નિર્ધાર;
તમોગુણતણાં પંચમહાભૂત, રજના દેવ ઇંદ્રિય અદ્ભુત. ૫

સત્ત્વના ચતુષ્ટય ને પંચવિષે, તત્ત્વ ચોવીસ એ ભાગવત લખે;
પચીસમી માયા સર્વદા, છવીસમા મહાવિષ્ણુ સદા. ૬

---

બીજું નામ કારણબિન્દુ છે અને તેને સદ્બ્રહ્મ તથા સદાશિવ પણ કહેવામાં આવે છે. છાંદોગ્ય ઉપનિષદમાં બૌદ્ધ શૂન્યથી છૂટું પાડવા માટે એને 'પરાદેવતા' કહેવામાં આવ્યું છે. અવ્યક્ત ભૂમિકાના ચિદાકાશમાં અથવા પ્રણવની કક્ષામાં આ સચ્ચિદઘન બિન્દુ તરે છે, રમે છે અને શમે છે. આ કારણબિન્દુ ભેદાતાં જે નાદ કલા જન્મે છે, તે ધૂન છે. આમ કારણબિન્દુ સચ્ચિદઘન ચિદાકાશમાં પ્રથમ ક્ષોભ ઉત્પન્ન કરી કારણભૂમિકામાંથી કાર્યભૂમિકામાં પ્રકટ થાય છે. કાર્ય કરવાને ઉન્મુખ એવા આ બિન્દુને ઈશ્વરતત્ત્વ કહેવામાં આવે છે. સદાશિવની અપેક્ષાથી તે અપર છે, તેને અપરબ્રહ્મ અથવા કાર્યબિન્દુ કહે છે. એ જ શબ્દબ્રહ્મ, ૐકાર અથવા પ્રણવ છે. આ રીતે પ્રણવ શબ્દ પરમેશ્વરનો સહજ વાચક છે. પ્રણવની બિન્દુમાત્રા (પાંચમી) અને નાદકલા ચોથી (અર્ધમાત્રા) ઉચ્ચારના ક્રમ વડે સમજાયા પછી આ સમસ્ત પ્રણવ અથવા 'એકાક્ષર' બ્રહ્મ વ્યસ્ત પ્રણવ એટલે ભેદ પામતો અક્ષર થાય છે. એ ભેદાતા રૂપને **अकार**, **उकार** અને **मकार** એવી ત્રણ માત્રાઓ કહે છે. તે અનુક્રમે આદિ (સૃષ્ટિ માત્રા) ઉન્મેષ (સ્થિતિ માત્રા) અને માન (ક્ષય માત્રા) કહેવાય છે. આ ભેદાતું રૂપ એ પ્રણવનો ત્રિવર્ગ છે અને ત્રિવર્ગમાંથી જે તત્ત્વો ઉત્પન્ન થાય છે તે ઉપસર્ગ કહેવાય છે. ત્રિવર્ગની સૃષ્ટિ કહેવાય છે અને તત્ત્વોની વિસૃષ્ટિ કહેવાય છે.

આ પ્રમાણે પ્રણવની વ્યસ્ત ત્રણ માત્રાઓ તે **अकार, उकार** અને **मकार**. તેમનો વેદ ત્રિવર્ગ ઋગ, યજુષ અને સામ. તેમનો ભોગ્ય ત્રિવર્ગ ભૂલોક, ભુવર્લોક અને સ્વર્લોક. તેમનો ભોક્તૃ ત્રિવર્ગ વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞ. તેમનો અવસ્થા ત્રિવર્ગ જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ. તેમનો ભોગ ત્રિવર્ગ સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ. તેમનો ગુણ-

**નશાજાળ અમિષ ને અસ્ત, રોમ ચર્મ એ પંચે વસ્ત;**
**પિંડતણો એમ કરતાં વિવેક, પાંચે ભાગે પૃથ્વી એક. ૭**

---

ત્રિવર્ગ સત્ત્વ, રજ અને તમ. છેલ્લો, તેમનો દેવ ત્રિવર્ગ બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર. આ ત્રિવર્ગો અથવા ત્રિપુટીઓ પરસ્પર સંકળાયેલ છે. તેમાં સમસ્ત (અણુભેદાયેલાં) પ્રણવની ચોથી (તુરીય) નાદમાત્રા અને પાંચમી (તુરીયાતીત). બિન્દુમાત્રા ઈશ્વરપદ અને સદાશિવપદને લગતી ગૂંથાયેલી હોય છે. પણ તે પદોના અનુભવો જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિમાં રચ્યાપચ્યા રહેનારા જીવને સ્ફુટ થતા નથી તેથી તે અનુભવો નિમેષકલામાં રહે છે.

ઉપર જે ગુણત્રય જણાવ્યા છે, તેની સામ્ય–સરખી–અવસ્થાને પ્રકૃતિ શક્તિ કહે છે. નાદમાત્રાની અવસ્થા તે માયાશક્તિ, શૂન્ય-સ્વામિની અથવા બિન્દુપાદ (ઈશ્વર)ની પત્ની કહેવાય છે. બિન્દુમાત્રાની શક્તિને ચિદ્‌શક્તિ કહેવામાં આવે છે. આ ત્રણ શક્તિમાંની પ્રકૃતિ શક્તિમાંથી ગુણત્રયના ક્ષોભથી ચોવીસ તત્ત્વો ઉદય પામે છે. તમોગુણના ક્ષોભથી પૃથ્વી આદિ પાંચ મહાભૂતો; રજોગુણના ક્ષોભથી દશ ઇન્દ્રિયો અને તેમના દેવતા અને સત્ત્વગુણના ક્ષોભથી મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકાર એ ચાર અંતઃકરણો તેમજ શબ્દાદિ પાંચ તન્માત્રાઓ એમ કુલે ૨૪ તત્ત્વો ઉદય પામે છે. આ ચોવીસ તત્ત્વો પ્રકૃતિશક્તિના ગર્ભાશયમાં છે. પણ આ પ્રકૃતિ-શક્તિનો ગર્ભાશય જેના દેહમાં અથવા પિંડમાં છે, તે પચીસમી માયાશક્તિ છે. એ માયાશક્તિના સ્વામી, અધ્યક્ષ, પરમેશ્વર, નારાયણ, મહાવિષ્ણુ એવા અનેક નામવાળા પુરુષોત્તમ છે. તે છવીસમા છે. શ્રીમદ્‌ ભાગવતના બીજા સ્કંધના છવીસમા અધ્યાયમાં તેમજ એ જ પુસ્તકના અગિયારમા સ્કન્ધના બાવીસમા અધ્યાયમાં આ તત્ત્વોનું વર્ણન કરવામાં આવ્યું છે. અખાએ સાંખ્ય અને વેદાન્તની એકવાક્યતા કરનારા એ ભાગવતના નિરૂપણને અહીં અનુસર્યું છે.

૭. નશાજાળ=નસો–નાડીઓની–જાળ. આમિષ=માંસ. અસ્ત= અસ્થિ, હાડકાં.

શુક્ર શોણિત પ્રસ્વેદ ને લાળ, મૂત્ર આંસુ ને કફ જંજાળ;
પિંડતણો એમ કરતાં વિવેક, પાંચે ભાગે ઉદક જ એક. ૮
ક્ષુધાપિપાસા કામનો ભોગ, ક્રોધાલસ્યતણો સંજોગ;
પિંડતણો એમ કરતાં વિવેક, પાંચે ભાગે તેજ જ એક. ૯
શ્વાસોશ્વાસ નાડી હેડકી, છીંક બગાસાં વાયુથકી;
પિંડતણો એમ કરતાં વિવેક, પાંચે ભાગે મારુત એક. ૧૦
શબ્દ કરે ને શબ્દ જ ગ્રહે, દેહ વિકાશ સચરાચર રહે;
પાકવિમર્દન થાયે નાશ, પાંચે ભાગે છે આકાશ. ૧૧
કઠણ ભાગ તે અવનીતણો, ક્લેદન તે પાણીનો ગણો;
ઉષ્ણ જ્યોતિ તે જાણો તેજ, પ્રસરણ તે વાયુનું હેજ. ૧૨
સ્થિર વિવર આકાશના ધર્મ, એ પંચમહાભૂતનો જાણો મર્મ;
એ ચૈતનજોગે જીવતા, જેમ સૂરજવડે કિરણ છે છતાં. ૧૩
એવી બુદ્ધિ કરી આલોચશે, તે નર બ્રહ્મમાં ભેળો થશે;
જીવપણું એમ પામે અસ્ત, અખા વિચારેં ઊગરે વસ્ત. ૧૪
પે'લું ભૂત આકાશ કહાય, બીજું ભૂત તે કહિયે વાય;
ત્રીજું ભૂત તે તેજ જ તાપ, ચોથું ભૂત તે પાણી આપ. ૧૫
પાંચમું ભૂત તે કહિયે પૃથિવી, એ પાંચ ભૂત જોજો અનુભવી;
પાંચ કર્મેન્દ્રિય મનશું જાણ્ય, પે'લું પગ ને બીજું પાણ્ય. ૧૬
ત્રીજું ગુદ ને ચોથું લિંગ, પાંચમું મુખ તે વાણી પ્રસંગ;
કર્મેન્દ્રિયો કહ્યાં એ પંચ, હવે જ્ઞાનેંદ્રિયની કહું સંચ. ૧૭

---

૮. શુક્ર=વીર્ય. શોણિત=લોહી. પ્રસ્વેદ=પરસેવો. ઉદક=પાણી. ૯. ક્ષુધાપિપાસા=ભૂખતરસ. ક્રોધાલસ્ય=ક્રોધ અને આળસ. ૧૦. હેડકી=અટકડી. મારુત=પવન. ૧૧. દેહવિકાશ=પ્રકાશ. ૧૨. ક્લેદન=ભેજ, ભીનાપણું. ઉષ્ણ=ઉષ્ણતા, ગરમી. પ્રસરણ=પ્રસરવું તે. હેજ=સ્વાભાવિક ગુણ. ૧૩. વિવર=છિદ્ર. એ બધા ચૈતન્યના યોગથી જીવે છે–જેમ સૂર્ય છે, તો તેથી કિરણ છે. ૧૪. આલોચશે=જોશે. ઊગરે વસ્તુ=બ્રહ્મ શેષ રહે. ૧૬. પાણ્ય=પાણિ, હાથ.

પે'લું કર્ણને બીજું ચર્ણ, ત્રીજું નેત્ર ચોથો રસ મર્મ;
પાંચમી ઇન્દ્રિય નાસા જાણ, એ જ્ઞાનેન્દ્રિય પંચ પ્રમાણ. ૧૮
અનુભવ ન વધે સમઝયા પખે, હવે કહું તન્માત્રાવિષે;
શબ્દ વિષય છે કર્ણ જ તણો, સ્પર્શ વિષય તે ત્વચાનો ગણો. ૧૯
રૂપ તેજ નેત્રોના વિષે, રસના રસ નાનાવિધ ભખે;
ગંધ વિષય નાસા જાણવો, અખા ચતુષ્ટય હવે અનુભવો. ૨૦
પે'લું મન બીજું બુદ્ધિ વિચાર, ત્રીજું ચિત્ત ચોથો અહંકાર;
અંતઃકરણ ચતુષ્ટય નામ, એ સમજે બુધ્ધ બેસે ઠામ. ૨૧
એટલે તત્ત્વ થયાં ચોવીસ, માયાસહિત ગણો પંચવીસ;
હવે કહું ચૌદે દેવતા, ચૌદે ઇંદ્રિયને સેવતા. ૨૨
કરણ શબ્દ પાલક દિગરાય, ત્વચા સ્પર્શ મારુત કે'વાય;
નેત્ર રૂપનો પાલક ભાણ, રસના રસનો વરુણ જ જાણ. ૨૩
નાસા ગંધની પાલક મહી, એ જ્ઞાનદેવ દેખાડ્યા કહી;
હવે કહું કર્મેન્દ્રિયપાળ, ચરણ ગતિ વિષ્ણુ ભૂપાળ. ૨૪
ઇંદ્રદેવ ગ્રહણ કહાવે પાણ, મુખ અગ્નિ અધિષ્ઠાતા વાણય;
ગુહ્ય અંતર અધિષ્ઠાતા મૃત્યુ, કામ લિંગ બ્રહ્માનું કૃત્ય. ૨૫
એક કર્મેન્દ્રિય કૃત્ય ને દેવ, હું કહું અંતઃકરણનો ભેવ;
મને મનન અધિષ્ઠાતા શશી, બુદ્ધિ બોધ બ્રહ્મા રહ્યા વશી. ૨૬
બહુનામી ચિત્ત ચિંતનતણો, શેષ દેવ અહંકૃતનો ગણો;
ચૌદેંદ્રિયનાં કૃત્ય ને દેવ, પંચીકરણનો જાણો ભેવ. ૨૭
નિપજે આતમદરશી જેહ, સમઝી વિચારી રાખે તેહ;
અવની ગળી જાય જળવિષે, જળને ત્યારે તેજ જ ભખે. ૨૮

---

૧૯. ત્વચા=ચામડી. અનુભવ=અપરોક્ષ જ્ઞાન. સમજણ=પરોક્ષ જ્ઞાન. ૨૦. ચતુષ્ટય=ચાર અંતઃકરણો. ૨૩. દિગરાય=દિશાપતિ. કરણ=કાન. વરુણ=જળદેવતા. ૨૪. કર્મેન્દ્રિયપાળ=કર્મેન્દ્રિયોના પાલક. ૨૬. અધિષ્ઠાતા=ઉપરી. મનન=વિચારણા. ૨૭. શેષ=શેષનાગ. અહંકૃત=અહંકાર.

તેજ જઈ લય થાએ વાયુ, અનિલ આકાશ વિષે લે થાય;
જયારે નિઃસત્ત્વ થયું આકાશ, ત્યારે દ્યૌનો કહાવે નાશ. ૨૯
પહેલી ઉત્પત્તિ પાછળ લે, તત્ત્વસંખ્યા એમ જાણી લે;
બુદ્ધિગોચર રાખે લેખ, કેને સંશય ન રહે રેખ. ૩૦
ઈંદ્રી ને ઈંદ્રીના દેવ, પંચભૂતનાં કરતવ ભેવ;
સાંખ્યયોગે દેખો નિજ પિંડ, એક પિંડ તેમ સઘળી મંડ્ય. ૩૧
સર્વ રૂપ જે ચૈતન્ય થયો, અગમ અગાધ જેમનો તેમ રયો;
નિર્ગુણ તે સ્વસ્વામી આપ, સગુણ નિમિત્તેં સઘળે વ્યાપ. ૩૨

---

૨૯. દ્યૌ=આકાશ. ૩૦. પહેલી... લે=પ્રથમ ઉત્પત્તિ અથવા વિકાસક્રમ, પછીથી લય અથવા સંકોચક્રમ. લેખ=લક્ષ. રેખ=રેખા. ૩૧. કરતવભેવ=કૃત્યભેદ. મંડ્ય=ગોઠવણ. ૩૨. નિર્ગુણ...વ્યાપ=ગુણથી અતીત–પર એવું મહાવિષ્ણુચૈતન્ય પોતાના મૂળ રૂપમાં જ છે, અને તે સગુણરૂપે સકળ વિશ્વમાં પ્રસરી રહ્યું છે. આ મહાવિષ્ણુનું ચૈતન્યસ્વરૂપ પિંડના તેમજ બ્રહ્માંડના ચાર પ્રકારના દેહમાં કેવી રીતે વ્યાપ્યું છે, તે અખો હવે સમજાવે છે. મહાકારણ (કૈવલ્ય), કારણ, વાસના (લિંગ), અને સ્થૂળ એમ ચાર પ્રકારના દેહો પરસ્પર કાર્યકારણના નિયમથી ગૂંથાયેલા છે. આમ, સ્થૂળનું કારણ લિંગશરીર છે, અને લિંગનું કારણ 'દેહચૈતન્યધામ' એટલે કારણદેહ છે. આ કારણદેહમાં અવિદ્યા, કામ અને કર્મનાં બીજકો રહે છે, અને તે વાસના દ્વારા અંકુર પામીને સૂક્ષ્મદેહ રચે છે. આ સૂક્ષ્મ શરીર સ્થૂળદેહમાં પરિણામ પામે છે. સ્થૂળ દેહનાં ઘટક તત્ત્વો પાંચ મહાભૂતનાં અણુઓ, પાંચ કર્મેન્દ્રિયો, અને પાંચ જ્ઞાનેન્દ્રિયો મળીને પંદર છે. સૂક્ષ્મ દેહનાં ઘટક તત્ત્વો પાંચે શબ્દાદિ તન્માત્રાઓ (અપંચીકૃત પાંચભૂતો) અને ચાર અંતઃકરણ મળી નવ છે. કારણ શરીરનું ઘટક તત્ત્વ તે ચૈતન્યમાત્રા છે. ઉપનિષદમાં તેને પ્રજ્ઞામાત્રા કહી છે. આ ચૈતન્યમાત્રા અવિદ્યાની અંધારીવાળી, બહાર નીકળવાના વેગવાળી, અને ઇન્દ્રિયોને ક્ષોભ પમાડનારી (કર્મના સંસ્કારોના બળવાળી) એમ ત્રણ અશુદ્ધ ધાતુથી બગડેલી છે. મહાકારણ તે કૈવલ્ય છે, અને મહા-

**ચારે દેહતણો હવો એક, સમજી લેવો વસ્તુવિવેક;**
**કારજ કારણ એકએકનું, કૈવલ્ય કારણ છે છેકનું. ૩૩**
**પરમ ચૈતન્ય દેહ કૈવલ્ય નામ, તેનું કાર્ય દેહચૈતન્યધામ;**
**ચૈતન્યકાર્ય વાસનાલિંગ, વાસનાકાર્ય દેહથૂળ પ્રસંગ. ૩૪**
**સ્થૂળનું કારણ વાસનાલિંગ, વાસનાનું કારણ ચૈતન્ય સુચંગ;**
**ઈશ્વર કારણ કૈવલ્ય દેહ, સમજી રહે તો થાય વિદેહ. ૩૫**
**નિર્ગુણ સગુણ એમ ગોચર થાય; લોમપ્રતિલોમ જ પ્રીછયો જાય;**
**કાર્ય કારણ તે સગુણ જ ગણે, કારણ કાર્યથી નિર્ગુણ ભણે. ૩૬**

---

વિષ્ણુનું નિર્મળ સ્વરૂપ છે. તેમાં અવિદ્યા, કામ અને કર્મના બળવાળા સંસ્કારો નથી. આમ, સ્થૂલનાં પંદર, સૂક્ષ્મનાં નવ, કારણનું એક અને મહાકારણનું શુદ્ધચૈતન્ય એક એમ છવીસ તત્ત્વોની પિંડમાં વ્યાપ્તિ છે. બીજી રીતે કહીએ તો, કૈવલ્યદેહમાં ઈશ્વરચૈતન્ય રહેલું છે. તે ઊંડામાં ઊંડું ઈશ્વરચૈતન્ય પ્રથમ દેહચૈતન્યનારૂપે અજ્ઞાન અથવા અવિદ્યાના અણુમાં જીવરૂપે ભાસે છે, અને સવાસન લિંગદેહનો વિકાસ કરે છે. તે લિંગદેહ સ્થૂળ દેહનાં ઘટક અણુઓમાં પ્રવેશ પામી જન્માદિ વિકારોને પ્રકટ કરે છે આ રીતે, કારણદેહ (દેહચૈતન્ય ધામ), વાસનાલિંગ (સૂક્ષ્મદેહ) અને સ્થૂલદેહ એ ત્રણેમાં મૂળ પરમચૈતન્ય એકધારાની પેઠે ઊતરી આવે છે, જેઓ ઈશ્વરચૈતન્યની પીઠમાં રહેલા કાર્યકારણભાવ વિનાના શુદ્ધ પરમચૈતન્યને અનુભવે છે, તેઓ સદેહ છતાં વિદેહ છે. વાસના જ્યારે દૃઢ ભાવનાવડે, પૂર્વાપર વિચાર કર્યા વિના, ઇન્દ્રિયો અને મન વિષયના સંસ્કારને પકડે છે, ત્યારે ચિત્તના તે વલણને વાસના કહે છે. વાસનાઓ ત્રણ પ્રકારે હોય છે: કર્મના સંસ્કારરૂપે, રાગાદિ ક્લેશના સંસ્કારરૂપે, અને જ્ઞાનના સંસ્કારરૂપે. એ વાસનાઓથી રંગાયેલું ચિત્ત સંસારી દશાને ટકાવી રાખે છે. જ્યાં સુધી વાસનાયુક્ત લિંગશરીર હોય છે. ત્યાં સુધી જન્મમરણની પરંપરા ચાલુ રહે છે. પણ ચિત્ત જ્યારે 'અણલિંગી' બને છે, ત્યારે દેહ હોવા છતાં વિદેહભાવ અનુભવાય છે. **૩૩.** છેકનું=છેવટનું. **૩૬.** લોભપ્રતિલોભ=આવિર્ભાવ અને તિરોભાવ.

નિર્ગુણ સગુણ બુધ્યગોચર થાય, બ્રહ્મજ્ઞાનનો એ જ ઉપાય;
લેખ વિના અલેખ નવ્ય જડે, અલેખ જાણ્યાવિના ભમવું પડે. ૩૭
પંદર તત્ત્વનો દેહ જ તે સ્થૂળ, નવ તત્ત્વનું વાસના લિંગ મૂળ;
ચૈતન્યમાત્ર તે ત્રીજું વપુ, ચોથું દેહ તે કૈવલ્ય કહી જપું. ૩૮
એમ જ ચાલે કૃત્ય વિરાટ, સમજે તે સમઝી લે ઠાઠ;
કાનતણો પાળક દિગરાય, શબ્દ પહોંચાડે લૈ વાસનાય. ૩૯
વાસના પહોંચાડે ચૈતન અંગ, એમ જ ચાલ્યો જાય પ્રસંગ;
ચોથાના સામરથનાં ત્રણ, જે એમ સમજે તે નર ધન્ય. ૪૦
ત્વચાતણો સ્વામી છે વાય, સ્પર્શ પહોંચાડે છે વાસનાય;
વાસના તે છે ચૈતન વડે, તે તે સર્વ કૈવલ્યને ચડે. ૪૧
નેત્રતણો સ્વામી છે સૂર, રૂપ વાસના કરે હજૂર;
ઈશ્વરને પહોંચાડે તેહ, કૈવલ્યમાં ચાલ્યું જાય એહ. ૪૨
રસનાનો સ્વામી છે વરુણ, તે રસ વાસનાને કરે શરણ;
કારણને પહોંચાડે ભોગ, કૈવલ્ય સાથે સહુનો જોગ. ૪૩
નાસાનો સ્વામી છે મહી, તે ગંધ પહોંચાડે વાસના જઈ;
વાસના લિંગ છે કારણ ભણી, મહાકારણ સર્વેનો ધણી. ૪૪

---

૩૭. બુદ્ધિગોચર=બુદ્ધિનો વિષય. લેખા વિના=લક્ષણાથી જાણી શકાય એવા લક્ષ વિના. અલેખ=લક્ષણાથી જાણી ન શકાય તે. ૩૮. વપુ=શરીર. ૪૧. વાસના...ચડે=દરેક ઇન્દ્રિયનો અધિષ્ઠાતા દેવ ઇન્દ્રિયોના વ્યાપારને મદદ આપે છે. અને તે વડે ઇન્દ્રિયો સંસ્કારોને વાસનાપુરીમાં લાવે છે. એ વાસનાપુરીમાં સૂતેલો 'પુરુષ' તેને ભોક્તા થઈ ભોગવે છે. પણ તે જો પોતાના સ્વરૂપને ઓળખે છે, તો તે ભોક્તાના અભિમાનવાળો થતો નથી અને સંસ્કારનાં ફલોને મૂળ-ચૈતન્યને અર્પે છે. વાસના ચૈતન્ય વડે છે, એટલે કે પુરુષના–જીવના–પ્રયોજન અર્થે છે. જો ભોગવાસના છૂટી જાય, તો આ સંસ્કાર ઈશ્વરાર્પણ થાય, અને તેથી તે કૈવલ્યને ચડે. ૪૨. સૂર=સૂર્ય. ૪૪. મહી=પૃથ્વી.

વાસના જીવ ને જીવ વાસના, તે ચૈતન્ય ઇશ્વરની આભાસના;
તે ભોગવાવે અવસ્થા ચાર, જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ વ્યાપાર. ૪૫

તુર્યાને મળે ત્યારે જીવ ટળે, કૈવલ્યમાંહી તે ત્યાં ભળે;
ત્રણ અવસ્થા સૂધો જોગ, હવે તેહનો કહું છું ભોગ. ૪૬

જાગ્રત ભોગવે નેત્રે રહી, સ્વપ્ન ભોગવે કંઠે જઈ;
હૃદે લીન સુષુપ્તિ ભોગવે, ભમરગુફા તુર્યા જોગવે. ૪૭

સંત વિવેકી જાણે એહ, દેહથેક છે તેહ વિદેહ;
સકળ ઘટમાં એવો ઠાઠ, સંત કહાવે સમજ્યા માટ. ૪૮

એ અનુભવ તે સ્વે જાણવો, ઇયાં ઉપાય નથી કરવો નવો;
આપે આપ પ્રીછ્યો જાય, બીજો ઇયાં ન કોય સહાય. ૪૯

શરદઋતે જેમ નીતરે નીર, આપે આપનું પામે હીર;
એ સમજ્યાવીણ જે અધ્યાસ, તેથી સ્વરૂપનો હોયે નાશ. ૫૦

---

૪૫. આભાસના=આભાસ. ૪૬. તુર્યાને...ભળે=આપણું રૂપ જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થાવાળું છે. જ્યાં આ ભાવ કાયમ રહે છે, ત્યાં સુધી જીવપણું રહે છે. ચોથી અવસ્થા તુર્યાની છે. ત્યાં સાક્ષીપદે સ્ફુરતું ચૈતન્ય હું છું એવું ભાન પ્રકટે છે. એમ થતાં જીવત્વ ટળી જાય છે, અને કૈવલ્યપદમાં વાસ થાય છે. પહેલી ત્રણ અવસ્થાના મનને 'સમના' સ્થિતિ કરે છે. ચોથી તુર્યાવસ્થાના મનની 'સમના' અને 'ઉન્મની' એ બેની વચ્ચેની સ્થિતિ હોય છે. પણ તુર્યાથી પાર ગયેલું મન ઉન્મની ભાવવાળું હોય છે અને તેમાં જરાય ભેદભાવના સંકલ્પવિકલ્પ રહેતા નથી. ૪૭. હૃદે=હૃદયમાં. ભ્રમરગુફા...ભોગવે=જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ. અને તુર્યા એ અવસ્થાઓની વિશેષ અભિવ્યક્તિ અનુક્રમે આંખમાં કંઠના પાછળના ભાગમાં, હૃદયમાં અને ભ્રમરની મધ્યે (ભ્રમરગુફામાં —ડોકની ઉપરના ભાગમાં રહેલા ચક્રમાં) થાય છે. યોગમાર્ગે ધારણા કરનારને આ વિશેષ ચૈતન્યની અભિવ્યક્તિ થતી સમજાય છે. ૫૦. નીતરે=નિર્મળ—સ્વચ્છ—થાય. હીર=સત્ત્વ.

એ છે પંચીકરણુ મહાવાક્ય, તેની કોઈ ન પૂછશો સાખ્ય;
પોતાનું સમજે જો પોત, એણે સ્વયં હોય ઉદ્યોત. ૫૧

ખટ ઊર્મિ છે દેહને વિષે, કોય દેહ નોય ઊર્મિ પખે;
ઉષ્ણ શીત તે સ્થૂળ ભોગવે, ક્ષુધા પિપાસા પ્રાણ જોગવે. ૫૨

હર્ષ શોક તે મનનો ધર્મ, ષડ ઊર્મિનો જાણો મર્મ;
સ્થૂળ સૂક્ષ્મ છે એનો ભોગ, કાર્ય કારણમાં રહે અમોઘ. ૫૩

હર્ષ શોક વળી પુણ્ય ને પાપ, દેવ પિતૃ ગૃહનો આલાપ;
ગતે જાય અવગતિયો થાય, વાસનાલિંગનો એહ ઉપાય. ૫૪

વાસનાલિંગે મહા સ્થૂળ લિંગ, વાસના ભંગ તો સ્થૂળનો ભંગ;
વાસનાની દૃષ્ટિ સ્થૂળ ઉપરે, તહાં લગી ઊપજે ને મરે. ૫૫

વાસના કારણ સામી થાય, દૃષ્ટિ કૈવલ્ય દેહે જાય;
સંપુટ ઊઘડે જાય બરાસ, તેમ કૈવલ્યમાં સહુનો વાસ. ૫૬

ત્યારે પાછું વળવા કોણ, જેમ સાગરમાંહી મળ્યું લૂણ;
વાસના લીન થયા પછી દેહ, જેમ પર્વત પર વરસે મેહ. ૫૭

---

**૫૧.** સ્વયં ઉદ્યોત=આપમેળે ઉજાશ. **૫૨.** ઊર્મિ=લાગણી, મોજું. **૫૪.** આલાપ=બડબડાટ. ગતે...ઉપમ્ય=કર્મ, કલેશ અને જ્ઞાનના સંસ્કારો જે આશ્રયમાં રહે તે લિંગ. વાસનાલિંગનો બહારનો પ્રદેશ સ્થૂળ દેહ તરફ છે, અને અંદરનો પ્રદેશ મહાકારણ–મૂળ કૈવલ્ય–તરફ છે. વાસનાલિંગ જ્યારે બહિર્મુખ વેગવાળું થાય છે, ત્યારે જન્મમરણ થાય છે. જ્યારે તે અંતર્મુખ વેગવાળું થઈ કૈવલ્યપદમાં શમે છે, ત્યારે મોક્ષ થાય છે. આમ, મૂળ ચૈતન્ય જ્યારે લિંગાત્માની પીઠમાં રહેલું ઊઘડે છે, ત્યારે વાસના ઊડી જાય છે, અને જન્મમરણ પ્રકટતાં નથી. **૫૬.** સંપુટ=દાબડી. દાબડી ઉઘાડતાં બરાસ ઊડી જાય છે, તેમ વાસના ઊડી જાય છે. **૫૭.** લૂણ=મીઠું. વાસના લીન–શમી જાય, ત્યારે દેહ એ તો પર્વત ઉપર વરસતા મેહના જેવો થઈ જાય છે. આવા મુક્તપુરુષનો

ભરાણું નીર ઝરી નીસરે, પાછળ ઉમેરો કોણ જ કરે ?
તેમ ચાલે જ્ઞાનીની કાય, જીવ ચિહ્ન ત્યાં સરવે જાય. ૫૮
ઈશ્વિર ચિહ્ન ઊપજે કદાચ, તહાં ન પહોંચે વૈખરી વાચ;
દેવચરિત્ર ન આવે હાથ, જીવ ન પહોંચે તેને સાથ. ૫૯
પરાપશ્યંતી મધ્યમા વૈખરી, ત્રણ લિંગની સત્તા ખરી;
કારણ વાસના લિંગને સ્થૂળ, ત્રણ લિંગ વાસનાનું મૂળ. ૬૦

---

દેહ જીવતો વ્યાપાર કરતો રહે છે, પણ તે તો વ્યાપાર ખપી જવા અર્થે હોય છે—નવા વ્યાપારને માટે નવા દેહને પ્રકટ કરવાને માટે—હોતો નથી. ઘડો ઝરી જાય, અને નવું પાણી એમાં ભરવામાં ન આવે. તો જે સ્થિતિ—પાણી વિનાની રહે, તેના જેવું આ છે. વાસનાનો લય થયા પછી, આ મુક્તપુરુષનો દેહવ્યાપાર ચાલે છે અને તેની પ્રવૃત્તિમાં ઈશ્વિરનાં ચિહ્ન (ઐશ્વરી શક્તિ) ક્યારેક ઝળકી રહે છે. પણ આ શી રીતે થાય છે, તેનું વર્ણન ચામડાની જીભ કરી શકે એમ નથી. ૬૦. પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી એ વાણીના (વાચકશબ્દના) પ્રકાર છે. પરામાં શબ્દ (વાચક) અને અર્થ (વાચ્ય) સંયુક્ત દશામાં હોય છે. આ પરાવાણી જ્યારે બુદ્ધિના મથનથી ક્ષોભ પામે છે, ત્યારે શબ્દ અને અર્થ એવા બે દળમાં પ્રકટે છે, એટલે જીવ વાચકશબ્દ અને વાચ્યઅર્થને બુદ્ધિમાં સમજી શકે છે. શબ્દની સાથે આમ જેમાં અર્થનું સ્ફુરણ થાય છે, તે પશ્યંતી વાણી છે. પછી આ વાણી આગળ વધીને પ્રાણના વેગથી મુખનાં વાણીનાં સ્થાનને અંદરથી ક્ષોભ આપે છે, અને જીવ અંદરથી અર્થમય વિચારને ઉચ્ચરિત શબ્દના રૂપથી સમજે છે. આ ત્રીજી વાણી તે મધ્યમા. છેલ્લે, આ મધ્યમાવાણી બહારનો માણસ સમજી શકે તેવી વર્ણ, પદ, અને વાકયના રૂપમાં કંઠાદિ સ્થાનો સાથે અથડાઈ વૈખરીરૂપે બહાર આવે છે. આ વૈખરીવાણીમાં ઘોષ એટલે નાદ વેરાય છે. હવે બ્રહ્મચૈતન્ય અર્થરૂપે છે અને શબ્દરૂપે વ્યક્ત થાય છે. તેમાં શબ્દબ્રહ્મ વાચક છે, અને અર્થબ્રહ્મ વાચ્ય છે. પ્રાણીમાત્રમાં રહેલો શબ્દબ્રહ્મ બ્રહ્મચૈતન્યને વિસ્તારવા

પરાપારથી કારણ લિંગ, તે પોષતાં આવે તુરંગ;
બાહેર આવે ઘોષ વેરાય, ઉત્તમ મધ્યમ શબ્દ ચાલ્યા જાય. ૬૧

પણ સમઝવો છે દેહનો ઠાઠ, બીજાં સાધન માયાનો ઘાટ;
આદર વોણી પામે મુક્તિ, જો રૂડી પેરે સમઝે જુક્તિ. ૬૨

વૈકુંઠ સુધી એક માંડણી, ત્રૈલોક સુધી જો જો ગણી;
ત્રૈલોકનાથ ધરી આવે દેહ, ઠાઠ સકળમાં તેહનો તેહ. ૬૩

અવાચ્ય કહાવે કૈવલ્યનામ, તે અવ્યાકૃત માયાનો વિશ્રામ;
અવ્યાકૃત વિષે કૈવલ્યનું ભાન, તે જ ધરે ઈશ્વરનું માન. ૬૪

---

મથે છે, અને એ વાચકબળ તે વાણી છે. જ્યાં સુધી લિંગશરીર છે, ત્યાં સુધી આ ચારે વાણી જીવ સાથે જોડાયેલી રહે છે. તેમના વેગ પાંચ તન્માત્રાના દ્રવ્યમાં અને ચાર અંતઃકરણમાં વહે છે, તેથી લિંગની તે ખરી શક્તિ છે. પશ્યંતી એ જીવના કારણ શરીર સાથે, મધ્યમા એ વાસનાલિંગ સૂક્ષ્મ શરીર સાથે, વૈખરી એ સ્થૂલ શરીર સાથે, અને પરાવાણી મહાકારણ સાથે જોડાયેલી છે. પરાવાણીની પારથી એટલે શુદ્ધબ્રહ્મચૈતન્યના જ્યોતિર્મય વેગથી કારણલિંગ પોષાય છે, અને તેના પોષણથી વિચારના તરંગો ઊછળે છે. આ તરંગોનું વહન નાદ અથવા ઘોષ કરે છે, અને તે વૈખરી વાણીમાં પ્રકટે છે. આ શબ્દબ્રહ્મનો વિસ્તાર નાના જીવથી તે ઠેઠ વૈકુંઠવાસી વિષ્ણુ સુધી એક જ નિયમથી થાય છે. ત્રૈલોકનાથ=ભગવાન–દેહધારી થઈને આવે, તોપણ આ દેહભ્રમ જેવો ને તેવો જ દેખાય છે અને અનુભવાય છે. ૬૪. અવાચ્ય=વચનાતીત. પરાવાણીની પારનો પ્રદેશ. તે કૈવલ્ય–બ્રહ્મચૈતન્ય–છે. અવ્યક્ત=અવ્યાકૃત એટલે વિકાર નહિ પામેલી માયા; તેમાં નામ, રૂપ અને કર્મ ગુપ્ત બીજરૂપે રહેલાં હોય છે. એ માયા ચૈતન્યના આભાસને પકડી રાખે છે. શુદ્ધ બ્રહ્મચૈતન્ય માયામાં વિશ્રામ પામીને તેને વ્યક્ત–વિકારી–કરવા મથે છે. આમ અવ્યક્તને વ્યક્ત કરનારું જે ચેતન છે, તે ઈશ્વર છે. શુદ્ધ બ્રહ્મ વાણીથી પાર છે. ત્યારે સગુણ બ્રહ્મ વાણીથી વાચ્ય છે.

ઇશ્વિરને અવસ્થા ત્રણ્ય, જાગ્રત સ્વપ્ન સુષુપ્તિઆવર્ણું;
ઇશ્વિરને જ્યારે સુષુપ્તિ થાય, માયાઉપહિત નામ ધરાય. ૬૫
તેને જ્યારે સ્વપ્ન જ થયું, ત્યારે હિરણ્યગર્ભ નામ પામિયું;
તે ઇશ્વર જ્યારે જાગ્રત ભોગવે, ત્યારે વૈરાટ નામ સંભવે. ૬૬
વિદ્યામાં પડતો આભાસ, એટલે ઇશ્વિર સર્વાવાસ;
અવિદ્યામાંહિ પડ્યો આભાસ, એટલે હવો જીવ પ્રકાશ. ૬૭

---

૬૫. આવર્ણું=આવરણ, ઢાંકણ. જે ચૈતન્ય માયારૂપ ઉપાધિમાં મર્યાદિત થાય છે, તે માયા ઉપહિત છે. સુષુપ્તિ, સ્વપ્ન અને જાગ્રત એ ત્રણ અવસ્થાઓમાં માયા ઉપહિત ચેતન અનુક્રમે ઇશ્વર, હિરણ્યગર્ભ અને વિરાટ એમ નામો ધારણ કરે છે. જેમ બ્રહ્માંડમાં માયા ઉપહિત ચેતન છે, તેમ પિંડમાં અવિદ્યા ઉપહિત ચેતન છે. જેમ માયા ઉપહિત ચેતનમાં પરમેશ્વરની યોગનિદ્રા (સુષુપ્તિ) છે, તેમ અવિદ્યા ઉપહિત ચેતનમાં જીવની ભોગનિદ્રા (સુષુપ્તિ) છે. જેમ બ્રહ્માંડનો લય માયામાં થાય છે, તેમ આપણા મર્યાદિત નિશ્ચયનો લય અવિદ્યામાં થાય છે. જેમ બ્રહ્માંડનો ઝાંખો ઉદય થાય છે, તેમ પિંડમાં આપણા મર્યાદિત અનુભવોની છાયા સ્વપ્નમાં પ્રકટ થાય છે. જેમ બ્રહ્માંડનો સ્થૂલ ઉદય થાય છે, તેમ પિંડમાં ઇંદ્રિયો વડે સ્થૂલ વિષયાનુભવ જાગ્રત થાય છે. જેમ ત્રણ અવસ્થામાં માયા ઉપહિત ચેતન ઇશ્વર, હિરણ્યગર્ભ અને વિરાટ એમ નામો ધારણ કરે છે. તેમ અવિદ્યા ઉપહિત ચેતન પ્રાજ્ઞ, તૈજસ અને વિશ્વ એવાં નામો ધારણ કરે છે. પણ જે ચોથી અવસ્થા–તુરીયપદ છે, તેમાં ઇશ્વરચૈતન્ય અને જીવચૈતન્ય જાગ્રત વગેરે અવસ્થાઓથી વિખૂટું પડી સાક્ષીચૈતન્યનું સ્વરૂપ ભોગવે છે, અને તે સ્થિતિમાં અદ્વૈતનો અનુભવ જાગે છે.

૬૭. વિદ્યા=આ જગતનું મૂળ કારણ અને આપણામાં આત્મરૂપે રહેલું બ્રહ્મતત્ત્વ શી રીતે સંસારી જીવના અનુભવમાં આવે, તે રીત અથવા પદ્ધતિ. તેના ક્ષર અથવા અપરા અને અક્ષર અથવા પર એ બે ભાગો છે. ઋગ્વેદાદિ ક્ષર વિદ્યા છે અને પ્રણવ અક્ષરવિદ્યા છે. સર્વાવાસ= સર્વવ્યાપી.

તેનું નામ ધરાણું જીવ, તે ત્રણ અવસ્થા ભોગવે સદૈવ;
સુષુપ્તિ સ્વપ્ન ને જાગ્રત, તેનો જીવ સાક્ષી અવિગત. ૬૮
અવસ્થા ભોગવે સાક્ષી રહ્યો, તે ત્રણ આભાસે ભાસી રહ્યો;
જાગ્રતમાં જે પડ્યો આભાસ, વિશ્વ નામ તેહનો પ્રકાશ. ૬૯
તેને જ્યારે સ્વપ્ન જ હવું, તૈજસ નામ ત્યારે અનુભવ્યું;
તેને જ્યારે સુષુપ્તિ હવી, પ્રાજ્ઞ સંજ્ઞા ત્યારે અનુભવી. ૭૦
આભાસ ભોગવે છે એ ત્રણ, પોતે સાક્ષીવત રહ્યો અન્ય;
સત્તર તત્ત્વની ઈશ્વિરકાય, પંચપ્રાણ દશ ઇંદ્રિય થાય. ૭૧
મન બુદ્ધિ સહિત સત્તરે તત્ત્વ, સૂત્રાત્માનું તેમાં મહાસત્ત્વ;
અપંચીકરણ ઈશ્વરનો દેહ, પંચીકરણ જીવ જે તેહ. ૭૨
પંચીકૃત્યનું જીવશરીર, પંચભૂત દશમાંહિ સમીર;
કર્મેન્દ્રિય જ્ઞાનેંદ્રિય જ્ઞાન, પંચ વિષય તન્માત્રા ભાન. ૭૩

---

૬૮. અવિગત=અવ્યક્ત બ્રહ્મ. ૭૧. સત્તર તત્ત્વ=પરમેશ્વરની કાયા પાંચ પ્રાણ, દશ ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ એમ સત્તર તત્ત્વની છે. આ દ્રવ્યો અપંચીકૃત અવસ્થાનાં છે. તેથી સર્વ સ્થૂલ પદાર્થોમાં તેના વ્યાપારો ચાલી શકે છે. સૂત્રાત્મા=બ્રહ્માંડના લિંગ શરીરનું અધ્યક્ષ ચેતન. તેને મહાસત્ત્વ અથવા મુખ્ય જીવ પણ કહે છે. ૭૩. પંચીકરણ જીવ=જીવની કાયામાં ૪૯ તત્ત્વો પ્રવેશ પામે અને તેઓ પંચીકૃત અવસ્થાવડે મિશ્ર ભૂમિકાનાં હોય છે, એ ૪૯ તત્ત્વો આ પ્રમાણે છેઃ ૫ મહાભૂતનાં અણુઓ, ૧૦ પ્રાણો (સમીર), ૫ કર્મેન્દ્રિયો, ૫ જ્ઞાનેન્દ્રિયો, ૫ શબ્દાદિ માત્રાઓ, ૪ અંતઃકરણ (મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકાર), ૧ સર્વને પોતાના ગર્ભમાં રાખતી ઈશ્વરની માયાશક્તિ અને ૧૪ દશ જ્ઞાન તથા કર્મેન્દ્રિયોના તેમજ ચાર અંતઃકરણના ઇન્દ્રિયગણના અધ્યક્ષ દેવો. દશ સમીર= દશ વાયુઃ–પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, સમાન, નાગ, કૂર્મ, કૂકટ દેવદત્ત અને ધનંજય. પહેલા પાંચ વાયુ અનુક્રમે હૃદય, ગુદા, સર્વ શરીર, કંઠ, અને નાભિમાં છે. ઉદ્‌ગાર વખતે નાગની કલા જાગે છે. એ

મન બુદ્ધિ ચિત્ત અહંકારને માય, ચૌદ દેવ તેના અધિષ્ઠાય;
સર્વ મળી ઓગણપંચાસ, દશ વાયુનો કહું વિસ્તાર. ૭૪
પ્રાણવાયુ ઊંચી ગત્ય કરે, અપાન તે નીચો સંચરે;
ઉદાન જળને તાણે કંઠ, વ્યાને સકળ શરીરની ગંઠ. ૭૫
સમાન સકળ રસ વેંચે ભાગ, દેવદત્ત ત્વચાને લાગ;
કૂર્મ રહ્યો ધરણીને ધરી, નાગ રહ્યો કુંડળી આવરી. ૭૬
ધાવનગમન ધનંજય કરે, સકળ સાંધામાં કુર્કટ ફરે;
દશ વાયુનાં કૃત્ય ને નામ, પંચકોશ કહું જીવનું ઠામ. ૭૭
અન્નમયકોશ એકનું નામ, પ્રાણમયકોશ બીજાનું ઠામ;
ત્રીજો કોશ મનોમય એહ, ચોથો કોશ જ્ઞાનમય તેહ. ૭૮
પંચમ છે આનંદમય કોશ, નામ ધરે જીવ અભિનિવેશ;
ત્રણ વિશેષણ ઈશ્વરતણાં, સત્ ચિત્ આનંદ નામે ભળ્યાં. ૭૯
તે જ વિશેષણ જીવને વિશે, નામ ફેર કરી નવ ઓળખે;
અસ્તિ ભાતિ પ્રિય એ છે ત્રણ, એ એકતાનું કહું આચર્ણ. ૮૦
અસ્તિ કે'તાં સદા સતનું નામ, ભાતિ કહેતાં ચિદ્નું ઠામ;
આનંદ તે જે પ્રિય જાણવો, એમ જીવ ઈશ્વર એકતા અનુભવો.
ઊઠ હાથ નામ જીવને વિષે, ચૌદ લોક ઈશ્વર ઓળખે;
તે માટે જીવ ઈશ્વર બે, બેઉ વિષે સૂત્રાત્મા રહે. ૮૨

---

વાયુ કુંડલિની શક્તિને વળગી રહ્યો છે. કૂર્મ આંખોને ઉઘાડવાનો વ્યાપાર કરે છે, અને તેનું સ્થાન મૂલાધારમાં અહીં ગણ્યું છે. કૂકટ એટલે કુર્કટ. તે વાયુ ભૂખ ઉત્પન્ન કરે છે. દેવદત્ત બગાસું ખાવાના વ્યાપારમાં પ્રકટે છે. ધનંજય સમગ્ર શરીરમાં વ્યાપેલો રહે છે, અને તેની ઉપયોગિતા દોડવા વગેરેમાં છે. ૭૪. પરચાર=પ્રચાર, ફેલાવ. ૭૧ ધાવનગમન=દોડવું અને જવું. ૭૮. જ્ઞાનમય=વિજ્ઞાનમય. ૮૦. અસ્તિ=છે (સત્) ભાતિ=પ્રકાશમય (ચિદ્) પ્રિય=આનંદ, જીવ અને ઈશ્વરનાં વિશેષણો એક જ અર્થને બતાવે છે. ૮૨. ઊઠ=સાડા ત્રણ.

સુષુપ્તિ ભોગવે હૃદયે રહી, સ્વપ્ન ભોગવે કંઠે જઈ;
જાગ્રત તે નેત્રે ભોગવે, તુર્યાનુસ્યૂત સહુને જોગવે. ૮૩
જીવેશ્વરની સરખી વર્ત્ય, ઈશ્વરશું હોયે એક સુર્ત્ય;
જીવભાવના જીવથી જાય, અનુસંધાન ઈશ્વરથી થાય. ૮૪
એટલામાં જો રહે અભાસ, તો સાલોકયે વૈકુંઠવાસ;
વિશ્વાભિમાન વિરાટશું મળ્યું, સ્થૂલપણું સ્થૂલમાંહે ભળ્યું. ૮૫
તૈજસને રે' સ્વપ્નઅભિમાન, હિરણ્યગર્ભમાં થયું એકસાન;
તે જ ઈશ્વરતણું છે સ્વપ્ન, તેમાં તૈજસ પામ્યો પતન. ૮૬
સામીપ્યમુક્તિ તેનું નામ, પ્રાજ્ઞાભિમાની સુષુપ્તિને ઠામ;
માયાઉપહિત પ્રાજ્ઞ જ મળ્યો, સારૂપ્યે એકતામાં ભળ્યો. ૮૭
તુર્યાવસ્થા ઈશ્વરતણી, સાયુજ્યમુક્તિ તેની ભણી;
સૂત્રાત્માશું અનુસંધાન, જીવેશ્વર બેઉનું નિદાન. ૮૮
જીવેશ્વર કે'વા નવ રહ્યો, ત્યારે અપંચીકરણુને પારે ગયો;
એ પ્રપંચ કલ્પી કીધો સમાવ, સદા નિરંતર છે તે સાવ. ૮૯

---

૮૩. તુર્યાનુસ્યૂત=તુર્યાવસ્થા જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થામાં અને તેમનાં અભિવ્યક્તિનાં સ્થાનોમાં અનુસ્યૂત-ગૂંથાયેલી હોય છે. જોગવે=જોગ કરે. ૮૪. જીવેશ્વર=જીવ અને ઈશ્વર. સુર્ત્ય=સુરતી, ધ્યાન અનુસંધાન જોડાણ. ૮૫. અભાસ=આભાસ. જીવની ઉપાધિઓને એટલે પિંડનાં તત્ત્વોને ઈશ્વરની ઉપાધિઓ સાથે એટલે બ્રહ્માંડનાં તત્ત્વો સાથે એકતાર કરવાથી તે બે ચૈતન્યો એકવત્ અનુભવાય છે. આ એક થવાપણાનો ક્રમ આવો છે; સાલોક્યમુક્તિ, સામીપ્યમુક્તિ, સારૂપ્યમુક્તિ, અને સાયુજયમુક્તિ. આ ચારે મોક્ષ સોપાધિક છે. નિરુપાધિક મોક્ષ તે કૈવલ્ય છે; અને તેમાં જીવ-ઈશ્વરનો ભેદાભાસ સંપૂર્ણ રીતે શમી ગયો હોય છે. ૮૯. જીવેશ્વર...ગયો=પંચીકૃત તત્ત્વોની જીવકાયા અને અપંચીકૃત તત્ત્વોની ઈશ્વરકાયા એ બન્ને ભાવો શમી જાય છે, ત્યારે જીવ ઈશ્વરપદમાં સાયુજ્ય પામે છે. ત્યારે તે પંચીકરણની પાર ગયો કહે-

પરા પશ્યંતી મધ્યમા વૈખરી, પિંડબ્રહ્માંડ વિષે ચારે ખરી;
સોહં શબ્દ વૈરાટને વિષે, એક સૂત્ર પિંડમાંહી લખે. ૯૦
લેતાં શ્વાસથી ઊઠે સકાર, મૂકે શ્વાસે થાય હકાર;
સકાર હકારનો હોયે લોપ, ત્યાં ૐકાર રહે વણઓપ. ૯૧
તે ૐકાર અચિંત્ય અંકોર, ત્રિધા થાય અવાચ્યને જોર;
પરા તે જ અવ્યક્ત છે માય, પશ્યંતી વિષ્ણુ સત્ત્વગુણ થાય. ૯૨
મધ્મમા બ્રહ્મા રજોગુણરૂપ, વૈખરી રુદ્ર સાધારણ ભૂપ;
ચારે વેદ ને ચારે વાણ્ય, સકળ શબ્દતણું મંડાણ.
મંત્ર જંત્ર સર્વ શબ્દનો ઘાટ, શબ્દે બાંધ્યો સઘળો ઠાઠ;
એણી પેરે શોધે આપ, ત્યારે જાય અહંતા થાપ. ૯૪
ચૌદ લોકે એકે વૈરાટ, તેમાં ચાર ખાણના ઘાટ;
જેમ ઉદંબર વૃક્ષ થડથો ફળે, મૂળટોચ સુધી ફળ નીકળે. ૯૫
તેમ ચૌદ લોક સુધી સૌ જંત, એમ વૈરાટ ફળ્યો છે તંત;
એ વિરાટ કહાવે બ્રહ્માંડ, રચ્યો પિંડ અસંખ્યાત માંડ. ૯૬
સ્થૂળને જોતાં નાવે પાર, અંતર ઊતરે લાધે સાર;
એ લેખે દેહાભિમાન, જીવેશ્વરનું ટાળો ભાન. ૯૭

---

વાય છે. પણ જ્યારે તે ઈશ્વરપદમાંથી સાક્ષીપદમાં કૈવલ્યભાવે રહે છે, ત્યારે તે અપંચીકરણની પાર ગયેલો કહેવાય છે. **૯૧.** વણઓપ=સ્વાભાવિક રીતે. **૯૨.** ત્રિધા=ત્રણ રીતે. પરા તે જ માય (માયા) છે. **૯૩.** વાણ્ય=વાણી. આ પ્રણવની સમજૂતી માટે જુઓ કોઠો, અને 'અખેગીતા.' **૯૫.** આ ચૌદે લોકમાં એક વિરાટ જ છે. તેના શરીરમાં જરાયુજ આદિ ચાર દેહયોનિઓ છે. થડથો=થડમાંથી. ૯૬ વિરાટને ઊંબરાના ઝાડ સાથે સરખાવી તેના અસંખ્ય ફળરૂપ પિંડ બતાવ્યા છે. માંડ=ગોઠવણ. **૯૬.** સ્થૂલને... પાર=વિરાટરૂપી ઊંબરાના વૃક્ષને જોવાથી પાર આવે એમ નથી. એ તો અંતરમાં ઊતરીને વિરાટના વ્યાપક શરીરમાંની ચૈતન્યની ચેષ્ટા જોઈએ તો જ સાર લાધે.

એ પંચીકરણુ છે મહાવાક્ય, એણે થાય અનુભવ પરિપાક;
જંતપણું જેને છે સત્ય, તેણે કરવું એવું નૃત્ય. ૯૮
વેદતણાં વચન છે એહ, નિઃસંદેહ થાય સમઝે તેહ;
જીવન્મુક્ત તે તેનું નામ, જેણે સાંભળ્યું મૂળગું ધામ. ૯૯
નૈં અવતરિયાસરખો તેહ, જેણે એમ ન સંભાળી દેહ;
મુક્તિબંધનું નહિ અભિમાન, જ્યાં જ્ઞાતા નહીં જ્ઞેય ને જ્ઞાન. ૧૦૦
ત્રિપુટીરહિત તે છે જ અવાચ્ય, તત્ત્વમસિપદ શોધ્યું સાચ;
શાસ્ત્રારથ તેણે પામ્યું જ્ઞાન, આત્માનુભવ હવું વિજ્ઞાન. ૧૦૧
મહાપદમાં કલ્પ્યું એ દ્વૈત, તે સમઝ્યાથી થયું અદ્વૈત;
અહંબ્રહ્મ છે શબ્દ જ વિના, એ સમઝે અખા વેત્તા આપના. ૧૦૨

---

૯૮. પરિપાક=પરિણામ. ૧૦૦. જ્ઞાતા (જાણનાર) જ્ઞેય (જાણવાનો વિષય) અને જ્ઞાન એ ત્રિપુટીથી રહિત અને વાણીથી પર એવું જે **તત્ત્વમસિ**નું પદ છે, તે જીવન્મુક્તનું મૂળગું ધામ છે. તેમાં મોક્ષ નથી, બંધન નથી. તેમાં આત્માનુભવનું વિશુદ્ધ વિજ્ઞાન છે. આવો અનુભવી પુરુષ **અહંબ્રહ્મ** 'હું બ્રહ્મ છું' એમ બોલ્યા વિના મૌનપણે તેનો અનુભવ કરે છે. તેઓ વેત્તા આપના આત્માના વેત્તા છે, બ્રહ્મનિષ્ઠ છે.

# શ્રીઅખેગીતા

## કડવું ૧ લું–હરિગુરુસંતની સ્તુતિ

### રાગ ધન્યાશ્રી

ૐ નમો ત્રિગુણપતિ રાયજી, સર્વે પહેલા જે પૂજાયજી;
અગમઅગોચર જેને શ્રુતિ ગાયજી, ચરણચિંતવી હું લાગું પાયજી.

### પૂર્વછાયા

ચરણ ચિંતવીને સ્તુતિ કરું, ચિદ્‌શક્તિ બ્રહ્માનંદની;
અણછતો અખો અધ્યારોપ કરે, તે કથા નિજાનંદની. ૧

ગુરુ ગોવિંદ ગોવિંદ ગુરુ, નામ યુગલ રૂપ એક;
તેને સ્તવું નીચો નમીને, કરું બુદ્ધિમાન વિવેક. ૨

પરાત્પર પરબ્રહ્મ જે, તે મન-વાણીને અગમ્ય;
તેનો લક્ષ આપી શકે, તે માટે ગુરુ તે બ્રહ્મ. ૩

---

કડવું ૧. ત્રિગુણપતિ રામજી=ત્રણ ગુણ–સત્ત્વ, રજ અને તમના સ્વામી; પ્રકૃતિના નિયામક. ચિદ્‌શક્તિ=ચૈતન્ય શક્તિ. નિજાનંદ= પોતાનામાં રહેલો સ્વાભાવિક બ્રહ્માનંદ. યુગલ=જોડી. બુદ્ધિમાન=બુદ્ધિ પ્રમાણે. પરાત્પર પરબ્રહ્મ=વિકારી તત્ત્વ એટલે ક્ષર અને તેનું નામ અપર, અથવા કાર્યબ્રહ્મ. તેનું કારણભૂત તત્ત્વ તે અક્ષર, અથવા

શ્વાન શૂકર બિડાલ ખર, તેના ટોળાનો જે જંત;
તેને મૂકે હરિ કરી, જેને મળે સદ્ગુરુ સંત. ૪

ગુરુમહિમા છે અતિઘણો, કો સમજે સંત સુજાણ;
તે ગુરુ-ગોવિંદ એકતા ભજે, જેને લાગ્યાં સદ્ગુરુ-બાણ. ૫

જેમ રવિ દેખાડે રવિધામને, તેમ ગુરુ દેખાડે રામ;
તે માટે હરિ તે ગુરુ, ગુરુ ગોવિંદ એવું નામ. ૬

ચિહ્ન શમ્યું તે સંતનું, જે ગુરુ-ગોવિંદ એકતા ભજે;
જેમ બીબામાંહે રસ ભર્યો, તે વણઘડ્યે રૂપ નીપજે. ૭

જેમ સુવર્ણકેરી મોહોરમાંહે, અન્ય મુદ્રા છે અતિઘણી;
તેમ ગુરુ-ભજનમાં સર્વ આવે, જો મન વળે ગુરુચરણ ભણી. ૮

જેમ બધિર ન જાણે નાદસુખને, સ્વાદ ન હોયે રસના વિના;
તેમ ગુરુ વિના હરિ નવ મળે, જેમ ભોગ ન પામે નિર્ધના. ૯

કહે અખો સહુ કોએ સુણો, જો ટાળવા હીંડો જંતને;
એ આરતશું ઉરમાં ધરો, તો સેવો હરિ-ગુરુ-સંતને. ૧૦

---

અવ્યાકૃત, અથવા પર. એ 'પર'થી ચડિયાતો પરાત્પર એટલે પુરુષોત્તમ. તેનાથી આગળ મન તથા વાણીને અગોચર એવું પરબ્રહ્મ. આ પ્રમાણે બ્રહ્મ વસ્તુની ચાર ભૂમિકા થાય છે. ગુરુ આ બ્રહ્મવસ્તુની સમજ અને અનુભવ અપાવે છે. તેથી તે બ્રહ્મ છે. શ્વાન=કૂતરો. શૂકર=ભૂંડ. બિડાલ=બિલાડો. ખર=ગધેડો. રવિધામ=સૂર્યનું ધામ. જેમ સૂર્ય પોતાની અંદરના ધામને-હિરણ્યમય પુરુષને સૂર્યમંડળના સાચા તેજને સ્ફુરાવે છે, તેમ ગુરુ અંતરમાં રહેલા રામને પ્રત્યક્ષ કરાવે છે. આ રવિધામને ગાયત્રીમંત્રમાં '**ભર્ગ**' નામ આપવામાં આવ્યું છે. મુદ્રા=છાપ, સિક્કો. બધિર=બહેરો. નાદસુખ=અવાજનું સુખ. રસના=જીભ. નિર્ધના=ધનહીન. હીંડો=ચાહો. જંતને=જીવભાવને. આરત=ઉમળકો, પ્રીતિ.

## રાગ ધન્યાશ્રી

કવિજને આગે ગ્રંથ બહુ કર્યાજી, વિધવિધકેરા જુગતે વિસ્તર્યાજી;
ષડ્દરશનના મત બહુ ઓચર્યાજી, પૂર્વના કવિઓ નામે ઊધર્યાજી

### પૂર્વછાયા

ઊધર્યાં બહુ સ્તુતિ કરીને, એવી ગ્રંથકારની રીત છે;
સૂર્યઆગળ ખદ્યોત કશો, એવી બોલવાની નીત છે. ૧
જાહ્નવી આગળ જેમ વોહોકળો, સુરતરુ આગળ બદરી યથા;
પારિજાતક પાસે અરણી, મહાકવિ આગળ હું તથા. ૨
ગરુડ આગળ યથા કૂરરી, સાગર આગળ કૂપ;
મેઘ આગળ યથા ઝાકળ, ક્યાં તેલ ને ક્યાં તૂપ ? ૩
બાવનાચંદનની બેહેક આગળ, કશો શોભે કરીર ?
કશું નીર નવાણનું, કિહાં રસકૂપિકાનું નીર ? ૪
પારસના પરતાપ આગળ, અન્ય વિદ્યા કોણ માત્ર ?
કિહાં ક્ષુદ્ર દેવઉપાસના, જેને કરે અક્ષયપાત્ર. ૫

---

કડવું ૨ જું : વિધવિધકેરા=જાતજાતના. જુગતે=યુક્તિથી. ષટ્દર્શન=છ દર્શન—ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા. કવિએ 'ચિત્ત—વિચાર—સંવાદ'માં કડી ૬૨ થી ૮૨ સુધીમાં તેમજ આ ગ્રંથના કડવા ૩૦ માં આ દર્શનોના વિવિધ મત બતાવ્યા છે. ઊધર્યાં=ઊગર્યાં. ખદ્યોત=આગિયો. નીત=નીતિ. જાહ્નવી=ગંગા. વોહોકલો=વોંકળો, નાનો ઝરો. સુરતરુ=સ્વર્ગમાંનું કલ્પવૃક્ષ. બદરી=બોરનું ઝાડ. યથા=જેમ. પારિજાતક=હારસિંગારનું વૃક્ષ. અરણી=એક દુર્ગંધયુક્ત વૃક્ષ. એમાંથી અગ્નિ પ્રકટાવાય છે. તથા=તેમ. કુરરી=ટિટોડી. તૂપ=ઘી. બાવનાચંદનબહેક=બાવના ચંદનની ઉત્તમ સુગંધ.

એહવા કવિજન ગ્રંથ આદે, ગલિત વચન બોલતા હવા;
કહું કોપ ક્રોધ કરો રખે, હીંડીશ બાલક-બુદ્ધિ બોલવા. ૬
તેણે ગ્રંથ પહેલું એમ જાણવું, અમો મગણ જગણ નથી જાણતા;
તુક ચોઝ ચાતુરી ઝડઝમકો, અમો લહ્યા વિના નથી આણતા. ૭
એમ ગલિતપણે ગરુઆ થયા, કરુણા ઉપજાવી કવિજને,
હું એટલું જ કહીને સ્તવું, જો કવિ જાણો મુજને. ૮
હું તો જેમ દારુકેરી પૂતળી, ચાળા કરે અપાર;
પણ કાષ્ઠમાંહે કાંઈ નથી, એ તો કલ ચાંપે સૂત્રધાર. ૯
કહે અખો સહુકો સુણો, એમ સમઝો નિજ તંતને;
ઇચ્છો પરમપદને પામવા, તો સેવો હરિ—ગુરુ—સંતને. ૧૦

## કડવું ૩ જું—વેદાંતના પ્રાચીન શ્રોતાવક્તાનાં નામ

### રાગ ધન્યાશ્રી

અણછતો આત્મા તેશું ઓચરેજી, આપનું વર્ણન તે આપે કરેજી;
જીવતણું પદ જોતાં જે નીસરેજી, સાંખ્યયોગ જોતાં જે હરિ ઊગરેજી

---

કરીર=કેરડાનું ઝાડ. રસકૂપિકા=લોઢાને સોનું બનાવી દેનારા રસની કુપ્પી. ક્ષુદ્ર=નાના, પામર. ઉપાસના=સેવા. અક્ષયપાત્ર=જેમાંનો પદાર્થ કદી ન ખૂટે એવું પાત્ર. ગલિત=ટપકેલા. બાલકબુદ્ધિ=નાદાન બુદ્ધિ. મગણજગણ=પિંગળ. તુક=ચરણ, કડી. ચોઝચાતુરી=ઇબારતની ચતુરાઈ. ઝડઝમક=પ્રાસાનુપ્રાસનો રણકાર. અખો કહે છે, 'અમને પિંગળનું જ્ઞાન નથી, અલંકારની આવડત નથી અને કળાની કારીગરી નથી. અમે કવિ નથી!' આ તો એનાં નમ્ર વચનો છે. ગલિતપણે=ઉપરટપકે. ગરુઆ=મોટા. દારુ=લાકડું. કાષ્ઠ=લાકડું. કલ=કળ, ચાંપ. સૂત્રધાર=સૂતરના દોરને ધારણ કરનાર, સુતાર. તંત=તંતુ, સ્વરૂપ.

કડવું ૩ જું : સાંખ્યયોગ=જ્ઞાનયોગ-પુરુષપ્રકૃતિના જ્ઞાનનો

# પૂર્વછાયા

ઊગરે જે વિચાર કરતાં, બ્રહ્માદિક જે ગ્રહી રહ્યા;
તે હરિને તમે ઓળખો, જે આદ્યપુરુષે અજને કહ્યા. ૧
જે પદ શિવના તન પ્રત્યેં, દત્તેં કહ્યું વિશદ કરી;
આકાશવત્ કેરી કથા, ષડાનનેં ઉરમાં ધરી. ૨
વિધિ વસિષ્ઠે કહી કથા, રઘુનંદન આગળ જેહ;
અર્ણવ બ્રહ્મ–વિદ્યાતણો, ભાઈ દેખાડ્યો છે તેહ. ૩
અનંત પ્રકારે અચ્યુતેં, કહ્યું ભારતને જ્ઞાન;
ગીતા ગાઈ ગોવિંદે, કર્મ–યોગ નિદાન. ૪
સમઝાવ્યા સાનેં કરી, જનકેં જે શુકદેવને;
મહામુક્ત થઇને પરવર્યા, જ્યારે પ્રીછ્યો અંતરભેવને. ૫
ભીષ્મે ભગવાન–સાન્નિધ્ય, પાંડવપ્રત્યેં જે કહ્યું;
શાંતિપર્વે શાતા કીધી, હત્યાનું હારદ ગયું. ૬
વેદવ્યાસે વેદ વહેંચ્યા, કર્મ ધર્મ પોષ્યા જીવને;
તેની દાઝેં લાગ્યા દાઝવા, જો જાણ્યા નહિ નિજ શિવને. ૭

---

યોગ. ઊગરે=બચે. આદ્યપુરુષ=નારાયણ. અજ=બ્રહ્મા. ચતુઃશ્લોકી ભાગવત (ભાગવત, સ્કંધ ૨ જો, અધ્યાય ૯ મો)માં નારાયણે બ્રહ્માને આપેલો ઉપદેશ છે. શિવના તન પ્રત્યે=કાર્તિકસ્વામીને. ગુરુ દત્તાત્રેયે 'ગુરુગીતા'માં આ ઉપદેશ આપ્યો છે. વિશદ=સ્પષ્ટ. આકાશવત્ કેરી= આકાશના જેવા બ્રહ્મની. ષડાનન=છ આનન–મુખવાળા, કાર્તિકસ્વામી. રઘુનંદન આગળ=યોગવાસિષ્ઠમાં વસિષ્ઠે રઘુનંદન–રામને આપેલો ઉપદેશ. અર્ણવ=સમુદ્ર. અચ્યુત=શ્રીકૃષ્ણ. ભારત=અર્જુન. ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણે અર્જુનને આપેલો ઉપદેશ. કર્મયોગ=નિષ્કામ કર્મ. કર્મયોગ—જે કર્મથી બ્રહ્મની સાથે યોગ–જોડાણ–થાય, તે કર્મયોગ. અંતરભેદને=અંતરના રહસ્યને, અંતરના સ્વરૂપને. ભગવાન સાંનિધ્ય=શ્રીકૃષ્ણની હાજરીમાં. પિતામહ ભીષ્મે યુધિષ્ઠિર પાંડવને મહાભારતના શાંતિપર્વમાં આપેલો ઉપદેશ. હત્યા=સગાંસહોદર

પછી નારદેં નારાયણુ કેરું, નિજ જ્ઞાન કહ્યું મહાદ્વિજને;
ત્યારે દ્વૈપાયનની દાઝ ભાગી, જ્યારે કૃપા કીધી સંતજને. ૮
શિવેં કહ્યું શિવાપ્રત્યેં, નિરાલંબ નિજધામ;
અમર કીધો આત્મા, અદ્યાપિ સહસ્ર નામ. ૯
કહે અખો વસ્તુજ્ઞાન વિના, કુશળ ન હોય જંતને;
નિજધામ હીંડો જાણુવા, તો સેવો હરિ-ગુરુ-સંતને. ૧૦

## કડવું ૪ થું—અજ્ઞાની જીવની દુઃખદશા

### રાગ ધન્યાશ્રી

જે જંતે ન ભણ્યો નિજઆતમાજી,
તે ભટકયો ભમ્યોં માયાના સાથમાંજી;
રયણીનો ભૂલ્યો ઘર પામે પ્રાતમાંજી,
પણ દિવસે દિશમોળ્યો ઘણું ભમે રાતમાંજી. ૧

### પૂર્વછાયા

રાત્યમાંહે રડવડે, અજ્ઞાને આવર્યોં હતો;
તે નિજ આત્માથી ઓતળીને, વિચરતો માયાવતો. ૧

---

વગેરેની હત્યા કરવાથી યુધિષ્ઠિરને હૃદયમાં જે શલ્ય લાગ્યું હતું, તે ભીષ્મના ઉપદેશથી દૂર થયું. વેદ વહેંચ્યા=વેદના વિભાગ કર્યા. દાઝ= બળતરા. શિવ=શિવ–બ્રહ્મસ્વરૂપ આત્મા. નારદે મહાદ્વિજ—મહા-બ્રાહ્મણ–વ્યાસને નારાયણનું આત્મજ્ઞાન આપ્યું. ભાગવત, સ્કંધ ૧ લો, અધ્યાય ૪ થી ૬ માં આ ઉપદેશ છે. દ્વૈપાયન=દ્વીપ–બેટ–માં અયન-સ્થાનવાળા, વ્યાસ. શિવા=પાર્વતી. નિરાલંબ=આધારરહિત. અદ્યાપિ= આજે પણ. સહસ્ર=હજાર. વસ્તુજ્ઞાન=બ્રહ્મજ્ઞાન.

કડવું ૪ થું : ભમ્યોં=ભરમાઈ. રયણી=રાત. પ્રાત=સવાર. દિશમોળ્યો=દિશાને ભૂલેલો. આવર્યોં=ઢંકાયો. ઓતળી=ફેતરી, વિમુખ

જેમ સૂતો નર નિદ્રા વિષે, માયા બહુ બીજી રચે;
કારજકારણ પોતે થઇને, નિદ્રાવશમાંહે પચે. ૨
આપથી ઓતળેથકે, અસંભાવના ઊપજે;
પછે તે વિપરીતભાવના આચરે, ને દુઃખ પામે થોડે ગજે. ૩
પંચપર્વા માયા–અવિદ્યા, હું મારું આદે સહી;
તે ફરે ફેરા ભવવિષે, જ્યમ મણિ નિગમે આંધળો અહિ. ૪
તે ભોગ દેખી ભૂર થાયે, લડાવા ઇંદ્રિ–વિષે;
સંસારનાં સુખ સત્ય જાણી, કર્મ–મોદક નિત્ય ભખે. ૫
કર્મજડને કર્મ વાહાલાં, મર્મ ન સમજે બ્રહ્મનો;
ફરી ફરી તે આચરે, પણ ટળે નહીં દેહ ચર્મનો. ૬
પરમાત્માને પૂંઠ દઈ, આત્મા ઇંદ્રિ જુવે;
ઇંદ્રિની દૃષ્ટિ વિષે સામી, એમ આપોપું નર ખૂવે. ૭
વિષય વિરક્ત કરે હરિથી, નીચપણું દે જીવને;
અજ્ઞાને અવળો ફરે, તે સંમુખ ના હોય શિવને. ૮
સંસારનાં સુખ અધિક દેખી, કૃપા માને ઈશ્વરી;
અંતરમાંહેનું જ્યાંન ન જાણે, જે પ્રાણપતિ ગયો વીસરી. ૯
કહે અખો સહુકો સુણો, જો આણો જીવના અંતને;
હીંડો પરમપદને પામવા, તો સેવો હરિ–ગુરુ–સંતને. ૧૦

---

થઈ. માયાવતો=માયાથી. માયા=મિથ્યા રચના. કારજ કારણ=કાર્ય–કારણ. પચે=રંધાય, અનુભવ કરે. ઓતળેથકે=ઓતળવાથી, વિમુખ થવાથી. અસંભાવના=સંદેહ. વેદાન્તનાં વાક્યો–ઉપનિષદનાં પ્રમાણ-વાક્યો–જીવબ્રહ્મના અભેદને બતાવે છે કે બીજા કોઈ તાત્પર્યને, એવો જે સંદેહ તે પ્રમાણને લગતી અસંભાવના. જાણવા યોગ્ય જીવબ્રહ્મના અભેદ વિશેનો–એટલે કે પ્રમેય વિશેનો–સંદેહ તે પ્રમેયને લગતી અસંભાવના. વિપરીત ભાવના=અવળી ભાવના; મિથ્યા જ્ઞાન. આ બંને નિદિધ્યાસન અથવા શુદ્ધ જ્ઞાનયોગથી દૂર થાય છે. થોડે ગજે=

## પદ ૧–અજ્ઞાનથી જીવદશાની પ્રાપ્તિ

### રાગ સામેરી

**જીવની આદ્ય વિચારો રે પંડિતો, આદ્ય જોતાં તે અનાદ્ય દીસે;**
**દેહતણી છાયા સમાયે દેહ વિષે, જ્યારે મધ્ય આવે સૂર શીશે જીવ૦ ૧**
**તનમનને ઓળખ્યા વિના આફળે, જેમ સૂત્રધાર નિજ નાવ નિર્મે;**
**તે જ સૂત્રધાર તે નાવે બેઠો થકો, પછે પરવશ પડ્યો પંચ કર્મે જી૦ ૨**

---

થોડા અંતરમાં. પંચપર્વા=પાંચ પેર—ભાગ—વાળી. મૂળ માયા—અવિદ્યા-ના પાંચ વિભાગ છે. પહેલો વેઢો અવિદ્યાનો છે. પછીના વેઢાને અહંકાર અથવા અસ્મિતા કહે છે. આ અસ્મિતા 'હું કોઈ જુદો પદાર્થ છું' એવી ભાવનાના સ્ફુરણથી થયેલો હોય છે, એ અહંકાર. અનુકૂલ તે રાગ અને પ્રતિકૂલ તે દ્વેષ. આમ ચાર પેર થયા. પાંચમું પર્વ અભિનિવેશ કહેવાય છે, તેમાં હું સ્વતંત્ર અભિમાની અજરામર થાઉં એવી ભાવના પ્રકટેલી હોય છે. આ પ્રમાણે અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ એમ પાંચ ભાગવાળી માયા—અવિદ્યા છે. (જુઓ શ્વેતાશ્વતર ઉપનિષદ, અધ્યાય ૧–૫.) નિગમે=ચાલ્યો જવાથી. અહિ=સાપ. મણિ ચાલ્યો જવાથી જેમ સાપ આંધળો થઈ ભટકે છે, તેમ બ્રહ્મતત્ત્વ વીસરવાથી—સ્વસ્વરૂપ ખોવાથી—જીવ સંસાર-ના ફેરાઆંટામાં ભટક્યાં કરે છે. ભૂર=મૂર્ખ, ગાંડો. ઇન્દ્રિ વિષે= ઇન્દ્રિયોના વિષયો. કર્મમોદક=કર્મરૂપી લાડુ. ભખે=ભક્ષે. કર્મજડ= કર્મમાં જડ થઈ ગયેલો. મર્મ=રહસ્ય. ચર્મ=ચામડું. પૂંઠ દઈ=પાછળ રાખી. આત્મા ઇન્દ્રિયને જુએ છે અને ઇન્દ્રિયોની દૃષ્ટિ વિષયમાં રહે છે. આથી આપોપું (પોતાનું સ્વરૂપ) ખોવાઈ જાય છે. વરક્ત= વિરક્ત, અળગો. સંમુખ=સામો. જ્યાંન=હાનિ. પ્રાણપતિ=આત્મા. જીવના=જીવભાવના.

**પદ ૧ લું :** આદ્ય=આદિ. અનાદ્ય=અનાદિ. સૂર=સૂર્ય. શીશે= માથા ઉપર. આફ્લે=આફળે, અથડાય. નાવ નિરમે=હોડી બનાવે.

તનમન નૌકા જીવ ગણે માહરું, પણ ભવસાગર–મધ્ય કાલ ખેડે;
કર્મના વાયુને વશ પડ્યો લાગ્યો ડોલવા, જ્યારે હાથથી વાત વટકી જ
નેડે. જીવ૦ ૩
ભ્રમણાએ ભટકે ઘણા ભવ વિષે, ગુરુ ગોવિન્દના શરણ પોખે;
માયારૂપણી મા જ વહાલી અખા, તે જાણીને જનની ભેદ રાખે. જી૦ ૪

## કડવું ૫ મું–જીવ ઉપર માયાનો દગો

### રાગ ધન્યાશ્રી

મર્મ ન સમજે જે માયા તણોજી, તે નર જાણે હું ઘણું બોલણોજી;
તેહને જાણે જનની આપણોજી, તે ભવ ભટકે સહુથી અતિ ઘણોજી.

### પૂર્વછાયા

ભવમાંહે ભટકે ઘણું, પોતાનો કરીને ઠગે;
જ્યમ વિશ્વાસીને વધે વેરી, દીન થઈ મારે દગે. ૧
જેમ પાળે ખેરીને ખાટકી, તેને ભક્ષ્ય ભોજ્ય આપે ઘણું;
પછી વધ કરે વારું કરીને, એ લક્ષણ અજાતણું. ૨
તે મેંઢા જાણે માહરો; પાલક પોષક છે ધણી;
તેને આપ જાય અરપવા, મોટમ મનમાં અતિ ઘણી. ૩

---

પંથ કર્મે=કર્મના માર્ગે. નૌકા=હોડી. ભવસાગર=સંસારરૂપી સાગરમાં જીવ તનમનની હોડી લઇને કાળને ખેડે છે. ત્યાં કર્મના વાયુ ઊલટે છે અને એની હોડી ડોલવા લાગે છે. વટકી=ખસી ગઈ. નેડે=પાસે. ભ્રમના=ભ્રમણા, ભ્રાંતિ. પોખે=સિવાય. માયારૂપણી... રાખે=માયા એ માતા છે અને એના ઉપર જીવને અત્યંત વહાલ છે. આથી, તે જનની–માતા–ભેદ–અંતર રાખે છે.

**કડવું ૫ મું :** બોલણો=બોલતો. વિશ્વાસી=વિશ્વાસ ઉપજાવીને. વધે=મારે, વધ કરે. વેરી=શત્રુ. દીન=રાંક, ગરીબ. ખેરી=ઘેટો.

વાત્સલ્ય જાણી વામ-દક્ષિણ, વણુદોર્યો કેડે ફરે;
તેને મહાજન મુકાવા કરે, તોય તે જવન કેડે સંચરે. ૪
હાથ ફેરવે તેથકે, મનમાંહી હેતુ જાણે તેહને;
પણ સૂનીને મન વાત અળગી, તે ભારે ભાળે દેહને. ૫
અળગા આશય બેઉતણા, લોભે લાગ્યો અજ હળે;
તે યવન જાણે ભક્ષ કરું, જો ઘણેરું વપુએ વળે. ૬
પછે ચરણ ઊંચે અધો મુખે, નેટ તે રાખે સરે;
માયા કેરી રીત એહવી, અંતે જીવને એમ કરે. ૭
વિષય દેખાડે વિશ્વના, ચિત્રવિચિત્ર તે ચિત્ત ધરે;
પછે પંડિતને પૂછે પ્રભુ, મહાભોગ કેમ પામીશ સરે. ૮
ત્યારે પંડિતરૂપે બોલે માયા, કર્મની કીરત ઘણી;
વિત્ત હરિનેં વાટ દેખાડે, નાનાવિધ કહે ભણીભણી. ૯
કહે અખો રુચિ ઊપજે, જો એહેવું પોષે જંતને;
કર્મ ગહન હીંડો વામવા, તો સેવો હરિ-ગુરુ-સંતને. ૧૦

---

વારું=મહાનું, વહારું. અજા=માયા. મેઢો=ઘેટો. આપ... અરપવા= ઘેટો પોતાની મેળે ખાટકીને હાથે હોમાઈ જવા જાય છે. વાત્સલ્ય= વહાલ. વામદક્ષિણ=ડાબોજમણો. વણુદોર્યો-હાંકયા વિના, આપોઆપ. કેડે=પાછળ. મહાજન=દયાળુ વૈશ્ય, કોઈ મોટો માણસ, વેપારીસંઘ. જવન=યવન, ખાટકી. હેતુ=હેતવાળો, હિતેચ્છુ. સૂની= ખાટકી. ભારે... દેહને=ખાટકી તો ઘેટાનું શરીર કેટલું ભારે— ભરાઉ થયું છે, તે જ જુએ છે. આશય=હેતુ. અજ=બકરો અથવા ઘેટો. હલે=હળે, ટેવાઈ જાય. વપુએ વલે=શરીરે વળે-શરીરે ભરાવદાર થાય. અધો=નીચે. નેટ=નક્કી. સરે=છેવટે. ખાટકી જેમ ખેરીના પ્રત્યે કરે છે, તેમ જ માયા જીવના પ્રત્યે કરે છે. વિષે=વિષય. ધરે=ધારણ કરે. મહાભોગ=મોટા ભોગ, ઊંચા ભોગ. કીરત=કીર્તિ. વિત્ત=સત્ત્વ. વાટ=રસ્તો. નાનાવિધ=જાતજાતની. જંતને=જીવને. કર્મગહન=કર્મ- ઘેન; કર્મનું ઘેન. વામવા=દૂર કરવા.

## કડવું ૬ ઠું—માયાથી જીવને સંસારબંધન

### રાગ ધન્યાશ્રી

એમ માયા વેષ નાના ધરેજી, કર્મધર્મના શબ્દ નાના આચરેજી;
જીવ કેરા મનને અતિઘણું આવરેજી, તેણે પુરંજન ભવ ફેરા ફરેજી.

### પૂર્વછાયા

ફરે ફેરા બહુ ભવ વિષે, વિષયનો તાણ્યો વહે;
પ્રત્યક્ષ ભોગ દેખે ભલા, વળી પંડિતને પોષતો રહે. ૧
કર્મનાં ફળ લખે માયા, વળી માયા બેઠી તે કથે;
શબ્દ કેરે બાંધણે ભાઈ, બાંધી જીવ રાખે જથે. ૨
અંતરમાંથી મનરૂપે, સંકલ્પ-વિકલ્પ સુત જણે;
નિમેષમાંહે નવા નવા, જ્યમ ઇન્દ્રજાળ ગુટિકા ગણે. ૩
કર્મ-ફળ ને જીવ-કેરો, જોગ માયા મેળવે;
વિષય-તૃષ્ણામાંહે મૂકી, એમ જંતુને ભેડવે. ૪
સ્વર્ગ-ભોગ દેખાડે, વળી બીક દેખાડે નર્કની;
તે કામનાએ લાગ્યો ફરે, ભાઈ ગતિ જેવી કૂપચક્રની. ૫

---

કડવું ૬ ઠું: નાના=જાતજાતના. તાણ્યો=ખેંચ્યો. લખે=લક્ષે, જુએ. કથે=કહે. બાંધણે=બંધ. રાખે જથે=જથામાં રાખે. સુત=પુત્ર. જણે=જન્મ આપે. નિમેષ=આંખનો પલકારો. ઇન્દ્રજાળ-ગુટિકા=જેમ જાદુગર ઇન્દ્રજાળ (જાદુ) ની ગુટિકા (ગોળી) એક ઉપર એક બતાવે છે, તેમ મન સંકલ્પવિકલ્પરૂપી પુત્રોની નવીનવી ગોળીઓ બતાવે છે. જોગ=જોડાણ, સંબંધ. મેલવે=મેળવે, મેળ બેસાડે. વિષયતૃષ્ણા=વિષયની તરસ, વાસના. ભેડવે=શરતમાં ઉતારે. કૂપચક્ર=કૂવામાંનો રહેંટ. જેમ કૂવાનો રહેંટ પાણીની માટલીઓને ચડ-ઊતર કરાવે છે, તેમ માયા જીવને સ્વર્ગમાં ઉપર અને નરકમાં નીચે ચડ-ઊતર કરાવે છે. ધામ=ઘર. દારા=સ્ત્રી. બાંધવા=બંધુઓ. મુદ્રા=છાપ,

કામ ધામ ને ધન દારા, માત પિતા સુત બાંધવા;
વર્ણ વેષ ને રૂપ મુદ્રા, નમણુ ઠમણુ દેવ વંદવા. ૬
ચાતુર્યચાતુરી ચૌદ વિદ્યા, અવિદ્યા સર્વ સાધના;
પંડિત, કવિ ને ગુણી દાતા, સર્વ માયા કેરી આરાધના. ૭
રમે રમાડે આપ માયા, નીચો ઊંચો લઈ ચડે;
જેમ મર્કટ હીંડે માગતો, પેલા ભિક્ષુ કેડે રડવડે. ૮
એમ ભમે બહુ ભવ વિષે, પણ ભેદ કોયે લહે નહી;
દોરીસંચારો માંહિં માયાતણો, ભુલવણ મોટી એ સહી. ૯
કહે અખો સહુકો સુણો, તમે જુઓ અંતરના તંતને;
એ જાળમાંહેથી તો જ નીસરો, જો સેવો હરિ-ગુરુ સંતને. ૧૦

## કડવું ૭ મું-માયાથી બ્રહ્માંડની ઉત્પત્તિ

### રાગ ધન્યાશ્રી

માયા મોટી જગમાંહે નટીજી;
તે આગળ કોઈ ન શકે ખટીજી;
હરિહર અજથી આગળ વટીજી,
સમઝી ન જાયે એવી માયા અટપટીજી. ૧

---

અથવા પૂજનમાં અમુક પ્રકારનો આંગળીઓનો વિન્યાસ. નમણ=દેવપૂજાનું જલ. ઠમણુ=પોથી માટેની ઘોડી. વંદવા=પૂજવા. અવિદ્યા-સાધના=આ બધી અવિદ્યા–અજ્ઞાન–ની સાધના એટલે ઉપાસના છે. જાણ=જાણકાર, જ્ઞાની. દાતા=દાન આપનાર. આરાધના=પૂજા. મર્કટ=વાંદરો. હીંડે=ચાલે. ભિક્ષુક=ભિખારી. રડવડે=રખડે. ભુલવણ=ભુલવણી.

કડવું ૭ મું: નટી=નાચનારી. ખટી=ખાટી. વટી=દૂર ગયેલી. બલવતી=બળવાળી. ચૌદ લોક=ભૂ:, ભુવ, સ્વ:, મહ, જન, તપ તથા સત્ય એ સાત ઉપરના લોક અને અતલ, વિતલ, સુતલ, રસાતલ,

## પૂર્વછાયા

સમઝી ન જાય એવી માયા, દીસે નહીં ને બલવતી;
ચૌદ લોકની આદિ માતા, ૐકારથી પહેલી હતી. ૧
ત્રિગુણ પહેલી શૂન્ય-સ્વામિની, તેણે ગુણ જનમી ઊભા કર્યાં;
પછે જનની થૈ યોષિતા, બલ પોષી પોતે વર્યાં. ૨
ચિદ્‌શક્તિ ચતુરા ચરાચર, ગુણ સાથે ભજે વળી;
દેવ દાનવ નાગ માનવ, રમે રમાડે એકલી. ૩
ઊર્ણનાભ જેમ ઊર્ણા મૂકી, તે મૂકીને પાછી ભખે;
તેમ માયા ચિદ્‌શક્તિ માટે, મોહોટું સામર્થ્ય એ વિષે. ૪

---

તલાતલ, મહાતલ તથા પાતાળ એ સાત નીચેના લોક. ૐકારથી... હતી=આ માયાશક્તિ ૐકાર-પ્રણવથી પણ પહેલાંની છે અને ચૌદ લોકની એ પહેલી માતા છે. અહીં અખાએ પારિભાષિક ચર્ચા કરી છે. દી. બ. નર્મદાશંકરના 'અખાકૃત કાવ્ય'-ભાગ ૧ ના પૃ. ૬૬ થી ૭૫ સુધી આ આખા ભાગની સમજૂતી આપી છે. અહીં તેનો સારાંશ જ લીધો છે. પ્રાણીઓના શ્વાસોચ્છ્વાસ સાથે **સોऽहम** (તે હું છું) એવો સ્વાભાવિક ધ્વનિ ચાલ્યાં કરે છે. આ નૈસર્ગિક મહાવાક્ય અજપાજપ છે. એમાં જે વ્યંજનવાળો ભાગ છે, તે બાદ કરવામાં આવે, એટલે કેવળ ધ્વનિ રહે છે અને એ કેવળ ધ્વનિ ૐકારનું સ્વરૂપ ધારણ કરે છે. આ ૐકારને પ્રણવ કહેવામાં આવે છે. તેની વાચકશક્તિ બરાબર ઉકેલવામાં આવે તો તે સગુણ બ્રહ્મ અને નિર્ગુણ બ્રહ્મના સ્વરૂપને સમજાવે છે. પરમેશ્વરના નવાનવા વૈભવને તે દર્શાવે છે; તેથી તેને પ્રણવ (**प्र+नव**) કહેવામાં આવે છે. આનું બીજું નામ શબ્દબ્રહ્મ અથવા અપરબ્રહ્મ છે. તે વેદનો આદિ છે; સાર છે અને પરમબ્રહ્મ તેનો વાચ્યાર્થ છે. આ પ્રણવ આદ્યબીજ અક્ષર કહેવાય છે. એ બીજની માત્રાઓ વગેરે માટે જુઓ આ પુસ્તકની છેવટે આપેલો કોઠો.

શૂન્યસ્વામિની=માયાશક્તિ. આ માયાશક્તિ પ્રણવની અર્ધ-

ત્રિગુણ થઈને ચોવીશ રૂપેં, તેહનો ભેદ કહું કથી;
જયમ જલ જમાયે શીતયોગે, તેહને જડતા પ્રગટે માંહેથી. ૫
સત્ત્વ રજ તમ રૂપે થઈ માયા, પછે એકએકના બહુ થયા;
પંચભૂત ને પંચમાત્રા, તામસના નિપજી રહ્યા. ૬
રાજસનાં ઇંદ્રિ દશે, અને દશે તેના દેવતા;
ઇન્દ્રિયેં ઇન્દ્રિયેં તે વશ્યા, આપ આપણું સ્થલ સેવતા. ૭
મન બુદ્ધિ ચિત્ત અહંકાર જે, તે સત્ત્વગુણથી ઊપના;
એ સૃષ્ટિનાં ચોવીસ કારણ, માયા–સમલિત રૂપના. ૮
પ્રકૃતિ તે પંચવીશમી, પરિવાર સર્વ તેહેનો કહ્યો;
પણ છવીશમો પરમાતમા, તે યથારથ જયમ–ત્યમ રહ્યો. ૯
કહે અખો સહુ કો સુણો, એ કહ્યું છે ધીમંતને;
એ સમઝે તો કામ સરે નરનું, જો સેવો હરિ–ગુરુસંતને. ૧૦

---

માત્રારૂપ છે અને તે પ્રણવની પહેલાંની છે તેથી ત્રિગુણથી પહેલી છે. શૂન્ય એટલે પ્રણવનું અપરબિન્દુ અને એ શૂન્ય સંજ્ઞાવાળા અવ્યાકૃત એટલે ભેદભાવ વિનાના પુરુષની પત્ની તે શૂન્યસ્વામિની. આ માયા-શાક્ત ગુણજન્મી એવા બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્રને જન્મ આપે છે. પણ આવરણના પ્રભાવથી તે જ જનેતા તે ગુણજન્મીઓની યોષિતા (પત્ની) થાય છે–એટલે અનુક્રમે સરસ્વતી, લક્ષ્મી અને કાલીના રૂપે પલટાઈ તે તે દેવોને સર્જન, પાલન અને સંહાર કરવામાં સહાય આપે છે. આ શૂન્યસ્વામિનીથી પર જે ચિદ્‌શક્તિ છે, તે બ્રહ્મચૈતન્યની સ્વભાવશક્તિ છે. એ ચિદ્‌શક્તિ પ્રણવની છઠ્ઠા આંકવાળી શક્તિ છે. એ ચિદ્‌શક્તિ અથવા સ્ફુરણશક્તિ પરબિન્દુની પત્ની છે, અને તેને 'પરબ્રહ્મ મહિષી' કહેવામાં આવે છે. તે ચિદ્‌શક્તિ બહિર્મુખ વેગવાળી થઈ અપરબિન્દુમાં જામે છે. ત્યાં એ 'શૂન્યસ્વામિની' થાય છે અને એ ચતુરા સાથે ચરાચર ગુણોને ભજે છે. પછી અપરબિન્દુનું કેન્દ્ર તૂટતાં સત્ત્વ, રજ અને તમ એવાં ગુણબીજકો પ્રકટે છે. તેમાંથી પ્રથમ ગુણમયી શક્તિઓ વ્યક્ત થાય છે અને ગુણ-

## કડવું ૮ મું–માયાથી ઉત્પત્તિ ને નાશ

### રાગ ધન્યાશ્રી

**એણેઅનુક્રમેંજગતનેંજાણીએજી,ત્રણભુવનમાંહેમાયાપ્રમાણીએજી,**
**સ્થૂલસૂક્ષ્મજેકહ્યુંજાયવાણીએજી, તેટલું સર્વે માયા વખાણીએ જી. ૧**

### પૂર્વછાયા

**માયા વખાણીએ માટ એણે, દૃષ્ટચ પદારથ જેટલો;**
**દૃષ્ટચ પદારથ જે જે કહાવે, પાછો વણસશે તેટલો. ૧**
**ઊપન્યું તે અળપાય નિશ્ચે, બ્રહ્મા–આદે કીટ જે;**
**જે જાયું તે જાય જાણો, અમર સંશય મેટ જે: ૨**

---

જન્મીઓની યોષિતા થનારી પ્રકૃતિ શક્તિને પ્રકટાવે છે. આ પ્રકૃતિ શક્તિનાં ત્રણ ગુણમય રૂપોમાંથી પાંચ મહાભૂતો, પાંચ શબ્દાદિ તત્ત્વો, પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો (તે તે અધ્યક્ષ દેવતા સાથે) અને મન આદિ ચાર અંતઃકરણો એમ ચોવીસ પરિણામો-માંથી પંચભૂતાદિ કાર્યો થાય છે. આ ચોવીસ વૈભવવાળી પ્રકૃતિ-શક્તિ 'માયાશક્તિથી શબલિત' પરમેશ્વરના વિલાસો છે, આ ચોવીસ પરિણામો અને પચીસમી ગુણમયી પ્રકૃતિ શક્તિ એ અપર-બિન્દુથી સંયુક્ત થયેલા અને અર્ધમાત્રવાળા પ્રણવ સમજાતા પરમે-શ્વરના ચમત્કારો છે. આ પચીસ તત્ત્વોમાં અંતર્યામી પેઠેલો ચિદ્-શક્તિવાળો પરમાત્મા છવીસમો પદાર્થ છે, તે જેવો ને તેવો પરિ-ણામોમાં નિર્વિકાર છે. આના તત્ત્વવિભાગ માટે વાચકે દી. બ. નર્મદાશંકરનું પુસ્તક જોવું. ઊર્ણનાભ=કરોળિયો. ઊર્ણા=લાળ. પંચ-માત્રા=પાંચ શબ્દાદિ તન્માત્રાઓ. માયા–સમલિત=માયાશબલિત, માયાથી મળેલા.

કડવું ૮ મું : દૃષ્ટ્ય પદાર્થ=દૃષ્ટિમાં–અનુભવમાં–આવતા પદાર્થો. એ અમર છે એવો સંશય. મેટજે=દૂર કરજે. જાય વલે=ભૂંડા હાલ પામે, મરી જાય. અષ્ટાંગ... સાધક=આઠ અંગવાળા યોગને સાધ-

અમર દાનવ ધ્રુવ તારા ચંદ્ર, સૂરજ જાયે વીલે;
જાય જોગ અષ્ટાંગ સિદ્ધ સાધક, તો પ્રાકૃત જીવ કેટલે ભલે. ૩
લીલા-વપુ જો ધરે નિર્ગુણ, તોય નેટ પાછો વળે;
કાળ માયાનું નાટક એહવું, જે ઉપજાવી અહર્નિશ ગળે. ૪
જેમ કરસણી ઉછેરે કરસણ, તે કાચું પાકું સર્વ ભખે;
તેમ જગત કરસણ કાળ માયાનું, તે ન મૂકે ખાધા પખે. ૫
જેમ મેઘનાં બિંદુ નાનાં મોટાં, રેલાઈ પૃથ્વીએ પડ્યાં;
તેમ માયાને મન સહુ જ સરખું, જો પ્રાય પોતાનાં ઘડ્યાં. ૬
જેમ અર્ણવ ન જાયે ઊછળી નવસેં નવાણું નદી ભળે;
સિંધુ થયો સરિતા સ્વરૂપે, તે માટે બાધી ગળે. ૭
તેમ માયાનું આ જગત નિરમ્યું, કાલયોગે સર્વથા;
પરમાત્મા તે વતરેક કારણ, તેની કક્ષામાં નાવે કથા. ૮
મહાલે માયા અનંત રૂપે, પણ અપત્યને ભાસે ભલી;
જેમ બાલકીનાં ઢીંગોલિયાં, રમે રમાડે એકલી. ૯
કહે અખો સઉકો સુણો, જો આણો માયાના અંતને;
તો આપોપું ઓળખો, જો સેવો હરિ-ગુરુ-સંતને. ૧૦

---

...ારો સિદ્ધ પુરુષ. યોગનાં આઠ અંગ આ પ્રમાણે છે. યમ, નિયમ, ...આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ. પ્રાકૃત= ...ામાન્ય. લીલાવપુ=લીલા-વિનોદમાં ધારણ કરેલું શરીર. જીવનાં ...રીર કર્મજન્ય હોય છે, પણ વિશ્વની વ્યવસ્થા અર્થે જગતના ...આરંભમાં જે શરીર પ્રકટ થઈ બ્રહ્મદેવને આજ્ઞાચક્રના સ્ફુરણ વડે ...બોધ આપે છે, તેવા ઈશ્વરના શરીરને લીલાવપુ કહે છે. જે અવ-...ારી શરીરો થાય છે તેના પૂર્ણ, અંશ અને કળા એમ ત્રણ વર્ગો ...ડે છે. કોઈ પ્રસંગે ઈશ્વરનું સાંકેતિક શરીર પ્રકટે છે. અહર્નિશ= ...ાતદિવસ. કરસણી=કર્ષણ કરનાર, ખેડૂત. કરસણ=ખેતી, ધાન્યના ...ોડ. સરૂપે=સ્વરૂપે. બાધી=આખી. વતરેક કારણ=વ્યતિરેક કારણ. ...ાટી એ ઘડાનું અન્વયી અથવા ઉપાદાન અથવા સમવાયી કારણ ...ે. ખારી ભૂમિમાં ઝાંઝવાનું જળ દેખાય છે, ત્યાં ખારી ભૂમિ એ

## પદ ૨–બંધનથી છૂટવા સારુ સદ્ગુરુનું ઉપાસન
### રાગ આશાવરી

માયા પીડતી જાણી પરબ્રહ્મને આરાધિયે;
સાધિયે સ્વામીને ચિત્ત પૂરે;
સદ્ગુરુ કેરા ચરણ આદર કરી,
માર્ગ ઝાલિયે મન સૂરે. માયા૦ ૧
મન કર્મ વચને ગુરુ તે ગોવિન્દ ખરા,
ભિન્ન ન જાણિયે ભાવ બીજે;
જાત ને અધ્યયન આશ્રમતણું,
માન મૂકી બ્રહ્મદ્રવ્ય પીજે. માયા૦ ૨
જેમ અગ્નિ સંગે શીત વ્યાપે નહિ,
જ્યોતિ દેખાડે ને તિમિર ત્રાસે;
તેમ ગુરુપ્રતાપે પરબ્રહ્મ ભેટિયે;
માયારૂપિયું ગેહેન નાશે. માયા૦ ૩
જ્યમ કાષ્ઠ આવી પડે વહ્નિજ્વાલા વિષે,
તે દારુ ફીટીને અનલ થાયે;
તેમ અનન્ય આરાધના જે કો કરશે અખા,
તેહના માયા ફરી ચરણ સહાયે. માયા૦ ૪

---

વ્યતિરેક અથવા વિવર્ત કારણ છે. માયા એ જગતનું ઉપાદાન કારણ છે અને પરમાત્મા એ વ્યતિરેક કારણ છે. અપત્ય=પુત્ર, બાળક. ઢિંગોલિયાં=ઢિંગલાં.

**પદ ૨ જું :** આરાધિયે=સેવીએ, પૂજીએ. મનસૂરે=મનની સુરતાથી–ધ્યાનથી. અધ્યયન=ભણતર, આશ્રમ=બ્રહ્મચર્યાદિ આશ્રમ. જાત=બ્રાહ્મણ આદિ વર્ણ. માન=અભિમાન. બ્રહ્મદ્રવ્ય=બ્રહ્મરૂપી દ્રવ્ય–પ્રવાહી. અનલ=અગ્નિ. અનન્ય આરાધના=હું ને દેવ જુદા નથી એવી આત્મભાવનાથી કરેલી આરાધના; પરાભક્તિ. ચરણ સહાયે=વશ વર્તે, અધીન રહે.

## કડવું ૯ મું–વૈરાગ્યાર્તિ તીવ્રતાનું રૂપ

### રાગ ધન્યાશ્રી

નરને ઊપજે દૃઢ વૈરાગજી, આરત કેરી મન વિષે આગજી;
તેહેના ટળે દ્વેષ ને રાગજી, નહીં આતુરતા કહેવા લાગજી. ૧

### પૂર્વછાયા

આતુરતા મન અતિઘણી, જેમ મીન વીછડ્યું નીરથી,
અજ્ઞાન સિંચાણો લેઈ ચઢ્યો, તેણે દૂર નાખ્યું તીરથી. ૧
તડફડે તલપે અતિઘણું, વિરહ–સૂરજ શિર તપે;
સંસારરૂપી ભૂમિ તાતી, નીર નીર અહોનિશ જપે. ૨
કાલ સિંચાણો શિર ભમે, તે તેહની દૃષ્ટેં પડે;
નીર–વોહોણું વપુ દાઝે, ઝાળ લાગે ને તડફડે. ૩
નયણેં તે નીર દેખે નહીં, કળકળે કાળજ બળે;
પેટ પૂંઠે પાસુ વાળે, જેમ પડે તેમ દાઝે જળેં. ૪
કામધેનુના પય વિષે, જો કોઈ મૂકે તેહને;
તોયે આપદા ન ટળે મકરનેં, વારિ વહાલું જેહનેં. ૫
વૈરાગ ઘણ ઉપરનો શરીરે, તેણે કાલજ કોર્યું માંહેથી;
પ્રેહેતણો તાપ તપે તનમાં, તે નર જીવે ક્યાંહેથી ? ૬

---

કડવું ૯ મું : વૈરાગ્યાર્તિ=વૈરાગ્ય અને આતુરતા. આરત=પરમાત્માને પામવાની આતુરતા. આગ=અગ્નિ. મનમાં વૈરાગ્યની સાથે આતુરતાપૂર્વકની વિરહવેદના. આ આતુરતાપૂર્વકની વિરહવેદના એ જ ભક્તિ છે. વીછ્યું=વિખૂટું પડ્યું. સિંચાણો=બાજપક્ષી. તીર=કાંઠો. અજ્ઞાનરૂપી બાજપક્ષી મનરૂપી માછલાને જળમાંથી છૂટું પાડી ઉપર ચડી ગયું અને પછી તે માછલાને તેણે કિનારેથી દૂર નાખી દીધું. વિરહસૂરજ=વિરહરૂપી સૂર્ય. તાતી=તપેલી. ઉપર માથે કાળને રૂપે સિંચાણો ભમે છે, તે પરમેશ્વરરૂપી જળથી છૂટા પડેલા જીવરૂપી

નાના વિધનાં ભક્ષ ભોજન, તેને દીઠાં નવ ગમે;
સંસારરૂપી ભૂખ ભાગી, ઊભા થાતાં તન ભમે. ૭
નિર્વેદ ઊપનો નર વિષે, તે જીવપણે જીવે નહીં:
તે મરી જીવે મન વડે, જેમ કીટ ભમરી હોયે સહી. ૮
જેમ ઊધઈ ખાયે કાષ્ઠનેં, તેનું કૃષ્ણાગર થૈ પરવરે;
તેમ વિરહ વૈરાગ્ય જેહનેં ભખે, તે નર હરિ થાએ સરે. ૯
કહે અખો સહુકો સુણો, નિર્વેદ ટાળે જંતનેં;
જે નરને ઊપજે ચેતના, તે સેવે હરિ–ગુરુ–સંતને. ૧૦

## કડવું ૧૦ મું–ભક્તિ, જ્ઞાન, વૈરાગ્યનું માહાત્મ્ય

### રાગ ધન્યાશ્રી

વિરહવૈરાગે જેહનું મન તપેજી, તે રુંરુંમાંહે હરિ હરિ જપેજી;
સદ્‌ગુરુ ચરણે આપોપું અરપેજી, પરબ્રહ્મ રહે ને પોતે ખપેજી. ૧

---

માછલાને દેખાયાં કરે છે. નીરવોહોણું=પાણી વિનાનું. વપુ=શરીર. પાસું=પડખું. મકર=મગર. વારિ=પાણી. પછી ઘણો વૈરાગ્ય ઊપજે છે, અને તેથી અંદરનું કાલજ–કાળજું–કોરાઈ જાય છે. વ્રેહ=વિરહ. નિર્વેદ=વૈરાગ્ય. કીટ ભમરી=કીડાને ભમરીનો ડંખ લાગે છે, તો ભમરીની ભાવના બાંધવાથી તે કીડો ભમરી થઈ જાય છે. તે જ પ્રમાણે જીવ શિવના સ્પર્શથી શિવ થાય છે. કાષ્ઠ=લાકડું. કૃષ્ણાગર=કૃષ્ણા ગરુ; કાળું અગર ચંદન. તે જ પ્રમાણે જે માણસ વિરહવૈરાગ્યથી ખવાય છે, તે હરિરૂપ થાય છે. વિરહવૈરાગ્ય=પરમેશ્વરને સર્વ–સમર્પણ કરવું અને પરમેશ્વરના વિરહથી વ્યાકુળ રહેવું. **नारदस्तु तदर्पिताखिलाचारता तद्विस्मरणे परमाकुलता ( नारद-भक्तिसूत्र** १८. ) ચતના=ભાન.

**કડવું ૧૦ મું :** આપોપું=પોતાપણું. ખપે=વિલય પામે, ઉવેખતો=ઉપેક્ષા કરતો. અચિરકાલે=ટૂંક વખતમાં. ભક્તિ એ પંખણી છે. તેને જ્ઞાન અને વૈરાગ્ય બે પાંખો છે. તેને સદ્‌ગુરુરૂપી આંખ છે,

## પૂર્વછાયા

પરબ્રહ્મ રહેને પોતે ખપે, તેહનો ભેદ કહું તે સુણો;
તે વચન માને ગુરુતણું, ભાવ ભરોંસો અતિઘણો. ૧
ગુરુ કહે રામ રમે સકલમાં, સર્વાવાસ સ્વામી ભર્યો;
એવું સાંભળતાં મહાવચન માન્યું, અને ભક્તિ ઉપર આદર કર્યો. ૨
તે હરિ હરિ દેખે સકલમાં, જેહને જીવ જીવ કરી દેખતો;
હરિ જાણી હેત કરે સકલમાં, પહેલાં જે ઉવેખતો. ૩
હરિ જાણે થકે ભક્તિ થાએ, તેજ ભક્તિ જાણો ખરી;
અજાણે જે આચરે, તેને દ્રોહ થાએ પાછો ફરી. ૪
સદ્‌ગુરુનાં વચન સુણીનેં, ભક્તિ જેહને ઊપજે;
અચિરકાલે તે પામે આત્મા, સદ્‌ગુરુ વચને જો ભજે. ૫
ભાઈ ભક્તિ જેહવી પંખણી, જેહને જ્ઞાનવૈરાગ્ય બેઉ પાંખ છે;
ચિદાકાશમાંહે તે જ ઊડે, જેનેં સદ્‌ગુરુરૂપી આંખ છે. ૬
દેખે નેત્ર પરબ્રહ્મનાં, પરબ્રહ્મના કર્ણ માત્ર;
પાદપાણિ પરબ્રહ્મનાં, પરબ્રહ્મ દાતા નેં પાત્ર. ૭
જળે પરબ્રહ્મ, સ્થળે પરબ્રહ્મ, સ્વર્ગ મૃત્યુ પાતાલ;
ગિરિ ગહ્વર વન વાટિકા, પરબ્રહ્મ જાલ ને માલ. ૮
પરબ્રહ્મ વિના નહિ ઠામ ઠાલું, એમ દેખે ભરપૂર;
જિહાં તિહાં દેખે હરિ ભાઈ, જેનાં પડળ થયાં દૂર. ૯
કહે અખો સહુકો સુણો, ભક્તિ આવીને જંતનેં;
એવા શુદ્ધ ભજનનેં પામવા, તમે સેવો હરિ–ગુરુ–સંતને. ૧૦

---

અને તે ચિદાકાશમાં (ચૈતન્યરૂપ આકાશમાં) ઊડે છે. એ પંખણીને જ્યાં ત્યાં જલસ્થલમાં પરબ્રહ્મનાં જ દર્શન થાય છે. કર્ણ=કાન. પાદપાણિ=પગ અને હાથ. દાતા=દાન આપનાર. પાત્ર–દાન લેનાર. ગિરિગહ્વર=પર્વત અને પર્વતની ગુફાઓ. વાટિકા=વાડી. જાલ ને માલ=જાળિયાં માળિયાં. એ ભક્તને સર્વ સ્થળે પરબ્રહ્મ જ અનુભવાય છે. પડળ=પડદો. આવી પ્રેમલક્ષણા ભક્તિ વડે માણસ નારાયણનો રાસ અનુભાવે છે–તેનો સંસાર સાવ શમી ગયો હોય છે.

## કડવું ૧૧ મું—સર્વાત્મભાવ તે જ પ્રેમલક્ષણા ભક્તિ

### રાગ ધન્યાશ્રી

વળી વળી કહું છું ભક્તિ વિશેષજી, જેહ ન દેખે હરિ વિના શેષજી,
પેખે સઘળા હરિના વેષજી, તે જન ન કરે કેહનો ઉવેખજી.

### પૂર્વછાયા

ઉવેખ ન કરે કોયનો, આત્મા વિલસી રહ્યો;
જેહને શ્રીભાગવત ગાયે, ગીતા ઉપનિષદે જે કહ્યો. ૧
ભાઈ ભક્ત તે જે એમ જાણે, જાણીને હૃદયે ધરે;
સ્વામી માહરો રહ્યો સઘળે, અહર્નિશ ચિંતન એમ કરે. ૨
ભુવન ત્રણ્યમાં રહ્યો પૂરી, પૂરણ સ્વે પરમાતમા;
પોતે તો પિયુજી નિરંતર, પણ ભેદ દેખે ભાતમાં. ૩
માહરો રામ રમે છે સર્વ વિષે, એમ હેતે હીસે મન;
હરિ કહે એ સાંભળે હરિ, હરિને સોંપે તન. ૪
નિત્ય રાસ નારાયણનો, દેખે તે અનંત અપાર;
જિહાં જેવો તિહાં તેહવો, નારાયણ નર નાર. ૫
ગદ્‌ગદ કંઠ ગાતે થકે, રોમાંચિત હોયે ગાત્ર;
હર્ષ આંશુ બહુ હેત હૃદય, પ્રેમકેરું તે પાત્ર. ૬

---

**કડવું ૧૧ મું:** આગળ બતાવેલી ભક્તિથી ભક્તને જ્ઞાન ઉત્પન્ન થાય છે, અને તે ભાગવતાદિમાં કહેલા આત્માને વિલસી રહેલો અનુભવે છે. પિયુજી=પ્રિયતમ પરમાત્મા. હીસે=આતુર થાય. નારાયણ...નરનાર=પ્રેમલક્ષણા ભક્તિ વડે એ ભક્ત સર્વ સ્થળે નર ને નારને નારાયણસ્વરૂપ જ અનુભવે છે—એના સર્વ ભેદભાવો ઓગળી ગયા હોય છે. રોમાંચિત=રૂંવાડાં ઊભાં થઈ ગયાં હોય એવું. ગાત્ર=શરીર. ભક્તની આ જુદીજુદી દશાઓ છે. આ માટે 'નારદભક્તિસૂત્ર' જોવું. વેધ્યું=વીંધાયું. શિથલ=શિથિલ, ઢીલું. નવનીત=માખણ. જાર

ખાતો પીતો બોલતો, દેખતો તે સઘળે રામ;
વેધ્યું મન રહે તેહનું, શીતલ સંસારી કામ. ૭
નવનીત સરખું હૃદે કોમલ, કહ્યું ન જાયે હેત;
આંખમાંહે અમૃત ભરિયું, હરિભક્તિ કેરું ક્ષેત્ર. ૮
જેમ જારે લુબધી યુવતી, તેનું મન રહે પ્રિતમપાસ;
અહનિંશ રહે આલોચતી, ભાઈ એહવું મન હરિદાસ. ૯
કહે અખો સહુકો સુણો, હરિલક્ષ લાગ્યો ચિંતને;
મનન તેહને મહાવનું, તે સેવે હરિ–ગુરુ–સંતને. ૧૦

## કડવું ૧૨ મું–સર્વાત્મભાવ જ્ઞાનતુર્ય પદ

### રાગ ધન્યાશ્રી

ઉદય ઉજાળો દે જેમ ચંદ્રમાજી,
કિરણ તેહનાં પસરે વન વીથિ મંદિરમાંજી;
તેમ સરખો આત્મા ભાસે કીટ ઇંદ્રમાંજી,
એહવો પ્રકટ્યો હૃદયકંદ્રમાંજી.

### પૂર્વછાયા

હૃદે ગુહામાં રામ પ્રગટ્યા, તેણે પાલટો મનનો થયો;
માયાને ઠામે બ્રહ્મ ભાસે, સંસારનો સંભવ ગયો. ૧

---

=યાર પુરુષ. લુબધી=લોભાયેલી; લપટાયેલી. યુવતી=યુવાન સ્ત્રી. કોઈ યુવતી યારમાં લોભાયેલી હોય, તો એ ઘરનું કામકાજ આલોચતી—જોતી–હોય છતાં તેનું મન તો પોતાના પ્રિતમ–જાર–પાસે જ હોય છે. તે જ પ્રમાણે ભક્તનું મન હરિમાં હોય છે, અને ત્યાં મન રાખીને એ સંસારમાં જોતો હોય છે. ચિંત=ચિત્ત. માહાવ=માધવ, શ્રીકૃષ્ણ.

કડવું ૧૨ મું: ઉજાળો=ઉજાશ, પ્રકાશ. વનવીથિ=વનની શેરીઓ.

જેમ રવિને તેજે ઓગળે, પાલો તે પાણી થૈ વહે;
તેમ જેહને પ્રગટે આતમા, તે માયાદોષ સહેજે દહે. ૨
ભાઇ માયાનું બળ તિહાં લગે, જિહાં આતમા જાણ્યો નહીં;
જેમ ગત યૌવન થઈ યુવતી, તે પ્રસવલગી વાધી રહી. ૩
જેમ ગોરસમાંથી આજ્ય કાઢે, તે જેમ તક્ર થયું દહીં;
આત્મા જાણે એમ માયા, વિચારે દીસે નહીં. ૪
ભાઈ કર્મ ગહન તે તિહાં લગે, જિહાં સદ્‌વિચાર નથી ઊપનો;
નવનીત ત્યાં લગે વણસતૂં, જયહાં ભેદ ન જાણ્યો તૂપનો. ૫
તાવ્યૂં માંખણુ ઘૃત થયું, પછી તે વણસે નહિં ક્યમે;
તેમ આત્મા જાણે નોહે પરાભવ, અણજાગે માયા દમે. ૬
અંધારું દુઃખ દે ઘણું, અર્કવિહોણું જેમ ચક્ષુનેં;
તેમ આત્મા ઉદયે ગહન પલાયે, માયા દમે નહીં પુરુષનેં. ૭
નિદ્રાવાનને સ્વપ્ન હોયે, ભોગ નાના ભોગવે;
અણછતા આણી તે કરે ઊભા, ગહન માયા જોગવે. ૮
જાગ્યો ત્યાં થઈ ચેતના, નિદ્રા સાથે સર્વે પળ્યું;
ત્યમ તુરીયાવડે તિમિર ત્રાસે, ચિત્ત ચમક્યું હું તું તે ટળ્યું. ૯
કહે અખો સહુકો સુણો, જેમ દારિદ્રય નથી શ્રીમંતનેં;
જો મહાધન હીંડો પામવા, તો સેવો હરિ-ગુરુ-સંતને. ૧૦

---

તેમ કીડામાં અને ઇન્દ્રમાં આત્મા એકસરખો ભાસે છે. હૃદયકન્દ્ર=હૃદયરૂપી કન્દરા, હૃદયની ગુફા. પાલટો=પલટો. માયા વેરાઈ ગઈ, અને ત્યાં બ્રહ્મનાં દર્શન થયાં. સંસારનું નામનિશાન ત્યારે ઊડી ગયું. પાલો=બરફ; વરસાદનો કરો. દહે=બાળે. ગત યૌવન=જુવાનીમાં આવેલી. પ્રસવ=પ્રસૂતિ. ગોરસ=દહીં. આજ્ય=ઘી. તક્ર=છાશ. ગહન=ઘેન. તૂપ=ઘી. ક્યિમે=કેમે. અણજાગે=જ્ઞાન જાગ્યા વિના. દમે=દુઃખ આપે. અર્ક-વિહોણું=સૂર્ય વિના. પલાયે=દૂર થાય. તુરીયા...ટળ્યું=તુર્યાવસ્થામાં આવતાં સર્વ અંધકાર દૂર થાય છે, ચિત્તમાં ઉજાશ થઈ રહે છે, અને હું-તું ના ભેદ ઓગળી જાય છે.

## પદ ૩—સદ્‌ગુરુની કૃપાથી જ જ્ઞાનની પ્રાપ્તિ થાય

### રાગ સામગ્રી

જે ગુરુભેવ પામ્યો, ગુરુભેવ પામ્યો, તે નર માયાનું જાલ વામ્યો,
જેમ પારસ પરસે જઈ ધાતુને, આપ ટળીને થાય સોનું;
તેમ ગુરુ પારસવડે નર નીપના, કારણુ પ્રીછ્યું જેણે ગુરુનું. ૧
શબ્દરૂપી વંટોલ છે વાયુના, તેમાં પડ્યાથકા જીવ ભરમે;
રાજસ તામસતણી રજ પડી આંખમાં સદ્‌ગુરુ બોલ તે દૂર વિરમે. ૨
આપ વિના ઉપદેશ કહેવો કરે, જો ઇશ અજાતણો માંહી દીઠો;
સદ્‌ગુરુ કલા તે નાવે કહ્યા વિષે, મુખ વિના સ્વાદ કહે ખારો કે મીઠો.
જાણે કોઇ જન જે આપ ટાળી રમે, પ્રેમે પ્રીછે જે વાત ગુરુની;
જે જેમ તે તેમ લહેજ અખા, જો પરનાલિકા પ્રીછે ઘરની. ૪

## કડવું ૧૩ મું—જીવન્મુક્તની દશા—૧

### રાગ ધન્યાશ્રી

જે નર સમજ્યા તેણે એમ લહ્યુંજી, આપ વિષયથી આપોપું ગયુંજી;
બ્રહ્મઅગ્નિમાં દ્વૈત સર્વે દહ્યુંજી, મરમ સમજ્યાથી હતું તેમ થયુંજી.

### પૂર્વછાયા

થયું તેમ જેમ હુતું આગે, જાણુણહારો જાણિયો;
જે ૐકારની આદ્ય હતો, વળી વેદ પુરાણે વખાણિયો. ૧

---

**પદ ૩ જું :** ગુરુભેદ=ગુરુનું રહસ્ય. જાલ=જાળું, વામ્યો=દૂર કર્યો. ભરમે=ભ્રમમાં પડે. વિરમે=દૂર કરે. ઇશ અજાતણો=માયાપતિ. પરનાલિકા=પ્રણાલિકા, માર્ગ. ઘર=આત્મસ્વરૂપ.

**કડવું ૧૩ મું :** બ્રહ્મઅગ્નિમાં સર્વ દ્વૈતભાવ બળી ગયા છે. મરમ=રહસ્ય. હુતું તેમ=હતું તેમ; યથાસ્થિત. ૐકારની આદ્ય=ૐ-

ક્યારે દેખે ધ્યેય ને ધ્યાતા, ક્યારે ધ્યેય રહે ને ધ્યાતા ટળે;
તટસ્થ ઊપનું જ્ઞાન જેહને એમ સુરત ચળે વળે. ૨
ક્યારે ઇંદ્રિ–આરામ વરતે, ક્યારે વર્તવોણી સુર્ત્ય છે;
તટસ્થકેરું એ જ લક્ષણ, જ્ઞાન કેરી તે મૂર્ત્ય છે. ૩
જીવન્મુક્ત તેહ જ કહાવે, જેહને એહ વૃત્તિ ઊપની;
આકાશવત્ તે રહે સદા, કયારેક સ્થિતિ તે રૂપની. ૪
જેમ મહાજળમાંહીલો મકર મોટો, અંબુ–મધ્ય આઘો રહે;
ઊંચો આવી અલ્પ વરતે, વળી મહાનિધિ જાતો રહે. ૫
જીવન્મુક્ત તે યોગીશ્વર, એમ વર્તે દેહવિષે;
જેમ નાગને અંગ જરા પાકી, તે અળગી થઈ રહી નખશિખે. ૬
તે ચલણ–વલણ કરે ખરી, પણ અંગથી એકતા ટળી;
તેમ જીવન્મુક્તને દેહ જાણો, જેમ ભુજંગને કાંચળી. ૭
ઊપની તે સહજમાંહે, અનાયાસે અંગથી;
જયારે વિરમીને થયો વેગળો, ત્યારે ભિન્ન દીઠી ભુજંગથી. ૮
એમ જીવન્મુક્તને જાણજો, ભાઈ દેહનો છે સંગ;
છે ને છે ને નથી સરખી, જેમ દૃષ્ટાન્ત ફણુંગ. ૯
કહે અખો સહુકો સુણો, એમ જાણો જીવન્મુક્તને;
એ દશાને હીંડો પામવા, તો સેવો હરિ–ગુરુ–સંતને. ૧૦

---

કારથી પહેલો. ધ્યેય=ધ્યાનનો વિષય. ધ્યાતા=ધ્યાન ધરનાર. સુરત=મનોવૃત્તિ, ધ્યાન. તટસ્થ=નિષ્પક્ષ. ઇન્દ્રિઆરામ=ઇન્દ્રિયનું સુખ–પ્રીતિ. વર્ત્ય=વૃત્તિ. મૂર્ત્ય=મૂર્તિ. જીવન્મુક્ત=નિષ્પક્ષ જ્ઞાની, તટસ્થ જન; દેહે જીવતાં છતાં મોક્ષ પામેલો. આકાશવત્=આકાશ જેવો નિર્લેપ. મહાજલ=મહાન પાણી. મકર=મગર. અંબુ=પાણી. અલ્પ=થોડો. મહાનિધિ=મોટો જલ–સાગર. સરખાવો: **तद्यथा महामत्स्य उभे कुलेऽनुसंचरति पूर्वं चापरं च एवमेवायं पुरुष एतावुभावन्तौ अनुसंचरति स्वानांतं च बुद्धान्तं च। (बृहदा० उप०** ૩, ૧૭ ). યોગીશ્વર=યોગીઓમાં શ્રેષ્ઠ. જેમ મગર પાણીમાં અને

# કડવું ૧૪ મું—જીવન્મુક્તની દશા—૨

## રાગ ધન્યાશ્રી

વળી કહું સાચા સંત સુજાણજી, જેહને ઉદયો અંતરભાણજી;
હરિને બોલે જેહની વાણજી, જે ઘટ ઊઘડી વસ્તુની ખાણજી. ૧

## પૂર્વછાયા

ખાણ ઊઘડી વસ્તુકેરી, તેણે ન્યૂનતા સઘળી ટળી;
અંતર માંહેલો આશય મોટો, તેણે વસ્તુમાંહે જઈ રહે મળી. ૧
જેમ અગ્નિમાંહે લોહ પેઠું, તે લોહમાં અગ્નિ આવિયો;
ત્યારે શિવ શિવ થયું સર્વે, જ્યારે શિવમાં જીવ સમાવિયો. ૨
ભાઈ છતે અણછતો થઈ રહે, કોઈક જાણે વિરલા સંત;
આપાપર વિના પ્રીછ અળગી, તે મહાનુભાવ મહંત. ૩
ભૌતિક ભાવના ટળી તેહને, ભાસ્યું ચિદ્‌આકાશ;
રોધ ન પામે મીન જેમ, તેહને નીરમધ્ય આકાશ. ૪
નેત્ર ઉઘાડે ને ગતિ કરે, ભરે તે શ્વાસોશ્વાસ;
તેને નીર પ્રીટીને નભ થયું, જે આપ રહે અવકાશ. ૫

---

પાણીની બહાર રહી ફરી પાણીમાં વર્તે છે, તેમ જીવન્મુક્ત યોગીશ્વર પોતાના દેહને વિશે વર્તે છે. જરા=ઘડપણ. નખશિખે=નખથી શિખા સુધી—સર્વાંગે. ભુયંગને (ભુયંગ–ભુજંગને) કાંચળી=સાપને જેમ કાંચળી છે, તેમ જીવન્મુક્તને દેહ છે. કાંચળી અંગથી અળગી થતી હોવા છતાં ચલનવલન કરે છે. અનઆયાસે=અનાયાસે; તકલીફ વિના. ફણુંગ=ફણીન્દ્ર, સાપ.

**કડવું ૧૪ મું:** અંતરભાણ=અંતર્જ્ઞાનરૂપી સૂર્ય. વાણ=વાણી. વસ્તુ=બ્રહ્મ. આપાપર=આપ અને અપર; પોતે અને પરાયો. રોધ=અટકાયત. અવકાશ=ખાલી જગા. હિમ=બરફ. મૂષક=ઉંદર. ખણ્યા-

જેમ હિમના પરવતવિષે મૂષક ચાલે મધ્ય;
તેણે ખણ્યા વોહોણી ખાણુ થાય, એહવી ઉષ્ણુતાની સિધ્ય. ૬
અદ્રિમાં આકાશ તેહને, મહાકલા મૂષકવિષે;
તેમ ભૌતિક ભાવના તિહાં નહી, જે અણુલિંગી આતમ લખે. ૭
ભાઈ લિંગ તિહાં લેખાં ઘણાં, અણુલિંગે લેખું કશું;
એ સહજ–કેરી સાધના, સમઝે તે દેખે અશું. ૮
ભાઇ તત્ત્વદર્શી તત્ત્વમાંહે, દેખે સર્વ સમાસ;
જેમ અરૂપમાંથી રૂપ બંધાએ, પાછું અરૂપ થાય બરાસ. ૯
કહે અખો સહુકો સુણો, એવી અકલ કળા મહંતને;
એ પદને હીંડો પામવા, તો સેવો હરિ–ગુરુ–સંતને. ૧૦

---

વોહોણી=ખણ્યા–ખોદ્યા કે ખોતર્યા વિના. ખાણુ=ખાડો. ઉષ્ણુતા=ગરમી. સિધ્ય=સિદ્ધિ. અદ્રિ=પર્વત. અણુલિંગી=ભોગલિંગ (ઇષ્ટલિંગ), યોગલિંગ (પ્રાણુલિંગ) અને જ્ઞાનલિંગ (ભાવલિંગ) એ ત્રણથી રહિત એવું મોક્ષલિંગ. આમાં લિંગ કારણ છે, ત્યારે દેહ કાર્ય છે. છેલ્લું મોક્ષલિંગ તે શિવનું લિંગસ્થળ છે. તે જ મહાવિષ્ણુનું અથવા મહામુક્તનું દેખાતું શરીર છે. વેદાંત પ્રમાણે મોક્ષલિંગ તે મહાકારણુ-લિંગ છે. તેની શક્તિ સહજા અથવા સ્વતંત્ર ચિદ્‌શક્તિ છે. તેનું અંગસ્થલ કૈવલ્ય માણુનારા જ્ઞાનીનો દેહ છે. એ મહાકારણુમાંથી કારણુલિંગ (જ્ઞાનલિંગ) થાય છે. તેની શક્તિ ચેતના છે, અને તેનું અંગસ્થળ ઇશ્વરનો દેહ છે. કારણુલિંગમાંથી સૂક્ષ્મલિંગ (યોગલિંગ) થાય છે, અને તેનું અંગસ્થળ જીવનો દેહ છે. તેની શક્તિ તે વિષયોની વાસના છે. આ સૂક્ષ્મલિંગમાંથી સ્થૂલલિંગ (ભોગલિંગ) થાય છે. તેની શક્તિ વિષયોને ભોગવવાની ભાવના છે, અને તેનું અંગ-સ્થળ આપણો પ્રત્યક્ષ દેહ છે. આ ચાર પ્રકારનાં લિંગોમાં જે પિંડ છે, તેમાં છવીસ તત્ત્વો સમાયેલાં છે. જીવન્મુક્ત પુરુષ મહાકારણુ-લિંગમાં અથવા મોક્ષલિંગમાં વર્તે છે. તે જ અણુલિંગી આત્માનું સહજ સ્વરૂપ છે.

# કડવું ૧૫ મું–જીવન્મુક્તનો મહિમા–૧

## રાગ ધન્યાશ્રી

વળી કહું જીવન્મુક્ત દશાયજી, નિશ્ચે જેનો પરવત-પ્રાયજી;
જેણે પ્રીછયો વસ્તુમહિમાયજી, તે અનુભવતાં પાછો ન થાયજી.

## પૂર્વછાયા

અનુભવ જે મોટાતણો, આપાપર નહી જે વિષે;
આપ ગળિયું આપ માંહે, દ્વંદ્વાતીત રહ્યા સુખે. ૧
તેહની કલા પ્રીછી નવ પડે, મતો તે અગમ અગાધ;
વારિધિ–કેરાં વારિ જેમ, ભાઈ નહિ તરવા સાધ્ય. ૨
જેમ સૂર્ય તપે નિદાઘનો, તોયે તે ઉષ્ણ ન થાય;
તેમ તત્ત્વદર્શી પુરુષને, દોષ ન લાગે કાંય. ૩
જેમ વાયુ વહે બહુ ગંધને, ઉત્તમ અધમ અપાર;
પણ રહે અસંગી તે થકો, સ્પર્શે નહિ લગાર. ૪
તત્ત્વદર્શી પુરુષને, એમ જાણો દેહભાવ;
વહે પણ વળગે નહીં, જે જાણે સહજ–સ્વભાવ. ૫
જેમ વિચિત્ર ભાતિના રંગ મૂકિયે, સ્ફટિકમણિની પાસ;
તે ભળ્યા સરખા ભાવ દેખાડે, પણ આપ રહે ઉદાસ. ૬
જેમ ચશ્માના પડ વિષે, રોધ ન પામે દ્દષ્ટ;
તેજ અધિક પોષે આંખને, તેમ અણુલિંગી ઉત્કૃષ્ટ. ૭

---

**કડવું ૧૫ મું :** પરવતપ્રાય=પર્વતના જેવો. પાછો ન થાય= પુનર્જન્મ ન પામે. દ્વંદ્વાતીત=એના જોડકાથી–દ્વૈતથી–પાર. મતો= મત, અભિપ્રાય. વારિધિ=સમુદ્ર. સાધ્ય=સહેલાં. નિદાઘનો=ઉનાળાનો. ભાતિ=જાત. રોધ=અટકાવ. દ્દષ્ટ=દ્દષ્ટિ. ચશ્માના પડમાં આંખની દ્દષ્ટિ અટકાવ પામતી નથી. એ પડ તો આંખને પોષણ આપે છે.

તેમ અનુભવી પુરુષને, આપોપું અંતર નથી;
અમલ આશય તેહનો, ભાઈ ભાગી ઊર્મિ ઉરથી. ૮
સંગીને સિદ્ધાંત પોખે, પ્રેમેશું પાવન કરે;
ઉપદેશ આપે આત્મવિદ્યા, સેહેજ શબ્દ તે ઉચરે. ૯
કહે અખો સહુને વિષે, માન ન હોય મહંતને;
એ ઉત્કૃષ્ટ દશાને તેજ પામે, જે સેવે હરિ-ગુરુ-સંતને. ૧૦

## કડવું ૧૬મું—જીવન્મુક્તનો મહિમા—૨

### રાગ ધન્યાશ્રી

વળી કહું તત્ત્વદર્શી પુરુષજી, સેહેજ સ્વભાવે જેવા કલ્પવૃક્ષજી;
જેહને અહંતા ગયો અમર્ષજી, કલ્પાંતકાળે સદા સન્મુખજી.

### પૂર્વછાયા

સન્મુખ રહે કલ્પાંતકાળે, મહાપુરુષ મોટી દશા;
તે અન્ય દેહની પરે જાણે, જે માંહે પોતે વશ્યા. ૧
પોતાનો દેહ આદ્ય દેઇને, મિથ્યા દેખે સર્વને;
ચૈતન્ય તો સઘળે જ સરખું, તો કોણ ધરે દેહગર્વને? ૨
કીટ પતંગ બ્રહ્મા લગે, પૂરણ દેખે આતમા;
દૃષ્ટતત્ત્વ ઊપનું જ્ઞાન જેહને, તે ભૂલા ન પડે ભાત્યમાં. ૩
જન્મઅંધ જેમ રૂપને, જાણે નહિ નિરધાર;
અધ્યાસ નહિ તેહને દેહવિષે, સુણે શબ્દના ભણકાર. ૪

---

ઉત્કૃષ્ટ—ઊંચો—અણુલિંગી તે જ પ્રમાણે તેજનું પોષણ કરે છે. અમલ= નિર્મળ. આશય=અભિપ્રાય...પોખે=પોષે, આપે. પાવન=પવિત્ર. સંગી=સાથે રહેનાર.

કડવું ૧૬ મું : અમર્ષ=રોષ, ઇર્ષ્યા. કલ્પાન્તકાળે=કલ્પના—બ્રહ્માના દિવસના—અંતસમયમાં. દેહગર્વ=દેહનું અભિમાન દૃષ્ટતત્ત્વ=

તેમ જ્ઞાતાને પિંડ જ નહિ, નહિ ત્યાં પર ને આપ;
દેહદર્શી જે હોય ભાઈ, તેહને તો પુણ્ય ને પાપ. ૫
જેમ અંજનવિદ્યા હોય જે કને, તે જ્યાં ત્યાં દેખે ધન;
વિદ્યાવિના ઘર–મધ્ય દાટયું, ન જાણે કો જન. ૬
ધનદર્શી જેમ ધન દેખે, પણ મધ્ય ન દેખે ભોમ્ય;
આવરણ છે પણ આડ્ય ન કરે, તેને સાવ નિરંતર વ્યોમ. ૭
તેમ મહાકળા છે મહાપુરુષને, અણુલિંગી અભ્યાસ;
સ્થૂલતા દર્શન–શરીરે, સેહેજે થયો સમાસ. ૮
દેહઅધ્યાસે દોષ સઘળા, દેહ તેજ સંસાર;
દેહ તેને સર્વ સાચું, પાપ પુણ્ય અવતાર. ૯
કહે અખો સહુકો સુણો, લક્ષ મોહોટો મહંતને;
જેણે મનસા વાચા કર્મણા, સેવ્યા હરિ–ગુરુ–સંતને. ૧૦

## પદ ૪–તત્ત્વદર્શીનો મહિમા

### રાગ કાનડો

અકલ કલા ખેલત નર જ્ઞાની,
જેસેહી નાવ હિરે ફિરે દશે દિશ;
ધ્રુવ તારે પર રહત નિશાની, અકલ કલા ખેલત નરજ્ઞાની. (ટેક.)

---

આત્મતત્ત્વ. (જુઓ ગુરુશિષ્ય—સંવાદ, ખંડ ૪ થો, કડી ૨૭ થી ૪૩). ભાંત્યમાં=નામરૂપની ભ્રમણામાં. પર=પારકાં. અંજનવિદ્યા=સિદ્ધાંજનની વિદ્યા. ઘરમાં ધન દાટયું હોય, તોપણ માણસ નિર્ધન રહે છે. પણ જેને આ સિદ્ધાંજન વિદ્યા આવડતી હોય, તે ધનને તુરત જ શોધી કાઢે છે. (જુઓ છાંદો. ઉપ. પ્રકરણ ૮, ખંડ ૩, મંત્ર ૨.) ધનદર્શી=ધન જોનાર. આવરણ=ઢાંકણ. સાવ...વ્યોમ=તેને સર્વ સ્થળે સંપૂર્ણ આકાશ જ લાગે છે. દર્શન શરીરે=આત્મારૂપ શરીરમાં.

**પદ ૪ થું:** જ્ઞાની પુરુષ અકળકલા ખેલે છે. હિરેફિરે=હરેફરે.

ચલનવલન અવની પર વાકી, મનકી સુરત આકાશ ઠેરાની;
તત્ત્વસમાસ ભયો હે સ્વતંતર, જેસે હિમ હોત હે પાની.
અકલ૦ ૨

છૂટી આદ્ય અંત નહિ પાયો, જઈ ન સકત જહાં મન-બાની;
તા ઘર સ્થિતિ ભઈ હે જિનકી, કહી ન જાત એસી અકથ
કહાની. અકલ૦ ૩

અજબ ખેલ અદ્ભુત અનુપમ, જાકું હે પહિચાન પુરાની;
ગગનહીં ગેબે ભયા નર બોલે, એહી અખા જાનત કોઈ
જ્ઞાની. અકલ૦ ૪

## કડવું ૧૭ મું—બ્રહ્મવસ્તુનિરૂપણ—૧

### રાગ ધન્યાશ્રી

વસ્તુને વાણી બોલી નવ શકેજી, મન તણી સુરત
જિહાં જાતાં થકેજી;
સદ્ગુરુ-કેરો જો લક્ષ આવે તકેજી, તે નર સ્વે હરિ થાય
તેણી પલકેજી.

### પૂર્વછાયા

હરિ થાય તે હેત સમઝે, દેહાતીત છે આતમા;
પરાત્પર પરબ્રહ્મ કેવળ, તે ન આવે વાતમાં. ૧

---

તેની નિશાની ધ્રુવના તારા ઉપર રહે છે. હિમ=બરફ. મન-બાની=મન અને વાણી. અકથ=કહી ન શકાય એવી. પહિચાન=પિછાન, પરિચય, પુરાની=પ્રાચીન. ગગનહીં ગેબભયા=આકાશમાં–ચિદાકાશમાં લીન થયો.

કડવું ૧૭ મું : તકે=સમયસર. અજરઅમર=અજરામર સનાતન.

અમલ આતમ એક પૂરણ, અખંડિત અવિનાશ;
અજર અમર અનામ અવ્યય, પૂરણ જ્યોતિ-પ્રકાશ. ૨

તેને આદ્ય અંત્ય ને મધ્ય નહિ, નહિ જેહને દેશ-કાળ;
છાયા-માયા-વપુ-વર્જિત, માપરહિત વિશાળ. ૩

અધો ઊર્ધ્વ મધ્ય નહિ, નહિ દિવસ ને રાત;
બાલ-યૌવન વૃદ્ધ નહિ, ભાઈ તે વડે સર્વે ભાત. ૪

ત્યાં વારિ વાયુ વસુધા નહિ, નહિ અનલ ને આકાશ;
સર્વમાંહી ને સર્વવર્જિત, નહિ ઉત્પત્તિ નહિ નાશ. ૫

માનવ દાનવ દેવ પન્નગ, નાગ નહિ નર નાર;
સર્વ કેરું જીવન સદા, પણ સ્પર્શે નહિ લગાર. ૬

તપ્ત શીતલ સુભગ સુંદર, કહ્યા ન જાયે તેહ;
મૂલ માપ થાય ન થાય, નહિ પ્રેહ નિસ્પ્રેહ. ૭

ક્ષાર ખટરસ મધુર મોળું, તીક્ષ્ણ મિષ્ટ ન કહેવાય;
દીર્ઘ લઘુ કે દામ દક્ષિણ, સર્વ વર્જિત નેં માંય. ૮

નીલ પીત કે શામ ઉજ્જવળ, રહિત અવસ્થા ચાર;
દૂર નિકટ કે મધ્ય છેડે, થાય નહિ નિરધાર. ૯

કહે અખો સહુકો સુણો, તેનો લક્ષ મહંતને;
એ અવાચ્ય વસ્તુ તે જ પામે, જે સેવે હરિ-ગુરુ-સંતને. ૧૦

---

અનામ=નામરહિત. અવ્યય=વિકારરહિત. છાયા...વર્જિત=છાયા, માયા અને શરીરથી રહિત. વસુધા=પૃથ્વી. પન્નગ=સાપ. નાગ=હાથી. તપ્ત=તપેલો. સુભગ=ભાગ્યશાળી પ્રેહ=ઇચ્છા. નિસ્પ્રેહ=ઇચ્છા વિનાનો. ક્ષાર=ખારો. તીક્ષ્ણ=તીખો. મિષ્ટ=મીઠો. વામ=ડાબો. નીલ=આસમાની. પીત=પીળો. શામ=કાળો. અવસ્થા ચાર=જાગ્રત આદિ ચાર અવસ્થા. અવાચ્ય=વાણીથી પાર.

## કડવું ૧૮ મું–બ્રહ્મવસ્તુનિરૂપણ–૨

### રાગ ધન્યાશ્રી

જે પ્રભુ વાણીસે ન કહેવાયજી, પામણહારો સેહેજે પલાયજી;
અગમ અગોચર જેહને વેદ ગાયજી, અટપટો આશય સેહેજે-
સમજાયજી. ૧

### પૂર્વછાયા

સેહેજમાં સાધન લાગે, અણુલિંગી અનુભવ એહવો;
વંધ્યાસુત જેમ સુખ સરાહે, અચંવ્યો રસ પીવો નવો. ૧
મુખ વિના રસપાન કરવું, એહવું તે બ્રહ્મજ્ઞાન;
શ્રવણ વિના તે શબ્દ સુણવો, નેત્રવોહણું જેમ ધ્યાન. ૨
વસ્તુગતે સેવક નહિ, અને સ્વામીને નહિ રૂપ;
ગ્રાહ્ય–ગ્રાહક–ભાવ નહિ, એહવું તે ધામ અનુપ. ૩
જેહને વર્ણ વેષ ન રૂપ મુદ્રા, તેહતણા સર્વ રંગ;
છાયા માયા નહિ જેહને, તેહના જાણો સર્વ ઢંગ. ૪
સ્થાન માન જેહને નહિ, અકલ રૂપ અપાર;
તે વડે એ સર્વ શોભે, આપે જાણણહાર. ૫

---

**કડવું ૧૮ મું :** પલાય=દૂર થાય. સરાહે=વખાણે. મુખ વગેરે ઇન્દ્રિયોથી પર એ બ્રહ્મજ્ઞાન છે. વસ્તુગતિ=વસ્તુની–બ્રહ્મની–ગતિએ વસ્તુની સમજણથી. ગ્રાહ્ય–ગ્રાહક=લઈ શકાય એવો વિષય અને લેનાર. મુદ્રા=છાપ, ચિહ્ન. કૂટસ્થ=એરણની જેમ અવિકારી. એરણ ઉપર ગમે તેટલા ઘાટ ઘડાય, તોપણ તેને એ ઘાટનો કોઈ વિકાર અડતો નથી. જુઓ ભગવદ્‌ગીતા અધ્યાય ૧૫, શ્લોક ૧૬ થી ૧૮. આ લોકનાં બે પુરુષો છે. એક વિનાશી એવો ક્ષર પુરુષ અને બીજો તેનો કારણ એવો અક્ષર પુરુષ. ક્ષર એટલે વિકારી ભૂતો, અને અક્ષર એટલે સંસારના બીજરૂપે કાયમ રહેનાર કૂટસ્થ. પરમાત્મા આ બેથી જુદો

વાણી માંહે જેહ ન આવે, તેહતણી સર્વ વાણ્ય;
નેતિ નેતિ કરી સો કહીએ, તેહની જાણે સર્વ જાણ. ૬
કૂટસ્થ આત્મા બ્રહ્મ કૈવલ્ય, તેહનો સર્વ પ્રસાર;
જેહને વિશેષણ એકે ન લાગે, તે વિલસી રહ્યો સંસાર. ૭
જે કેહેવો એ કહેવાય નહિ, શબ્દાતીત સહાય;
અનિર્વચની વચન બોલે, તે નાવે વાણીમાંય. ૮
એ તો પ્રીછણહાર વિના પ્રીછવું, પદાર્થ–વોહોણી જે પ્રીછ;
આપે આપનું જે નિરીક્ષણ, ઇચ્છા–વોણી જે ઇચ્છ. ૯
કહે અખો એ વાણ્ય–વર્જિત, નિજસ્ફુર્ણ મહંતને;
એ સમસ્યા તેણે લહી, જેણે સેવ્યા હરિ–ગુરુ–સંતને ૧૦

## કડવું ૧૯ મું–સ્તુતિ કરતા જીવની બ્રહ્મ સાથે એકતા

### રાગ ધન્યાશ્રી

વસ્તુકેરું હારદ વસ્તુ જ જાણેજી, શું એ જાણીને દ્વૈત ઉર આણેજી;
અદ્વૈતનું દ્વૈત કરે કોઇ સજાણેજી, આપકેરું રૂપ તે આપ–
વખાણેજી. ૧

### પૂર્વછાયા

વખાણે વિગતે કરીને, આપે કહે આપે સુણે;
જેમ ગારુડી મોહર વિષે, સ્વર દીએ ને ભાષા ભણે. ૧

---

છે અને તે ઉત્તમ પુરુષ છે. તે પુરુષોત્તમ છે. કાર્યબ્રહ્મ, કારણબ્રહ્મ, પુરુષોત્તમ, અને પરબ્રહ્મ આ ભૂમિકાની સમજૂતી અગાઉ આપી છે. કૈવલ્ય=માયા અને માયાનાં કાર્યોથી રહિત. અનિર્વચનીય=વચનથી કહી નહિ શકાય એવા, વચનાતીત.

**કડવું ૧૯ મું :** હારદ=હાર્દ, રહસ્ય. સજાણે=સજ્ઞાન; જાણીને ગારુડી=મદારી. મોહર=મોરલી. ચિદ્રૂપ=ચૈતન્યરૂપ. અંગીકૃત=સ્વીકારેલ.

સ્વામીપિંડમાંહે તે જીવ ક્યાંથો, અને જીવને ક્યાંથો પિંડ,
એ ચલણુ–વલણુચિદ્રૂપ તાહરી, આપમાંહેથી મંડ્ય. ૨
તું તે હું ને હું તે તું, ધ્યેય ધ્યાતા તું રામ;
ઊંડું વિચારી આપ નીરખે, આપે આપનાં કામ. ૩
છો કૈવલ્ય સ્વામી તમો, દિશો ઈશ્વર માયા જીવ;
એ ત્રણ પ્રકારે થાઓ તમે, પણ સ્વભાવે તમે શિવ. ૪
અણુછતી અજા તમારી, અંગીકૃત–સરખી અશી;
તે મધ્ય પડિયું ધામ તમારું, ત્યારે ઈશ્વર થઈને વિલસી. ૫
તે ઈશ્વરના ઐશ્વર્ય વિષે, અનંત જીવ ઊપજે સમે;
ચૈતન્ય ચાલ્યું આવે તમારું, તેમ તેમ માયા પરવરે. ૬
જેમ કાચનું મંદિર રચ્યું, નીલ પીત શુભ્ર શ્યામનું;
તે ઉપર તપ્યો સૂર જ્યારે, ત્યારે વિચિત્ર રૂપ થયું ધામનું. ૭
કૈવલ્ય સૂરજ તપે સદા, માયા તે મંદિર કાચ;
ઈશ્વર નામ તે તેહનું, ભાઈ જીવ થઈ માન્યું સાચ. ૮
અધિષ્ઠાન તે તમે સ્વામી, તેણે એ ચાલ્યું જાય;
અણુછતો જીવ હું હું કરે, પણ ભેદ ન પ્રીછે પ્રાય. ૯
કહે અખો તમે નાથ નિર્ગુણ, થયા સગુણ વેષે જંતને;
એ કલા તમારી પ્રીછવા, જીવ સેવે હરિ–ગુરુ–સંતને. ૧૦

---

પરવરે=ફેલાય. શુભ્ર=ઉજ્જવળ; સફેદ. અધિષ્ઠાન=કલ્પિત આધાર. અહીં સુંદર ઉપમા આપીને કવિએ બ્રહ્મ અને જીવનું સાચું સ્વરૂપ સમજાવ્યું છે. કૈવલ્ય અથવા નિત્યમુક્ત બ્રહ્મપદ ઈશ્વરરૂપે, માયારૂપે અને જીવરૂપે ભાસે છે. શુદ્ધ કૈવલ્યપદ તે સાચો નિર્ગુણ સૂર્ય છે. તેનાં કિરણો માયારૂપી પચરંગી કાચના મંદિરમાં ઊતરી જીવના અનેક આભાસો દેખાડે છે. આમ જે કિરણજાળો ઊતરી સૂર્યબિંબ પલટાય છે, તે સગુણ ઈશ્વર છે અને તે ઈશ્વરના અનેક રંગોમાં સાચાપણું માન્યા કરે એવો આભાસ તે જીવ છે. આમ જીવનું જીવત્વ

# કડવું ૨૦ મું–શિવમાં જીવનું તત્ત્વારોપણ

## રાગ ધન્યાશ્રી

**એમ એ નાટક ચાલ્યું જાયજી, જેહના સ્વામી તમો પ્રભુ રાયજી;**
**કૈવલ્ય ઈશ્વર ભૌતિક રાયજી, અણુછતો ઊભો મધ્યે જીવ થાયજી.**

## પૂર્વછાયા

અણુછતો જીવ થાય ઊભો, તે જાય હરિને જાણવા;
નરને ઓછાયો કેમ કળે, તે હીંડે બુધ્યમાં આણવા. ૧
જેમ છો તેમ તમે પ્રભુજી, કાયા માયા સર્વે આપ;
બિંબ–પ્રતિબિંબ થાયે દર્પણે, તેમ તમારો તે વ્યાપ. ૨
કૈવલ્યપદ તમે નિજ સ્વરૂપે, ઈશ્વરપદ છે અનંત;
મોટું સામર્થ્ય માયા–કેરું, જ્યાં ઊપજે મિથ્યા જંત. ૩
તે જંતને બહુ કામના, રસના માટે તે જીવ;
દેહ–આસક્તિ તેને અતિઘણી જાણે આયુ વધે થૈયે શિવ. ૪
તે પિંડને બહુ પરભવે, અને કરે તે કર્મકલેશ;
ચિરંજીવ થાવા હીંડે, મોટો મન ઉદ્દેશ. ૫
ભૂત ભવિષ્યની વાત લહેવા, ઘણું માન ને કોડ;
ઈશ થાવાને આશ મોહોટી, સાયે પિંડ મનમોહોડ. ૬

---

ખરી રીતે ચૈતન્યના આભાસરૂપ છે. કવિ કૈવલ્યબ્રહ્મપદ, ઈશ્વરપદ અને જીવપદ, એ ત્રણને અનુક્રમે પરમ સત્ય, વ્યવહાર સત્ય અને પ્રાતિભાસિક સત્ય કહે છે. એ પરમસત્ય તે નિજસ્વરૂપ, વ્યવહારસત્ય તે ઈશ્વરનું અનંત ઐશ્વર્ય અને પ્રાતિભાસિક સત્ય તે મિથ્યા જંત એટલે કલ્પિત જીવો.

**કડવું ૨૦ મું :** ઓછાયો=પ્રતિબિંબ. કળે=કળી શકે. બુધ્ય=બુદ્ધિ. દેહઆસક્તિ=દેહમાં પ્રીતિ–વળગણ. આયુ=આવરદા. પરભવે

સિદ્ધિકાજે તે કરે, અતિ ઘણા ઉપાય;
અહંતા વાધે અતિ ઘણી, તેણે જીવ જાડેરો થાય. ૭
માયા સાધે મનવડે, જાણે એ જ પરમાત્મપદ,
મમતાતણાં તેણે પડળ ચડે, તેમ તેમ વાધે મદ. ૮
એહવા પ્રકાર અજાતણા, સાધે જીવ અપાર;
નાટકમાં નર નાચ નાચે, એમ સરાહે સંસાર. ૯
કહે અખો પદ-મૂલગે, પહોંચ નહિ એ જંતને;
મર્મ મૂલગો તે જ પામે, જે સેવે હરિ-ગુરુ-સંતને. ૧૦

## પદ ૫ મું—જીવ ને મનનું સ્વરૂપ

### રાગ ભૈરવ

મર્મ સમઝ રે મનવા મેરા, તામેં સમાસ જબ રોએ તેરા;
મન જગતકા ધારણહારા, મન મૂએ નીવડ્યા સંસારા. મર્મ૦ ૧
લોક ચૌદ સ્ફુર્યા હે મનકું, તાતે મન પાવે બંધનકું,
મન મૂઆ તબ હે સબ રામા, એહ લોક પરલોકકી ભાગી
કામા. મર્મ૦ ૨
મન મૂએ તે રહે જે મનવા, સો હરિરૂપ જાણીજે જનવા;
કહે અખો રહ્યા નહિ બાકી, જબ હિકમત બૂઝી ઘરવાકી મર્મ૦ ૩

=કાયર કરે. ચિરંજીવ=લાંબી આવરદાવાળો. માન=અભિમાન. કોડ= ઉમંગ. મનમોહોડ=મનનાં નખરાં. જાડેરો=જાડો, માયાગ્રસ્ત. સિદ્ધિ અને જીવની જડતા માટે જુઓ ગુરુશિષ્યસંવાદ, ખંડ ૪, કડી ૫૯–૬૭. અજા=માયા. પદ-મૂળગે=મૂળ-બ્રહ્મ-પદમાં.

**પદ ૫ મું :** મનવા !=હે મન ! હે માનવી ! તાતે=તેથી. પાવે=પામે. કામા=ઇચ્છા. એહ લોક=આ લોક. જનવા=હે જન ! જબ=જ્યારે. હિકમત=યુક્તિ. બૂઝી=જાણી. ઘરવાકી=બ્રહ્મની.

## કડવું ૨૧ મું–બ્રહ્મ–ઈશ્વર ને જીવની એકતા

### રાગ ધન્યાશ્રી

**વળી કહું પૂરણપદ મહિમાયજી, કોટિ બ્રહ્માંડ જે નવાં રચાયજી;**
**પણ અધિક ઓછું કાંઈ નવ થાયજી, જોતાં જોતાં તે વિલૈ જાયજી.**

### પૂર્વછાયા

**વિલઈ જાતાં વણસે નહીં, અને નવાં થાતાં નવ વધે;**
**પ્રાય વસ્તુ અરૂપ અણુલિંગી, હેતુવિના કારણ–નિધે. ૧**
**હેતુવિના કારણતણું, કહું દૃષ્ટાંત વિધે કરી;**
**આકાશવિષે જેમ અભ્ર નાનાં, થાય જાય પાછાં ફરી. ૨**
**નીલ પીત ને શ્યામ ઉજ્જવલ, રક્ત ભાત અનંત;**
**વિચિત્ર પેરે વિલસે વળી, ત્યાંહાં જ આવે અંત. ૩**
**પણ વ્યોમ તેમનું તેમ થાતાં, જાતાં તેમનું તેમ;**
**વારક પ્રેરક નહિ અભ્રને, વસ્તુ જાણવી એમ. ૪**
**એ તો અરૂપીકેરું રૂપ બંધાએ, પાછું રૂપ અરૂપ થઇ જાય;**
**ઊપના પછી તેહનાં નામ પાડે, પણ થયું શાનું પ્રાય. ૫**
**એ વિચારી જોતે થકે, જેહવો એ ઘનસાર;**
**રૂપ બંધાઇ રમે રમાડે, પણ ક્ષણ ક્ષણ ખગાકાર. ૬**

---

**કડવું ૨૧ મું :** વિલે=વિલાઈ, બિડાઈ. કારણનિધે=કારણ-નિધિ. જે પદાર્થ બાહ્ય ઇન્દ્રિયોથી પ્રત્યક્ષ થાય, તે 'રૂપી' કહેવાય. તેથી ઊલટો 'અરૂપી'. હેતુથી અથવા સાધનથી કાર્યનું અથવા સાધ્યનું અનુમાન થાય, તે લિંગ. તેમાં કાર્ય અથવા સાધ્ય તે લિંગી. ધુમાડો અને અગ્નિ એમાં ધુમાડો લિંગ છે અને અગ્નિ લિંગી છે; પણ જે અનુમાનથી પણ પકડી શકાતો નથી, તે અણુલિંગી છે. જે વસ્તુ પોતે વિકારી થઇને–પલટાઇને નવું રૂપ દેખાડે તે કારણ છે. બીજ પલટાઇને અંકુર થાય છે, તેમાં બીજ કારણ છે. પણ જેમાં

ભાઇ જગતનાં કારણ ઘણાં, પણ થયા પછે ધરે નામ;
કહે પંચભૂતનાં પૂતળાં, એ બ્રહ્માકેરાં કામ. ૭
પણ વિરંચીઆદે વિશ્વ સઘળું, ઘડ્યો કેહેનો ઘાટ;
એ વિચારે બુદ્ધિ બૂડે, અતિ નિરાળો નાટ. ૮
ભાઈ જે છે તે તો એ જ છે, બીજો વિચાર મનનો ઘડ્યો;
કરતા કોણ કહું કેહતણો, જો અન્ય પદાર્થ નવ જડ્યો. ૯
કહે અખો એ કળા મોટી, તો જ ઊપજે જંતને;
રૂપ અરૂપી આપ દેખે, જો સેવે હરિ-ગુરુ-સંતને. ૧૦

## કડવું ૨૨ મું—બ્રહ્મ અને માયાની એકતાથી જીવ અને ઈશ્વરનું સ્વરૂપ—સદૃષ્ટાંત

### રાગ ધન્યાશ્રી

અનુભવ મોટો મોટા જાણેજી, બુધ્ય તે બાપડી થયું પ્રમાણેજી;
દીઠું સાંભળ્યું સહુએવખાણેજી, પણ અણચળ્યું કોઇક ઉરમાં આણેજી.

### પૂર્વછાયા

ચળ્યું નથી તેનાં ચરિત્ર શેનાં, એ તો આભાસે છે અણછતાં;
અણલિંગી એ અર્થ સમજે, કહું દૃષ્ટાન્ત જે પહોંચતાં. ૧

આવી કારણતા નથી અને છતાં જેના વિના કાર્ય અનુભવાતું નથી, તે વસ્તુ હેતુ વિનાનું કારણ કહેવાય છે. ખારી જમીનમાં ઝાંઝવાનાં જળ દેખાય છે, તેમાં ખારી ભૂમિ આવું હેતુ વિનાનું કારણ છે. અભ્ર=વાદળાં. રક્ત=લાલ. વિલસે=વિલાસ કરે. કાળાં ધોળાં વાદળાં વિલાસ કરે છે, છતાં આકાશ તો અવિકારી જ છે. એ આકાશ હેતુ વિનાનું કારણ છે. વારક=અટકાવનાર. પ્રેરક=પ્રેરનાર. ઘનસાર=કપૂર. ખગાકાર=ખગ—આકાશમાં વિચરનારનો આકાર. વિરંચી=બ્રહ્મા. નિરાળો=નોખો, ભિન્ન. નાટ=નાટક.

કડવું ૨૨ મું: આભાસે=દેખાય. આફણી=આપોઆપ. પ્રૌઢી

અધિષ્ઠાન ઉત્કૃષ્ટ માટે, ચૈતન્યતા ત્યાં અતિ ઘણી;
તેણે અરૂપ ભાસે રૂપ સરખું, તેણે અહંતા ઊઠે આફણી. ૨

તે અહંતા થાય અનંતરૂપે, પ્રોઢી થઇને પાંગરે;
તેનો લક્ષ નરને કહું, કો ધીમંત હૃદયામાં ધરે. ૩

ભાઇ દૃષ્ટાન્ત આવે બુદ્ધિમાં, તો સિદ્ધાન્ત સમજે સહી;
તે દૃષ્ટાન્ત સમજી નવ શકે, તેને ઉકેલ હોયે નહીં. ૪

જેમ દર્પણ મૂકિયે સામસામાં, તે પ્રતિબિંબે એકએકમાં;
તે અન્યોઅન્ય અનંત થાયે, દૃષ્ટ પહોંચે છેકમાં. ૫

તે દર્પણદર્પણમાંહે રચના, દીસે પ્રગટ પ્રમાણ;
એકએકમાં અળગા અળગા, ચંદ તારા બહુ ભાણ. ૬

અનંત ભાસે સામસામા, એકના ઉદરમાં એક;
સિદ્ધાંતને તમો એમ જાણો, કહું વસ્તુ-વિવેક. ૭

આદર્શ નિર્મલ અતિઘણું, પરબ્રહ્મસ્થાની તેહ;
તેહમાં અજા આછી અણછતી, ભાઇ આવી ભાસે એહ. ૮

તે અજામધ્ય ઉપાધ્ય ઓહળી, તે જાણે અહંકૃત્ય;
જેમ મુકુરમાં અનંત દીસે, રૂપની સંસૃત્ય. ૯

કહે અખો સહુકો સુણો, સંસૃત્ય ન ભાસે જંતને;
એ ગીતાનું તે હારદ સમજે, જો સેવે હરિ-ગુરુ-સંતને. ૧૦

---

=પ્રૌઢી. પાંગરે=વિકસવા માંડે. છેકમાં=છેવટમાં. ભાણ=સૂર્ય. આદર્શ=આરસો. ઉપાધ્ય=ઉપાધિ. ઓહળી=અહોળી. અહંકૃત્ય=અહંકાર. મુકુર=આરસો. સંસૃત્ય=સંસૃતિ, સંસાર. પરબ્રહ્મને સ્થાને આરસો છે. તેમાં અણછતી આછી માયા પ્રતિબિંબ પાડે છે. આખી ઉપમા કવિએ ખૂબ સરળતાથી અને સ્પષ્ટતાથી રજૂ કરી છે. પરમાર્થ બ્રહ્મ પોતાના અંતઃસામર્થ્યથી ઈશ્વર, માયા અને જીવરૂપે ભાસે છે, તેનું એમાં સુંદર વર્ણન છે.

## કડવું ૨૩ મું–બ્રહ્મવસ્તુનિરૂપણ

### રાગ ધન્યાશ્રી

વળી કહું પૂરણપદ નિર્વાણજી,
જ્યાંહાં ન પંહોંચે મન ને વાણજી;
ત્યાંહાં નવ હોએ ઉત્પત્ય હાણજી,
સ્વસ્વરૂપની જ્યાંહાં છે જાણજી.

### પૂર્વછાયા

સ્વસ્વરૂપની જાણ એહવી, જ્યહાં જાણણહારો સ્વે રહે;
અણછતું તે છતું થાયે, છતો બ્રહ્મ અગ્નિ દહે. ૧
ભાઇ સિદ્ધાંતનું સિદ્ધાંત એહ જ, મહાનુભાવની સ્થિતિ જ્યહાં;
આકાશથી આઘેરું જે પદ, તે કહ્યું ન જાએ પરું અહાં. ૨
વેત્તા વિણ વેદ્યા વિના, પૂરણપદ નિર્વાણ;
જેને ગ્રાહ્યગ્રાહકભાવ નહિ, જાણ્ય વિહોણી જાણ. ૩
તેને ઉપમા દીજે કશી, જો તે વડે સર્વ કોય;
જે કહીએ તે અણછતું, ભાઈ તે તો તેહ ન હોય. ૪
દૃષ્ટાંત ઉપમા જે જે દીજે, તે તો સર્વ રહે ઓહરું;
શું કરે એ બુદ્ધિ બાપડી, જો ચાલ્યાથી દસ ડગલાં પરું. ૫
જેમ આકાશમાં ઊડે વિહંગમ, એકથી એક આઘા વટે;
બળ દેખાડે બહુ પરે, શિરે સામર્થ્ય તે ઘટે. ૬
જેમ અગમ અગાધ અનંત અંબર, તેમ વસ્તુ અનંત અપાર,
તેને શા સરીખો કહે કવિજન, કહેવું બુદ્ધિ અનુસાર. ૭

---

**કડવું ૨૩ મું :** ઉત્પત્ય હાણ=ઉત્પત્તિ અને હાનિ–નાશ. જાણ=જ્ઞાન. મહાનુભાવ=મહાન જ્ઞાની. પરું=દૂર. વેદ્યા=જાણ્યા. નિર્વાણ =જેમાં માયા અને તેનાં કાર્યો શાંત થઈ જાય એવું મોક્ષનું પૂર્ણપદ. જાણ્યવિહોણીજાણ=જ્ઞેય વિનાનું જ્ઞાન. સામા વિષય કે પદાર્થ વિનાનું,

જેમ મૃતકની ગત જાણે મૃતક, જે જન જીવિતથી ટળ્યો;
તેમ જ્ઞાનીની ગત જાણે જ્ઞાતા, જે અંતરમાં પાછો વળ્યો. ૮
ભાઈ સાને સમજે સંત શૂરા, પણ કર ગ્રહીને નથી આલવા;
એ તો પોતે હુંકારો દે પોતાને, તો જાય કેહને ઝાલવા? ૯
તો કહે અખો સહુકો સુણો, અકળ કળા મહંતને;
મરી જીવ્યાનો મર્મ લેવા, સેવો હરિ-ગુરુ-સંતને. ૧૦

## કડવું ૨૪ મું–જીવને અહંકારસ્વરૂપની ઉત્પત્તિ

### રાગ ધન્યાશ્રી

વળી કહું એક અપૂર્વ સારજી, વણક્રમે હોય પંથનો પારજી;
જહાં ન લાગે શબ્દ ઉચ્ચારજી, તે જાણવો બોલણહારજી. ૧

### પૂર્વછાયા

બોલણહારાનું બોલવું તે, જાણજો જુગતે કરી;
એમ સમજે સિદ્ધાન્ત થાય, જો જુએ જન પાછો ફરી. ૧
ભાઇ પરાપરથી શબ્દ ઊઠે, તે જુગતે જાડો થાય;
પાર છે પરમાત્મા તે, સ્વેં ચૈતન્ય ઘનરાય. ૨
તે મન દ્વારાએ મહાતમ ધરે, તે મનને ઊઠે કલ્પના;
કલ્પનામાં કામના છે, તે કરે બહુ જલ્પના. ૩
પરાતીતથું હોય પોષણ, તે શબ્દરૂપ પરા કરે;
તે પશ્યંતીએ થાય જાડો, અરૂપ ફીટી રૂપ ધરે. ૪

---

સ્વતઃસંપૂર્ણ જ્ઞાન. અણછતું=કલ્પિત. ઓહરું=પાસે. વિહંગમ=પક્ષી. શિરે=છેવટે. અંબર=આકાશ. મૃતક=મડદું. જીવિતથી=જીવિત–આયુષ્યથી. સાને=અણસારામાં. કર=હાથ, આલવા=આપવા. આમ આને સમજનારો મહાયુક્ત એટલે વિદેહી છે.

**કડવું ૨૪ મું :** વણક્રમે=ક્રમ વિના. અક્રમ બોધમાર્ગથી; અજપાજાપ અથવા પ્રણવના અનુસંધાનથી. પરાપારથી=પરાવાણીથી

મધ્યમાએ ઘાટ ઘડાએ, અને વૈખરી થઈ વીખરે;
સંસૃતિ વાધે શબ્દ કેરી, અનંત પ્રકારે ઓચરે. ૫
અક્ષર બાવન અનંત રૂપે, વેદ પુરાણુ સ્મૃતિ લખે;
મંત્ર યંત્ર ને વિદ્યા અવિદ્યા, કાંઇએ ન હોય વાણીપખે. ૬
ષટદરશનના મત નાના, એ સર્વે મનવાણી તણા;
પશુ પંખી નર નાગ લગે, ભેદ સર્વ એહના ઘણા. ૭
પરાત્પર તે પર રહ્યું, એ રમત્ય વાણી મનતણી;
મધ્યે માની લીધું જીવડે, અણહુતો થયો ધણી. ૮
મોટું સામર્થ્ય મહાપ્રભુનું, વણ ચલાવ્યું ચળે વળે;
જેમ સૂર્ય વડે સર્વ કામ ચાલે, પણ કિરણ કેમાંહે નવ ભળે. ૯
કહે અખો એ મર્મ મોટો, એમ સમજે અનંતને;
એમ સમજેથી સ્વે જ થઇએ, જો સેવો હરિ-ગુરુ-સંતને. ૧૦

## પદ ૬ ઠું-જ્ઞાતાજ્ઞેયની જ્ઞાનથી એકતા

## રાગ કેદારો

મર્મ મોટો પરબ્રહ્મનો, રસનાએ નાવે;
શબ્દવેધી સુરતા ખરા, તેહને લક્ષ આવે. મર્મ૦ ૧

---

પારના પ્રદેશમાંથી. હવે નાદબ્રહ્મ વાચક છે અને અર્થબ્રહ્મ વાચ્ય છે. પરાવાણીથી પારનો શબ્દ ચૈતન્યદ્વારા પરબ્રહ્મનો બોધ કરે છે. પરાવાણી કલ્પનાદ્વારા અરૂપી કામ અથવા સંકલ્પ પ્રકટ કરે છે. પશ્યંતી વાણી કામનાદ્વારા અરૂપી કામરૂપી ભાવને પ્રકટ કરે છે. મધ્યમા વાણી જલ્પના (બડબડાટ)દ્વારા રૂપીભાવ રૂપવાળા અનેક શબ્દોના ઘાટ ઘડે છે. છેલ્લી વૈખરી વાણી ઉચ્ચારોદ્વારા અનેક ઘાટવાળા પદાર્થોની સમજણથી તેને સમજવાનો વેગ આપે છે. ચૈતન્યઘનરાય=એકરસ ચૈતન્ય. મહોતમ=મોટાઈ. પરાતીતથી=પરા ને પારથી. ફીટી=મટી. પરાત્પર=પરાથી પાર. અણહુતો=કલ્પિત. કેમાંહે=કોઈમાં પણ.

**પદ ૬ ઠું :** રસનાએ નાવે=જીભથી ન સમજાય. શબ્દવેધી=

જેણે સ્થલ કોઈએ નથી, તેણે સ્થલ સ્વામી;
ધ્યાતા ન રહે શેષ જે, તેણે વસ્તુ પામી. મર્મ૦ ૨
શબ્દ વિના સોહં સદા, વેત્તા વિના વેવું;
જાણે કો સંત સાધી કલા, આકાશ વશેવું. મર્મ૦ ૩
ગુરુ-શિષ્ય વિનાની સંજ્ઞા, જો સુધો શિષ્ય પ્રીછે;
તે સદ્‌ગુરુ કહી શકે, જે ગુરુપણું નવ ઈચ્છે. મર્મ૦ ૪
જે વાચા બોલે અવાચ્યને, તે વાચા ન હોય;
સ્વસંવેદ્ય જાણે અખા, જો ગુરુગમ હોય. મર્મ૦ ૫

## કડવું ૨૫ મું—પરબ્રહ્મનો ભેદ

### રાગ ધન્યાશ્રી

હવે કહું મોટો પરબ્રહ્મ ભેદજી, જેણે કરી હોય દ્વૈતનો ઉચ્છેદજી;
જેને કહે અગમ અગોચર વેદજી, તે પદ જાણો સ્વસંવેદજી. ૧

### પૂર્વછાયા

સ્વસંવેદ તે પદ સદા, આપેં લહે તે આપને;
જેમ ધૂંધૂતો અગ્નિ અચાનક, થાય શિખા તેજ તાપને. ૧
તેહને જ્યોત્ય જ્વાળા અતિઘણી, દીસે જાજ્વલ્યમાન;
ફૂટકીને થયો ફરફરો, તેણે કાઢ્યું રૂપ નિદાન. ૨
પરબ્રહ્મ વહ્નિ એમ જાણો, ઘટઘટ રહ્યો સમાય;
જેમ છે કાષ્ઠ પાષાણ માંય, તે દેહ સાથે થયો જાય. ૩

---

શબ્દ સાંભળીને નિશાન વીંધનારા. સુરતા=સારી રીતે બ્રહ્મમાં રત-રતિ-વૃત્તિવાળા. વેવું=જાણવું. વશેવું=વસવું. સંજ્ઞા=સંકેત, અણસાર. સુધો=સીધો, સરળ. સ્વસંવેદ્ય=સ્વયંજ્ઞાનરૂપ. વાચા=વાણી.

**કડવું ૨૫ મું:** ધૂંધૂંવતો=ધૂંધવાતો. તાપને=સળગવાથી. શિખા-તેજ=તેજસ્વી—પ્રકાશયુક્ત—ઝાળવાળો. જ્યોત્ય-જ્વાલા=પ્રકાશની ઝાળ.

ધુંધવાતો ધોખે ભર્યો, તે શૂન્યવાદીનો વાદ;
ધૂમ્ર ભર્યો અતિ ધૂખલો, તે ચાલ્યો જાય અનાદ્ય. ૪
તે કાષ્ઠ નોહે કૃશાનું નોહે, કરે તે ઘોર અંધાર;
દારુનાં દલથકી ટળ્યો, અને ઝળક્યો નહિ ઝાતકાર. ૫
તેમ શૂન્યવાદીનેં સત્તા ખરી, પણ આતમ નહિં ઉદ્યોત;
કથે પણ તેહનો કલેશ ન ટળે, જેહવી ચિત્રામણુની જ્યોત. ૬
જેમ ચિત્રદીપ દીસવા લાગે, પણ અજવાળું નવ થાય;
તેમ શૂન્યવાદી સર્વનાસ્તિ કહે, પણ મૂલ-મહિમા ન પ્રિછાય. ૭
તે પ્રપંચને મિથ્યા કહે, પરમાત્માને કહે નથી;
કર્મ ધર્મને તે પરઠે, કહે જગત સર્વે શૂન્યથી. ૮
કહે શૂન્ય ઊપજે શૂન્યે સમાયે, શૂન્યમાંહે સહુ સ્થિતિ કરે;
શૂન્યમાં આશય છે તેહનું, કહે મૂઓ ફરી નહીં અવતરે. ૯
કહે અખો શૂન્યવાદી, ન પામે મૂલ-તંતને;
પ્રભુ પરમારથ તેહ જ પામે, જે સેવે હરિ-ગુરુ-સંતને. ૧૦

---

જાજ્જુલ્યમાન=જાજ્વલ્યમાન, ઝળહળતી. ફટકાને=ખસીને. ફરફરો=ફરતો. અગ્નિ મૂળ જગ્યાએથી ચળિત થઈને બીજે પસરવા લાગ્યો; ત્યારે તેને ખરેખર રૂપ મળ્યાં. પરબ્રહ્મ પણ વહ્નિ-અગ્નિ-જ છે. તે ઘટ-ઘટમાં રહેલો છે. જેમ તે લાકડામાં અને પથ્થરમાં છે, તેમ દેહમાં પણ છે. ચોથી કડીથી કવિ બૌદ્ધ શૂન્યવાદને ઝપાટામાં લે છે, અને આગળ વેદાન્તના બ્રહ્મવાદ સાથે એની તુલના કરી બ્રહ્મવાદને સુસ્થાપિત કરે છે. ધોખે=કલેશમાં. ધૂખલો=ધુમાડિયા રંગનો. અનાદ્ય= અનાદિ કાળથી. દારુ=લાકડાં. દલ=સમૂહ. ઝાતકાર=ઝળહળ. ઉદ્યોત= પ્રકાશ. ચિત્રામણી=ચિતરામણમાં ચીતરેલી. ચિત્રદીપ=ચિત્રમાં ચિતરેલો દીવો. સર્વનાસ્તિ=કશું જ નાસ્તિ-નથી. મૂળમહિમા=મૂળ વસ્તુનો મહિમા. મૂલ-તંતને=મૂળ તંતુ—સ્વરૂપને. બૌદ્ધ શૂન્યવાદીઓ વિશે અહીં સંક્ષેપમાં જાણવું જરૂરી છે. બૌદ્ધ દર્શન ચાર શાખામાં છે: સૌત્રાંતિક, વૈભાષિક, યોગાચાર અને માધ્યમિક. તેમાં ભગવાન

# કડવું ૨૬ મું—શૂન્યવાદીનો વિતંડાવાદ

## રાગ ધન્યાશ્રી

**હવે કહું અધમ એ શૂન્યવાદીજી, જેને શૂન્યની શુદ્ધ ન લાધીજી;**
**પ્રપંચ ન ટળ્યો નિંદ્રા વાધીજી, તેણે મિથ્યા બુદ્ધિ સાધીજી. ૧**

---

બુદ્ધનાં વચનનાં સૂત્ર ઉપર બંધાયેલો મત તે સૌત્રાંતિક અને તેમની વિભાષા અથવા વિવરણ ઉપર બંધાયેલો મત તે વૈભાષિક. આ બંને મતો બાહ્ય અને આંતર વસ્તુઓને સત્તાવાળી માને છે, તેથી તેઓ સર્વાસ્તિવાદી કહેવાય છે. સૌત્રાંતિકો માને છે કે બાહ્ય અર્થ માત્ર અનુમાનથી ગ્રહણ થાય છે, અને વૈભાષિકો માને છે કે બાહ્ય અર્થ પ્રત્યક્ષ ગ્રહણ થાય છે. આ બંને મતો બૌદ્ધ હીનયાન સંપ્રદાયના છે. યોગાચાર મત પ્રમાણે બાહ્ય કોઈ વસ્તુ સાચી નથી, પરંતુ વિજ્ઞાનનાં વિચિત્ર રૂપો બાહ્ય અર્થરૂપે ભાસે છે. આ મતને વિજ્ઞાનવાદ પણ કહેવામાં આવે છે. માધ્યમિક મતે વિજ્ઞાન અર્થરૂપે રૂપાંતર પામે છે એ વિચાર પણ ત્યજી દીધો છે. તે મતે શરીરની અંદર (પુદ્ગલમાં) કોઈ પુરુષ અથવા સાચો સ્થિર આત્મા નથી, તેમ બાહ્ય ધર્મ એટલે અર્થમાં પણ કોઈ સ્થિર વસ્તુતત્ત્વ નથી. આમ બાહ્ય અને આંતર નૈરાત્મ્યવાદનું સ્થાપન કરનારો એ સિદ્ધાંત શૂન્યવાદ કહેવાય છે. વિજ્ઞાનવાદ અને શૂન્યવાદ એ બંને બૌદ્ધ મહાયાનના સંપ્રદાયો છે. આ ઉપરથી જણાશે કે મહાયાન મતના આ બંને વાદોમાં માયાવાદ અથવા જગતનો વૈતથ્યવાદ સ્વીકારવામાં આવ્યો છે. પણ શાંકર વેદાન્ત બાહ્ય અને આંતર સર્વ ભાસમાન પદાર્થોની પીઠમાં સદ્બ્રહ્મ વસ્તુ છે અને તે કૂટસ્થ નિત્ય પદાર્થ છે એમ સ્વીકારે છે. ત્યારે મહાયાન સંપ્રદાય એ ભાસમાન પદાર્થો કાંતો વિજ્ઞાનના ક્ષણભંગુર વિલાસો છે, અથવા વસ્તુશૂન્ય ભ્રમ છે એવું માને છે.

**કડવું ૨૬ મું :** વિતંડાવાદ=બડબડાટ. શુદ્ધ=સાચી સમજ. ઓસરે=પાછા હઠે. દેહઆસક્ત=દેહમાં પ્રીતિવાળા. પોતાપ્રતે=પોતામાં.

## પૂર્વછાયા

તે પ્રપંચને મિથ્યા કહે, પણ હૃદે જગત સાચું સહી;
અધમ નામ તે માટે એહનું, જે શૂન્યવાદીએ પૂરા નહિ. ૧
તે કરતવ્યથી નવ ઓસરે, ઉત્તમ તજે ને મધ્યમ ભજે;
દેહઆંસક્ત રહે સદા, સુખદુઃખ પામે જયવિજે. ૨
જુગતે જગતના દોષ દેખે, પોતાપ્રતે તે વસે;
અજ્ઞાનને તે જ્ઞાન માને, ઇંદ્રિના સુખને ધસે. ૩
ક્યારે કહે એ આતમા, ક્યારે કહે એ શૂન્ય છે;
ક્યારે કહે એ જગત સાચું, ક્યારે કહે એ મુન્ય છે. ૪
વાદ કરે એ તે સહુ જ સાથે, નિંદે પણ લક્ષ નવ લહે;
બ્રહ્મવિદ્યાનો ભેદ ન જાણે, વેદ વિટલ તેહને કહે. ૫
નાસ્તિ કહે નારાયણને, પણ પ્રપંચ ન છૂટે મનથી;
સંસારનાં સુખ અતિ વલ્લભ, મન ગયું પાપપુણ્યથી. ૬
નમે નહિ મહાપુરુષને, દોષ દીએ છે અણછતા;
અજ્ઞાનને આગળ કરીને, પ્રબોધે પોતે હુંતા. ૭
આચાર્ય થઇને અન્યને, વાત કહે તે નાસ્ત્યની;
ભાવભરોસો નહીં જ કેહનો, જુગત ન સમઝે આસ્ત્યની. ૮
અધમ શૂન્યવાદીનાં એ જ લક્ષણ, તે શૂન્યવાદી પૂરા નહી;
ખરા શૂન્યવાદી તેહને કહીએ, જે વસ્તુ વિશ્વ બે ન કરે સહી. ૯
કહે અખો સહુકો સુણો, એ સમજે સુખ બહુ જંતને;
સમી સમજણ તેહ સમજે, જે સેવે હરિ–ગુરુ–સંતને. ૧૦

---

મુન્ય=મૌન–ન કરી શકાય એવું. વિટલ=મૂર્ખ. નાસ્તિ=નથી. પ્રપંચ જગત. વલ્લભ=પ્રિય. નાસ્ત્ય=નાસ્તિ, નથી; બ્રહ્મ નથી એમ માનનાર નાસ્તિક–આસ્ત્ય=અસ્તિ, છે. બ્રહ્મ છે એમ માનનાર આસ્તિક. આ શૂન્યવાદીઓ પૂરા નથી, અધૂરા છે. ખરા શૂન્યવાદી તો વિશ્વ અને વસ્તુને અદ્વૈતરૂપ જ જુએ છે. ખરા શૂન્યવાદી એટલે વેદાન્તના બ્રહ્મવાદી.

## કડવું ૨૭ મું—જ્ઞાનીના અનુભવનો લક્ષ

### રાગ ધન્યાશ્રી

વળી કહું આઘો અનુભવ જેહજી, જેજે સમજ્યા પુરુષ વિદેહજી;
કોઈક જાણે મર્મ તો એહજી, જે જઈ નીસરે શૂન્ય છે હજી. ૧

### પૂર્વછાયા

શૂન્ય મધ્યે છે વાટ એહવી, પરમાતમપદ તે સદા;
અગમ અગાધ મત મહા મનોહર, જ્યાં ન મળે દ્વૈતની આપદા. ૧
તેહને જગત નહીં તો શૂન્ય શું કહે, ગુણદોષ તે કેના ગણે;
પરમાર્થ આવ્યું પ્રીછમાં, તો આપવિના અન્ય શું ભણે? ૨
જેમ રતાંબરને રાત્ય ન મળે, તો દિવસ પરઠે શા વડે?
એ તો કાલ માપે ભૂતલવાસી, પણ સૂર્યને કાંઈ નવ અડે. ૩
તેમ વિશ્વ દેખી મિથ્યા કહે છે, આશ જાણીને જગતની;
નિકાલ તેહને નથી જડતો, તેણે પેર્ય બાંધી મુગતની. ૪
ભાઈ અણલિંગીને આપ ન મળે, તો વ્યાપક પરઠે કેહતણો;
અણચવ્યું આપ અનાદિ વર્જિત, એવો લક્ષ આઘો ઘણો. ૫
શૂન્યવાદી તે શરીર દેખે, પણ કૃત્ય ન માને દેહનું;
અંધ લક્ષ આઘો ન ચાલે, ન સમજે કારણ છેહનું. ૬
જેમ કાષ્ઠ મથતાં ઉષ્ણતા, પ્રથમ પ્રગટે માંહેથી;
પછે પ્રગટે ધૂમ્ર તેહનું, મૂલ અગ્નિને દાહથી. ૭
ઉષ્ણતા તેહ જ અગ્નિ જાણીએ, પણ આઘો આદર નવ લહ્યો;
તેમ જગત જગતનાં કૃત્ય દીઠાં, પણ આતમા અણજાણ્યો રહ્યો.

કડવું ૨૭ મું : છેહ=છેડો. રતાંબર=આકાશમાં રહેનાર. પરઠે=નક્કી કરે. ભૂતલવાસી=પૃથ્વી ઉપર રહેનાર. નિકાલ=છેવટનો ઉકેલ. પેર્ય=રીત. મૃગત=મુક્ત. આપ=પોતાપણું. કેહતણો=કોનો. કૃત્ય=કર્મ.

શૂન્યવાદી તે એમ જાણે, દેહસૂધી તેહની દૃષ્ટ છે;
પણ પરમારથમાં પોંચ ન હોય, જેહની પૂઠે પુષ્ટ છે. ૯
કહે અખો જે લક્ષણ સમજે, તેહ જ પામે અંતને;
પરપંચ-પાર તે રહ્યો બોલે, કલા મોટી સંતને. ૧૦

## કડવું ૨૮ મું–વિદેહીનાં ચિહ્ન

### રાગ ધન્યાશ્રી

વળી વિદેહીતણાં કહું ચિહ્નજી, જ્યાં નવ પોંહોંચે વાણી મનજી;
જેને વિષે ન મળે રયણી દિનજી, જે વેત્તા તે તન્મય તનજી. ૧

### પૂર્વછાયા

તન્મય તન તે માટ એણે, તે કહું દૃષ્ટાંતે કરી;
જેમ ભાસકર ભાસ્યો તોય-ભાંડે, પણ ત્યાંનો ત્યાં જોતે ફરી. ૧
તે વારિમાંહેથી વાયુ-યોગે, ડોલતો દીસે ઘણું;
પણ તરણિ તેમનો તેમ પ્રાયે, અચલ મંડળ આપણું. ૨
તે તપ્ત જળમાંહે તપ્ત ન હોએ, શીતળ ન હોએ શીતથી;
રક્ત જળમાં ન હોએ રાતો, પીળો ન હોએ પીતથી. ૩
તે અશુચિ જળમાં ભાસ્યો માટે, અશુદ્ધતા પામે નહીં;
વારિ વિષધરમાંહે દીઠો, અંતરમાં આમે નહીં. ૪
સુરસરીકેરા નીરમાંહે, પવિત્ર ન હોએ દિનમણિ;
સુધારસમાં ભાસ્યો માટે, અમર ન થાય અહર્પણી. ૫

---

અંધ=આંધળો. મથતાં=ઘસતાં. ઉષ્ણતા=ગરમી. ધૂમ્ર=ધુમાડો. દાહથી= દાઝવાથી, સળગવાથી. દૃષ્ટ=દૃષ્ટિ, જ્ઞાન. પુષ્ટ=પુષ્ટિ, પરમાત્મા.

**કડવું ૨૮ મું:** રયણી=રાત. તન્મય=બ્રહ્મમય. ભાસકર= ભાસ્કર, સૂર્ય. તોયભાંડે=પાણીના વાસણમાં. જોતે=જ્યોતરૂપે. તરણિ= સૂર્ય. રક્ત=રાતો. પીત=પીળો. અશુચિ=અપવિત્ર. વિષધર=સાપ. આમે=આમય, રોગ, કષ્ટ. સુરસરી=સુરનદી ગંગા. દિનમણિ=દિવસનો

પાત્રમાંહે હેઠો દીઠે, પાતાલમાંહે નથી પડ્યો;
અણુલિંગી પદ એમ જાણે, વ્યતિરેક કારણ પરવડ્યો. ૬
અર્ક ત્યાં ઉપાધ્ય ન મળે, ઉત્તમ અધમ અવનીતણી;
મહાપદનું તાં મહાતમ એહવું, જ્યાં પક્ષ ન મળે અન્ય આપણી.
વિશેષણ જેટલાં કહ્યાં, તે રહ્યાં ભૂનાં ભૂવિષે;
વ્યતિરેક નાવે વાણ્યમાંહે, અન્વયપદમાં એ લખે. ૮
અતિ આઘો લક્ષ વપુવિના, સમજ્યા સરખું સાર છે;
વિદેહકેરી વાત મોટી, શબ્દકેરે તે પાર છે. ૯
કહે અખો સહુકો સુણો, એ સમજ છે મહંતને;
એ અર્થને જે સમજે, તે રહે પાર વેદાન્તને. ૧૦

## પદ ૭–મહાપદવર્ણન

### રાગ સારંગ

સંતો બાત બડી મહાપદકી, શબ્દ શયાન કછુ નહિ લાગત;
એસી સ્થિતિ બેહદકી, સંતો બાત બડી મહાપદકી. ૧
દ્વંદ્વાતીત દ્વૈતસો ભાસે, કહા કહું કોબિદકી;
આપ અવાચ્ય વાચ્ય કહી બોલત, અજબ કલા મહાનિધકી. ૨
જહાં કછુ નાહીં તાહીમેં તકિયા, હામ નહિ જહાં હદકી;
શબ્દાતીત સુર્ત્યકી લગના, ચોજ ગ્રહી ચિદ્ઘન કી. સંતો૦ ૩
ગ્રાહક ગ્રહણ ગ્રાહ્ય નહિ તામેં, વાણ્ય ખૂટી જહાં શ્રુત્યકી;
રૂપ અરૂપી આપ અખા હે, બૂઝ બડી એ ગત્યકી. સંતો૦ ૪

---

મણિ, સૂર્ય. સુધારસ=અમૃતનો રસ. અહર્પણી=અહર (દિવસ) નો ધણી, સૂર્ય. પાત્ર=વાસણ. વ્યતિરેક કારણ=પરમાત્મા જગતનું વ્યતિરેક અથવા વિવર્ત કારણ છે. મહાપદ=બ્રહ્મ. ભૂ=પૃથ્વી. વ્યતિરેક=અભાવ. અન્વયપદ=કાર્ય કારણના પરસ્પર સંબંધનું પદ. લખે=લક્ષે.

**પદ ૭ મું:** શયાન=સાન, ઇસારો. બેહદ=પ્રપંચપાર પરમાત્મા.

## કડવું ૨૯—ષટ્શાસ્ત્ર, ષટ્ઉપશાસ્ત્ર અને ષટ્-દર્શનનું વર્ણન

### રાગ ધન્યાશ્રી

જે ઘટ ઉપનું એવું જ્ઞાનજી, ત્યાં તેહ થયું સર્વ સમાનજી;
જીવ ઇશ્વિરનું પામ્યું નિદાનજી, ત્યાંથી ટળીયું પ્રકૃતિનું ભાનજી. ૧

### પૂર્વછાયા

પ્રકૃતિ ભાન ટળ્યું ત્યાંથી, યથારથ જેમ તેમ થયું;
હવે કહું દરશન ખટ જે, અપૂરવ અમથું રહ્યું. ૧
ન્યાય પાતંજલ મીમાંસા, વૈશેષિક સાંખ્ય વેદાંત;
દરશન ઉપદરશન ભેદ કીધા, તે જાણજો તમે સંત. ૨
શૈવ સાંખ્ય મીમાંસક, ચાર્વાક બૌદ્ધ ને જૈન;
એ ઉપદરશન ભેદને જાણો, શરીરસંબંધી ચિહ્ન. ૩
જટિલ મુંડિત માલાધારી, કરે લુંચન કેશ;
કો વાલાંગરડાં શીશ વીંટે, કંઠે લિંગ શિવઉપદેશ. ૪
છ દરશન તે મૂલગાં, ભાઈ શાસ્ત્રકેરાં નામ;
તેહનાં થયાં પાખંડ છનું, તે ચાલ્યાં ગામોગામ. ૫

---

દ્વૈત સો=દ્વૈત-એ-જેવો. કોબિદ=નિષ્ણાત, તજ્જ્ઞ. મહાનિધ=મહાન ભંડારરૂપ પરમાત્મા. તકિયા=વિશ્રામ. લગના=લગની. ચોજ=સૂક્ષ્મ સમજ. શ્રુત્ય=શ્રુતિવેદ. બૂઝ=સમજણ.

**કડવું ૨૯ મું :** છ શાસ્ત્રો, છ ઉપશાસ્ત્રો અને છ દર્શનનું વર્ણન કરતાં અખાએ સાંખ્ય અને મીમાંસાશાસ્ત્રને ઉપદર્શનમાં ગણ્યાં છે. ખરી રીતે એ ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા આ છ આસ્તિક-દર્શનો છે. ચાર્વાક, ચાર બૌદ્ધમતો, અને જૈન એ છ દર્શન નાસ્તિક ગણાય છે. આસ્તિક એટલે વેદને પ્રમાણરૂપ માનનાર અને નાસ્તિક એટલે વેદને ન માનનાર. શૈવઉપદર્શનમાં અખાએ પાશુપતમત પણ ગણ્યો છે, અને

પાખંડનાં બહુ ફડસૂઆં, ગણુતાં તે નાવે છેક;
તે મત ભાખે જૂજવા, પણ ચાલ્ય ન મળે એક. ૬
એક એક નિંદે એ માંહોમાંહે, અને પોતાને કહે સાર;
એમ ખટદરશન ખટપટે, પણ ન કરે મૂલવિચાર. ૭
ભણી ભણીને ભેદ પાડે, અક્ષરતણી લે ઓટ;
સિદ્ધાન્ત નાવે સમજમાંહે, બાંધી રહ્યા ખટકોટ. ૮
છએ કરે વાદ માંહોમાંહે, ત્યારે સહુને પોષે માય;
સમાય માયા આપે સરખો, હાર્યો કોએ ન જાય. ૯
કહે અખો સહુકો સુણો, મત ન હોયે મહંતને;
નિરદાવે નારાયણ મળશે, જો સેવો હરિ-ગુરુ-સંતને. ૧૦

## કડવું ૩૦ મું—શ્રુતિ—સ્મૃતિ—પુરાણ—શાસ્ત્રના મત

### રાગ ધન્યાશ્રી

**શ્રુતિસ્મૃતિ તે એમ વખાણેજી, જીવ ને જીવનાં કર્મ પ્રમાણેજી;**
**કર્મ અનુસારે જીવને જાણેજી, એહવું સિદ્ધાંત અઢારે પુરાણેજી. ૧**

---

એ મત વેદવાદી નથી. સાંખ્ય ઉપદર્શનમાં સાત્વત અથવા પંચરાત્ર વૈષ્ણવમત પણ ગણ્યો છે. મીમાંસકના કેવલ નિરીશ્વર કર્મવાદી અને સેશ્વર મીમાંસક એમ બે ભેદો છે. આ રીતે પહેલાં છ આસ્તિક દર્શનોમાં જો સેશ્વર મીમાંસક ગણીએ, તો નિરીશ્વર મીમાંસક ઉપદર્શનમાં આવે. નિદાન=કારણ. જટિલ=જટાવાળો, પાશુપત મતવાળો. મુંડિત=મૂંડિયો, ત્રિદંડી સંન્યાસી. માલાધારી=માલાને ધારણ કરનાર શૈવ અથવા વૈષ્ણવ. વાલાગરડાં=બકરાના વાળની દોરીઓ. જટાધારી સાધુઓ અથવા ગોંસાઇઓ આ પ્રમાણે માથે જટા વીંટે છે. કંઠે લિંગ=ગળામાં શિવલિંગ રાખે. વીરશૈવો અથવા લિંગાયતો આ પ્રમાણે કરે છે. ફડસુઆં=ફાડચાં. ઓટ=ઓથ, આધાર. ખટકોટ=છ કિલ્લા. માય=માયા. નિરદાવે=પક્ષાપક્ષીથી મુક્ત થવાથી, ચોક્કસ રીતે.

**કડવું ૩૦ મું :** પ્રમાણે=નક્કી કરે. કર્મ અનુસારે=કર્મ

## પૂર્વછાયા

સિદ્ધાંત કીધો વેદપુરાણે, કર્મ ને વળી જીવનો;
કહે કર્મ ને જીવ ચાલ્યા જાય, એ ઠાઠ છે સદૈવનો.

જથો પરઠી ચાલે આઘા, કર્મને જાડાં કરે;
કર્મ ત્યાં તો જીવ સાચો, એમ જગત જ પરવરે.

વેદે થાપ્યો જીવ સાચો, સ્મૃત્યે પિંડ પરઠ્યો ખરો;
કર્મધર્મ આચરણ લખિયાં, પ્રૌઢો પ્રપંચ પરવર્યો.

પણ આદ્ય ન કાઢી જીવની, જે પ્રાય જંત શાનો ઘડ્યો?
નિયંતા કોણ ને નિમિત્ત શાથી, એવડો ખેલ કરવો પડ્યો?

એ પરંપરા કોએ નવ જુએ, અને જુએ તે જંત નવ રહે;
જેમ વાંચે વાંસ ઘસાય માંહોમાંહે, વહ્નિ વન આખું દહે.

નૈયાયિકનો ન્યાય સાચો, તે ન્યાય જીવ પરઠે ખરો;
તે કૃત્ય જ દેખી જીવ દેખે, તે દીઠા માટે ઉચર્યો.

દેખે તે તાં કહે ખરું, ન્યાયવાદી નામ–એહનું;
હવે પાતંજલિ તે પ્રાણ સાધે, કૃત્ય માને દેહનું.

દેહ પ્રાણને કહે સાચા, કહે જીવ વિના દેહ કેમ રહે?
પિંડ દેખી જીવ પરઠે, પાતંજલિ તો એમ કહે.

મીમાંસા કહે જો જીવ નોહે, સ્વર્ગભોગ કોણ ભોગવે?
પુરંજન પ્રાયે જ છે, તો સંસારને રહ્યો જોગવે.

કહે અખો શાસ્ત્ર સઘળાં, સત્ય થાયે જંતને;
નિર્વાણપદ તો જ પ્રગટે, જો સેવે હરિ–ગુરુ–સંતને. ૧૦

---

પ્રમાણે. વેદે જીવ સ્થાપ્યો અને સ્મૃતિએ પિંડ નક્કી કર્યો. નિયંતા=નિયમમાં રાખનાર. નિમિત્ત=કારણ. દહે=બાળે. પાતંજલિ=યોગસૂત્રના રચનાર. પ્રાણ=વાયુ; પ્રાણાયામ સાધે.

## કડવું ૩૧ મું—શાસ્ત્રોના મતો

### રાગ ધન્યાશ્રી

વૈશેષિક કહે જંત વિશેષજી, જંત વિના નોહે નાના વેષજી;
એમ તે ગણે ગુણના લેખજી, કોણે ન હોય જીવનો ઉવેખજી. ૧

### પૂર્વછાયા

નોહે ઉવેખ એહનો, સહુ જ દેખે દેહને;
હવે કહું સિદ્ધાંત મોટું, સાંખ્ય બોલે તેહને. ૧
સાંખ્ય સંખ્યા કાઢે તત્ત્વની, જીવકેરું રૂપ કહે;
કહે માયા એ મલિન બ્રહ્મ છે, કર્મભારને તે વહે. ૨
માયા કેરો સંગ છૂટે, તો પ્રાય શિવ તે છે સદા;
આવર્ણના વિક્ષેપ માટે, ભોગવે છે આપદા. ૩
વેદાંત કહે છે વાત મોટી, એ તો અજા રમે છે અણછતી;
કર્તા કારયિતા એ જ માયા છે, દીસે છે જતી આવતી. ૪
એ તો માયાને માયા ફૂરી છે, કર્મ જીવ ને ફળ અજા;
જે જે કર્તવ્ય તે માયાનું, જો ધર્મની બાંધે ધજા. ૫
એ મૂલ મત ખટ દરશનનું, શાસ્ત્રકેરું કહિયું રહે;
અર્વાકી તેહના ઉપાસક, તે તો મનના મત બહોળા વદે. ૬
જીવ થાપ્યો મત સઘળે, પછે આચરણ અળગાં આચર્યાં;
જીવરૂપે માના ઉદરથી, અળગા કો નવ નીસર્યા. ૭
સાંખ્યને આંખ્ય પા વસાની, જો ચાલે તો ચાલી શકે;
વેદાંતને વાટ સૂઝે સુધી, જો માયા મુખથી નવ બકે. ૮
એક એક માંહોમાંહે ખટપટે, હારદ હેત મળે નહીં;
મધ્યે બેઠી માયા મોટી, તે અપત્યને રાખે અહીં. ૯

---

કડવું ૩૧ મું : મલિન=મેલો. વિક્ષેપ=ખટકો; બહાર જતી વૃત્તિને લીધે આવતો આઘાત. કારયિતા=કરાવનાર. ફૂરી=સ્ફુરી.

કહે અખો સહુકો સુણો, એમ સમજ છે મહંતને;
એહનું હારદ તો હાથ આવે, જો સેવે હરિ–ગુરુ–સંતને. ૧૦

## કડવું ૩૨ મું–મુમુક્ષુને સત્સંગની તૃષ્ણા

### રાગ ધન્યાશ્રી

સંતનો અતિ મોટો મહિમાયજી, સીજે કારજ સંતપસાયજી;
સંતના જશને ગીતા ગાયજી, સાધુ સેવતાં કારજ થાયજી. ૧

### પૂર્વછાયા

કારજ થાય ને ગહેન પળાયે, જ્ઞાન યથાર્થ ઊપજે;
નિર્મળ નેત્ર તે કરે હરિજન, જો ભાવે સંતજનને ભજે. ૧
ભાઈ ભાવ ન ઊપજે જ્યાંહાં લગે, તૃષાવંતને જેમ તોયનો;
ભાવવિના પુંશ્ચલી–તન–જેવો, કહાવે નહી તે કોયનો. ૨
ભાઈ રતિવિના રામ નવ મળે, ખરી કીધા વિના ખેપ;
જેમ પિપાસા જાયે પાન કીધે, શું હોય કીધે જળલેપ. ૩
ભાઈ આદરવિણ આવે નહીં, સ્વેં આત્માનું જ્ઞાન;
સંતને સેવી કામ સાધો, સુખે પામો નિજધામ. ૪
સંતસંગ કીધા વિના, જેહવો વનનો હોય પશુ;
ઊપજે ખપે તે વનનો વનમાં, તેહને વસ્તીનું નહિ સુખ કશું. ૫
સંતસંગે સર્વ સમજે, પશુ ટળી થાય પાત્ર;
સંતકૃપાદૃષ્ટિ કરે તો, નવપલ્લવ થાય ગાત્ર. ૬

---

અર્વાકી=અર્વાચીન. સાંખ્યની દૃષ્ટિ પા વસાની–અધૂરી ખરી છે. પણ વેદાન્તની સૂઝ સીધી ને પૂરી છે. અપત્ય=સંતાન,

**કડવું ૩૨ મું :** સીજે=સિદ્ધ થાય. સંતપસાય=સંતના પ્રસાદથી. ગહેન=ગ્રેન. તૃષાવંત=તરસ્યો. તોય=પાણી. પુંશ્ચલી–તન=વેશ્યાનો છોકરો. રતિ=પ્રીતિ. ખેપ=મજલ. પિપાસા=તરસ. જળલેપ=પાણીને ચોપડવું તે. આદર=પ્રયત્ન, સત્કાર. નવપલ્લવ=નવાં પાંદડાં-

કામ ક્રોધ લોભ મોહ તાપે, બળી રહ્યું જે મન;
તે જીવને ટાઢો થવાને, સંત તે પરજન્ય. ૭
મમતાધાણીએ જોતર્યા, જીવ ચઢ્યા કાળને હાથ;
તેહને સંત કૃપાદૃષ્ટિ કરીને, કાપી મૂકે નાથ. ૮
જેમ કેસરીકેરા ગંધથી, ભાઈ કરી પલાયે ક્રોડ;
તેમ સંતકેરા શબ્દ સુણતાં, બંધન જાય બહુ મોડ. ૯
કહે અખો એ ઠામ મહોટો, ઠરવાનો છે જંતને;
ઠરી જીવ ત્યારે ઠામ બેસે, જ્યારે સેવે હરિ–ગુરુ–સંતને. ૧૦

## પદ ૮–હરિ–ગુરુ–સંતનું માહાત્મ્ય

### રાગ સિંધૂડો

હરિ હરિજન અલગા કરી રખે ગણો, સંત સેવ્યા તેણે સ્વામી સેવ્યા.
નિર્ગુણ બ્રહ્મ ને સગુણ સંત જાણવા, જેમ વહ્નિ તેજથી થાય દીવા.૧
અગ્નિથી દીપ થાય બહુ આદર કર્યે, દીપથી દીપ તે થાય સેહેલો;
જ્ઞાનીની મૂર્તિ તે જાણો ગોવિંદની, તહાં ભગવાન ભેટે જ વહેલો.૨
દૃષ્ટિઉપદેશ આપે મોહોટી કળા, જે થકી જંતનાં કાજ સીજે;
સેવતાં સુખ હોય અતિશે ઘણું, જો સદ્ગુરુ કેરું મન રીઝે. ૩
પ્રત્યક્ષ રામ તે તત્ત્વવેત્તા વિષે, જેમ કુંડલ વિષે કનક દીસે;
મન કર્મ વચને સંત ભજશે, અખા તેનું દ્વૈત દેખી મન નહિજ હીસે.૪

---

વાળું, નવીન ભાવનાવાળું. ગાત્ર=શરીર. પરજન્ય=વરસાદ. નાથ= નાકમાં પરોવેલી દોરી. કેસરી=સિંહ. કરી=હાથી. ક્રોડ=કરોડ. બંધન …મોડ=અનેક બંધનો મોડાય–મરડાઈ–જાય.

**પદ ૮ મું :** દૃષ્ટિઉપદેશ=દૃષ્ટિનો–જ્ઞાનનો ઉપદેશ. ‘ગુરુશિષ્ય-સંવાદ’માં આ દૃષ્ટિઉપદેશ છે. ત્યારે ‘ચિત્ત–વિચાર–સંવાદ’ માં સૃષ્ટિઉપદેશ છે. કુંડલ=કાનનું ઘરેણું. કનક=સોનું. તેનું… રીસે=જે મનુષ્ય સાચા સંતને મન, કર્મ અને વચનથી ભજશે તેનું મન દ્વૈતમાં કદીય આતુર થશે નહિ.

# કડવું ૩૩ મું–સત્સંગનું માહાત્મ્ય અને દુર્જનનું દુર્ભાગ્ય

## રાગ ધન્યાશ્રી

સંતસંગ કીજે વળીવળી જનજી, અનુભવ વાધે આધોદનદનજી;
માયા ઉપરથી ઊતરે મનજી, હરિશું ટળશે ભિન્નાભિન્નજી. ૧

## પૂર્વછાયા

ભિન્ન ટળે વસ્તુ મળે, મોટો મહિમા હરિજનનો;
ચૈતન્યસાગરમાંહે ભેળે, અધ્યાસ ટાળે એ તનનો. ૧
શોભે જીવિતવ્ય સંતજનકેરું, ભવમાંહે તે અત્ય;
સુખદાયક તેહને હોય સહુકો, જેહને સંત સાથે રત્ય. ૨
આપ સરીખો કરી મૂકે, એહવી સંતની પ્રીત,
જેમ વેહેરો ન કરે વરસતાં, એવી છે ઘનની રીત. ૩
સિંચે સરખા સહુજને, તેણે ફળે ભાર અઢાર,
હરિ હરિ તે કરી મૂકે, એહવી સંત-સંગત સાર. ૪
સુકે જવાસો તેણી રતે, તો મેઘનો શો વાંક?
પરજન્ય પાયે પય ઘણું, પણ પી ન શકે એક ટાંક. ૫
તેમ અસંત સંત-સંગત કરે, પણ લાગે નહિ તેહને સંગ;
મેળ ન દે એ માયા મધ્યથી, જેમ તેમ થાએ ભંગ. ૬
જેમ તેલ કુસુમે કરી વાસિયે, તેણે સઘળે તે લાગે વાસ;
તે મધ્ય આવે કાંકરી, તેને ન આવે આભાસ. ૭

---

**કડવું ૩૩ મું:** દનદન=રોજરોજ. ભિન્નાભિન્ન=જુદું અને એકનો ભાવ. જીવિતવ્ય=આવરદા. અત્ય=અતિ. રત્ય=રતિ. વહેરો=ભેદ. ઘન=વરસાદ. અઢાર ભાર=૭ મણ, છવીશ શેર ને ૨૬૩ રૂપિયાભાર. જવાસો=એક જાતનું તૃણવૃક્ષ. રતે=ઋતુમાં. પય=પાણી. ટાંક=

જેમ સલિલ–મધ્યે શિલા રહે, પણ અંતર ન ટળે આગ્ય;
તો નીર તેહને શું કરે, જો ભેદવા નહિં જાગ્ય. ૮
જેમ ચંદનને ગંધે કરી, થાએ ચંદન આક પલાશ;
પણ ગાંઠ હોયે રુદે વાંસને, તેહને લાગે નહિ વાસ. ૯
કહે અખો હરિ–કૃપા હોએ, તો સમું પડે તે જંતને;
દોષ–દરશન નવ હોએ, જે સેવે હરિ–ગુરુ–સંતને. ૧૦

## કડવું ૩૪ મું—સત્સંગની આર્તિ અને સંતના ગુણ

### રાગ ધન્યાશ્રી

સંત સંગત કરતાં વિલંબ ન કીજેજી જેમ તેમ કરીને હરિરસ પીજેજી;
મહાજન સંગે કારજ સીજેજી, વસ્તુ–રૂપ થઇને તો જીવી જજેજી. ૧

### પૂર્વછાયા

વસ્તુ–રૂપે થઈ જીવિયે, તે કળા જાણે મહંત;
તત્ત્વ સઘળાં એમ દીસે, જેમ પટરૂપે તંત. ૧
જેમ છીપને રત ખરી ઊપજે, તો ઉપર આવે જળમાંહેથી;
સુરત્યનો તાણ્યો તે પરજન્ય, આવી વરસે કયાંહેથી. ૨
તેહનાં મુખ વિકસી રહે, લેવા કાજે બિંદુને;
તો મુક્તાફળ નીપજે મનોહર, પામે નિજ આનંદને. ૩

---

પૈસાભાર. મેળ=મેળાવો. ભંગ=ભેદ, ભાંગી જવું તે. કુસુમે કરી=ફૂલથી. વાસિયે=સુગંધનો પાસ આપીએ. સલિલ=પાણી. શિલા=પથ્થર. જાગ્ય=જગા. આક=આકડો. પલાશ=ખાખરો.

**કડવું ૩૪ મું :** વિલંબ=વાર. વસ્તુરૂપ=બ્રહ્મરૂપ. પટરૂપે તંત=વસ્ત્રમાંના તંતુ–તાર. રત=રતિ. સુરતનો=ઉત્કટ મનોવૃત્તિ, ધ્યાન. વિકસી=ખૂલી. મુકતાફળ=મોતી. મહેરામણ=દરિયો. વૃષ્ટા=વરસાદ.

જે મહેરામણુથી બહાર નાવે, તે ત્યાં ઠાલી રહે ખરી;
તેમ હરિગુરુ સંતને જે ન સેવે, તે ન પામે નિશ્ચે હરિ. ૪
તે જ વૃષાનાં બિંદુ બીજાં, પડે અહિના મુખવિષે;
તેહ હલાહલ થઈ નીવડે, તેણે મૃત્યુ પામે જેકો ભખે. ૫
સંતવચન તે કહે યથારથ, વાંકુ ગ્રહે ખલબુધવડે;
પાત્રયોગે ભલું ભૂંડું, ક્ષેત્રનો વેહેરો પડે. ૬
નિર્મલ બુધે સંત સેવિયે, તો ઊપજે નિર્મલ જ્ઞાન;
મનસા વાચા કર્મણાએ, રાખો હરિવિષે ધ્યાન. ૭
જેમ કુંઝી મૂકે ઈંડાંને, તે દૂર જઈ ચારો કરે;
તેની સુરત્ય રહે માંહોમાંહે, તો અપત્ય ત્યાંથી ઊછરે. ૮
વણુસેવે સેવાય બાલક, જેને કૃપા આવે ગુરુ તણી,
તેમ સુલક્ષણાને મળે શ્રીહરિ, તેનું મન રહે ગુરુચરણભણી. ૯
કહે અખો સહુકો સાંભળો, એ કહ્યું છે બુદ્ધવંતને;
જે સુણતાંમાંહે ઝડપે વચનને, તે સેવે હરિ–ગુરુ–સંતને. ૧૦

## કડવું ૩૫ મું–સત્સંગના ફળનું વર્ણન

### રાગ ધન્યાશ્રી

સંત સેવે તે સર્વ સુખ પામે જી, મન ન લાગે બીજે ભામેજી;
જન્મમરણુ ને સુખદુ:ખ વામેજી, જેમ જલ ઢળી આવે
નીચે ખામેજી. ૧

---

અહિ=સાપ. હળાહળ=કાળકૂટ ઝેર. ખલબુધ વડે=દુષ્ટ બુદ્ધિથી. કુંઝી=કુંઝડી. વણસેવે=સેવ્યા વિના. બુદ્ધવંતને=બુદ્ધિમાનને.

કડવું ૩૫ મું : ભામે=ભ્રમણામાં. વામે=દૂર કરે, ખામે=ખામણામાં. ભોમે=ભૂમિ ઉપર. સકામે=કામનાપૂર્વક. અણુલિંગીની...

## પૂર્વછાયા

જેમ નીચી ભોમે જલ ઢળી આવે, તિહાં ખામામાં તે રહે ભર્યું;
તેમ રામ હૃદયમાંહે વસે, ગુરુ ગોવિંદ ત્યાં ઘર કર્યું. ૧

જેમ ભક્તને ભગવાન વાહલા, તેમ ભક્ત વાહલા ભગવાનને;
અંતર માંહેલો આશય જાણી, શકે ન મૂકી ધામને. ૨

જેવા ભક્તને ભગવાન દુર્લભ, એવા ભક્ત દુર્લભ રામને;
ભક્ત બીજા છે ઘણા, ઇચ્છે ધર્મ–અર્થ–મોક્ષ–કામને. ૩

સકામે સ્વામીને ભજે, આશ્ચર્ય એહનું નહિ કશું;
નિષ્કામ વહાલા નાથને, હેત તેહનું મન વસ્યું. ૪

અણુલિંગીની ભક્તિ બ્યાસિમી કોઈક જાણે તે કરી;
ત્યાં ધ્યેય–ધાતાનું કારણ ન રહે, તે જાણે જેણે આચરી. ૫

ભાઇ સંતસંગ પ્રતાપ મોટો, રસના તે બાપડી શું કહે;
જેહને વીતશે તે જાણશે, અખો તો એટલું કહે. ૬

જેહને કૃપાનિધાન કૃપા કરે, તે સંતને સદ્ગુરુ મળે;
તે સદ્ગુરુ મળતે પાર પામે, જીવ બ્રહ્મમાંહે ભળે. ૭

જીવ બ્રહ્મમાં ભળ્યાનો, અખેગીતામાં ભેદ છે;
એ અનુભવતાં અદ્વૈત થઇએ, અવિચલ વાણી વેદ છે. ૮

કાંઈ ક્લેશ કીધા વિના, કૃષ્ણમાં તે જન ભળે;
એ ગીતાનો ભેદ સમજે, તે નર જીવ તતક્ષણ ટળે. ૯

કહે અખો એ ગીતાકેરી, ગમ્ય થાએ જે જંતને;
તેહને રામ હૃદયમાં રાખે, પ્રતાપ હરિ–ગુરુ–સંતને. ૧૦

બ્યાસીમી='ચિત્ત–વિચાર–સંવાદ'માં ૮૧ પ્રકારની ભક્તિ કહી છે. તે સગુણ પરમેશ્વરની છે. બ્યાસીમી ભક્તિ નિર્ગુણ પરમેશ્વરને લગતી છે. કૃપાનિધાન=કૃપાના ભંડાર. ગમ્ય=ગમ, સમજ.

## કડવું ૩૬ મું–અદ્વૈતપદની દૃઢતા

### રાગ ધન્યાશ્રી

અદ્વૈતપદ તે વાણીમાં ન આવેજી, જે આવે તે દ્વૈત કહાવેજી;
એ ગીતા તે દ્વૈત સમાવેજી, વાક્જાલ વામે ત્યારે લક્ષ આવેજી. ૧

### પૂર્વછાયા

વાક્જાલ તે વિશ્વમાંહે, અણછતું જાણે સહુ;
નાના વિધિની વાણ ચાલી, મનના મત બોલ્યા બહુ. ૧
વસ્તુ વિચારે વિશ્વ નહિ, તો આચરણ તેહનાં શાં ખરાં;
એ તો વંધ્યાપુત્રે પોતાકેરાં, ચિહ્ન લખી સાચાં કર્યાં. ૨
સંસાર સુત વંધ્યાતણો, તમે જાણજો નિરધાર;
પોતે કહે ને પોતે સાંભળે, એ વાણ્યનો વિસ્તાર. ૩
ધર્મ અર્થ કામ મોક્ષ લખિયા, ભૂત ભવિષ્ય ને વર્તમાન;
બ્રહ્મચારી ગૃહસ્થ વાનપ્રસ્થ સંન્યાસી, એ વંધ્યાસુત નિદાન. ૪
અંડજ, ઉદ્ભિજ્જ, સ્વેદજ, જરાયુજ, ચાર ખાણ ચોરાસી લક્ષ;
સ્વર્ગ મૃત્યુ પાતાળ દિશો દશ, સર્વ વંધ્યાસુતની પક્ષ. ૫
જન્મમૃત્યુ ને દેહ કર્મ, ગુણ નથી કાંઇ પ્રાય;
મંત્ર યંત્ર ને યજન યાજન, વંધ્યાસુતની કાય. ૬
દાતા ભોક્તા દેશ કાળ, કર્મફળ સર્વે જાણો એહ;
થયું નથી તેનું થાય શાનું ? એ તો મિથ્યા પુરુષનો દેહ. ૭
વસ્તુ વિચારે કાંઈ નથી, તે અણછતું રહે જાય;
શિવ તો તેમનો તેમ સદા, જેહને લિંગ નહિ પ્રાય. ૮

---

**કડવું ૩૬ મું :** વાક્જાળ=વાણીની જાળ. અંડજ=ઈંડામાંથી થનાર. ઉદ્ભિજ્જ=જમીન ફોડીને થનાર. સ્વેદજ=પરસેવાથી થનાર. જરાયુજ=ગર્ભાશયમાંથી ઉત્પન્ન થનાર. યજનયાજન=યજ્ઞ કરવો ને

જેને ગ્રાહ્ય-ગ્રાહક-ભાવ નહિ, અન્ય વિના ગ્રહે તે કોણ;
આરોપણ એ વિશ્વ સઘળું, એ તો સ્ફુર્યાં છે ત્રણ ગુણ. ૯
કહે અખો એ વસ્તુ વિચારે, ન મળે સ્થળ કાંઈ જંતને;
જેમ છે તેમ એ શિવ સદા, નિજસ્ફુરણ મહંતને. ૧૦

## પદ ૯—અદ્વૈતપદનું વર્ણન

### રાગ મારુ

એ ચિદ્ જ્યુંકા ત્યું સદાઇ, જીહાં આપાપર ન મિલે અહર્નિશ;
બેહદ હદ ન કહાઇ, એ ચિદ્ જ્યુંકા ત્યું સદાઈ. ૧
દ્વંદ્વાતીત અસ્પર્શ નિર્ગુણ, એ સબ કહત તાંઈ;
આપાપરબિચ રમત નિરંતર, નહિ પંચભૂતન કાંઈ. ૨
જાત અજાત નહિ તીહાં રેહેની, ગયા સક્ત નહિ આઇ;
થોભ અથોભ સ્થિર બિન સ્થિરતા, નાં ઇછક નાં ઇછાઈ. ૩
જ્ઞાતા જ્ઞેય જ્ઞાન બિન જે ઘર, જીહાં પહોંચત નાંહી ગિરાઈ;
લક્ષાલક્ષ અખા જીહાં નાંહીં, સદા સદોદિત સાંઇ. ૪

---

કરાવવો. મંત્રયંત્ર=ઉપાસનાનાં ઉપયોગી અંગો. ભુક્તા=ભોગવનાર, જમનાર.

**પદ ૯ મું :** ચિદ્=ચૈતન્ય. જ્યુંકા ત્યું=જેમનું તેમ. આપાપર=પોતે અને પારકો. બેહદ=હદ-પ્રપંચની પાર. તાંઈ=તેને. જાત=જન્મેલું. અજાત=ન જન્મેલું. રેહેની=રહેવું, સ્થિતિ. ત્યાં બ્રહ્મચૈતન્યમાં ગયેલો માણસ પાછો જન્મમરણમાં આવતો નથી. થોભ=અટકાવ. અથોભ=અટકાવ ન હોવો તે. ત્યાં કશું સ્થિર નથી, છતાં ત્યાં સ્થિરતા છે. એ ચૈતન્યનો આધાર શોધી શકાતો નથી. ઇછક=ઇચ્છક, ઇચ્છા કરનાર. ઇછાઈ=ઇચ્છા. ગિરાઈ=વાણી. સદોદિત=સદા પ્રકાશિત. સાંઈ=સ્વામી.

## રાગ ધન્યાશ્રી

વસ્તુકેરું વક્તવ્ય નવ કીધું જાયજી, જેહનો મહિમા મોટો પ્રાયજી;
જેમ અર્ણવનું નીર જમાયજી, પણ બાંધ્યો સાયર તેમ રહ્યો–
જાયજી. ૧

## -પૂર્વછાયા

સાયર તેમનો તેમ છે, તેમ મહાપદની મોટમ ઘણી;
તીરે કહીં એક લવણ જામ્યું, તો શી ઓછપ સાગરભણી. ૧
જમાતે કાંઈ જાન ન હોયે, નીર નથી ઓછું થતું;
સેહેજ ઐશ્વર્યમાંહે નીપજે, ન જણાય જાતું આવતું. ૨
તેમ જગત જગદીશમાંહે, ઉત્પત્તિ લય દીસે ખરી;
ઓછું અદકું કાંઈ ન થાય, સાગર દૃષ્ટાન્તે કરી. ૩
મહા મોટપ સ્વામીકેરી, રસનાએ નથી કહી જતી;
સુત્ર્ય જે સમઝી શકે છે, તે વાણીમાં નથી આવતી. ૪
ભાઈ મોટી દિશા જો પ્રગટે, તો કાંઇક મોટમ લહે;
મોહોટા અનુભવ પાખે, એ બુધ કાંઇનું કાંઈ કહે. ૫
જો અનંત કોટિ બ્રહ્માંડ છે, તો તેણી મેલે તિલ નથી;
મહા મોટમ મહારાજકેરી, જો ચાલી શકે બુદ્ધિ હદથી. ૬
રસનાએ કહિયાથી, જાણવામાં ભાર ઓછો ઘણો;
બ્રહ્માંડકેરી ભાવના મૂકી, કરે વિચાર જો એ તણો. ૭

---

**કડવું ૩૭ મું :** વક્તવ્ય=કથન, વર્ણન. સાયર=સાગર. તીરે=કાંઠા ઉપર. લવણ=મીઠું. જાન=હાનિ. મોટી દિશા=બ્રહ્મજ્ઞાનની દૃષ્ટિ. આ બ્રહ્મવસ્તુનું જ્ઞાન થાય, તેને મહાપુરુષો અનુભવ કહે છે. પણ એનું વર્ણન બુદ્ધિથી થઈ શકતું નથી. બુદ્ધિ તો એને વિશે ગમે તેવું કહી નાંખે છે. અનંત કોટ=અનંત કોટિ. તેણીમેલે=એ બ્રહ્મના મેળ-માં–હિસાબમાં. તિલ=તલ. એ બ્રહ્માંડ બ્રહ્મની આગળ તો તલ જેટલા

જે પદમાં સ્થિતિ કરેને પછે જુએ બ્રહ્માંડને;
તો બ્રહ્માંડને ઠામ અણુ ન દીસે, તે શું પ્રમાણે પંડને. ૮
જેમ આકાશે કોઈ નર ચઢે, અતિશે તે આઘો જાય;
અવનિના અંકુર નાના, તે ન દેખે પ્રાય. ૯
કહે અખો સહુકો સુણો, આકાશ કૂચોં મહંતને;
પિંડ બ્રહ્માંડ સ્વતંત્ર થઈને, દેખે તેહના અંતને. ૧૦

## કડવું ૩૮ મું—વસ્તુની અદ્વૈતતા

### રાગ ધન્યાશ્રી

એ અનંતને બોલ્યા ન જાયજી, મહતા નાવે વાણીમાંયજી;
વચન ન લાગે તો કેમ કહેવાયજી, મહા ચૈતન્યઘન નહિ મનકાયજી.

### પૂર્વછાયા

કાયા મન કોણ કહે તેહને, જીહાં કહણહાર કહેવું નથી;
અધો ઊર્ધ્વ તે શું શાથકી, જીહાં ગ્રહણહારો ગ્રહવું નથી. ૧
દૂર નિકટ તે શાથકી શું, જો મધ્યે પદારથ નહિ કશો;
સદા નિરંતર છે જ સરખું, વસ્તુ વિચારે એ અશો. ૨
પૂરણ બ્રહ્મ પૂરી રહ્યો છે, જગત નથી નિરધાર;
પરઠણહારે પરઠયું નથી, નહિ વિચાર અવિચાર. ૩
ચક્રાતીત ચિતવે થકે, ભાઇ રહે તે અદ્ભુત વસ્ત;
અતુલ આશે અનંત મોટો, જીહાં નહિ ઉદે ને અસ્ત. ૪

---

તુચ્છ છે. ઠામ=સ્થાને. પંડને=પિંડને, પોતાને. પ્રમાણે=નક્કી કરે. અવનિના અંકુર=પૃથ્વીના ફણગા.

કડવું ૩૮ મું : મહતા=મોટાપણું, મહત્તા. કહણહાર=કહેનાર. અધોઊર્ધ્વ=નીચેઉપર. પરઠણહાર=પરઠનાર, નક્કી કરનાર. ચક્રાતીત=શરીરમાંનાં છ ચક્રોથી પાર. મૂલાધાર, સ્વાધિષ્ઠાન, મણિપુર, અના-

ઉદે અસ્ત બ્રહ્માંડમાંહે, દિનકરવડે દિનરાત્ય;
દિનરાત્ય કરી કાલમાપના મરણ જીવન બહુ ભાત્ય. ૫
એ સ્થૂલભોગ બ્રહ્માંડમાંહે, ચૌદ લોકકેરી વૃત્ય;
અનિર્વચની તીહાં વાણી ન પહોંચે, નહિ તીહાં સંસ્રત્ય. ૬
સ્વતંત્ર સ્વામી સદા, તીહાં જેમ છે તેમનું તેમ;
થયું ગયું કાંઇએ નથી, સહજેજ એ છે એમ. ૭
આપાપર કોએ નથી, જીવાજીવ વિગ્રહ કશો;
પૂર્વ પશ્ચિમ નથી કહેવા, કાર્ય-કારણ-વિણ અશો. ૮
જ્ઞાન-જ્ઞેય-જ્ઞાતા-વિના, જેમનું તેમ સદાય;
એ પૂરણની પૂરણતા, વેત્તા-વેદ્ય-વિનાય. ૯
કહે અખો બ્રહ્મ અનિર્વચની, વચન નહિ અનંતને;
અક્ષરાતીત આનંદપદની, ગમ્ય છે મહંતને. ૧૦

## કડવું ૩૯ મું—સદ્‌ગુરુનું માહાત્મ્ય

### રાગ ધન્યાશ્રી

સંતસયાણા મહાપદજાણેજી, તે આપ ન દેખે અન્ય શું વખાણેજી;
આપ અણચવ્યું તે પ્રમાણેજી, ગુણ-નિર્ગુણને ઉરમાં નાણેજી. ૧

---

હત, વિશુદ્ધ અને આજ્ઞા એમ છ ચક્રો છે. તેમનાં અનુક્રમે સ્થાન, પાયુ, ઉપસ્થ, નાભિ, છાતી, કંઠમૂલ અને ભ્રૂમધ્ય છે. તેમનાં અનુક્રમે ૪, ૬, ૧૦, ૧૨, ૧૬ અને ૨ એમ દલો કલ્પવામાં આવ્યાં છે. આ ચક્રમય ચિદ્‌શક્તિની ઉપાસનાથી પ્રપંચનો સર્વ વિલાસ સમજાય છે. પણ પ્રપંચાતીત ભૂમિકામાં એટલે બ્રહ્મરન્ધ્રાદિ આકાશ-સ્થાનમાં પરબ્રહ્મનો અનુભવ થાય છે. દિનકર=સૂર્ય. માપના=માપવું તે. વરત્ય=વૃત્તિ. જીવાજીવ વિગ્રહ=જીવ અને અજીવનો કલેશ. વેદ્ય=જાણવાયોગ્ય વસ્તુ, અક્ષરાતીત=અક્ષરથી પાર, માયાથી પાર.

**કડવું ૩૯ મું :** સયાણા=શાણા. નાણે=ન આણે. રજભુ=

## પૂર્વછાયા

ગુણ નિર્ગુણ કાંઈએ નથી, સમતત્ત્વ સમજ્યા સહી;
પ્રાયે નહીં તેહને પરાભવ શાનો, રજ્જુ નહીં તો શો અહિ. ૧
એ તો અણછતાને અણછતું, ભાસ્યું'તું ભરમે કરી;
તે યથારથ જેમ તેમ થયો, પ્રાયે જેમ છે તેમ હરિ. ૩
પરપંચકેરું પેખવું, તે મરીચિજલવત સદા;
તે ઉલેચે ઓછું ન થાય, સમજે શ્રમ ગયો તદા. ૩
સમજે સાધન થાયે સઘળાં, પાર આવે પંથનો;
જેમ રંચક વહ્નિ વન દહે, તેમ મહા વિચાર મહંતનો. ૪
એ અંધધંધ ત્યારે ટળે, જ્યારે ગુરુગમ હોએ ખરી;
બ્રહ્મવેત્તા મળે જ્યારે, ત્યારે જ મન બેસે ઠરી. ૫
સદ્‌ગુરુવિના બહુ મળે કાચા, આપ ઉદ્યોત થયા વિના;
સંત-સંગ પ્રતાપ મોટો, અવયવ ફરી જાય જંતના. ૬
જેમ શરદકાલે અંબર ઓપે, નીર નિર્મળ હોય ઘણું;
સદ્‌ગુરુ સંત પ્રતાપ પ્રાયે, એહવું કરે મન જંતતણું. ૭
ભવદુઃખ વામે મહાસુખ પામે, અંતરથી આમય ટળે;
જીવ શિવ તે એમ હોય, જેમ સરિતા સાગરમાં ભળે. ૮
નારનારાયણ એક વર્તે, વંદનીય તે નર સદા;
દુસ્તર તારક નાવ હરિજન, નિષ્કારણમાંહે મુદા. ૯
કહે અખો સુખે હોય, યોગક્ષેમ મહંતને;
દેહધારી સરખા દીસે, પણ રહે પદ અનંતને. ૧૦

---

દોરી. અહિ=સાપ. મરીચિજલવત્=ઝાંઝવાનાં પાણીની જેમ. તદા=ત્યારે. રંચક=રજ જેટલો, થોડોક. અંધ ધંધ=અજ્ઞાનરૂપી અંધકારનું ઘમસાણ. ઉદ્યોત=પ્રકાશ. અંબર=આકાશ. ઓપે=શોભે, ઝળકે. આમય=રોગ, દોષ. નરનારાયણ=નર અને નારાયણ; જીવ અને શિવ, આત્મા અને પરમાત્મા. વંદનીય=વંદના-નમસ્કારને યોગ્ય. દુસ્તર=

## કડવું ૪૦ મું—આ ગીતાનું ફળ

### રાગ ધન્યાશ્રી

**એ અખેગીતા જે નર ગાયજી, અણઆયાસે તે નર હરિ થાયજી;**
**સાંભળતાં મહાગહેન પલાયજી, એવો ગ્રંથનો છે મહિમાયજી.૧**

### પૂર્વછાયા

**ગ્રંથનો મહીમાય મોટો, સાંભળતાં તે સદ્ય ફળે;**
**મનસા વાચા કર્મણાએ, જે સુરત્ય દઇને સાંભળે. ૧**
**રામ તારકમંત્ર જે, તે અખેગીતાનો ભાવ;**
**જન્મ છેહલો હોય જેહને, તેહને મળે પ્રસ્તાવ. ૨**
**સંસારરૂપી મોહનિશાને, નિવૃત્તાવા કાજ;**
**દિનમણિ છે અખેગીતા, પામે સદા સદોદિત રાજ. ૩**
**એમાં જ્ઞાન ભક્તિ વૈરાગ્ય છે, માંહે માંચા નિરીક્ષણ દૃષ્ટિ;**
**જીવન્મુક્ત ને મહામુક્તના, ચેહેન ને વળી પુષ્ટિ. ૪**
**પદ દશ ને ચાલીસ કડવાં, છે પરમપદની વાટ;**
**સંસારસાગર ઉપરે, એ સેતુ બાંધ્યો ઘાટ. ૫**
**એણે ઘાટે જે આવી ચડશે, તે સુખે પામશે પાર;**
**ન બૂડે તે બિરદ બાંધી, કહે અખો નિરધાર. ૬**
**બારે ઊણાં પાંચસે છે, અખેગીતાનાં ચરણ;**
**ચરણે ચરણે આત્મવિદ્યા, અશરણકેરું શરણ. ૭**

---

તરવી મુશ્કેલ. તારકનાવ=તારનારી હોડી. યોગક્ષેમ=ન મળેલી વસ્તુ મળવી અને મળેલી સચવાવી. દેહધારી=દેહને ધારણ કરનારા. મુદા=આનંદ. નિષ્કારણ=બ્રહ્મ.

કડવું ૪૦ મું : સદ્ય=તરત. પ્રસ્તાવ=પ્રસંગ. મોહનિશાને=મોહરૂપી રાત્રિને. નિવૃત્તાવા=દૂર કરવા. ચેહેન=ચિહ્ન. પુષ્ટિ=પરમાત્મા.

નાથ નિરંજન ગ્રંથકરતા, અખો તે નિમિત્તમાત્ર;
જેમ વાજું દીસે વાંજતું, પણ વજાડે ગુણપાત્ર. ૮
જે પૂરણબ્રહ્મ પૂરી રહ્યો છે, ઘટઘટ બોલણહાર;
તેણે આપે આપનું વરણન કીધું, સ્વસ્વરૂપ નિરધાર. ૯
સંવત સતર પચલોતરે, શુકલપક્ષ ચૈત્રમાસ;
સોમવાર રામનવમી, પૂરણ ગ્રંથપ્રકાશ. ૧૦
કહે અખો નિરંજનગીતા, સ્વસ્વરૂપ નિજ સંતને;
અખાને શિર નિમિત્ત દેવું, ઇચ્છા હુતી અનંતને. ૧૧

## પદ ૧૦ મું—પરમાનંદનું વર્ણન

### રાગ ધવલધન્યાશ્રી

અભિનવો આનંદ આજ, અગોચર ગોચર હવો એ;
પરપંચપાર મહારાજ, તે પૂરણબ્રહ્મ હું સ્તવું એ. ૧
હરિહર અજ ભુવનેશ, તેતણો ઈશ અજાપતિ એ;
તે જાણો અંગ ઈશ, જેહને ગાય નિત્ય શ્રુતિ એ. ૨
સ્વે ચૈતન્ય ઘનરાય, શૂન્યમાં સોહામણો એ;
તે નાવે વાણીમાંહે, તે નહિ વિરાટને વામણો એ. ૩
તે જાએ ન આવે ક્યાંહી, સ્થિર પૂરણ અવિનાશ છે એ;
લિંગ ભગ તેમાં નહિ, જેવડે આકાશ છે એ. ૪
એ જાણે ગયો જંજાલ, યથારથ જેમ તેમ થયું એ;
જીહાં કર્મ ન લાગે કાલ, સભર ભરાઈ તે રહ્યું એ. ૫

---

સેતુ=પુલ. ઊણા=ઓછા. અશરણ=શરણ વિનાનો. સત્તર પંચલોતરે=૧૭૦૫.

**પદ ૧૦ મું :** અભિનવો=તદ્દન નવો. અગોચર=ઇન્દ્રિયથી ન પમાય એવો; ન સમજાય એવો. ગોચર=સમજાય એવો. અજ=બ્રહ્મા.

તીહાં હવું મન લેલીન, જઈ ચૈતન્ય સભર ભર્યું એ;
નહિ કો દાતા દીન, તનમન સહજે સહજ થયું એ. ૬
પ્રકટ્યાં કોટિ કલ્યાણ, આપાપાર વિણસે રહ્યું એ;
સદા સદોદિત ભાણ, ઉદે અસ્ત આ કારણ ગયું એ. ૭
કહે અખો આનંદ, અનુભવીને લેહવા લણો એ;
એહવો પૂર્ણ પરમાનંદ, નિત્ય સરાઉં અતિ ઘણો એ. ૮

---

ભુવનેશ=ભુવનપતિ. અજાપતિ=માયાના પતિ. અંગ=હે પ્રિય! શૂન્ય=માયા ને માયાનાં કાર્યોના અભાવમાં. વિરાટ=અત્યંત મોટો. વામણો=વામ જેટલો ટૂંકો. ભગ=સ્ત્રીની યોનિ. લેલીન=લયલીન; તદ્રૂપ. વિણસે=વણસતાં, નાશ પામતાં. સરાઉં=સ્તુતિ કરું.

## પ્રણવ—આદ્યબીજ—નો કોઠો

| | માત્રાનો આંક | માત્રાનું રૂપ | શક્તિ | લખાતા ૐકારના ખંડ | વાચ્યલોક | વાચ્યદેવતા | તત્ત્વવિભાગ |
|---|---|---|---|---|---|---|---|
| વ્યક્ત પ્રણવ અથવા નાદાંત પ્રણવ | ૧ | **अकार** | રજઃપ્રધાન સર્જનશક્તિ | (તાર) | ભૂલોક | બ્રહ્મા | પ્રકૃતિ શક્તિવાળા દેવો ચોવીસ પરિણામોને પ્રકટ કરે છે. પ્રકૃતિ શક્તિ સાથે પચીસ તત્ત્વો |
| | ૨ | **उकार** | સત્યપ્રધાન પાલકશક્તિ | (દંડ) | ભુવર્લોક | વિષ્ણુ | |
| | ૩ | **मकार** | તમઃપ્રધાન સંહારશક્તિ | (કુંડલ) | સ્વર્લોક | રુદ્ર | |
| સમસ્ત પ્રણવ અથવા બિંદ્વન્તપ્રણવ | ૪ | નાદ અથવા અર્ધમાત્રા | | (અર્ધચંદ્ર) | મહર્લોક | શક્તિ (માયા) | માયા શબ્દાતીત પરમેશ્વર |
| | ૫ | બિંદુ | (અપર બિંદુ) | (ચંદ્ર) | જનલોક | ઇશાન અથવા ઈશ્વર | |
| | ૬ | શક્તિ | (ચિન્મયી) | (લખેલું નહિ પણ અનુરણન-રૂપ ઉચ્ચાર કરનારને સમજાય છે.) | તપોલોક | સદાશિવ | |
| | ૭ | શાંત | (પરબિંદુ) | (પ્રણવનું અનુરણન મૂર્ધામાં અથવા સહસ્રારમાં શમી જાય તે સ્થિતિ. | સત્યલોક | શુદ્ધશિવ, ચિન્મયી | શક્તિવાળો છવીસમો પરમાત્મા. |

છેલ્લી અરધી સદીમાં મહા-ગુજરાતે **મહર્ષિ દયાનંદ સર-સ્વતી, મહાત્મા ગાંધીજી** અને **ભિક્ષુ અખંડાનંદ**, એ ત્રણ મહાપુરુષો આપ્યા છે.

એ ત્રણે મહાપુરુષોએ જન-તાના હિતનો મહાન સિદ્ધાંત વિચાર્યો, જાહેર કર્યો ને પોતાના જ જીવન દ્વારા અનેક મુશ્કેલી-ઓનો સામનો કરીને ક્રિયાત્મક પ્રદેશમાં એ સિદ્ધાંતને સફળ કર્યો.

સંત અને કર્મયોગી એવા **ભિક્ષુ અખંડાનંદે** જનસે-વાનો ઉચ્ચ પ્રકાર દેખાડ્યો છે.

તેમણે અજ્ઞાનરૂપી અંધાપો દૂર કરવા માટે પુસ્તકોદ્વારા ઉત્તમ વાચનરૂપી રસાયણ લાખો ગુજ-રાતીઓને પૂરું પાડયું છે.

તેમણે ઋષિમુનિઓની વાણી અને વિદ્વાન લેખકોના વિચારોનો પ્રચાર કરી જનતાને નવું જીવન આપ્યું છે. તેમણે સાહિત્યના મહાન ક્ષેત્રમાંથી ત્રણસો જેટલાં ઉત્તમ પુસ્તકો ચૂંટીને, સર્વાંગે શુદ્ધ કરીને, સરળ અને સહેલાઇથી વાંચી શકાય તેવા મોટા અક્ષરોમાં છપાવ્યાં અને તેની લાખો પ્રતો ગરીબમાં ગરીબ માણસને પોસાય એવી સસ્તી કિંમતે ગુજરાતના ઘરેઘરમાં પહોંચાડી છે.

આ અગ્રગણ્ય સંતપુરુષે '**कथयन्तो मां नित्यं**' એ ગીતાસૂત્ર પ્રમાણે, છેક છેવટની ઘડી સુધી ગુજરાતના જીવનમાં અનેક શુભ સંસ્કારો રેડ્યા છે.

તે શ્રેષ્ઠ કાર્ય તેમના બાદ ચાલુ રહે તેની વ્યવસ્થા પણ તેમણે કરી છે.

જ્ઞાનનું દાન એ સાચી [illegible] છે અને એ પ્રદેશમાં પહેલી પંક્તિએ બેસનાર દાતા **ભિક્ષુ અખંડાનંદનું** સ્થાન ગુજરાતના ગૌરવમાં–હિન્દના રાષ્ટ્રજીવનમાં અપ્રતિમ રહેશે.